મૂલ્ય : ૧૫/- રૂપિયા

જાન્યુઆરી-૧૯૮૩

મુદ્રક : પૂજા પ્રિન્ટર્સ એન્ડ ટ્રેડર્સ,
મહેંદી કૂવા, શાહપુર, અમદાવાદ-૩૮૦૦૦૧.
પ્રકાશક : શ્રી વિશ્વકલ્યાણ પ્રકાશન ટ્રસ્ટ, મોજાપીર રોડ, મહેસાણા.
વિ. સં. ૨૦૩૯. કાર્તિક, ચોથી આવૃત્તિ, પ્રત : ૨૦૦૦.

JAIN RAMAYAN : Part-2. By : Shree Priyadarshan

* આધારગ્રંથ *

## ત્રિષષ્ટિશલાકાપુરુષ-ચરિત્ર

* મૂળ ગ્રન્થકાર *

કલિકાલસર્વજ્ઞ આચાર્યદેવ હેમચન્દ્રસૂરીશ્વરજી

* લેખક *

ન્યાયવિશારદ પૂજ્ય આચાર્યદેવશ્રી
વિજયભુવનભાનુસૂરીશ્વરજી મહારાજાના શિષ્યરત્ન
પૂ. પંન્યાસ શ્રી ભદ્રગુપ્તવિજયજી ગણિવર
'પ્રિયદર્શન'

# આટલું વાંચી લો....

વાલ્મીકિ રામાયણ અને તુલસી-રામાયણોમાં જે ઘણી વાતો નથી વાંચવા મળતી તેવી અનેક સત્ય અને વાસ્તવિક વાતો 'ત્રિષષ્ટિશલાકાપુરુષ-ચરિત્ર' નામના પ્રાચીન ગ્રંથમાં વાંચવા મળે છે.

રાવણના જન્મથી માંડીને યૌવનકાળ-પર્યંતની અનેક અજાણી વાતો, રાક્ષસદ્વીપની અને વાનરદ્વીપની રોમાંચક ઘટનાઓ, હનુમાનજનની અંજનાસુંદરીનું ભાવપૂર્ણ ચરિત્ર.... આ બધું કે જે અન્ય રામાયણોમાં અપ્રાપ્ય છે તે જૈન રામાયણના ગ્રંથોમાં જાણવા મળે છે.

શ્રી રામના પૂર્વજોનો ઇતિહાસ, મહારાજા દશરથનો મગધવિજય અને વનવાસની અનેક ઘટનાઓ....બીજી રામાયણોમાં ક્યાં વાંચવા મળે છે ? રામાયણનાં અનેક પાત્રોના પૂર્વજન્મોની કહાનીઓ....જે કેવળજ્ઞાનીઓના મુખે જૈન રામાયણમાં સાંભળવા મળે છે, તે અન્ય રામાયણોમાં ક્યાં સાંભળવા મળે છે ?

રામાયણનાં વિવિધ પાત્રો અને ભવ્ય આદર્શો માનવ-જીવનનાં તમામ ક્ષેત્રોને સ્પર્શે છે. મનુષ્ય પોતાના જીવનને ઉન્નત, ભવ્ય અને નિર્મળ બનાવવાના સંકલ્પથી જો રામાયણનું અધ્યયન કરે તો એને રામાયણ બધું જ પૂરું પાડી શકે એમ છે. શૌર્ય, ધૈર્ય, ત્યાગ, તપશ્ચર્યા, કર્તવ્યપાલન, શીલરક્ષા, સદાચાર ઇત્યાદિ માનવોચિત અનેક સદ્ગુણોને મેળવવા, રક્ષવા અને વૃદ્ધિંગત કરવા માટે રામાયણનો ગ્રંથ અદ્ભુત આલંબન બની શકે છે.

આજના આધુનિક માનવીને તત્ત્વગ્રંથો, ઉપદેશગ્રંથો કે વિજ્ઞાનગ્રંથો કરતાં વધુ કથાગ્રંથો વાંચવા ગમે છે !

વૃદ્ધ-યુવાન કે બાલ....સહુને કથાઓ વાંચવી ગમે છે. જેવી કથા તેવા ભાવ વાચકના મનમાં પ્રગટે છે, તેવા વિચારો પ્રગટે છે અને દૃઢ થાય છે. અધમ પાપવૃત્તિઓને ઉત્તેજનારી કોરી કલ્પનાઓ પર આધારિત અને માનવ-જીવનનાં મૂલ્યોનો નાશ કરનારી હજારો કથાઓ છપાઈને લાખો પુસ્તકોમાં પ્રકાશિત થાય છે. ઘરઘરમાં એ પુસ્તકો પહોંચી રહ્યાં છે ને રસપૂર્વક વંચાઈ રહ્યાં છે. એના દુષ્પ્રભાવો આજે વિલાસ, સ્વચ્છંદતા, ઉદ્ધતાઈ, દુરાચાર-વ્યભિચાર, અનીતિ-અન્યાય, હિંસા, માયા, કપટ વગેરે રૂપે વ્યક્તિના જીવનમાં, સામાજિક જીવનમાં અને રાષ્ટ્રીય જીવનમાં પ્રત્યક્ષ જોવા મળે છે.

રામાયણની કથા એવી એક મહાકથા છે કે જેને વાંચનારા મનુષ્ય પર એના સુંદર પ્રભાવો પડ્યા વિના ન રહે. ત્યાગ-વૈરાગ્ય, શીલ-સદાચાર, ન્યાય-નીતિ, અહિંસા-સત્ય-અચૌર્ય-બ્રહ્મચર્ય ઇત્યાદિ ગુણોની છાયા પડ્યા વિના ન રહે.

કોઈ ઉપદેશ વિના, સીધી જ સળંગ કથા લખી છે....જે કંઈ સંબોધવું છે એ પાત્રો જ સંબોધે છે! એ પાત્રોને જે કહેવું છે તે કહેવા દીધું છે! વાંચકોની રસ-વૃત્તિ અંત સુધી જીવંત રહે અને તે તે પ્રસંગ તથા તે તે ઘટનાની વાચક મૂલવણી કરી શકે, એ રીતે લખવાનો પ્રયત્ન કર્યો છે. આવી આ મહાકથાના વાંચનથી સહુ જીવોને સન્મતિ પ્રાપ્ત થાઓ, મોક્ષમાર્ગ પ્રાપ્ત થાઓ, એવી મંગલ અભિલાષા સાથે વિરમું છું.

ભૂજ —પ્રિયદર્શન

૨૭-૮-૮૦

# પ્રકાશકીય

"જૈન રામાયણ"ના ત્રણ ભાગોનું પુનર્મુદ્રણ થઈ રહ્યું છે. ચોથી આવૃત્તિ પ્રકાશિત થઈ રહી છે. ત્રીજો ભાગ પણ પ્રેસમાં પહોંચી ગયો છે.

શ્રી વિશ્વકલ્યાણ પ્રકાશન ટ્રસ્ટનું સાહિત્ય દિનપ્રતિદિન ખૂબ પ્રચાર પામી રહ્યું છે, લોકો રસપૂર્વક આ સાહિત્ય વાંચી રહ્યા છે, એ જાણીને અમે ખૂબ આનંદ અનુભવીએ છીએ.

દિનપ્રતિદિન કાગળના અને પ્રિન્ટિંગના ભાવો વધતા જાય છે. ભાવો વધવાની સાથે પુસ્તકના મૂલ્યમાં પણ વધારો કરવો પડે છે... છતાં ટ્રસ્ટ દર વર્ષે ખોટ સહન કરે છે. ટ્રસ્ટના શુભેચ્છકો એ ખોટને પૂરી કરવા પ્રયત્ન કરે છે.

"જૈન રામાયણ"નું વાંચન ઘરેઘરમાં થાય અને સહુકોઇને એમાંથી પવિત્ર, ઉદાત્ત ભાવનાઓ મળે, એવી અમારી શુભકામના છે. આ ત્રણ ભાગો એવી રસમય શૈલીમાં લખાયેલા છે કે એ વાંચવા શરૂ કર્યા પછી, પૂરા કરવા જ પડે !

હિન્દી ભાષામાં પણ આ ત્રણ ભાગોની ખૂબ માંગ છે. આર્થિક અનકૂળતા થતાં અમે હિન્દી ભાષામાં પણ આ ત્રણ ભાગ પ્રકાશિત કરવા ઇચ્છીએ છીએ.

સહુ સહૃદયી વાચકોને અમારી નમ્ર વિનંતી છે કે આપ આ રામાયણ વાંચીને આપના મિત્રોને, સ્નેહી-સ્વજનોને વાંચવા આપજો. વિશ્વકલ્યાણ પ્રકાશન ટ્રસ્ટનું સાહિત્ય તમે વસાવો, વાંચો અને વંચાવો. અંતે આ પ્રકાશનકાર્યમાં અમારી કોઈ ત્રુટી દેખાય તો ક્ષમા કરશો.

૧૫-૧-૮૩ — જયકુમાર બી. પરીખ

મહેસાણા. — મેનેજિંગ ટ્રસ્ટી : વિ. ક. પ્ર. ટ્રસ્ટ

## : શ્રી વિશ્વકલ્યાણ પ્રકાશન ટ્રસ્ટનું સાહિત્ય :

- o જૈન રામાયણ ભાગ : ૧-૨-૩
- o જ્ઞાનસાર
- o પ્રશમરતિ ભાગ-૧-૨
- o પાંપણે બાંધ્યું પાણિયારું
- o મને તારી યાદ સતાવે
- o રાગ-વિરાગના ખેલ.
- o પ્રીત કિયે દુઃખ હોય
- o જીવનને જીવી તું જાણ!
- o શ્રદ્ધાની સરગમ
- o ભવના ફેરા
- o જીવનવૈભવ
- o જય શંખેશ્વર
- o હું કોણ?
- o આત્મમંગલ
- o જીવનધર્મ
- o વાર્તા સંપુટ [૬ પુસ્તિકા]
- o તારા દુઃખને ખંખેરી નાંખ!
- o તારા સુખને વિખેરી નાંખ!
- o હું જ ખોવાઈ ગયો છું!
- o વિચારપંખી

વગેરે...

# અનુક્રમ



## વર મુનિવર બને છે!

શ્રીરામની અયોધ્યાનો આ સુવર્ણ–ઇતિહાસ છે.

ત્યારે અયોધ્યા સુશીલા, સુગુણા, સુજલા અને સુફલા હતી.

ત્યારના રાજાઓ શીલના પક્ષપાતી અને શીલવાનોના કદરદાન હતા. ત્યારે પ્રજા સદાચારોમાં જ જીવનની સફળતા માનનારી અને સદાચારોની ખાતર પ્રાણોને ત્યજનારી હતી.

વિજયરાજા પણ એવા અને એમની પ્રજા પણ એવી! માત્ર પાંચ ઇન્દ્રિયોના વિષયોમાં રાચનારા કીડાઓ તે ન હતા...પરંતુ પરમાત્મા ઋષભદેવથી ચાલી આવતી અને ભગવાન મુનિસુવ્રતે પુનઃ સ્થાપિત કરેલી આધ્યાત્મિક સંસ્કૃતિના માનસરોવરમાં મહાલનારા રાજહંસ હતા.

મહારાજા વિજયને બે પુત્રો હતા. વજ્રબાહુ મોટો પુત્ર હતો અને પુરંદર નાનો પુત્ર હતો. માતા હિમચૂલાએ પોતાના બંને પુત્રોમાં દિવ્યદૃષ્ટિથી ડોકિયું કર્યું. સ્થૂલ-

દેહની ભીતરમાં રહેલા આત્માઓને જોયા. અનંતકાળથી ચાલી આવતી અવનતિ ને ઉન્નતિનો રોમાંચક ક્રમ જોયો. ...હિમચૂલાએ બંને પુત્રોને પારણામાંથી પરમાત્માના પ્રેમી બનાવ્યા....પરમાત્મ-પંથના અભિલાષી બનાવ્યા. તેણે ઐહિક પ્રલોભનોથી ભરેલાં હાલરડાં ન ગયાં...તેણે તો જ્ઞાનદૃષ્ટિનું ઉદ્ઘાટન કરી આપે...મોહની નિદ્રામાંથી જગાડી દે...એવાં સુન્દર હાલરડાં ગાયાં.

**અનંતકાળથી ભવમાં ભમતો...માયામાં લપટાયો,**
**અનંતજ્ઞાનનો માલિક આતમ! અજ્ઞાને ભરમાયો.**

**શુદ્ધ-બુદ્ધ તું નિરંજન છો! રાગરહિત છો વીરા!**
**આ જગની કૂડી માયા...તેમાં રહેજો ધીરા!**

**દેહરહિત ને નામરહિત તું...દેહ...નામ માયાના,**
**કીર્તિને અપકીર્તિ નહિ તારાં, કામ સહુ માયાનાં.**

**સ્વાર્થ ભરેલા સહુ સંબંધો, તેમાં નહિ મુંઝાશો,**
**એક પ્રભુ પરમાતમ સાથે પુત્ર! તલ્લીન થાશો...!**

પારણિયામાંથી જે બાલુડાંઓને આવું શિક્ષણ મળે, તેમનો અંતરાત્મા વૈરાગી બને તેમાં શી નવાઈ! વજ્રબાહુ જેમ જેમ મોટો થયો તેમ તેમ તેણે અનેક કળાઓ હસ્તગત કરી. પરંતુ તેનું ચિત્ત તો આત્માની વીતરાગ અવસ્થાને પ્રાપ્ત કરવા તરફ તલસતું હતું.

વર્ષોને વીતતાં કેટલી વાર ! વજ્રબાહુ યૌવનમાં પ્રવેશ્યો. મકરધ્વજનું પણ અભિમાન ઓગાળી નાંખે તેવું તેનું રૂપસૌન્દર્ય ખીલી ઊઠ્યું... અનેક રાજકન્યાઓ વજ્રબાહુની સહચારિણી બનવા ઝંખવા લાગી. પિતા વિજયરાજ વજ્રબાહુનો વિવાહ કરવા માટે ઉત્સુક બન્યા. વિજયરાજને વજ્રબાહુ પર અતિરાગ હતો...વજ્રબાહુ તે જાણતો હતો. વિવાહ પ્રત્યે વજ્રબાહુ આતુર ન હતો...ભવના ભોગો તરફ તેનામાં સહજ ઉદાસીનતા પ્રગટેલી હતી.

ત્યાં વિજયરાજની સભામાં નાગપુરના રાજા ઇભવાહનના મહામંત્રી આવીને ઊભા. વિજયરાજે તેમને આવકાર્યા. પ્રણામ કરીને મહામંત્રીએ ઇભવાહનનો સંદેશ પેશ કર્યો.

'મહારાજા ! અમારા મહારાજાએ આપની પાસે એક માગણી કરવા માટે મને મોકલ્યો છે. આપ અમને નારાજ નહિ કરો તેવી શ્રદ્ધાથી અમે અહીં આવ્યા છીએ.'

'મંત્રીશ્વર, મહારાજા ઇભવાહનની માગણી મારાથી કેવી રીતે નકારાય ! પરંતુ તમે શાની માગણી કરવા આવ્યા છો, તે તો મને જણાવો.'

'આપશ્રી કદાચ જાણતા હશો કે દેવી ચૂડામણિની પુત્રી મનોરમા યૌવનવયમાં પ્રવેશેલી છે. રૂપ અને કળામાં તે પારંગત બની છે. દેવી ચૂડામણિએ સુસંસ્કારોથી મનોરમાને શણગારી છે.

મહારાજા ઇભવાહનની ઇચ્છા છે કે આપના સુપુત્ર

વજ્રબાહુકુમારની સાથે મનોરમાનું લગ્ન કરવું.' મહામંત્રીએ માગણી સ્પષ્ટ કરી. વિજયરાજા પ્રસન્ન થયા. એક દિવસ વિચાર–વિનિમય કરીને બીજે દિવસે પ્રત્યુત્તર આપવાનું કહી વિજયરાજે મહામંત્રીને અતિથિગૃહમાં રોકાવા કહ્યું.

વિજયરાજે પટ્ટરાણી હિમચૂલાને વાત કરી. જો કે હિમચૂલાના હૈયામાં પુત્રોને સંસારના ભોગમાર્ગે વાળવાની ભાવના ન હતી. પરંતુ પતિના અભિપ્રાયને તે જાણતી હતી. તેમાંય વજ્રબાહુ પ્રત્યેનો રાજાનો અનુરાગ કેવો તીવ્ર છે તે તેના ખ્યાલ બહાર ન હતું. એણે વિજયરાજને સંમતિ આપી.

વિજયરાજે નાગપુરના મહામંત્રીને બોલાવ્યા અને શુભ સમાચાર આપ્યા. મહામંત્રી ખુશ થઈ ગયા અને ટૂંક સમયમાં જ લગ્ન કરવાનું નક્કી કરી મહામંત્રી નાગપુર ઉપડી ગયા.

વજ્રબાહુને પોતાના વિવાહના સમાચાર મળ્યા. તેના હૈયામાં કોઈ આનંદની અનુભૂતિ ન થઈ. તેમ જ કોઈ ખેદ પણ ન થયો. સંસારના ભાવોને તે જ્ઞાનદૃષ્ટિથી નિહાળી રહ્યો હતો. લગ્નનો દિવસ નક્કી થયો. વિજયરાજે પોતાના આજ્ઞાંકિત રાજાઓને, મિત્ર રાજાઓને અને સ્નેહીસ્વજ-નોને આમંત્ર્યા. મહાન આડંબરપૂર્વક પુત્રનો લગ્નોત્સવ ઉજવવા તેણે ભારે તૈયારીઓ કરાવી.

રાજા ઇભવાહને પણ વિશાળ પરિવાર સાથે કુમારને નાગપુર મોકલવા માટે વિજયરાજને નિમંત્રણ પાઠવ્યું.

પચીસ મિત્ર રાજકુમારો અને સેંકડો સ્નેહી-સ્વજનોની સાથે, વજ્રબાહુ નાગપુર તરફ જવા નીકળ્યો. માતા હિમચૂલાએ વજ્રબાહુના લલાટમાં કંકુનું તિલક કર્યું; અને આશીર્વાદ આપ્યા.

અલ્પ દિવસોના પ્રવાસને અંતે જાન નાગપુરના પાદરમાં આવી પહોંચી. વજ્રબાહુને જોવા માટે નાગપુરનાં હજારો નરનારીઓ ઊમટી પડયાં. મનોરમાની સખીઓ તો વજ્રબાહુની નજીક આવીને ટસી-ટસીને જોવા લાગી અને અતિ હર્ષિત બની જઈ મનમાં ને મનમાં મનોરમાને ક્રોડક્રોડ ધન્યવાદ આપવા લાગી.

સખીઓએ મનોરમાની આગળ પેટ ભરીને વજ્ર-બાહુની પ્રશંસા કરવા માંડી. મનોરમાનું મનડું પણ નાચી ઉઠયું.

રાજા ઈભવાહને જાનનું ઠાઠમાઠથી સ્વાગત કર્યું અને ભવ્ય મહેલોમાં જાનને આવાસ આપ્યો. રાણી ચૂડામણિએ જમાઈને જોયો અને પ્રસન્ન બની ગઈ.

શુભ મુહૂર્તે લગ્ન લેવાયાં અને નાગપુરમાં અપૂર્વ હર્ષોલ્લાસ વ્યાપી ગયો...સહુને આનંદ હતો...પરંતુ વજ્રબાહુનું અંતર ઉદાસીન હતું ! તેના મુખ પર આનંદ હતો પરંતુ અંતરથી તે ન્યારો હતો

લગ્નોત્સવ પતી ગયો અને મનોરમાને લઈ જાને અયોધ્યા તરફ પ્રયાણ કર્યું. મનોરમાના ભાઇ ઉદયસુંદરે વજ્રબાહુના રથનું સારથિપણું સંભાળ્યું. બહેન તરફની

પ્રીતિથી તે પણ અયોધ્યા જવા માટે પ્રેરાયો.

આગળ પચીસ રાજકુમારોના રથ ચાલી રહ્યા હતા. તેની પાછળ વજ્રબાહુનો રથ ચાલતો હતો અને તેની પાછળ સેંકડો રાજપુરુષો અને સ્વજનોના રથ...અશ્વો વગેરે ચાલી રહ્યા હતા.

પ્રભાતનો સમય હતો. હવામાન ખુશનુમા હતું. એક બાજુ ગિરિમાળા અને બીજી બાજુ સરયૂનાં નીર...વચ્ચેથી જાન પસાર થઈ રહી હતી. ઉદયસુંદર અને વજ્રબાહુનો નિર્દોષ વર્તાવિનોદ ચાલી રહ્યો હતો. સાથેસાથે વજ્રબાહુની દૃષ્ટિ ગિરિમાળાનાં ઊંચાં શિખરો પર દોડી રહી હતી. કુદરતી સૌન્દર્યને નિરખી તે પ્રસન્ન થઈ રહ્યો હતો. તેણે ઉદયસુંદરને પૂછયું :

'કુમાર, તમે જાણો છો આ પર્વતનું નામ શું છે?'

'વસંતાદ્રિ.' ઉદયસુંદરે પર્વતનું નામ કહ્યું!

'ખરેખર, વસંત ઋતુ જ જાણે કાયમ અહીં વાસ કરતી હોય તેમ લાગે છે!' વજ્રબાહુએ વસંતાદ્રિના સૌન્દર્યને બિરદાવ્યું. ત્યાં એની દૃષ્ટિ એક નાના શિખર પર પડી...તે ચમકી ઊઠયો. તેણે ઝીણી દૃષ્ટિથી જોવા માંડયું. એક મહામુનિને ધ્યાનસ્થદશામાં ઊભેલા જોયા!

બાલરવિનાં મૃદુ કિરણો મુનિવરના મુખ પર ક્રીડા કરી રહ્યાં હતાં...મુનિવરનું મુખ તેજથી ઝળહળી રહ્યું હતું. જાણે શિવપુરનો માર્ગ જોતા ઊભા હોય તેમ તેમનો તપસ્વી દેહ શિખર પર શોભી રહ્યો હતો.

મેઘને જોઇને જેમ મયૂર નાચી ઊઠે !

પદ્મને જોઇને જેમ ભ્રમર ગુંજાવર કરી ઊઠે ! કુમાર વજ્રબાહુ, મુનિવરને જોઇને થનગની ઊઠચો. મુનિવરનાં ચરણોમાં વંદન કરી આત્માને અપૂર્વ આનંદથી ભરી દેવાના તેને કોડ જાગ્યા.

'રથ થંભાવો...' કુમારે આજ્ઞા કરી.

'કેમ અચાનક ?' અશ્વોની લગામ ખેંચી, ઉદયસુંદરે પૂછયું.

'અરે, જુઓ તો ખરા ! સદ્ભાગ્યની બલિહારી... આવા અરણ્યમાં મહામુનિનાં દર્શન થયાં !'

'કયાં છે ?' ચારેકોર નજર કરતાં ઉદયસુંદરે કહ્યું.

'જુઓ, વસંતાદ્રિના પેલા પશ્ચિમ તરફના શિખર પર...' કુમારે ઉદયસુંદરનો હાથ પકડી, લાંબો હાથ કરીને મુનિવરને બતાવ્યા. ઉદયસુંદરે મુનિને જોયા...એણે વજ્રબાહુને કહ્યું :

'સાચી વાત છે તમારી.'

'કેવા લાગે છે ! જાણે કલ્પવૃક્ષ ! નહિ ?' વજ્રબાહુ એકીટસે મુનિવરને જોઈ રહ્યો હતો. તેની આંખોમાં હર્ષ સમાતો ન હતો તેટલો હર્ષ મનોરમાની સાથે પાણિગ્રહણમાં નહોતો અનુભવ્યો ! તેનાથી કંઈ ગણો હર્ષ મુનિદર્શનમાં અનુભવ્યો. ઉદયસુંદર તો વજ્રબાહુને જોઈ હસી પડચો.

'કેમ, આટલા બધા આનંદમાં ? એક મુનિને જોઈ

આટલો બધો હર્ષ ?'

'કેમ હર્ષ ન થાય? કેમ આનંદ ન ઊભરાય? એ મહાત્માએ ખરેખર પોતાના આત્માને ઉન્નતિની ટોચે પહોંચાડચો છે...આ મનુષ્યજીવનના મહાન કર્તવ્યને અદા કર્યું છે!'

'સાધુ થઈ જવું એ જ શું મનુષ્યજીવનનું મહાન કર્તવ્ય છે?'

'જરૂર!'

'તો શું! તમારો પણ એ જ વિચાર છે?' ઉદય-સુંદર બનેવીની વાતને હાસ્યરસમાં ઝબોળી રહ્યો હતો.

'કેમ નહિ? મારી પણ આંતર-ઇચ્છા સાધુ-જીવનની જ છે!' વજ્રબાહુએ ગંભીરતાથી પ્રત્યુત્તર આપ્યો.

'તો પછી...આટલી મોટી જાન લઈને શા માટે પધાર્યા હતા?'

'પિતાજીના અનુરોધથી.'

'તો હવે તમને કોણ રોકે છે? શુભ કાર્યમાં વિલંબ ન કરવો! તમારા શુભ કાર્યમાં હું પણ સહાયક બનીશ!' ઉદયસુંદરે મજાક ઉડાવવા માંડી.

'ઉદયસુંદર, વિચાર કરીને બોલો છો ને?'

'હા, હા!'

'જો જો હોં, ક્ષત્રિયનું વચન મિથ્યા ન થાય...'

'જરૂર!'

વજ્રબાહુ રથમાંથી નીચે ઊતર્યો: જાણે માયાનગરીમાંથી બહાર નીકળ્યો ! તેની પાછળ મનોરમા પણ રથમાંથી નીચે ઊતરી. ઉદયસુંદર અને પચીસ રાજકુમારો પણ કુમારની પાછળ ચાલ્યા... કોઇ વજ્રબાહુના વૈરાગી આત્માને ઓળખી શક્યું ન હતું. મનોરમા પણ ઉદયસુંદર અને વજ્રબાહુના વાર્તાલાપને કેવળ એક વાર્તા–વિનોદ માની રહી હતી.

એક રૂપસુંદરીને પરણીને પાછો ફરતો નવયુવાન રાજપુત્ર...એકાએક સાધુ બની જાય...તેની કલ્પના પણ કોને આવી શકે ? બલકે આવા રંગરાગના મસ્તીભર્યા પ્રસંગે સાધુતાની વાત પણ કોઈ કરે તો હાસ્યાસ્પદ લાગે.

**જગત જીવની બાહ્ય ક્રિયાઓ જોઇને જ જીવ માટે ઊંચીનીચી કલ્પના કરતું હોય છે, જ્યારે જીવની ક્રિયા કરતાં આંતરભાવ જુદા હોઇ શકે છે. પરન્તુ તે આંતરભાવોને ચર્મચક્ષુથી જોઇ શકાતા નથી. એ જોવા માટે દિવ્યચક્ષુ જોઇએ. વજ્રબાહુ લગ્ન કરીને પાછો ફરી રહેલો છે...જગત માટે આ પ્રસંગ રાગની મહેફિલનો કહેવાય. લગ્ન કરનાર રાગી જ હોય, જગત એમ માનતું હોય છે...ઉદયસુંદરે પણ એમ માની લીધું. પરન્તુ વજ્રબાહુએ એની માન્યતાઓને ખોટી ઠરાવી.**

વજ્રબાહુએ વસંતાદ્રિ તરફ પગલાં માંડ્યાં. એની મુખમુદ્રા પર વૈરાગ્યની રેખાઓ અંકિત થઇ. તેની ચાલમાં ત્યાગના ભણકારા સંભળાવા લાગ્યા. ઉદયસુંદરના હૈયામાં

ચિંતા જાગવા માંડી. 'શું વજ્રબાહુ સાચેસાચ તો સાધુ નહિ બની જાય?' તેણે મનોરમાની સામે જોયું. મનોરમાના મુખ પર ચિંતાની રેખાઓ ઉપસી આવી હતી. તેણે રોપભરી આંખે ઉદયસુન્દરની સામે જોયું. તુરત જ તે વજ્રબાહુની આગળ જઈ ઊભો.

'કેમ?' વજ્રબાહુએ ઊભા રહી પૂછ્યું.

'મારા વિનોદને ગંભીર સ્વરૂપ ન આપવા વિનંતિ છે.'

'મેં તમારા શબ્દોને વિનોદ માન્યો જ નથી!' વજ્રબાહુએ કંઈક હસીને કહ્યું.

'મેં જે જે કહ્યું છે. તે કેવળ વાર્તાવિનોદમાં જ કહ્યું છે...'

'તમે ભલે વિનોદમાં કહ્યું...પરન્તુ તમારા શબ્દો મારા માટે પ્રેરણારૂપ બન્યા છે.'

'ના. મેં તમને પ્રેરણા આપવા કહ્યું જ નથી...તમારે દીક્ષાનો વિચાર જ કરવાનો નથી...' ઉદયસુંદરના મુખ પર ગ્લાનિ છવાઈ ગઈ.

'કેમ નહિ? આ માનવજીવનમાં ત્યાગનો વિચાર ન કરાય. તો ક્યા જીવનમાં કરવાનો?'

'મહારાજકુમાર. શું આ વય ત્યાગની છે? ત્યાગની વયે ત્યાગનો વિચાર કરજો ગમશું નહિ.' ઉદયસુંદરે વજ્રબાહુનો હાથ પોતાના બે હાથમાં દબાવ્યો.

વજ્રબાહુએ કહ્યું: 'ઉદયસુંદર ! ચારિત્ર માટે યૌવનનો કાળ જ સુયોગ્ય છે. આના જેવો બીજો કોઈ કાળ નથી. ઉદયસુંદર, ત્યાગમાર્ગની ઉપાસના માટે મારા આત્મ-કલ્યાણમાં તમે સહાયક બનો.'

'કૃપા કરો, આ પ્રસંગ ત્યાગનો નથી. અમને તો હજું તમારી પાસે ઘણી ઘણી આશાઓ છે...મનોરથો છે...'

**'કુમાર, સંસારની કઈ આશાઓ પૂર્ણ થઈ છે? કયા મનોરથો પૂર્ણ થયા છે? રણમાં દેખાતા મૃગજળની પાછળ હરણિયો જેમ ભટકી ભટકીને પ્રાણ ગુમાવે છે તેમ સંસારનાં સુખો પાછળ દોડતો જીવાત્મા પોતાનું પુણ્યધન ગુમાવે છે અને અંતે મોતના શરણે થઈ જાય છે.'** વજ્રબાહુના મુખમાંથી વૈરાગ્યનું ઝરણું વહી રહ્યું. પચીસે રાજકુમારો વજ્રબાહુનાં વચનો સાંભળીને દિંગ થઈ ગયા. રાગના મહેલમાં ત્યાગનું સંગીત બજી રહેલું જોઈ રાજકુમારો આશ્ચર્યમાં પડી ગયા.

'તમારી વાત સાચી હોવા છતાં, આ પ્રસંગે તે ઉચિત નથી; મારી તમને પ્રાર્થના છે કે હાલ આ વાત છોડી દો.'

'ઉદયસુંદર, તમે તમારું વચન ભૂલી ગયા ?'

'વાર્તાવિનોદમાં વચનો પકડી ન રખાય. એનું ઉલ્લંઘન દોષરૂપ નથી ગણાતું. લગ્નમાં ગવાતાં ગીતોને સત્ય ન સમજી લેવાય.'

'ઉદયસુંદર, તમે માત્ર વર્તમાનનો વિચાર ન કરો,

પરલોકનો વિચાર કરો. તમારાં વચનો તો નિમિત્ત બની ગયાં છે. બાકી મારા હૃદયમાં વૈરાગ્યની ભાવના બાલ્યકાળથી રહેલી છે. મને સંસારનાં સુખોમાં રસ નથી.'

ઉદયસુંદર મૌન રહ્યો પરન્તુ ત્યાં ઇન્દ્રપ્રસ્થનો યુવરાજ શ્વેતકીર્તિ, કે જે વજ્રબાહુનો ખાસ મિત્ર હતો, તે આગળ આવ્યો અને વજ્રબાહુને દીક્ષા ન લેવા માટે સમજાવવા પ્રયત્ન કર્યો.

'શ્વેતકીર્તિ, તું એ વિચાર કે, હું કયા માર્ગે જવા ચાહું છું. હું જે માર્ગે જવા ચાહું છું, એ જ માર્ગ તમારા સહુ માટે શ્રેયસ્કર છે. આત્માનું અનંત સુખ એ જ માર્ગે મળી શકે એમ છે. બાકી રંગ–રાગ અને ભોગમાં કદીય જીવને તૃપ્તિ થવાની નથી, એના માટે તારા જેવાએ આગ્રહ કરવાનો ન હોય.'

'વજ્રબાહુ, પારમાર્થિક દૃષ્ટિએ તારી વાત હું સ્વીકારું છું. પરંતુ હાલના પ્રસંગે તારે તારા વિચારોને અમલમાં ન મૂકવા જોઈએ. અમારી ખાતર પણ નહીં, મનોરમાની ખાતર પણ તારે વિચારવું જોઈએ. તારી પાછળ એની શું સ્થિતિ? એના કલ્યાણનો વિચાર કરવાની પણ હવે તારી જવાબદારી છે' શ્વેતકીર્તિએ મધુર શબ્દોમાં પોતાના વિચારો વ્યક્ત કર્યા.

'બરાબર. મનોરમાનું હિત ન ઘવાય, એ માટે વિચારવું જ જોઈએ. પરંતુ હું માનું છું કે એ એવા

ઉત્તમ કુળમાં સંસ્કારો પામેલી છે કે મારા માર્ગમાં તે મને સહાયક થશે.'

'જો એના હૈયામાં પણ વૈરાગ્ય જ હોત તો એ લગ્ન ન કરત. સંસારનાં સુખોના કોડ લઇને તે તને વરી છે, તું એનો આમ ત્યાગ કરીને એને દગો દઇ રહ્યો છે, એમ મને લાગે છે.' શ્વેતકીર્તિએ ભારપૂર્વક રજૂઆત કરી.

'મિત્ર, હું માનું છું કે, આ માર્ગે જવામાં હું કોઇને દગો નથી દઈ રહ્યો. હા, હું એનો ત્યાગ કરીને બીજી કોઇ રાજકુમારીને ગ્રહણ કરું તો હજુ દગો કહેવાય, પરંતુ વૈરાગ્યના માર્ગે જવામાં તો એને આ માનવજીવનના સર્વોત્તમ કર્તવ્યનું ભાન કરાવવામાં હું નિમિત બનું છું.'

મૌન પથરાયું. વજ્રબાહુ સિવાય સહુના મુખ પર ગાઢ નિરાશા અને ઉદ્વેગ ઉપસી આવ્યાં. લગ્ન મહોત્સવનો આનંદ લુપ્ત થઈ ગયો.

'શું સંસારમાં રહીને આત્માનું કલ્યાણ નથી થઇ શકતું ?' ઉદયસુંદરે પુનઃ પોતાની દલીલો શરૂ કરી.

'સંસારમાં રહીને ભરત મહારાજાએ કેવળજ્ઞાન મેળવ્યું નથી ?' શ્વેતકીર્તિએ ઉદયની વાતને દૃષ્ટાંતથી પુષ્ટ કરી.

'તમે કેવળ મારા પ્રત્યેના રાગથી પ્રેરાઇને જ વાત કરી રહ્યા છો...પરંતુ તમે મને સંસારમાં રાખીને તમારા મનને રાજી રાખવા ચાહો છો...પરંતુ મારા હૃદયનો તમે હજુ વિચાર નથી કરતા. મારું હૃદય સંસારવાસ પ્રત્યે

રાગવિહીન બન્યું છે...ત્યારે મને સંસારમાં રાખીને શું મારા હૃદયને તમે પ્રસન્ન કરી શકશો ? મારો આત્મા જે ઝંખે છે, તે મેળવવામાં તમે સહાય કરો, તે તમારા પ્રેમભાવનું શું કર્તવ્ય નથી ?'

'આ શું તમે તમારા જ આત્માનું કલ્યાણ કરવા, સહુને તરછોડી...દુઃખી કરી ચાલ્યા જાઓ, તે સ્વાર્થ-ભાવના નથી ?' ઉદયસુંદરે કહ્યું.

'હું તો ચાહું છું કે હું એકલો જ શા માટે ચારિત્ર લઉં ? આપણે સહુ સાથે લઈએ અને આત્માનું કલ્યાણ કરીએ ! કોઈનેય દુઃખી કરવાની મારી ભાવના નથી...સહુ પરમ સુખી બને...આત્માનાં અનંત સુખો મેળવે એ હું ચાહું છું...'

'મને તો લાગે છે કે મારાં વિનોદનાં વચનોથી તમને ખોટું લાગ્યું છે, અને તમે આ આગ્રહ કરી રહ્યા છો... તમારો આ વૈરાગ્ય ક્ષણિક છે.' ઉદયસુંદરે નારાજ હૈયે કહ્યું.

'ઉદયસુંદર, તમારાં વચનોથી મને જરાય દુઃખ થયું નથી. મેં તમને પહેલાં પણ કહ્યું કે તમારાં વચનો તો માત્ર નિમિત્ત બન્યાં છે. બાકી મારા હૈયામાં વૈરાગ્ય તો બાલ્યકાળથી જ રહેલો છે...આજે તે ઉત્કટ બન્યો છે...અને ત્યાગના માર્ગે જવા માટે મને પ્રબળ વેગ આપી રહેલ છે.'

મનોરમા મૌનપણે પોતાના પતિના શબ્દો સાંભળી રહી હતી. વજ્રબાહુના શબ્દોમાં તેણે ખરેખરો તીવ્ર વૈરાગ્ય સાંભળ્યો. તેના ચિત્તમાં રાગ અને ત્યાગનું દ્વંદ્વ જામ્યું.

એક બાજુ સંસારના વૈષયિક સુખો તરફ ખેંચાણ થવા માંડ્યું. બીજી બાજુ પતિના ત્યાગમાર્ગે અનુસરવા માટે ખેંચાણ થવા માંડ્યું. આજ દિન સુધી રચેલો ભાવિ સુખ-ભોગનો મહેલ ભાંગીને ચૂરા થઈ જતો લાગ્યો...અને નવા જ કષ્ટભર્યા માર્ગે વળવાના અણસાર થવા લાગ્યા. તેનું યુવાન હૈયું ધબકવા લાગ્યું થોડીક જ ક્ષણોમાં નિર્ણય કરી લેવાનો હતો...અને એના પર જ એનું સમગ્ર ભાવિ નક્કી થવાનું હતું.

પુરંદરકુમાર મોટાભાઈના જીવનથી સુપરિચિત હતો. એ જાણતો હતો કે વજ્રબાહુ બાલ્યકાળથી જ વૈરાગી છે. એને ખ્યાલ હતો કે સંસારના જીવો જે વિષયસુખમાં આનંદ અનુભવે છે તે વિષયસુખથી વજ્રબાહુનું ચિત્ત વિરક્ત બનેલું છે. એને એ પણ ખ્યાલ હતો કે જ્યારે ત્યારે વજ્રબાહુ સંસારનો ત્યાગ કરી સાધુતાના માર્ગે ચાલી નીકળશે.

ઉદયસુંદર અને શ્વેતકીર્તિએ વજ્રબાહુની સામે ઘણી દલીલો કરી પરંતુ પુરંદર એક શબ્દ પણ ન બોલ્યો. જો કે ક્યારેય પુરંદરને વજ્રબાહુની સાથે ચર્ચામાં ઊતરવાનો પ્રસંગ ઉપસ્થિત થયો ન હતો. વજ્રબાહુના વિચારોને પુરંદર આદરપૂર્વક સમજતો હતો અને સ્વીકારતો હતો. પુરંદરને આજે ચોક્કસ લાગી ગયું કે 'મોટાભાઈ જરૂર આજે સંસારનો ત્યાગ કરી જશે...પોતાના પરમ શ્રદ્ધેય અને પરમ પ્રિય મોટાભાઈના વિરહની કલ્પનાએ એના

દિલને દુઃખી કરી મૂકયું. એની આંખમાં આંસુ ઊભરાયાં. કોઈ જોઈ ન જાય એ રીતે એણે આંખો લૂંછી નાંખી પરંતુ વજ્રબાહુની દૃષ્ટિએ પુરંદરની સ્થિતિને જોઈ લીધી.

'પુરંદર, પિતાજીને તું આશ્વાસન આપજે. તેઓના દિલને આઘાત જરૂર થશે, પરંતુ તેઓ જ્ઞાનદૃષ્ટિવાળા છે. તેઓના અંતરાત્માને પછી આનંદ થશે...જ્યારે માતાજી તો આપણને વૈરાગ્યનો બોધપાઠ આપનાર 'ગુરુ' છે... એમના દિલને તો અનહદ હર્ષ થશે...એ સાધ્વીહૃદયા માતાને મારી વંદના કહેજે...'

'મોટાભાઈ...' પુરંદર રુદનને ન રોકી શકયો. તે વજ્રબાહુના પગમાં ઢળી પડયો...કંઈ પણ બોલી ન શકયો. ...સિવાય રુદન...

'પુરંદર, તારે આમ ન કરવું જોઇએ, તારે પણ ભવિષ્યમાં આ જ માર્ગે આવવાનું છે. ભગવાન ઋષભદેવથી માંડીને આપણી એ પરંપરા ચાલી આવે છે! તારો માર્ગ કુશળ હો!'

પચીસે રાજકુમારોની આંખો ભીની થઈ ગઈ, ઉદયસુંદરની આંખમાંથી આંસુની ધારા વહેવા માંડી. મનોરમા હૈયાને દાબી રાખીને...આંખો બંધ કરીને...જીવનના રહસ્યને સમજવા પ્રયત્ન કરી રહી.

'ઉદયસુંદર, મને અનુજ્ઞા આપો. એટલું જ નહિ તમે સહુ પણ પરમાત્મા જિનેશ્વરના માર્ગે મારી સાથે ચાલો...આપણે સહુ આપણા આત્માને ઉજ્જવળ બનાવીને

એવા સિદ્ધસ્થાને પહોંચી જઈએ કે જ્યાં કદીય આપણો વિયોગ ન થાય ! અનંત–અનંત કાળપર્યંત સાથે જ રહીએ...સાથે જ અનંતસુખમાં મહાલીએ...'

સંસારનાં તુચ્છ...અલ્પકાળ ટકવાવાળાં...પરિણામે દારુણ...પરાધીન સુખોની ઇન્દ્રજાળમાં ફસાઈ ન જાઓ. આત્માને ભૂલી જગતની માયામાં અટવાઈ ન જાઓ...'

સહુ વજ્રબાહુની સાકરથીય મધુર વાણી સાંભળી રહ્યા, રાગની આગ બુઝાવા લાગી. ત્યાગની જ્યોત પ્રગટવા લાગી.

'આપણા અનંતકાળના ભૂતકાળને યાદ કરો...ભૂતકાળમાં શું નથી ભોગવ્યું ? શું નથી જોયું ? છતાં તૃપ્તિ નથી થઈ. ભોગની તૃપ્તિ કદીય નથી થતી. ત્યાગથી જ અંતરાત્માની ચરમતૃપ્તિ થાય છે...ત્યાગથી જ પરમ-સુખનો અનુભવ થાય છે...'

પચીસે રાજકુમારોનાં અને ઉદયસુંદરનાં ભાવુક હૈયાં પીગળી ગયાં. કેમ ન પીગળે ? વજ્રબાહુ પ્રત્યે સહુને અનુરાગ હતો...બહુમાન હતું. મનોરમા જેવી રૂપસુંદરીને પરણીને હજુ ઘેર નથી પહોંચ્યો ત્યાં જ એ જીવનના સર્વ-સ્વનો ત્યાગ કરી પરમાત્માના પરમ પંથે જવા ઉજમાળ બને...એના અપૂર્વ સત્ત્વશીલ આત્માનાં વિનમ્ર...વિવેકી અને વૈરાગ્ય ભરપૂર વચનો ભાવુક હૈયાં પર કામણ કરી જાય છે.

કુદરતનો આ કાનૂન છે: જેના પ્રત્યે આપણને આંતરપ્રીતિ હોય, બહુમાન હોય, એનાં વચનો આપણા પર ધારી અસર કરી જવાનાં...જેના પ્રત્યે આપણને અણગમો હોય, અપ્રીતિ હોય, એનાં ગમે તેવાં વચનો પણ આપણા પર ધારી અસર નહિ જ કરી શકે.

મનોરમા તો પોતાના પ્રાણપ્રિય પતિનાં વચનોમાં એકરસ બની ગઇ. એણે પોતાના ચિત્તમાં પતિના પંથે જ જવાનો દૃઢ સંકલ્પ કરી લીધો...અને તેને મસ્તકે અંજલિ જોડીને વજ્રબાહુને વિનંતી કરી.

'મને આપનું જ શરણ હો. જે આપનો માર્ગ તે જ મારો માર્ગ.'

બસ, જ્યાં મનોરમાએ પોતાનો નિશ્ચય જાહેર કર્યો ત્યાં ઉદયસુંદરે પણ પોતાનો નિર્ણય કરી લીધો અને વજ્રબાહુને પ્રણામ કરી કહ્યું :

'મને પણ આપનું જ શરણ હો. હું આપની સાથે જ ચારિત્ર લઈશ.'

પચીસે રાજકુમારોએ વજ્રબાહુની સાથે જ ચારિત્ર લેવાની ભાવના વ્યક્ત કરી. કેવી અપૂર્વ મૈત્રી ! કેવી નિરુપાધિક પ્રીતિ ! કેવી એ ધન્ય ક્ષણો ?

વસંતાદ્રિ પર આધ્યાત્મિકતાની વસંત ખીલી ઊઠી. પંખીઓએ હર્ષનાં ગીત ગાવા માંડચાં...અને વન-લતાઓએ નૃત્યો કરવા માંડચાં. સહુની સાથે વજ્રબાહુએ

મહામુનિનાં પાવન ચરણોમાં પંચાંગ પ્રણિપાત કર્યો.

'ધર્મલાભ...' મુનિએ જમણો હાથ ઊંચો કરીને આશીર્વાદ આપ્યો. અને એક સ્વચ્છ શિલા પર રજોહરણથી પ્રમાર્જન કરી આસન પર બિરાજ્યા.

'હે કૃપાળુ ! અમારા પર કરુણા કરી અમને ભવ-સાગરથી તારો.' વજ્રબાહુએ હાથ જોડીને પ્રાર્થના કરી.

'મહાનુભાવ ! પરમપિતા જિનેશ્વર ભગવંતના ચારિત્રથી ભવસાગર તરી શકાય છે, માટે ચારિત્રમાર્ગનો ઉદ્યમ કરવો જોઈએ.' ગુણસાગર મહામુનિએ મધુર ગંભીર સ્વરે ભવસાગર તરવાનો માર્ગ બતાવ્યો.

'કૃપા કરીને અમને ચારિત્ર પ્રદાન કરો...એવી અમારી આપ કૃપાળુને પ્રાર્થના છે.' વજ્રબાહુએ પ્રાર્થના કરી.

દિવસ શુદ્ધ હતો. યોગ શુભ હતો. નક્ષત્ર અનુકૂળ હતું. મહામુનિએ ત્યાં વજ્રબાહુને, મનોરમાને, ઉદયસુંદરને અને પચીસ રાજકુમારોને ચારિત્ર આપ્યું...દેવોએ હર્ષ-નાદ કર્યો...પુષ્પોની વૃષ્ટિ કરી.

કુમાર પુરંદરે સહુને ભાવપૂર્વક વંદના કરી...ભારે હૈયે, અશ્રુભરેલી આંખે...નિષ્પ્રાણ બની ગયેલી જાનને લઈ અયોધ્યા તરફ તે આગળ વધ્યો...એક ઘોડેસ્વાર નાગપુર તરફ રવાના થયો...અને ગુણસાગર મહામુનિ નવદીક્ષિતોને લઈ ત્યાંથી વિહાર કરી ગયા...

સંસારની ભૂમિકા પર જ્યારે આવી અવનવી ઘટનાઓ બની જાય છે ત્યારે સંસારના જીવોની જબાન પર તે ઘટનાઓ દિવસો...મહિનાઓ સુધી રમતી રહે છે...પછી ધીરે ધીરે તે ભુલાતી જાય છે...પરંતુ કોઈ તત્ત્વજ્ઞાની એ ઘટનાઓને અક્ષરદેહને સુરક્ષિત જગાએ મૂકી દે છે...કોઈ ઉપદેશક એ ઘટનાઓને પોતાના ઉપદેશમાં વહતી કરી દે છે...ને ઉપદેશકોની પરંપરા એ ઘટનાઓને ચિરંજીવ બનાવી દેવા મથે છે. કોઈ શિલ્પીઓ એ અદ્ભુત ઘટનાઓને પાષાણમાં કંડારીને હજારો વર્ષો સુધી જીવ-પરંપરાને એ ઘટનાઓથી પરિચિત રાખવા પ્રયત્ન કરે છે.

પરંતુ હાય, સંસારને એવું જાણવાની...સાંભળવાની કે વાંચવાની કયાં પરવા છે? એ તો એની ઐહિક વાસનાઓની તૃપ્તિ કરવા માટે જ દોડતો રહે છે, પેલા વિષયોના મૃગજળની પૂંઠે...

કેટલાક દિવસોની દડમજલને અંતે પુરંદર અયોધ્યાના પાદરે આવી પહોંચ્યો. અયોધ્યાનાં હજારો નર-નારીઓ પોતાના યુવરાજનું સ્વાગત કરવા અને ભાવિ રાજારાણીને નિરખવા ઊમટી પડ્યાં...પરંતુ તેમને કયાં એમનો મનગમતો યુવરાજ કે યુવરાજ્ઞી જોવા મળે એમ હતી! મહામંત્રીએ જાનને સૂનસાન અને વજ્રબાહુ વિનાની જોઈ

અનેક શંકાઓ...ભયની લાગણીઓ સાથે પુરંદરને પ્રશ્નોની હારમાળાથી મૂંઝવી નાંખ્યો.

'વજ્રબાહુ ક્યાં ? રાજકુમારો ક્યાં ? યુવરાજ્ઞી ક્યાં ? બધાં ક્યાં ગયાં ? રસ્તામાં શું અકસ્માત નડ્યો ? તમે એ બધાંને મૂકીને કેમ આવ્યા ?...'

પુરંદર શો જવાબ આપે ? એનું હૈયું ભારે હતું... આંખો રડી રડીને સૂજી ગયેલી હતી...મુખ પર ગ્લાનિની અસંખ્ય રેખાઓ ઊપસી આવી હતી. છતાંય એણે ટૂંકો પ્રત્યુત્તર આપી મંત્રીને શાંત કર્યા.

'કંઈપણ અનિષ્ટ નથી બન્યું'...'

'તો બન્યું છે શું ?' [મહામંત્રી જિજ્ઞાસાને દબાવી ન શક્યા. જ્યારે બીજી બાજુ હજારો નાગરિકો પણ અનેક શંકાઓમાં પડી ગયાં.

'મોટાભાઈએ ચારિત્ર સ્વીકાર્યું'...પુરંદરની આંખમાંથી પુનઃ આંસુની ધારા વહેવા માંડી.

'હેં ચારિત્ર ? યુવરાજ્ઞીનું શું ?'

'એમણે પણ ચારિત્ર સ્વીકાર્યું'...'

'શું કહે છે ! ખોટી વાત ? અશક્ય...'

'સાચી વાત છે. તદ્દન સાચી વાત છે.'

'પચીસ રાજકુમારો વચ્ચેથી જ પોતપોતાના નગરે ચાલ્યા ગયા ?'

'ના, પચીસે રાજકુમારોએ અને ઇભવાહનના નંદન ઉદયસુંદરે પણ ચારિત્ર સ્વીકાર્યું'...'

'હેં ગજબ...' વયોવૃદ્ધ મહામંત્રીની આંખો પહોળી થઇ ગઈ. તેમનો વર્ષો સુધીનો અનુભવ પણ શરમાઇ ગયો.

હજુ તો પુરંદર પાદરે હતો. ત્યાં વાત વિજયરાજ પાસે પહોંચી ગઈ. વિજયરાજનું સ્નેહઘેલું હૃદય આ સમાચાર કેવી રીતે ઝીલી શકે? એ તો વાત સાંભળતાં જ મૂર્છા ખાઇને ભૂમિ પર પટકાઇ પડ્યા...પટ્ટરાણી હેમચૂલા દોડી આવ્યાં. દાસદાસીવર્ગ ભેગો થઇ ગયો. બીજી બાજુ પુરંદર પણ પરિવાર સાથે આવી પહોંચ્યો. હજારો નરનારીઓ રાજમહેલમાં ઊભરાઈ ગયાં. સૌના હૃદયમાં દુઃખ હતું...યુવરાજનો સદા માટેનો વિરહ સૌના દિલને દુભાવનારો...દુઃખદાયી હતો.

શીતળ ઉપચારો કરીને મહારાજાને સ્વસ્થ કર્યા. પરંતુ મહારાજાનો કલ્પાંત તીવ્ર હતો...સૌ ગમગીન બની ગયા. પરંતુ હેમચૂલાએ સ્વસ્થ રહીને મહારાજાને શાંત કર્યા. શાંત પડીને વિજયરાજે હેમચૂલાને કહ્યું :

'વજ્રબાહુએ ચારિત્ર લીધું...એનું દુઃખ નથી, દુઃખ એ વાતનું છે કે હજુ આપણે સંસારની માયામાં પડી રહ્યાં છીએ...ધન્ય છે એ સુપુત્રને...ભરયુવાનીમાં એણે પરમાત્માનો માર્ગ સ્વીકાર્યો...'

'આપની વાત સાચી છે. આપણે પણ હવે વિલંબ કર્યા વિના પુત્રને માર્ગે જવું જોઇએ.' હેમચૂલાએ પતિની ભાવનાને પુષ્ટ કરી. બસ, રાજા,રાણીએ નિર્ણય કરી લીધો. પુરંદરનો રાજ્યાભિષેક કરવા માટે મહામંત્રીને આજ્ઞા કરી.

અને બીજી બાજુ કોઈ મહામુનિની રાહ જોવા માંડી.

પુરંદરનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો.

અયોધ્યાના ઉદ્યાનમાં 'નિર્વાણમોહ' નામના મહર્ષિ પધાર્યા. ઉદ્યાનપાલે વિજયરાજને વધામણી આપી. રાજાએ ઉદ્યાનપાલને પ્રીતિદાન દઈ તેના દારિદ્રને દૂર કર્યું અને 'નિર્વાણમોહ' મુનીશ્વરનાં ચરણોમાં રાજારાણીએ જીવન અર્પણ કર્યું. ચારિત્ર સ્વીકારી આત્માને મોક્ષમાર્ગનો આરાધક બનાવ્યો.

અયોધ્યાના રાજકુલની આ પરંપરા અસંખ્ય કાળથી ચાલી આવતી હતી. રાજપુત્ર યોગ્ય વયમાં આવતાં રાજ્યની ધુરા તેને સોંપી, રાજા નિવૃત્ત થાય અને સદ્ગુરુનાં ચરણોમાં ચારિત્ર સ્વીકારી આત્મકલ્યાણમાં જીવન પૂર્ણ કરે. કેવી એ સુંદર કુળપરંપરા ! ને એ ઉત્તમ કુળમાં જન્મનારા કેવા ઉત્તમ આત્માઓ !




## રાજર્ષિ કીર્તિધર

કેવો એ અધ્યાત્મનાં અજવાળાંનો કાળ!

પાંચ ઇન્દ્રિયોના વિષયોમાં ગાઢ આસક્તિ નહોતી. વિષયોનો ઉપભોગ કરતાં પણ એના ત્યાગની જ છૂપી છૂપી ભાવના!

દૃષ્ટિ પરલોક તરફ અને સૃષ્ટિ પર દેવ-ગુરુ અને ધર્મનું સામ્રાજ્ય!

અને જ્યાં દૃષ્ટિ પરલોક પર મંડાઈ, કે આ લોકનાં સુખોની ન એવી કારમી કામના! કે ન એ સુખો મેળવવાનો ધર્મવિમુખ પુરુષાર્થ!

ધર્મને સાચવીને જ અર્થાર્જનનો પુરુષાર્થ ...અને એમાં જેટલું મળે તેમાં જ સંતોષ! પોતાના કરતાં બીજાને વધુ મળે તો ન ઇર્ષ્યા કે ન સ્પૃહા! પાપ અને પુણ્યના સિદ્ધાન્તોને સ્મૃતિમાં રાખીને સુખ અને શાંતિનો અનુભવ કરવાનો!

વિજય રાજાએ પણ રાજ્યસુખનો ત્યાગ કરીને સાધુજીવનને સ્વીકાર્યું એટલે રાજ્યની ધુરા પુરંદર કુમારના પર આવી પડી. પુરંદર પણ સાધુપિતાનો પુત્ર હતો. તેના ચિત્તમાં રાગ અને ત્યાગનું ઘર્ષણ જામી પડયું.

ખાન–પાન અને સન્માનનાં સુખ તેના આત્માને ઠારી ન શકયાં. વૈભવ અને રાજયસત્તા તેના ચિત્ત પર સત્તા ન જમાવી શકયાં. પુરંદર એ બધાં સુખોને ક્ષણિક માનતો હતો. એ સુખોના ઉપભોગની પાછળ ભયંકર દુઃખોની આગો તેને દેખાતી હતી. એ પણ પિતા અને મોટાભાઈને પંથે જ જવા માટે તલસી રહ્યો હતો. પરંતુ એક વિચાર તેની તીવ્ર ઉત્કંઠાની સિદ્ધિમાં આડે આવતો હતો.

પુરંદરનું લગ્ન 'પૃથ્વી' નામની સુશીલ રાજકન્યા સાથે થયું હતું, લગ્ન થયે બે-ત્રણ વર્ષ વીતી ગયાં હતાં પરંતુ પૃથ્વી પુત્રવતી નહોતી બની. અયોધ્યાના રાજ્યનો ભાવિ ભૂપતિ જ્યાં સુધી ન જન્મે ત્યાં સુધી પુરંદર સાધુ-જીવનને કેવી રીતે સ્વીકારે ? ભગવાન ઋષભદેવથી ઇક્ષ્વાકુવંશના રાજાઓ અયોધ્યાના રાજ્ય-સિંહાસન પર આવીને પ્રજાને સુખ અને શાંતિ આપી રહ્યા હતા. એટલું જ નહિ પરંતુ 'ત્યાગમાં જ પરમસુખ અને પરમશાંતિ છે,' એનો ભવ્ય આદર્શ પૂરો પાડતા હતા. જ્યાં રાજાઓ જ ત્યાગમાર્ગે સંચરતા હોય, તે રાજ્યની પ્રજા ભોગમાં રાચે ખરી ? ભોગસુખો માટે અનીતિ, અન્યાય,

દુરાચાર...વગેરે પાપો આચરે?

જો પુરંદર પુત્રને રાજ્યસિંહાસન પર આરૂઢ કર્યા વિના ત્યાગને માર્ગે ચાલ્યો જાય...તો કેવો મહાન અનર્થ સર્જાઈ જાય? રાજ્ય પર કોઈ બીજું લોહી આવે... અને ભોગમાર્ગને જ મુખ્ય બનાવે...આ લોકનાં સુખો માટે જ પ્રજાને પુરુષાર્થ કરવા પ્રેરે...પ્રજા ભોગમાં આસક્ત બને...ભોગની આસક્તિ પ્રજા પાસે કયું પાપ ન કરાવે? પરિણામે સારીય પ્રજામાં અરાજકતા અને પાપોનું સામ્રાજ્ય ફેલાઈ જાય.

પુરંદર રાજાનું તન સંસારમાં હતું અને મન મોક્ષમાં હતું. શરીર રહેતું હતું રાજમહેલમાં પણ મન રહેતું હતું વનવાસમાં! એની વાણીમાં વૈરાગ્ય નીતરતો હતો; એની આંખોમાં કરુણા વસતી હતી.

રાજારાણી--પૃથ્વી પુરંદર રાજાના સહવાસમાં પોતાની જાતને મહાધન્ય માનતી હતી. એ જાણતી હતી કે પુરંદર રાજા રાગી નથી, પરંતુ વૈરાગી છે. પતિના વૈરાગ્યમય જીવનને પૃથ્વીરાણી ખૂબ અનુકૂળ બનીને જીવતી હતી. પરમાત્મા જિનેશ્વરના ત્યાગમાર્ગને પૃથ્વીરાણી સારી રીતે સમજતી હતી; સાથે સાથે એ પણ જાણતી હતી કે અયોધ્યાના રાજાઓનું અંતિમ લક્ષ સંસારનો ત્યાગ કરીને સાધુતા સ્વીકારવાનું હોય છે.

વર્ષો વીતતાં ગયાં. એક દિવસ પૃથ્વીરાણી સગર્ભા

બન્યા અને નવ માસ પૂર્ણ થતાં રાણીએ પુત્રને જન્મ આપ્યો. સારાય નગરમાં હર્ષ હિલોળે ચઢયો. જોષીએ રાજપુત્રની જન્મકુંડલી કાઢી... ફલાદેશ વિચાર્યો....કુંડલી 'રાજર્ષિ'ની હતી! અયોધ્યાપતિને પારણિયે અલ્પકર્મા... અલ્પભવી જીવો જ જાણે આવતા હતા!

રાજપુત્રનું નામ 'કીર્તિધર' પાડવામાં આવ્યું.

રાજા પુરંદરે એક પ્રશાન્ત રાત્રીએ રાણી પૃથ્વીની સમક્ષ પોતાના હૃદયની વાત વ્યક્ત કરી:

'દેવી! હવે મને મુક્ત કરો...સંસારનો ત્યાગ કરી હું પરમાત્માનો માર્ગે જવા ચાહું છું...'

'નાથ, હું જાણું છું, આપના ચિત્તમાં તીવ્ર વૈરાગ્ય છે. આપ સંસારમાં રહેલા યોગી જ છો...પણ શું આપ મને સંસારમાં રાખીને જવા માંગો છે?'

'બહુ સરસ દેવી! તમે પણ સર્વત્યાગના માર્ગે ચાલો...'

જો આપને મારું પણ કલ્યાણ કરવું હોય તો કૃપા કરીને થોડોક વિલંબ કરો.

'શા માટે?'

'જ્યાં સુધી કીર્તિધર યોગ્ય સમજમાં ન આવે અને તેના સુસંસ્કારો દૃઢ ન થાય, એના હૈયામાં પણ સર્વ-ત્યાગનું લક્ષ જ્યાં સુધી ન જાગે ત્યાં સુધી આપણે એનો ત્યાગ ન કરવો જોઇએ; એમ મને લાગે છે. પછી આપ કહો તે મને પ્રમાણ છે. હું તો એક સ્ત્રી છું...સ્ત્રીની બુદ્ધિ...'

'ના ના, દેવી, તમે કહો છો તે યોગ્ય છે. આપણે કીર્તિધરને રાજ્યારૂઢ કરીને પછી સાધુવેશને ધારણ કરીશું.'

પૃથ્વીરાણીને આનંદ થયો. બીજી બાજુ પુરંદર રાજાએ કીર્તિધરકુમારના સુયોગ્ય ઘડતર માટે સુંદર યોજના વિચારી લીધી...અને સ્વયં રાજ્યચિંતામાંથી ધીરે ધીરે મુક્ત થવા લાગ્યા. વફાદાર બાહોશ મંત્રીવર્ગ રાજ્યનું સફળ સંચાલન કરવા લાગ્યો.

વર્ષો વીતવા લાગ્યાં. કુમાર કીર્તિધર ચન્દ્રની કલાની જેમ વધવા લાગ્યો. રાજા-રાણીએ કુમારના સર્વાંગી વિકાસ માટે પૂર્ણ કાળજીપૂર્વક પ્રયત્નો કર્યા. પ્રજામાં કુમારની મુક્તકંઠે પ્રશંસા થવા લાગી. એમ કરતાં કુમાર યુવાવસ્થામાં આવી પહોંચ્યો.

એક દિવસે વનપાલકે આવીને મહારાજા પુરંદરને વધાઇ આપી.

'મહારાજા, ઉદ્યાનમાં ક્ષેમંકર નામના મહાન્ તેજસ્વી મુનિભગવંત પધાર્યા છે.'

મહાત્માપુરુષના આગમનના સમાચાર સાંભળી પુરંદર રાજાનું હૈયું આનંદથી ભરાઈ ગયું. વનપાલકને પ્રીતિદાન આપી, પરિવાર સાથે પોતે મુનિવરના દર્શન માટે નીકળ્યા.

જ્યાં રથમાં પગ મૂક્યા, મહારાજાના અંગેઅંગમાં હર્ષનો રોમાંચ થયો. કોઈ ઊંડી રસાનુભૂતિ થઈ. જમણું નેત્ર સ્ફૂરાયમાન થવા લાગ્યું. રથ ઉદ્યાનનાં દ્વારે આવીને ઊભો. મહારાણી અને પરિવારની સાથે રાજા ઉદ્યાનમાં

દૂરથી જ જ્યાં મહામુનિને જોયા......મહારાજાનાં નયનો ઠરી ગયાં.

અદ્‌ભુત રૂપ !

અપૂર્વ સૌમ્યતા !

અપૂર્વ દેહાકૃતિ !

મહારાજાએ અંજલિ જોડી ભાવપૂર્ણ હૃદયથી વંદના કરી અને નજીક આવીને પુનઃ વંદના કરી, સુખશાતા પૂછી વિનયપૂર્વક યોગ્ય આસને બેઠા.

મહામુનિએ ધર્મલાભની આશિષ આપી અને મીઠી વાણીમાં આત્મહિતકર ઉપદેશ આપ્યો. દેહ અને આત્માનું ભેદજ્ઞાન કરાવ્યું, આત્માનું મૂળસ્વરૂપ સમજાવ્યું. મૂળ-સ્વરૂપને પામવાની સાધના સમજાવી. મહારાજાનો વૈરાગ્ય નવપલ્લવિત બનીને દીપી ઊઠ્યો. તેમની આંખોમાં હર્ષનાં આંસુ ઊભરાયાં.

'દેવ ! આપે કહ્યું તે યોગ્ય જ છે. તદ્દન સાચું છે, આપનાં વચનોને મેં મારા હૃદયપાત્રમાં ઝીલી લીધાં છે. મારા હૃદયના ભાવો ઉલ્લસિત બન્યા છે...'

'રાજન્ !...આ જીવનમાં જે ખરેખર કરવા જેવો પુરુષાર્થ છે, તેને વિના વિલંબે કરવો જોઈએ. કારણ કે જીવન ચંચળ છે. અને શરીરની શક્તિઓ અસ્થિર છે.'

'પ્રભો ! આપ અમને ચારિત્ર આપી આ ભવસાગરથી તારવા કૃપા કરો.'

બસ, કુમાર કીર્તિધરનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. મહારાજા પુરંદર અને પૃથ્વીરાણીએ ક્ષેમંકર

મહામુનિ પાસે ચારિત્ર અંગીકાર કર્યું. એ બંનેનું અનુકરણ અનેક નગરવાસીઓએ કર્યું.

મુક્તિમાર્ગની કેવી એ અજબ જાહોજલાલી! મોક્ષદૃષ્ટિનું એ સૃષ્ટિમાં કેવું અપૂર્વ ઉદ્દ્ઘાટન! ધન્ય એ કાળ! ધન્ય એ પવિત્ર પુરુષો!

* * *

અયોધ્યાનું રાજ્ય કીર્તિધરકુમાર સુંદર રીતે સંભાળી રહ્યો હતો. પરંતુ તેના ચિત્તમાંથી માતા–પિતાનો સંસારત્યાગનો પ્રસંગ ખસતો ન હતો. ક્યારેક રાજ્યસભામાં પણ બેઠાં બેઠાં તે વિચારમાં ચઢી જતો અને માતા–પિતાને માર્ગે દોડી જઇ, તેમની પાસે પહોંચી જવા તલસી ઊઠતો. બહારની દુનિયામાં રહેવા છતાં તેની આંતર-દુનિયા જુદી હતી.

કીર્તિધરનું લગ્ન 'સહદેવી' નામની રાજકન્યાની જોડે થયું. જો કે આંતરિક ઇચ્છા સંબંધથી જોડાવાની ન હતી, પરંતુ તેને સંજોગોને અનુસરવાની ફરજ પડી. છતાં ય ભોગલંપટતા તેને જરાય સ્પર્શી શકી નહિ.

કીર્તિધર પોતાના શયનગૃહમાં નિદ્રાધીન હતો. રાત્રીનો બીજો પ્રહર ચાલી રહ્યો હતો. ત્યાં તેને એક સ્વપ્ન આવ્યું:

'પોતે જાણે રાજ્યસિંહાસન પર બેઠા છે...ત્યાં પુરંદર રાજર્ષિ અચાનક પધાર્યા. પોતે સંભ્રમપૂર્વક સિંહાસન

પરથી નીચે ઊતરી દોડી જઇને રાજર્ષિના ચરણોમાં મસ્તક મૂકી આંસુઓના નીરથી ચરણપ્રક્ષાલન કર્યું...રાજર્ષિએ કુમારના મસ્તક પર હાથ મૂકી ધર્માશિષ આપી.

'પિતાજી...આપ મને મૂકીને ચાલ્યા ગયા...હું ઘણો દુઃખી છું...મને આપની સાથે જ લઈ જાઓ...' કુમારે ગદ્‌ગદ્ કંઠે આંસુ નીતરતી આંખે પ્રાર્થના કરી.

'કુમાર ! તારે શાનું દુઃખ ? આ રાજ્ય છે...સંપત્તિ છે...પરિવાર છે...' રાજર્ષિએ કહ્યું.

'પિતાજી, સંસાર એ જ દુઃખરૂપ છે...રાજ્ય પણ સંસાર છે...ને સંપત્તિ પણ સંસાર છે...એમાંથી મને મુક્ત કરવાની કૃપા કરો...'

રાજર્ષિની આંખોમાંથી કરુણાની ધારા છૂટી...કુમાર તેમાં સુખનો અનુભવ કરી રહ્યો ...તેની આંખો બંધ થઇ ગઈ...થોડી વાર વીતી...આંખો ખોલી તો શયનગૃહમાં મંદમંદ દીપકો દેખાયા અને બાજુના પલંગ પર ભર-નિદ્રામાં સૂતેલી સહદેવી દેખાઈ ! સ્વપ્નસૃષ્ટિમાંથી તે વાસ્તવિક સૃષ્ટિમાં આવ્યો...પરંતુ તેને મન તો એ જ સ્વપ્નની દુનિયા વાસ્તવિક હતી...આ સૃષ્ટિ તો તેને કલ્પિત અને મિથ્યા ભાસતી હતી.

તેની નિદ્રા ભાગી ગઇ. તે પલંગની નીચે ઊતરી એક સ્વચ્છ આસન પર બેસી ને પરમાત્મા જિનેશ્વરદેવના ધ્યાનમાં પરોવાઇ ગયો. અંતિમ પ્રહર શરૂ થતાં જ સહદેવી જાગી ગઇ. તેણે રાજાને આમ નીચે ધ્યાનસ્થ-દશામાં જોયો.

...તે પલંગમાંથી સફાળી બેઠી થઇ ગઈ...અને નીચે ઊતરી સ્વામીની સામે બેસી ગઇ. પરંતુ તે કેટલી ધીરજ રાખી શકે? તેણે થોડીક ધીરજ ધરી પરંતુ પછી તેણે કીર્તિધરના હાથ પર પોતાનો હાથ મૂકી ધ્યાન પૂર્ણ કરવા સૂચવ્યું.

કીર્તિધરે ધ્યાન પૂર્ણ કર્યું. અને સહદેવીની સામે દૃષ્ટિ કરી.

'કેમ આજે આમ?' સહદેવીએ ચિંતાતુર ચહેરે પ્રશ્ન કર્યો.

'આજની રાત અપૂર્વ વીતી!'

'શું થયું?'

'એક અપૂર્વ...સુંદર સ્વપ્ન જોયું!'

'મને કહેવા...કૃપા કરશો?'

'મેં સ્વપ્નમાં પિતાજીને જોયા...!'

'એમાં આખી રાત જાગતા રહ્યા?'

'અરે પૂરું સાંભળો. પિતાજીને જોઇને મેં વંદના કરી...પછી પ્રાર્થનામાં કેવો ભાવનો ઉલ્લાસ...પિતાજીએ પ્રત્યુત્તર આપ્યો...તેમની આંખોમાંથી કરુણાની ધાર વરસતી હતી...ખરેખર...સ્વપ્ન જો સાચું બની જાય તો...'

'આપે શાની પ્રાર્થના કરી?' સહદેવીએ પૂછ્યું.

'આ સંસારમાંથી મુક્ત કરવાની!'

'મને ન ગમ્યું નાથ...'

'દેવી, આ જીવનનું બીજું કયું ઉચ્ચ કર્તવ્ય છે? સંસારવાસમાંથી મુક્ત થયા વિના શાશ્વત્ સુખ–શાન્તિ મળી શકે એમ નથી'

'શું સંસારમાં રહીને ધર્મ ન કરી શકાય?'

'દેવી, તમે જ કહો; સંસારમાં આપણે કેટલો અને કેવો ધર્મ કરી રહ્યાં છીએ? શું આપણે આપણા વિશુદ્ધ આત્માનું ધ્યાન ધરી શકીએ છીએ? શું વિષયો અને કષાયોની નાગચૂડમાંથી મુક્ત થઇ શકીએ છીએ?'

'આપ ગમે તે કહો, આપ દીક્ષાની વાત કરો છો ને મારા હૈયામાં ફાળ પડે છે.'

પ્રભાત થઈ ગયું હતું. કીર્તિધરે સહદેવીને આશ્વાસન આપ્યું. પરંતુ સહદેવીના ચિત્તમાં પાકો નિશ્ચય થઇ ગયો કે જરૂર રાજા વહેલામોડા સંસારનો ત્યાગ કરી જશે. કીર્તિધર પણ દિનપ્રતિદિન સંસારથી વિરક્ત થતા જતા હતા. તેમના ચિત્તમાં ચારિત્રજીવનનું આકર્ષણ વધતું જ જતું હતું. એક દિવસ તો તેમણે મહામંત્રીને બોલાવીને કહી પણ દીધું :

'મહામંત્રીજી, આપ મારા વિચારોથી પરિચિત છો. રાજ્યની ચિન્તામાંથી મુક્ત થવા .માગું છું અને પરમાત્મા જિનેશ્વરદેવના ચારિત્રમાર્ગને આરાધવા માગું છું. તમે બુદ્ધિવૈભવથી અને વફાદારીથી પરિપૂર્ણ છો. રાજ્યના માટે કોઇ યોગ્ય આત્માને શોધી...'

'સ્વામી, હું સમજું છું કે અયોધ્યાના રાજ્ય

સિંહાસન પર આજદિન સુધી હજુ કોઇ એવો આ-ત્મા નથીઆવ્યો કે જેણે ચારિત્ર સ્વીકારીને મહાન્ આત્મહિત ન સાધ્યું હોય. ભગવાન ઋષભદેવના ઇક્ષ્વાકુવંશની આ બલિહારી છે પરંતુ કૃપાનાથ! મારી આપને પ્રાર્થના છે... કે જ્યાં સુધી મહાદેવીની કુક્ષીએ પુત્રરત્નનો જન્મ ન થાય ત્યાં સુધી આપ સંસાર-ત્યાગ ન કરો. અસંખ્યકાળથી ચાલી આવતી ઉત્તમ વંશપરંપરાનો અંત ન આવી જવો જોઇએ. કારણ કે આ વંશપરંપરા સારાય વિશ્વને ઉપકારક છે. આ વંશના રાજવીઓના આલંબને અસંખ્ય આત્માઓ ભવસાગરને તરી ગયા છે...વિશેષ આપને શું કહું?'

મહારાજા મહામંત્રીની ગંભીર વાતનો મર્મ સમજી ગયા.

થોડાંક વર્ષો વીત્યાં ને અયોધ્યાના રાજમહેલમાં પારણિયું બંધાયું.

પરંતુ જ્યાં પુત્રનો જન્મ થયો જાણ્યો કે તુરત સહ-દેવીએ પૂર્વયોજનાનુસાર તેને છુપાવી દેવા માટે દાસીને ઈશારો કર્યો. દાસીએ તુરત પુત્રને લઇને મહેલના છુપા ભોંયરામાં સારી રીતે મૂકી દીધો; અને પોતે પણ ત્યાં જ રહી.

આ બાજુ સહદેવીએ મહારાજાને કહેવરાવી દીધું કે પુત્ર જન્મતાં જ મૃત્યુ પામ્યો છે. કીર્તિધરને સમાચાર મળતાં તે તુરત અંતેપુરમાં આવ્યા. સહદેવીના મુખ પરના ભાવોને જોતાં કીર્તિધરના ચિત્તમાં શંકા જાગી. તેમણે

પૂછ્યું :

'દેવી ક્યાં છે એ મૃતપુત્ર ?'

'એને તો દાસી લઈ ગઇ...'

'કઇ દાસી ?'

'સુનંદા.'

મહારાજા સહદેવીના ખંડમાંથી બહાર નીકળીને મહેલને દરવાજે ઊભેલા દ્વારરક્ષકોની પાસે આવ્યા :

અહીંથી સુનંદા ક્યારે બહાર ગઇ ?'

'કૃપાનાથ ! આજ આખી રાત અને સવારથી અત્યાર સુધી સુનંદા બહાર ગઇ નથી.'

'બીજું કોઈ હાથમાં નાના બાળકને લઇને બહાર ગયું છે ખરું ?'

'ના જી.'

ક્ષણભર કંઇક વિચારી લઇ મહારાજા પુનઃ મહેલમાં આવ્યા અને અંતેપુરની બીજી દાસીઓને બોલાવી :

'સુનંદા કેમ નથી દેખાતી ?' મહારાજાએ પૂછ્યું.

'એ મહારાણીના કોઇ કામે ક્યાંક ગઈ છે. ક્યાં ગઇ છે તે અમને કહ્યું નથી.'

'એને જતાં કોઇએ જોઈ છે ?'

ત્યાં એક દાસી બોલવાની ઇચ્છા કરતી હતી, પરંતુ બોલી શકતી ન હતી. મહારાજાએ એના મુખ પરના હાવભાવ પરથી કળી જઈને કહ્યું :

'તું ગભરાઇશ નહિ. મારા તરફથી તને અભય છે.

જે હોય તે કહે.'

'કૃપાનાથ ! મેં સુનંદાને જતી તો જોઇ નથી. પરંતુ મહાદેવી તેને પુત્રરત્ન આપતાં હતાં. રાજકુમાર રોતા હતા. સુનંદા તેમને લઈને મહેલમાં જ ક્યાંક અદૃશ્ય થઇ ગઈ છે !'

બસ, મહારાજાને પરિસ્થિતિ સમજાઇ ગઇ. દાસીઓને વિદાય કરી તેઓ સહદેવીના ખંડમાં ગયા. પુનઃ મહારાજાને આવેલા જોઇ સહદેવીના મુખ પર સહેજ ભયની રેખાઓ ઉપસી આવી.

'દેવી, શા માટે તમે સાચું નથી કહેતાં ? પુત્ર જીવંત છે; એ જાણી લીધું છે...'

'ખોટી વાત...ખોટી વાત...જીવંત ન...થી...'

'બચાવ ન કરો. વારંવાર જૂઠું ન બોલો. એ બતાવો કે પુત્રને ક્યાં સંતાડ્યો છે ?'

'પણ...'

'જરાય નહિ ચાલે. સૂર્ય ઉદયને છૂપો રાખી શકાય નહિ. તમે નહિ બતાવો તો હું શોધી લઈશ...'

સહદેવીની આંખમાં આસુ આવી ગયાં.

'આવા પ્રસંગે તમારે શોક કરવાનો હોય કે આનંદ પામવાનો હોય ?'

'પુત્રજન્મનો આનંદ છે, પરંતુ આપ...'

'હું ચારિત્ર લઈ લઉં એનું દુઃખ છે...એમ ને ?'

'હા, સ્વામિનાથ...'

'અત્યારે એ વિચાર ન કરો. તુરત પુત્ર ક્યાં છે તે બતાવો... કે જેથી રાજ્યમાં સમાચાર આપી શકાય. રાજ્યમાં મહોત્સવ ઉજવી શકાય...'

સહદેવીએ હકીકત કહી બતાવી. તુરત મહારાજા પોતે જ ભોંયરામાં પહોંચી ગયા. સુનંદા રાજકુંવરને જોઈ જોઈ નાચી રહી હતી. રાજકુંવરના મુખ પર તેજસ્વિતા ઝળકી રહી હતી. મહારાજાને જોતાં જ સુનંદા ચોંકી ઊઠી...ભયથી થરથર ધ્રૂજી ઊઠી અને દૂર જઈને હાથ જોડીને નતમસ્તકે ઊભી રહી.

'સુનંદ, તું ગભરાઈશ મા, તું ગુનેગાર નથી...' મહારાજાએ પુત્રને પોતાના હાથમાં લીધો...કુમારનું મુખ હાસ્યથી મલકી ઊઠ્યું! તે ટગરટગર પિતાની સામે જોઈ રહ્યો! પિતા એકીટસે પુત્રને નિહાળી રહ્યા!

રાજ્યમાં પુત્રજન્મના મંગળ સમાચાર આપવામાં આવ્યા. રાજ્યમાં શ્રીમંતોની હારમાળા રાજસભામાં ભેટણાં લઈને આવવા લાગી શ્રી જિનમંદિરોમાં અઠ્ઠાઈ મહોત્સવો મંડાયા. નગરવાસીઓએ ઘેરઘેર અને શેરીએ શેરીએ આનંદોત્સવ ઉજવવા માંડ્યા.

સહુના હૈયામાં આનંદ ઉભરાતો હતો. માત્ર સહદેવીનું હૈયું શોકમાં ડૂબેલું હતું. તેને પાકો વિશ્વાસ હતો કે હવે મહારાજા સહુને છોડીને ચારિત્ર સ્વીકારશે.

પતિવિરહની કલ્પના તેના ચિત્તને વિહ્‌વળ બનાવી રહી હતી પરંતુ મહારાજાએ તત્કાલ કાંઇ જ પગલું ન ભર્યું.

રાજકુમારનું નામ સુકોશલ પાડવામાં આવ્યું. જેમ જેમ સુકોશલ મોટો થતો ગયો તેમ તેમ સહદેવીનો તેના પર ખૂબ રાગ વધવા માંડયો. બીજી બાજુ કીર્તિધર ઉપરથી રાગ ઓસરવા માંડયો.

એ અરસામાં ત્યાં 'વિજયસેન' નામના આચાર્ય ભગવંત વિશાળ શિષ્ય-પરિવાર સાથે પધાર્યાં. રાજા કીર્તિધર સહ-પરિવાર વંદનાર્થે ગયા. આચાર્ય ભગવંતે ધર્મની દેશના આપી. મહારાજાએ દેશનાના અંતે ઊભા થઇને, અંજલિ જોડીને પ્રાર્થના કરી :

'પ્રભો ! મને ચારિત્ર આપીને ભવસાગરથી તારવા કૃપા કરો.'

રાજકુમાર સુકોશલનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો અને મહારાજા કીર્તિધરે સંસારનો ત્યાગ કર્યો.

*

પતિએ દીક્ષા લીધા પછી સહદેવીની સામે બે કર્તવ્યો આવી ઊભાં. સુકોશલના શિક્ષણ અને સંસ્કારના ઘડતરનું તથા રાજ્યના સંચાલનનું. સહદેવી બંને કર્તવ્યોને ખૂબ કુનેહથી બજાવતી હતી.

બીજી બાજુ મહામુનિ કીર્તિધર ચારિત્ર લઇને ગુરુકુલ

વાસમાં રહી સંયમની સુંદર આરાધના કરી રહ્યા હતા. તેઓ બ્રહ્મમુહૂર્તે જાગીને શ્રી પંચપરમેષ્ઠિ ભગવંતનું ધ્યાન ધરતા. શ્રુતજ્ઞાનનું એકાગ્રપણે પારાયણ કરતા...અપ્રમત્તપણે અને ઉપયોગપૂર્વક પ્રતિક્રમણ–પ્રતિલેખના કરતા. ગુરુ મહારાજની સેવા–ભક્તિ કરતા અને વળી શ્રુતાભ્યાસમાં મનને પરોવી દેતા ! ભિક્ષાનો સમય થતાં ભિક્ષા માટે ભમતા, નિર્મળભાવે કેવળ દેહના ટકાવ માટે ભિક્ષા લઈ આવતા અને અન્ય ભિક્ષુકોને પોતાની ભિક્ષા માટે પ્રાર્થના કરતા...પછી ગુરુ મહારાજની આજ્ઞા લઈ રાગદ્વેષ કર્યા વિના આહાર કરતા...વળી નિહાર...વિહારાદિ પછી જ્ઞાનાર્જન માટે બેસી જતા !

આ બધું કરતાં સેવા–ભક્તિ વિનય–વૈયાવૃત્ય...વગેરે કરવામાં તેઓ જરાય પાછા ન પડતા. ગુરુમહારાજના અભિપ્રાયને ઓળખીને તે મુજબ અનુસારવાનું તો તેમનું ચોક્કસ લક્ષ બની ગયેલું.

બીજી બાજુ તેમના હૈયામાં ઉત્તરોત્તર ઘોર અને કઠોર આરાધના કરવાના અભિલાષ ઉગ્ર બનવા લાગ્યા. કેટલીક વાર કડકડતી ઠંડીમાં તેઓ વસ્ત્રો ઉતારી નાખીને ધ્યાન ધરતા ઊભા રહેતા....તો કેટલીક વાર ઉપાશ્રયની બહાર કોઈ વૃક્ષ નીચે શીતપરિષહને સહતા. ભયસંજ્ઞાને જીતી લેવા માટે ક્યારેક તેઓ ગુરુદેવની અનુજ્ઞા લઈ ગામ બહાર પ્રાસુક જગાએ આખી રાત્રી ધ્યાન ધરતા. ઝેરી જીવ-જંતુઓ તેમના પગે, હાથે અને બીજા અંગો પર ડંખ

દેતાં છતાં ય તેઓ ધ્યાનદશામાં લીન રહેતા. ક્યારેક તેઓ સ્મશાનમાં જઇને કાળી રાત્રીઓ ધ્યાનમાં જ પસાર કરતા. કોઇ ભૂત-પિશાચ કે વ્યંતર તેમના નિર્ભય આત્માને ભયાક્રાન્ત બનાવી શકતા નહિ.

ગુરુમહારાજ કીર્તિધર મુનિની આવી ભવ્ય અને કઠોર સાધનાથી ખૂબ પ્રસન્ન બન્યા. તેમણે મહામુનિને એકાકી વિચરીને ઉત્તમોત્તમ આરાધના કરવાની આજ્ઞા કરી.

મહામુનિ ભગવંત જિનેશ્વરદેવે બતાવેલા ઉગ્ર સાધનામય જીવનની કેડીએ ચાલવા માંડયા. ક્રોધ...અભિમાન માયા...લોભ...ભય...મદ...મોહ વગેરે આંતરશત્રુઓને તેણે વશ કરી લીધા. દેહ પરના મમત્વને તો તેમણે સાવ ઉતારી નાખ્યું. તેમને બળબળતો ઉનાળો ડરાવી શકતો નહિ. હાડને પણ ઓગાળી નાંખે તેવી હિમવર્ષા તેમને ચલિત કરી શકતી નહિ.

ગામ-નગરમાં વિચરતા વિચરતા તેઓ અયોધ્યાના ઉદ્યાનમાં પધાર્યા. પરંતુ કોઇ એમને ઓળખી ન શક્યું કે 'આ તો અયોધ્યાના પનોતા મહર્ષિ છે!' એમને ઓળખી શકે એવું એમનામાં રહ્યું'તું પણ શું ? હા, ચર્મચક્ષુવાળા તેમને ભલે ઓળખી નહોતા શકતા પરંતુ દિવ્યદૃષ્ટિવાળા અનંત આત્માઓ તેમના અનંત ઐશ્વર્યવાળા આત્માને પ્રતિસમય જોઇ રહ્યા હતા.

મધ્યાહ્નનો સમય થયો.

મહામુનિ અયોધ્યાના રાજમાર્ગે ભિક્ષાર્થે ભમવા લાગ્યા.

સામ્રાજ્ઞી સહદેવી મહેલની અટ્ટાલિકામાં બેઠી હતી. પોતાના વૈભવભર્યા નગરને અને નગરવાસીઓને જોઇ પ્રમુદિત થઇ રહી હતી.

તેની દૃષ્ટિ રાજર્ષિ કીર્તિધર પર પડી.

પહેલી દૃષ્ટિ તેમને ઓળખી ન શકી.

બીજી દૃષ્ટિ શંકાશીલ બની.

ત્રીજી દૃષ્ટિએ નિર્ણયાત્મક જ્ઞાન કરાવ્યું :

'ઓ...હ...આ તો સ્વામિનાથ!' સામ્રાજ્ઞી અનિમેષ નયને પોતાના સ્વામિનાથને જોઇ રહી...એક વખતના મહારાજા...આજે તેમને અયોધ્યાના રાજમાર્ગો પર દુર્બલ દેહે...મલિન વસ્ત્રે...ફરતા જોઇ સહદેવીની આંખો આંસુથી ભીંજાઈ ગઇ. તે સિંહાસન પરથી ઊભી થઇ ગઈ. પાછળ હાથમાં વીંઝણો લઇને ઊભેલી દાસી, અચાનક સામ્રાજ્ઞીને ઊભી થયેલી જોતાં ચોંકી.

'કેમ મહાદેવી ?'

'ના ના, કંઇ નહિ.' તે પુનઃ બેસી ગઇ. ક્ષણભર તેને વિચાર આવી ગયો કે નીચે જઇને મહર્ષિને ભિક્ષા માટે નિમંત્રણ કરું. પરંતુ બીજી જ ક્ષણે એક ભય...એક ક્રૂર વિચાર તેના મનમાં ભૂતાવળની જેમ જાગી ઊઠ્યો.

'જો પુત્ર સુકોશલ એના પિતાને જોશે...જરૂર એ એમની સાથે ચાલ્યો જશે...હું પુત્રવિહોણી બની જઈશ.

વળી આ રાજા મને તો રઝળાવી ચાલ્યા ગયા...એ પુત્રને પણ લઇ જશે...માટે એમને પુત્ર સુકોશલ ઓળખી ન જાય...કોઇ રાજપુરુષ ઓળખી ન જાય, તે પૂર્વે તેમને નગરની બહાર રવાના કરાવી દઉં! મારા નંદનવન જેવા સંસારને વેરાન ઉજ્જડ બનાવી દેવા તે અહીં આવ્યા છે. પરંતુ હું હવે ખોટા રાગમાં એમને પરવશ નહિ બનું... એમનું ધાર્યું નહિ થવા દઉં. વ્રતધારી હોય...ભલે તે નિરપરાધી હો...રાજ્યની ખાતર...પુત્રની ખાતર એમને નગર બહાર કાઢી મૂકયે જ છૂટકો...'

સ્વાર્થની છીણીએ સહદેવીના શુભ ભાવોને છેદી નાંખ્યા.

વર્ષો સુધી જેની સાથે સ્નેહ કરીને માનવસહજ વૃત્તિઓને સંતોષી છે...જેને સેંકડો વાર 'પ્રાણનાથ! હૃદયેશ્વર! સ્વામિનાથ...' કહીને સ્નેહસુધાનું પાન કર્યું છે...એ આજે નિર્ગ્રંથ બનીને પુનઃ અયોધ્યાના રાજમાર્ગો પર ફરી રહ્યા છે...એક મહિનાના ઉપવાસનું એને આજે પારણું છે...એવા પરમ યોગીને આ અભાગી સ્ત્રી નગરમાંથી હાંકી કાઢવાનો ક્રૂર વિચાર કરી રહી છે!

આ છે સંસાર!

આ છે કેવળ વાસનાજન્ય સંબંધોનું પરિણામ!

સહદેવીએ દ્વારરક્ષકને બૂમ પાડી. તરત દ્વારરક્ષક આવીને નમન કરીને ઊભો રહ્યો :

'કોટવાલને બોલાવી લાવ.'

'જેવી મહાદેવીની આજ્ઞા...' દ્વારરક્ષક થોડી વારમાં જ કોટવાલને બોલાવી લાવ્યો.

'કોટવાલજી, તમે નગરનું શું ધ્યાન રાખો છો? મેં આજે અહીં બેઠાં નિરીક્ષણ કર્યું...'

'પણ કંઈ અજુગતું દેખાયું?' કોટવાલ સહેજ ભય પામ્યો.

'આ નગરમાં આટલા બધા ભિખારીઓ ક્યાંથી ઊતરી પડ્યા? અયોધ્યામાં શું દુકાળ પડી ગયો છે? નગરનું મૂલ્ય આવા ભિખારીઓ ઘટાડતા હોય છે. જાઓ, જે કોઈ બાવા...ભિખારી રસ્તા પર રખડતાં દેખાય તે બધાંને નગર બહાર કાઢો, અને પછી એમને જે જોઈએ તે આપીને વિદાય કરો...'

'જેવી મહાદેવીની આજ્ઞા..' કોટવાલ નતમસ્તકે પ્રણામ કરીને ચાલ્યો ગયો.

સહદેવીના હૈયાને ધરપત વળી.

પરંતુ...ભવિતવ્યતા કંઈ જુદું કામ કરી રહી હતી.

રાજા સુકોશલનો મહેલ પણ રાજમાર્ગો પર જ હતો. મહેલના ઝરૂખામાં સુકોશલની ધાવમાતા શિવા બેઠેલી હતી. તેણે પણ મહર્ષિ કીર્તિધરને જોયા અને ભાવપૂર્વક ત્યાંથી જ વંદના કરી...મનોમન મહર્ષિના ભવ્ય ત્યાગમય જીવનની અનુમોદના કરતી હતી. ત્યાં નીચે અચાનક કોલાહલ સંભળાયો. કોટવાલ ગ્રામરક્ષક સૈનિકોને આજ્ઞા કરી રહ્યો હતો.

'જુઓ, મહાદેવીની આજ્ઞા છે, અયોધ્યાની કોઇ ગલીમાં કે માર્ગ પરે કોઇ પણ ભિખારી...બાવા...ભિક્ષુકો રહેવા ન જોઇએ. તેમને નગર બહાર લઈ જાઓ. હું ત્યાં આવું છું'

ટપોટપ સૈનિકો નીકળી પડયા. સૌ પ્રથમ રાજર્ષિ કીર્તિધર જ ઘરઘર ફરીને ભિક્ષા લેતા દેખાયા, સૈનિકો ઓળખી ન શકયા. તેમણે તો તરત જ મહામુનિને ઊભા રાખ્યા.

'અરે, ભિખારી અહીં કેમ ભટકે છે. નીકળ બહાર.'

મહામુનિને કયાં ઓળખાણ આપવાની હતી! સૈનિકોનાં ધિક્કાર ભરેલાં વચનો પર મહામુનિને જરાય રોષ ન થયો. એમનું હૈયું જરાય ન દુભાયું...તેઓ તો નગરની બહાર ચાલ્યા ગયા.

પરંતુ આ હૃદયદ્રાવક દૃશ્યને જોઇ ધાવમાતા ધૂંધવાઇ ઊઠી. તે એકદમ નીચે દોડી આવી.

મહેલને દ્વારે કોટવાલ ઊભેલો હતો.

'અરે કોટવાલજી, આ તમે શું કરી રહ્યા છો? અયોધ્યાની પુણ્યભૂમિ પર ઋષિ–મહર્ષિઓની અવગણનાનું ઘોર કૃત્ય કરીને તમે રાજ્યને ઘોર અન્યાય કર્યો છે...' ધાવમાતાનું મુખ રોષથી લાલ બની ગયું.

'માતા! આપની વાત સાચી હશે, પરંતુ અમે તો રાજમાતાની આજ્ઞાને અનુસરી રહ્યા છીએ...પછી અમે અન્યાયી કેવી રીતે?'

ધાવમાતાએ રાજમાતાની અટ્ટાલિકા તરફ અંગારઝરતી દૃષ્ટિ નાંખી. રાજમાતાના મુખ પર જરાયે શોક કે અફસોસ ન હતો બલકે સંતોષ અને આનંદ તરવરી રહ્યો હતો.

પીઢ અને અનુભવી ધાવમાતા થોડીક ક્ષણોમાં સમગ્ર પરિસ્થિતિને કળી ગઇ. તેની આંખમાંથી આંસુ વાટે રોષ નીતરી ગયો. તે શોકાતુર મુખે અને આંસુઝરતી આંખે પોતાના મહેલમાં પ્રવેશી.

સામે જ મહારાજા સુકોશલ ભેટી ગયા.

'અરે, આ શું માતા ?' મહારાજાના સુકોમળ મુખ પર ચિંતા ઊપસી આવી.

'બેટા તારા રાજ્યમાં ઘોર અન્યાય થઇ રહ્યો છે...' ધાવમાતાએ કહી દીધું.

'એવું તે શું બન્યું ?'

'તું શું કરી શકીશ ?'

'પરન્તુ...

'કંઇ નહિ કરી શકે. ખુદ રાજમાતા અન્યાય કરી રહ્યાં છે...'

'મને કંઇ નથી સમજાતું...તમે સ્પષ્ટ વાત કરો.'

'રાજર્ષિ કીર્તિધર અયોધ્યામાં પધાર્યા હતા...'

'હેં ? ક્યારે ? ક્યાં છે ?'

'અધીર ન થા. રાજમાતાએ તેમને જોયા.'

'પછી ?'

'કોટવાલને બોલાવી તેમને નગર બહાર કઢાવી દીધા....'

'હેં ?' સુકોશલના મુખ પર વિષાદ અને રોષ... ચિંતા અને ઉત્સુકતા...અનેક ભાવો આવી ગયા.

'પણ શા માટે આમ કર્યું ?'

'તું એમનાં દર્શન કરે તો તું પણ ચારિત્ર લઈ લે, એ ભય લાગ્યો.' ધાવમાતા ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી.

મહારાજા સુકોશલ દોડતા મહેલની બહાર આવ્યા. બહાર અશ્વ તૈયાર ઊભેલો હતો. તુરત જ અશ્વારૂઢ બની મહારાજાએ અશ્વને નગર બહાર હંકારી મૂક્યો.



## મા ?

રાજર્ષિ કીર્તિધર અયોધ્યાની બહાર ઉદ્યાનમાં એક વટવૃક્ષની નીચે ધ્યાન ધરતા ઊભા રહી ગયા હતા. તેમની મુખમુદ્રા પર સમતા–સમાધિનું અમૃત રેલાઇ રહ્યું હતું. તપશ્ચર્યાની તેજોમયતા સમગ્ર દેહ પર પથરાઇ ગઈ હતી. માસક્ષમણનું પારણું કર્યા વિના જ તેઓ પાછા વળી ગયા હતા.

સુકોશલ અયોધ્યાની બહાર આવી પહોંચ્યો. ચારેકોર મહામુનિની શોધ કરતો તે વટવૃક્ષ પાસે આવી પહોંચ્યો. મહામુનિને જોતાં જ તેનું હૈયું ગદ્‌ગદ્‌ બની ગયું. તેની આંખમાંથી આંસુ છૂટી પડયાં. તે મહામુનિનાં ચરણોમાં ઢળી પડયો અને ધ્રૂસકે ધ્રૂસકે રડી રહ્યો.

‘ભાગ્યશાળી, આટલો બધો શોક શા માટે?’ મહામુનિએ ધ્યાન પૂર્ણ કરી વાત્સલ્યભર્યા શબ્દોથી રાજા સુકોશલને શાંત કરવા પ્રયત્ન કર્યો. પરંતુ સુકોશલનું રુદન ન અટકયું, તેમ જ કંઈ બોલી પણ ન શકયો.

'સુકોશલ! આમાં કોઈનો દોષ નથી. મારા પૂર્વકૃત કર્મનો જ દોષ છે...અને તે પણ સારા માટે જ છે. સહવાનો અવસર આપણા પાપોદય વખતે જ મળે છે.'

'પ્રભો! ખરેખર આ સંસાર જ પાપનું નિમિત્ત છે...એવા સંસારથી જ સર્યું...આપ કૃપા કરી મને આ સંસારથી જ ઉગારી લો...'

'સુકોશલની કેવી સૂક્ષ્મ દૃષ્ટિ! તેણે માતાનો દોષ ન જોયો. પરંતુ માતા પાસે ભૂલ કરાવનાર જે સંસાર...સંસારની વાસનાઓ...એમાં દોષ જોયો. જ્યાં સુધી જીવ સંસારની ભૌતિક વાસનાઓ પર વિજય ન મેળવે ત્યાં સુધી એ ભૂલો કરતો જ રહેવાનો...ગુના કરતો જ રહેવાનો. જીવને ગુના કરતો અટકાવવા માટે સંસારના વિષયોની વાસનાઓ ઓછી કરવી જ રહી. નામશેષ કરવી જ રહી.

વિશ્વ પર અધ્યાત્મવાદ આ કામ કરી રહેલ છે. એ મનુષ્યને વિષયોની સ્પૃહાથી અળગો બનાવે છે. બુરી વાસનાઓને ભૂંસી નાંખે છે. તેથી મનુષ્ય ભૂલો કરતો, ગુનો કરતો અટકે છે અને તેથી માનવસૃષ્ટિમાં શાંતિ અને સુખનું વાતાવરણ સર્જાય છે. અધ્યાત્મવાદ સિવાય મનુષ્યને કોઇ જ વાસના-વિનાશની પ્રેરણા અને પ્રોત્સાહન આપી શકે એમ નથી અને તે સિવાય અન્યાય અનીતિ દુરાચારો અટકે એમ નથી.

સુકોશલ યુવાન હતો. અયોધ્યાના વિશાળ રાજ્યનો અધિપતિ હતો, છતાં તેના હૃદય પર અધ્યાત્મવાદની પકડ હતી તેની દૃષ્ટિમાં જ્ઞાનની જ્યોતિ હતી. તે જ્યોતિથી તે જગતના પ્રસંગોને વાસ્તવિકતાની ભૂમિકાએ જોઈ શકતો.

ખરેખર સહદેવીનો શો ગુનો હતો ? તેને પુત્રસ્નેહની વાસના સતાવતી હતી. એ વાસનાએ એને રાજર્ષિ પર દ્વેષ કરાવ્યો. 'આમને જોઇને પુત્ર પણ ચારિત્ર લઈ લેશે... પછી મારું કોણ ?' ખરેખર ગુનેગાર તો વાસના હતી. સહદેવીનો આત્મા તો નિમિત્તમાત્ર હતો.

રાજમહેલમાં કોલાહલ મચી ગયો. દાસદાસીઓ દ્વારા વાત આખા મહેલમાં વ્યાપક બની ગઈ. સહદેવી પર છૂપી રીતે સહુ તિરસ્કાર વરસાવવા લાગ્યાં. પરંતુ રાજમાતાને કહી કોણ શકે ?

સહદેવીને પણ ખબર પડી ગઈ કે સુકોશલને રાજર્ષિના આગમની જાણ થઈ ગઈ છે અને તુરત તે અશ્વારૂઢ બનીને ગામ બહાર દોડી ગયો છે. તે હાંફળીફાંફળી બની ગઈ. તેણે તુરત જ મંત્રીગણને બોલાવ્યો અને પોતે સુકોશલની પત્ની ચિત્રમાલા પાસે દોડી ગઈ.

ચિત્રમાલા એક સાત્ત્વિક અને પતિવ્રતા સન્નારી હતી. સુકોશલના આધ્યાત્મવાદી આત્માથી તે સુપરિચિત હતી; એથી એના હૈયામાં આનંદ હતો. કારણ કે એ પણ એમ જ માનતી હતી કે આ જીવનમાં જો પુરુષાર્થ કરવા જેવો હોય તો આત્મકલ્યાણ માટે જ કરવા જેવો છે, પરંતુ હાલ

તે ગર્ભવંતી બનેલી હતી.

'ચિત્રમાલા, ગજબ થઈ ગયો...તને ખબર પડી?' સહદેવીએ શયનગૃહમાં પેસતાં જ કહ્યું.

'ના માતાજી.' ચિત્રમાલાએ ઊભા થઈને રાજમાતાને પ્રણામ કર્યા.

'રાજર્ષિ અયોધ્યામાં પધાર્યા છે. સુકોશલને ખબર પડી...એ રાજર્ષિ પાસે દોડી ગયો છે...હવે...'

'માતાજી આપ ચિંતા ન કરો. હું હમણાં જ જાઉં છું...તેમને વિનવીશ...'

'પણ નહીં માને તો...' સહદેવી જાણે ભવિષ્યને જોઈ રહી હતી.

'તો એમના પર અમારો અધિકાર ક્યાં છે? એમનો અમારા પર અધિકાર છે.'

સહદેવી ચિત્રમાલાને જોઈ રહી, ત્યાં દાસી આવી કહી ગઈ કે મહામંત્રી વગેરે આવી ગયા છે. સહદેવી ચિત્રમાલાને પરિવાર સાથે સુકોશલ પાસે જવાનું કહી પોતે પોતાના આવાસમાં પહોંચી.

'મહામંત્રીજી, આપે બધી વાત જાણી તો હશે જ.

'હા જી.'

'આપે શું વિચાર્યું?'

'મને તો લાગે છે કે મહારાજા રાજર્ષિ પાસેથી પાછા નહીં આવે...'

'હે'?' સહદેવીની આંખમાંથી આંસુ ટપકી પડ્યાં.

'માતાજી, આપ ચિંતા ન કરો. શોક ન કરો. અયોધ્યાના રાજકુળની આ તો અસંખ્યકાળથી ચાલી આવતી રીતિ છે!'

'પરંતુ રાજ્યસિંહાસન ખાલી પડે તેનું શું?'

'બસ, તેમને રોકવા માટેનો આ એક જ ઉપાય છે. તેમની સામે આ પ્રશ્ન મૂકીએ અને રોકાઈ જાય તો જુદી વાત.'

'તો પછી આપ સહુ તુરત જ જાઓ અને સમજાવો.'

મહામંત્રી રાજ્યના મુખ્ય મુખ્ય અધિકારીઓને લઈને રાજર્ષિ કીર્તિધરની પાસે પહોંચ્યા. તેમની પાછળ અયોધ્યાનાં હજારો સ્ત્રી-પુરુષો પોતાના પ્રિય રાજર્ષિનાં દર્શન કરવા દોડી ગયાં.

સહુ ગયાં...સહદેવી ન ગઈ. એનું ચિત્ત દ્વેષની જ્વાલાઓથી સળગી ઊઠ્યું હતું....રાજર્ષિ કીર્તિધર પર તેણે મનોમન ભારે રોષ ઠાલવ્યો. પરંતુ એ રોષનો અગ્નિ કીર્તિધરને કંઈ જ ન કરી શક્યો. બલ્કે સહદેવીની સમતા-સમાધિને ભરખી ગયો.

'શું કરું! રાજર્ષિને તો મેં નગર બહાર કઢાવી મૂક્યા...પરંતુ છોકરો જ બુદ્ધિ વિનાનો હોય...કૃતઘ્ન હોય ...તેનું શું થાય? એ મૂર્ખને મારો વિચાર પણ આવતો નથી. મેં એને સહાય કરી. એને સારામાં સારી કન્યા શોધીને પરણાવ્યો...આ બધા ઉપકારો એ ભૂલી ગયો અને

સાધુ બની જવા હાલી નીકળ્યો...' સહદેવીની આંખમાંથી આગ વરસવા લાગી. તેણે દાંત પીસ્યા બે હાથને જોરથી દાબ્યા...રાજર્ષિ કીર્તિધરને અને રાજા સુકોશલને જાણે પીસી નાંખવાની દૃષ્ટિ વાસનામાં રમી રહી.

રાગ અને દ્વેષની કેવી ક્રૂર રમત ચાલી રહી છે! ક્ષણો પહેલાં જે પુત્ર પરના સ્નેહને વશ બની પોતાના પતિ રાજર્ષિને નગર બહાર કાઢી મુકાવ્યા તે જ પુત્ર પર અત્યારે... તે વિચારો સિવાય કંઈ જ કરી શકવા સમર્થ નથી માટે એટલેથી અટકી...બાકી જો સંયોગો હોય તો રાગ અને દ્વેષ જીવ સાથે ઘોરદારુણ વર્તા કરાવતાં અચકાય નહીં.

ચિત્રમાલા રથમા બેસીને પરિવાર સાથે ઝડપથી નગર બહાર આવી પહોંચી. વટવૃક્ષને થોડે દૂર રથને થંભાવી, ચિત્રમાલા નીચે ઊતરીને મર્યાદાપૂર્વક વિનય સહિત મહામુનિ સમક્ષ આવી. વિધિપૂર્વક વંદન કરી, તે યોગ્ય જગ્યાએ બેઠી. એની પાછળ પરિવાર પણ બેસી ગયો.

મહારાજા સુકોશલ મહર્ષિના ચરણ પકડીને બેઠા હતા.

મૌન પથરાયું. કોઈ કંઈ બોલતું નથી ત્યાં મહામંત્રી મંત્રીમંડળ સાથે આવી પહોંચ્યા. રાજર્ષિને વંદન કરી તેઓ મહારાજા સુકોશલની સામે વિનયપૂર્વક બેઠા.

'પ્રભુ આપે અયોધ્યામાં પધારી અમારા પર મહાન કૃપા કરી...અજ્ઞાન સેવકોએ આપને ઓળખ્યા નહીં... આપની સાથે અનુચિત વર્તાવ કર્યો...આપ કૃપાસાગર છો. અમારી ભૂલને ક્ષમા કરશો.' મહાઅમાત્યે અંજલિ જોડીને

ક્ષમાયાચના કરી.

'મહામંત્રી, સેવકોએ ઉચિત જ કર્યું છે. આવો પ્રસંગ આપીને તેઓ મારા કર્મનો ક્ષય કરવામાં સહાયક બન્યા છે!' મહામુનિએ મુખ પર આછેરું સ્મિત કરીને કહ્યું.

'પ્રભો! સહાયક સેવકો નથી થયા, મારી માતા થઈ છે!' સુકોશલે સ્પષ્ટતા કરી.

'એમાં પણ આપના પ્રત્યેનો માતાનો સ્નેહ નિમિત્ત બન્યો છે. કૃપાનાથ!' મહામંત્રીએ મહારાજાની સામે જોઈને કહ્યું.

'એ સ્નેહ સાચો સ્નેહ નથી, પરંતુ સ્વાર્થ છે, મહામંત્રી! સંસારમાં સાચો સ્નેહ હોય પણ ક્યાંથી? સંસાર નામ જ એનું કે જ્યાં સ્વાર્થ સાધવાની જ રમતો રમાતી હોય...માટે ખરેખર તો સંસારવાસ જ સર્વ પાપોનું કારણ છે...માટે મારે આ સંસારથી જ સર્યું... હું સંસારનો ત્યાગ કરી પિતાજીના ચરણોમાં જીવન અર્પણ કરવા તૈયાર થયો છું.'

'નાથ, પણ આમ રાજ્યને રઝળતું મૂકી આપે ચારિત્ર લેવું યોગ્ય નથી. રાજા વગરના રાજ્યની શી સ્થિતિ થાય, તે શું આપ નથી જાણતા?' ચિત્રમાલાએ ગદ્‌ગદ્ સ્વરે સુકોશલને વિનંતી કરી.

'દેવી, રાજ્યનો વારસદાર ગર્ભસ્થ છે એટલે રાજ્ય સનાથ જ છે. હું ગર્ભસ્થ પુત્રનો રાજ્યાભિષેક કરીશ.' સુકોશલે માર્ગ બતાવ્યો.

'પરંતુ આપ પિતાજીનો જ વિચાર કરો. તેઓએ આપનો રાજ્યાભિષેક કરીને પછી જ ચારિત્ર સ્વીકાર્યું હતું.' ચિત્રમાલાએ રાજર્ષિની સામે જોઇને કહ્યું.

'તમારી વાત સાચી છે. હું પણ પુત્રનો રાજ્યાભિષેક કરવા માગું છું. તફાવત એટલો છે કે મારો જન્મ થયા પછી પિતાજીએ રાજ્યાભિષેક કર્યો હતો, હું ગર્ભસ્થ પુત્રનો અભિપેક કરવા માગું છું !'

આપ થોડાંક વર્ષ રહી જાઓ એવી મારી આજીજી-ભરી વિનંતી છે...' ચિત્રમાલાની આંખમાં આંસુ ઊભરાયાં.

'તમે શોક ન કરો. તમે મારા અંતરાત્માથી પરિચિત છો...મારું દિલ સંસારવાસમાં હવે રહી શકે એમ નથી... હવે એક ક્ષણ પણ મને આકરી લાગી રહી છે...એકાંતે આત્મપરાયણ બનીને કર્મોનાં બંધનો તોડીને...પરમપદને પ્રાપ્ત કરી લેવાની તીવ્ર ભાવના જાગી ઊઠી છે...હવે મને સંસારવાસમાં રોકીને તમે મને સુખી કરી શકશો ? તમને પણ હું શું સુખ આપી શકીશ ?' સુકોશલે ચિત્રમાલાની સામે જોયું.

અત્યાર સુધી મૌન રહીને સાંભળી રહેલા રાજર્ષિએ મધુર વાણીમાં ચિત્રમાલાને કહ્યું :

'હે ભાગ્યવંતી ! સુકોશલના શ્રેયોમાર્ગમાં તમારે સાથ આપવો જોઇએ. પરમાત્મા જિનેશ્વર દેવના શાસનને સમજેલા આત્માનું એ જ કર્તવ્ય હોય.'

બસ, હવે ચિત્રમાલાને કંઈ બોલવાનું સૂઝયું નહિ.

તેણે મહર્ષિને અંજલિ જોડીને તેઓશ્રીનું વચન સ્વીકારી લીધું. મંત્રીવર્ગે પણ મૌન રહીને પોતાની અનુમતિ પ્રદર્શિત કરી. એકઠા થયેલાં હજારો નરનારીઓ તો પોતાના લાડીલા યુવાન મહારાજાને ચારિત્ર લેવા તૈયાર થયેલા જોઈ ચોધાર આંસુએ રડી રહ્યાં. મહારાજા સુકોશલે ત્યાં સહુને જીવનના મહાન કર્તવ્યને સમજાવ્યું, આત્મતત્ત્વની ઓળખ કરાવી. કર્મનાં બંધનોથી મુક્ત કરવાની પ્રેરણા આપી. ત્યાં જ ગર્ભસ્થ પુત્રનો રાજ્યાભિષેક કરીને મહારાજા સુકોશલે રાજર્ષિ કીર્તિધર પાસે સંયમ સ્વીકારી લીધું.

દીક્ષાના સમાચાર વાયુવેગે સહદેવીને મળી ગયા. તે ધરણી પર ઢળી પડી. દાસીઓએ શીતળ જલનો છંટકાવ કરીને વાયુના વીંઝણા ઢાળીને સભાન કરી. પરંતુ તેનો કલ્પાંત મંદ ન પડયો. ક્ષણે-ક્ષણે, દિવસે-દિવસે અને મહિને-મહિને કલ્પાંત-વેદના વધતી ચાલી. ચિત્રમાલાએ ઘણું ઘણું આશ્વાસન આપ્યું, પરંતુ નિષ્ફળ...મંત્રીમંડળે વારંવાર સમજૂતી કરી...પરંતુ નિરાશા...એ ઝૂરતી જ રહી...ઝૂરતી જ રહી.

તેણે ખાવાનું ત્યજી દીધું, નહાવાનું ત્યજી દીધું, ફરવાનું ત્યજી દીધું. કયારેક તે રાગાકુલ બની પુત્ર સુકોશલને યાદ કરતી હૈયાફાટ રુદન કરવા લાગી...કયારેક દ્વેષ પ્રચંડ બની...અંગેઅંગમાંથી સુકોશલ પર અગ્નિવર્ષા કરવા લાગી. કયારેક પાગલ જેવી અટ્ટહાસ્ય કરવા લાગી.

તન-મનની શક્તિઓ ક્ષીણ થઈ ગઈ. એક દિવસે...

સંધ્યાના સમયે સહદેવીનો આત્મા માનવદેહને ત્યજી ગયો.

રાગ અને દ્વેષની રમતમાં તેણે માનવજિંદગીનો જુગાર ખેલ્યો.

માનવજિંદગી તે હારી ગઈ...જુગાર ખેલવાની અધૂરી તમન્નાઓ લઈ તે એક ગિરિ–ગુફામાં પહોંચી ગઈ... વાઘણના પેટે વાઘણ તરીકે અવતરી. અહીં તેને દ્વેષની રમત ખેલવાનું મોટું ક્ષેત્ર મળી ગયું...અમર્યાદ ક્ષેત્ર મળી ગયું !

બીજી બાજુ પિતા–પુત્રને રાગ–દ્વેષ પર વિજય મેળવી લેવાનું વિશાળ ક્ષેત્ર મળી ગયું! નિર્મમ અને નિષ્કષાય બની પિતા–પુત્ર પૃથ્વી–પટને પાવન કરી રહ્યા.

વીતરાગતાને વરવા માટે તેમણે ધરખમ પુરુષાર્થ આદર્યો. તનને તપશ્ચર્યામાં રોકી મનને ધ્યાનમાં પરોવી દીધું. અયોધ્યાના રાજેશ્વરો...ધરાતલના યોગીશ્વરો ભારતને નિવૃત્તિમાર્ગની શ્રેષ્ઠતા બતાવી રહ્યા.

ચાતુર્માસનો કાળ નિકટ આવતો હતો રાજર્ષિ સુકોશલનો આત્મા ભવ્ય સાધના કરવા ઉછાળા મારી રહ્યો હતો તેમણે યોગીશ્વર કીર્તિધરનાં ચરણોમાં વંદન કરી અંજલિ જોડી પ્રાર્થના કરી:

'પ્રભુ ! ચાતુર્માસનો કાળ નિકટ આવી રહ્યો છે.'

'હા, મુનિ !' કીર્તિધર મહાયોગીએ સુકોશલની આંખોમાં ચમકતું તેજ જોયું.

'પ્રભુ, આપણે કોઈ ગિરિગુફામાં જઈએ...પ્રાસુક જગાએ ચારે માસ પરમાત્મધ્યાનમાં રહીએ...જો આપ કૃપાળુની...'

'મુનિ! તમારો મનોરથ સુંદર છે.' મહામુનિએ સુકોશલ મહાત્માની ભાવનાને વેગ આપ્યો.

'તો આપણે એવી કોઈ ગિરિગુફા તરફ વિહાર કરીએ.'

પિતા–પુત્રની કેવી અદ્ભુત જોડી! એક સાધનામાર્ગ! એક સાધનાવિચાર! એક તમન્ના...એક જ આદર્શ!

બંનેએ વિહાર કર્યો. વસંત-પર્વતની તળેટીમાં પહોંચ્યા.

બાજુમાં જ ગોવાળોનું એક નાનકડું ગામ વસેલું હતું. મહાત્માઓએ ત્યાં ચાર મહિનાના ઉપવાસનું અંતર-પારણું કરીને પર્વત પર આરોહણ કરવા માંડ્યું. એક પછી એક શિખરો વટાવતાં તેઓ એક વિશાળ ગુફાને દ્વારે આવી પહોંચ્યા.

એક મોટી શિલાને જ કોરીને ગુફા બનાવવામાં આવી હતી. ગુફામાં મનોરમ શિલ્પકળાના દર્શન થતાં હતાં. વિશેષતા તો એ હતી કે એ જ શિલામાં એક ભવ્ય જિનમૂર્તિ બનાવવામાં આવી હતી.

નીરવ શાંતિ હતી. સાધનાનુકૂળ વાતાવરણ ઊપસેલું હતું. બંને મહાત્માઓએ ગુફાના અધિષ્ઠાયકની અનુજ્ઞા-પ્રાર્થના કરી શ્રી જિનેશ્વર ભગવંતની ભાવ–અર્ચના કરી; અને ધ્યાનોપાસનાનો આરંભ કર્યો.

ન હતું ખાવાનું કે ન હતું પીવાનું! ચાર મહિનાના

ઉપવાસ! એક જ કામ હતું આત્માને પરમાત્મભાવ સાથે જોડી દેવાનું. જેમ જેમ દિવસો પસાર થવા લાગ્યા તેમ. તેમ તેઓને અગમ–અગોચર અનુભવ–પ્રકાશ પ્રાપ્ત થવા લાગ્યો. સહજ જ્ઞાનસ્ફૂરણો પ્રગટવા લાગ્યાં અનુપમ આનંદાનુભૂતિ થવા લાગી.

તેઓ આ જ સૃષ્ટિ પર હોવા છતાં આ સૃષ્ટિ પર વિલસી રહેલા અજ્ઞાન...મોહ...રાગ...દ્વેષ...કામ...ક્રોધ. માન...માયા વગેરે અસંખ્ય પાપ પિશાચો, એ ગિરિગુફામાં રહેલી હૃદયગુફાઓના દ્વારે પણ ડોકાઈ શકતા ન હતા.. તેમની આસુરી શક્તિ મહાત્માઓની અનંત આત્મશક્તિ આગળ લાચાર બનીને રખડી રહી હતી.

મહાત્મા સુકોશલનું આત્મબળ ઝગારા મારી રહ્યું હતું. વીતરાગતાની જ્યોતિ તેમની નિકટ આવી રહી હતી.. આત્મસુખનો સાગર હિલોળે ચઢયો હતો.

ચાર માસ પૂર્ણ થયા.

બંને મહાત્માઓએ ગદ્દગદ્દ કંઠે ભક્તિભર્યા હૈયે ભગવંત શ્રી જિનેશ્વરદેવનાં ચરણોમાં ભક્તિનાં પુષ્પ ચઢાવ્યાં.. રોમાંચિત શરીરે...બંને ગુફાની બહાર નીકળ્યા.

વસંતપર્વતની વનરાજીઓએ નમીનમીને બંને યોગીશ્વરોનું સ્વાગત કર્યું.

પક્ષીઓએ પ્રદક્ષિણા દીધી.

પરમબ્રહ્મ તૃપ્તિનો અનુભવ કરતા...ધ્યાનસુધાની. ઓડકાર પરંપરાનો આસ્વાદ કરતા પિતા પુત્ર વસંતાદ્રિપરથી.

ઊતરવા લાગ્યા.

તેમની દૃષ્ટિ ભૂમિ પર મંડાઇ હતી. એટલામાં એક વાઘણની દૃષ્ટિ તેમના પર મંડાઇ.

એ જ વાઘણ...માનવજીવનને હારી ગયેલી સહદેવીનો આત્મા !

સુકોશલને જોતાં જ વાઘણની વૈરવૃત્તિ જાગી ઊઠી. તેનું કલ્પાંતકાળ સમું ડાચું પહોળું થયું. પર્વતશિલાઓને ફાડી નાંખે તેવી ત્રાડ પાડી...એણે છલાંગ મારી. એક... બે અને ત્રણ...છલાંગે તો તે બંને મહાત્માઓની નજીક આવી પડી.

જ્યાં વાઘણની ગર્જના થઇ ત્યાં જ બંને મહાત્માઓ સાવધાન બની ગયા.

તેમને કંઇ ભાગવાનું ન હતું. તેમને વાઘણથી કંઇ ડરવાનું ન હતું ! કે વાઘણથી દેહનું રક્ષણ કરવાનું ન હતું !

એ તો સાવધાન થયા આત્મ–સમાધિ માટે. દેહોત્સર્ગ સમયે સમતાની સિદ્ધિ માટે.

બંને મહાત્માઓ ધ્યાનસ્થ બનીને ઊભા રહી ગયા. જગતની તમામ જીવસૃષ્ટિને ખમાવી દઈ, પરમકૃપાળુ પરમાત્મા જિનેશ્વરદેવના ધ્યાનમાં લીન થઇ ગયા...તેઓના આત્મસૃષ્ટિમાંથી જગતના તમામ પદાર્થો દૂર થઇ ગયા...યાવદ્ પોતાનો દેહ પણ દૂર થઈ ગયો પરબ્રહ્મમાં લીનતાને સિદ્ધ કરી લીધી.

વાઘણે છલાંગ મારી...તેના ક્રૂર પંજા મહાત્મા સુકો-

શલના દેહ પર તૂટી પડ્યા. મુનિનો દેહ ધરણી–તલ પર ઢળી પડ્યો...આત્મા તો પરમબ્રહ્મની લીનતામાં ઊંચે આરોહણ કરતો હતો.

ચટ્...ચટ્...ચટ્ ચામડા ચીર્યાં...

ગટ્...ગટ્...ગટ્ રુધિર પીધાં...

ત્રટ્...ત્રટ્...ત્રટ્ માંસના લોચા તોડ્યા. હોંશે હોંશે ખાધા.

જુઓ, આ એક વખતની સ્નેહસભર મા ! પુત્ર ખાતર પાગલ બની જનારી મા ! જે પુત્રને એક વાર પોતાના હૃદયનું અમૃતપાન કરાવનારી આજે એ પુત્રના દેહનું રુધિર પીને બદલો લઈ રહી છે ! જે પુત્રના દેહને ગોદમાં લઇ હુલરાવનારી મા...આજે પુત્રના દેહનું માંસ ફાડી-ફાડીને ખાઇ રહી છે ! જે પુત્રના દેહચર્મને ચુંબનથી આલિંગન દેનારી મા...આજે એ પુત્રના દેહચર્મને કસાઇની જેમ ચીરી રહી છે !

આ છે સંસાર...સંસારના પરિણામ–દારુણ સ્નેહ–સંબંધો !...પરિણામદર્શી જ્ઞાની આત્માઓ સંસારને...સંસારના સ્નેહસંબંધોને છોડી જાય છે, તે આ માટે.

**'સંસારના સ્નેહ–સંબંધોમાં વિવેકશૂન્ય બની અમે કોઈ પણ જીવ સાથે અન્યાય કરનાર ન બની જઇએ...' આ વિશાળ દૃષ્ટિ જ્ઞાની પુરુષોને સંસારના સ્નેહ–સંબંધોથી મુક્ત બનાવે છે.**

દેહ પરથી સાવ મમત્વશૂન્ય બની ગયેલા મહાત્મા

સુકોશલ, જ્યારે તેમનો દેહ વાઘણથી વિદારાતો હતો ત્યારે, ધર્મધ્યાનમાંથી શુક્લધ્યાનમાં આરૂઢ બન્યા...ધ્યાનાગ્નિમાં ઘાતીકર્મો હોમાઈ ગયાં. કૈવલ્ય પ્રગટ થયું...અઘાતિકર્મો પણ પૂર્ણ થઈ ગયાં અને તેમનો આત્મા અનંત સિદ્ધ ભગવંતોના સહવાસમાં જઈને બેસી ગયો.

માત્ર કોરા હાડકાને ત્યાં મૂકી, દારૂણ વૈરભાવનાને સંતોષી વાઘણ ત્યાંથી ચાલી ગઈ.

મહાત્મા કીર્તિધરને પણ ધ્યાનની ધારામાં કૈવલજ્ઞાન પ્રગટ થયું...કૈવળજ્ઞાનના પ્રકાશમાં તેમણે પુત્ર સુકોશલને અનંતના ધામમાં પૂર્ણ સુખમાં મહાલતો જોયો.

# 33

## હિરણ્યગર્ભ

સુકોશલપ્રિયા ચિત્રમાલાએ પુત્રને જન્મ આપ્યો.

પુત્રનું નામ 'હિરણ્યગર્ભ' રાખવામાં આવ્યું. કાળક્રમે હિરણ્યગર્ભ યૌવનવયમાં આવ્યો.

ચિત્રમાલાએ મૃગાવતી નામની સુશીલ રાજકન્યા સાથે હિરણ્યગર્ભનું લગ્ન કર્યું.

હિરણ્યગર્ભે રાજ્યનો વહીવટ સંપૂર્ણતયા સંભાળી લીધો. માતા ચિત્રમાલાએ આત્મસાધનામાં ચિત્ત પરોવ્યું.

વર્ષોને વીતતાં કેટલી વાર! હિરણ્યગર્ભ વૃદ્ધાવસ્થાને વારે આવી પહોંચ્યો...પરંતુ સુખવૈભવના નશામાં, માનવજિંદગીનો તે સદુપયોગ ન કરી શક્યો...હા, ક્યારેક ક્યારેક પોતાના ચારિત્રી પૂર્વજોની પરંપરા તેની સ્મૃતિમાં ઊભરાઈ આવતી...અને અલ્પ ક્ષણોમાં ઓસરી જતી...હા, એ સ્મૃતિની સૂક્ષ્મ ચિનગારીઓ ક્યાંક ક્યાંક રહી જતી હશે!

રાણી મૃગાવતીનો પ્રેમ હજુ પણ એવો જ અસ્ખલિત ધારાએ વહી રહ્યો હતો.

એ પ્રેમના પ્રવાહમાં હિરણ્યગર્ભ મત્ત બનીને મહાલી રહ્યો હતો. રોજ મૃગાવતી હિરણ્યગર્ભની કેશભૂષા અને વસ્ત્રભૂષા કરતી...પતિની સેવામાં નિરંતર રત રહેતી. તેને મન પતિ એ જ સર્વસ્વ હતું. એને જે કંઈ પ્રિય હતું તે બધું જ તે પોતાના પતિમાંથી પ્રાપ્ત કરતી.

એક પ્રભાતે, વિભૂષાગૃહમાં મૃગાવતી હિરણ્યગર્ભની કેશભૂષા કરવામાં તલ્લીન હતી...ત્યાં અચાનક તેની નજરમાં હિરણ્યગર્ભના માથે 'સફેદ વાળ' દેખાયો. અને તે સહસા બોલી ઊઠી :

'નાથ, દૂત આવ્યો !'

'ક્યાં છે ?' હિરણ્યગર્ભે દ્વાર તરફ દૃષ્ટિ કરી... આગળ...પાછળ જોયું...તો કોઈ મનુષ્ય ન દેખાયો. તેણે મૃગાવતી સામે જોયું...મૃગાવતી ખડખડાટ હસી પડી.

'દૂત દ્વાર પર નથી...આજુબાજુ નથી, ઉપર છે.' મૃગાવતીએ હિરણ્યગર્ભનું કુતૂહલ વધારી દીધું. રાજાએ ઉપર જોયું...ત્યાં તો રત્નજડિત ઝુમ્મરો અને છત પર આલેખિત નયનરમ્ય ચિત્રાવલિ હતી !

'આ રહ્યો દૂત !' કહેતાં મૃગાવતીએ કુશળતાથી પતિના માથેથી સફેદ વાળ તોડીને હિરણ્યગર્ભના હાથમાં મૂક્યો.

'અહો, આ તો ભયંકર યમદૂત છે....' આંખો પહોળી

કરીને હિરણ્યગર્ભ પોતાના હાથમાં રહેલા યમદૂતને જોઈ રહ્યા.

'દેવી, તમે ખરેખરા દૂતને બતાવી દીધો...યમરાજ ધસમસતો આવી રહ્યો છે...આપણે એના પર વિજય પ્રાપ્ત કરવા માટે સખત પૂર્વ તૈયારી કરવી જોઇએ.'

વિદૂષી રાણી પતિના કથનનું તાત્પર્ય સમજી ગઇ... પરંતુ સમજતાં જ એના કોમળ દેહમાં એક આછી કંપારી પ્રસરી ગઈ. હિરણ્યગર્ભ તે કળી ગયો.

'ભય લાગ્યો દેવી ?'

'ભય તો નહિ પરંતુ...'

'આ તો અયોધ્યાના કુળની, અસંખ્યકાળથી સતત ચાલી આવતી, પરમપવિત્ર પરંપરા છે ! મૃત્યુ પર વિજય પ્રાપ્ત કરવાની અને તે માટે સંસાર ત્યજી સાધુતા-સ્વીકારની !'

મૃગાવતી મૌન રહી. પરંતુ તેના ચિત્તમાં એક પછી એક અનેક પ્રશ્નોની હારમાળા ઊઠી, કારણ કે તે વિદુષી હતી, એક મહાન દેશની પટ્ટરાણી હતી.

'નાથ, શું મૃત્યુ પર વિજય પ્રાપ્ત કરવો જરૂરી છે ?'

હિરણ્યગર્ભ મૃગાવતીની સામે જોઇ રહ્યો....પછી તેણે પોતાની બંને આંખો બંધ કરી લીધી અને તે પોતાની આત્મભૂમિ પર પહોંચી ગયો...કે જ્યાં જ્ઞાનનો પ્રકાશ છે....વિવેકનું અજવાળું છે...રાજાને પ્રકાશ પ્રાપ્ત થયો...દીર્ઘકાળના રંગરાગભર્યા જીવનમાં જે આનંદ

નહોતો અનુભવ્યો તે આનંદ તેને આ જ્ઞાનપ્રકાશ પ્રાપ્ત થતાં થયો. તેણે આંખો ખોલી...મૃગાવતીની સામે જોયું.

'દેવી, શું મૃત્યુ પર વિજય પ્રાપ્ત કર્યા વિના અનંત...અપાર...અક્ષય સુખ મળી શકે એમ છે?' હિરણ્યગર્ભે સામો પ્રશ્ન પૂછ્યો.

'શું સંસારનાં આ સુખોમાં કોઇ ખામી છે? આનો ત્યાગ કરવાની શી જરૂર છે?'

'કયા સુખમાં ખામી નથી? ખાવાના, પીવાના, પહેરવાના ભોગવવાના, સત્તાના, શ્રીમંતાઇના...કયા સુખમાં સ્વાધીનતા છે? કયા સુખમાં અક્ષયતા છે? કયા સુખમાં નિર્ભયતા છે?'

'ત્યારે શું સંસારનાં તમામ સુખોમાં પરતંત્રતા, ક્ષયશીલતા અને ભયપ્રદતા છે?'

'અનુભવથી સમજાય છે! ભોગનું સુખ લો. એ સુખ મેળવવા માટે મારે તમારી પરતંત્રતા અને તમારે મારી પરતંત્રતા. તમે નાખુશ તો મને ભોગનું સુખ મળે? બીજે લેવા જાઉં તો ત્યાં પણ બીજાની ખુશી પર જ એ સુખ મળવાનું ને? એવી રીતે પરતંત્ર બનીને પણ જે ભોગસુખ મેળવ્યું તે શું અક્ષય છે? ઇન્દ્રિયો શિથિલ થતાં એ સુખની ઇચ્છા થતાં મેળવી શકાતું નથી...મેળવવા જતાં રોગોનો ભય દેખાય છે! એવી રીતે તમે કોઇ પણ સુખ તરફ દૃષ્ટિ કરો...'

'આપની વાત સત્ય છે...પરંતુ શું આ સુખોના ત્યાગ વિના, મૃત્યુ પર વિજય પ્રાપ્ત ન કરી શકાય?'

'સ્વતંત્ર, નિત્ય અને અભય સુખની તીવ્ર તમન્ના જાગ્રત થયા પછી; પરતંત્ર, અનિત્ય અને ભય ભરેલાં સુખનો ત્યાગ કરવાની વાત સમજાવવી પડે એવી છે ? સાંસારિક સુખોનો ત્યાગ કરવાની ઇચ્છા જો નથી જાગતી, તો સમજવું જોઈએ કે મૃત્યુના વિજયથી પ્રાપ્ત થનારાં સ્વતંત્ર, નિત્ય અને અભય સુખોનું હજુ પ્રબળ આકર્ષણ નથી થયું !'

કલાક પહેલાંનો રંગ-રાગમાં ડૂબેલો રાજા...કલાક પછી એક તત્ત્વજ્ઞાની વૈરાગી બની ગયો ! ક્યાંથી આવ્યું આ તત્ત્વજ્ઞાન ? તત્ત્વજ્ઞાન કે વૈરાગ્યને બહારથી થોડાં જ લાવવાનાં હોય છે ? એ તો સૂતેલો આત્મા જ્યાં જાગ્યો કે તત્ત્વજ્ઞાન અને વૈરાગ્ય રેલાઈ ગયાં સમજો ! હિરણ્યગર્ભનો આત્મા 'સફેદ વાળ' રૂપી યમદૂતના આગમનથી જાગી ગયો છે.

'શું મૃત્યુ પર વિજય મેળવ્યા પછી જ એવું અનુપમ સુખ મળે છે ?'

મૃગાવતીની જિજ્ઞાસા તૃષાતુર હરણના જેવી બની ગઈ છે...તૃષા છીપાવવા તે તત્ત્વામૃત પીતી જ જાય છે.

'હા, જ્યાં સુધી મૃત્યુ છે...ત્યાં સુધી એવું સુખ મળે એમ નથી...જ્યાં સુધી શરીર સાથે આત્માનો સંયોગ છે, ત્યાં સુધી મૃત્યુ છે. મૃત્યુ પર વિજય મેળવ્યા પછી શરીર રહિત, કેવળ આત્માનું જીવન આરંભાય છે...ત્યાં મૃત્યુ આવી શકતું નથી ! બસ, શરીરના સંયોગ વિનાનું કેવળ આત્માનું જ જીવન આરંભાયું કે સ્વાધીન-નિત્ય

અને અભય સુખની અનંત મસ્તી પ્રાપ્ત થઈ ગઈ.'

'એનો અંત ખરો ?'

'ના રે ! એનો અંત જ નહિ ! માટે તો તે નિત્ય કહેવાય છે ! માટે તો એ અનંત કહેવાય છે !'

'સુખ તો એ જ ખરેખર મેળવવા જેવું છે...પરંતુ શું સાધુનો વેશ ધારણ કર્યા સિવાય અહીં મહેલમાં જ રહીને, એ મેળવવાનો પુરુષાર્થ ન થઇ શકે ?'

'શું એમ નથી લાગતું કે મહેલ તરફની આસક્તિ સાધુવેશને ધારણ કરવામાં અટકાયત કરે છે ? આસક્તિ તોડવાની જરૂર ખરી કે નહિ ?'

'શું આસક્તિ વિના મહેલમાં ન રહી શકાય ?'

'જો આસક્તિ જ ન હોય તો પછી મહેલમાં શા માટે રહેવું ? વન–જંગલોમાં કેમ ન રહેવું ?'

'મહેલમાં રહેવાથી, રાજ્ય પ્રત્યેનાં, કુટુંબ પ્રત્યેનાં, બીજા કર્તવ્યો બજાવી શકાય ને ? સાથે સાથે આપણું આત્મહિત પણ થાય.'

'દેવી, હજુ શું સાંસારિક કર્તવ્યો બજાવવાનાં બાકી છે ? શું જીવનના છેલ્લા શ્વાસ સુધી સંસાર જ કર્તવ્ય છે ? રાજ્યનાં કર્તવ્યોને બજાવવાની જવાબદારી હવે આપણા શિરે નથી. નઘુષ રાજ ચલાવવા માટે યોગ્ય છે. જીવનમાં કોઇ પણ એક કર્તવ્ય સદાને માટે હોતું નથી... જીવનના ભિન્ન ભિન્ન કાળમાં કર્તવ્યો પણ ભિન્ન ભિન્ન હોય છે.'

મૃગાવતી મૌન રહી. તેના મૌનમાં ગંભીરતા હતી, ગહનતા હતી... તેના હૃદયમાં પતિના વિચારોએ પ્રવેશ કર્યો હતો. તે વિચારોને હૃદયમાં જડી દેવા માટે, તેણે કોઈ પણ પ્રતિપક્ષી વિરોધી વિચાર હૃદયમાં રહી ન જાય, તે માટે શોધી શોધીને તેનો નિકાલ કરવા માંડયો.

તેણે હિરણ્યગર્ભને ઉપરાઉપરી અનેક પ્રશ્નો પૂછયા. તે હિરણ્યગર્ભના વિચારોનો સામનો કરવા માટે નહિ, પરંતુ હિરણ્યગર્ભના વિચારોને ઠીક રીતે સમજવા માટે... વિશેષ સ્પષ્ટતાથી સમજવા માટે.

**આજે મનુષ્ય મોટે ભાગે, બીજાના ઉદાત્ત વિચારો સાંભળીને, એ વિચારોને તોડી પાડવા માટે પ્રશ્નોનો હુમલો કરે છે. બીજાના ઉત્તમ વિચારોને સમજવાની રીત નથી રહી. પોતાના જ વિચારોને સર્વોપરી માની લેવાનું મિથ્યાભિમાન વધી રહ્યું છે.**

'દેવી, કયા વિચારમાં પડી ગયાં ?' મૃગાવતીને મૌન રહેલ જોઈ હિરણ્યગર્ભે પૂછયું.

'આપના પવિત્ર, ભવ્ય આશયને સમજવા પ્રયત્ન કરી રહી છું...કારણ કે મારે પણ આપના જ માર્ગે આવવું છે ને !'

'બહુ સરસ.' હિરણ્યગર્ભને આનંદ થયો.

હિરણ્યગર્ભ વિભૂષાગૃહમાંથી નીકળીને પોતાના આરામ-ખંડમાં આવ્યો. દ્વારપાલને બોલાવીને મહામંત્રીને બોલાવી

લાવવા કહ્યું. સમાચાર મળતાં જ મહામંત્રી હિરણ્યગર્ભ પાસે આવી પહોંચ્યા. નમન કરીને યોગ્ય આસને બેઠા.

'મહામંત્રીજી !'

'જી, મહારાજા...'

'હવે નઘુષનો રાજ્યાભિષેક કરી દેવો જોઈએ.'

"શી ઉતાવળ છે દેવ !'

'ઉતાવળ ? ઘણું મોડું થઈ ગયું છે...મારા જેટલું મોડું તો પિતાજીએ કે પિતામહે પણ નહોતું કર્યું...'

'યુવરાજ રાજ્યાભિષેક માટે સંપૂર્ણ યોગ્ય છે.' મહામંત્રીએ નઘુષમાં પોતાનો વિશ્વાસ વ્યક્ત કર્યો.

અને ઘુકનષેકળાઓને સિદ્ધ કરેલી હતી. મૃગાવતીએ પુત્રના આંતરબાહ્ય વિકાસ પર પૂરતું લક્ષ આપ્યું હતું. બાહ્ય યુદ્ધકળા, શસ્ત્રકળા અને શાસ્ત્રકળાની સાથે સાથે આત્માના કલ્યાણનો પણ માર્ગ સારી રીતે સમજાવ્યો હતો. શીલ અને સદાચારની પ્રેરણાઓ આપી હતી. પ્રજામાં પણ નઘુષે સારી પ્રિયતા મેળવી હતી. નઘુષનું લગ્ન સિંહિકા નામની સુશીલ રાજકન્યા સાથે થયેલ હતું.

શુભમુહૂર્તે નઘુષનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો.

બીજી બાજુ વનપાલક શુભ વધામણી લઈને આવ્યો.

'મહારાજાનો જય હો. ઉદ્યાનમાં 'વિમલ' નામના મહામુનીન્દ્ર પધાર્યા છે. અનેક મુનિભગવંતોથી પરિવરેલા છે. યૌવનવય હોવા છતાં નિર્વિકારી દેખાય છે. મુખ પર તપશ્ચર્યાનું તેજ છે...'

રાજા હિરણ્યગર્ભે વનપાલકને પ્રીતિદાનથી ભરી દીધો અને તુરત જ પરિવારને સાથે લઈ મુનિભગવંતનાં દર્શનાર્થે રવાના થયો. ઉદ્યાનમાં પહોંચતાં તેનો હર્ષ ખૂબ વધી ગયો. મહામુનિનાં દર્શન કરતાં તો તેનું હૃદય હર્ષથી નાચી ઊઠ્યું. રાજાએ ભાવપૂર્વક વંદના કરી. રાણી મૃગાવતીએ પણ વંદના કરી અને વિનયપૂર્વક મુનિવરની સામે આખો પરિવાર ગોઠવાઈ ગયો.

વિમલ મુનિવરે ગંભીર ધ્વનિમાં ધર્મલાભનો આશીર્વાદ આપી, મંગલદેશના આરંભી. જેમ જેમ હિરણ્યગર્ભ દેશના સાંભળતો ગયો તેમ તેમ તેની સર્વત્યાગની ભાવના ઉલ્લસિત બનતી ચાલી. મૃગાવતીના હૃદયમાં પણ સંસારનાં સુખો પ્રત્યે આસક્તિ ઓસરતી ગઈ. દેશના પૂર્ણ થઇ, હિરણ્યગર્ભે અંજલિ મસ્તકે લગાડી, વિનમ્ર ભાવે મહામુનિને પ્રાર્થના કરી :

'કૃપાનાથ ! આપની વાણીનું શ્રવણ કરી અમારા હૃદયમાંથી સંસારનો રાગ નાશ પામ્યો છે... અમને ભવસાગરથી તારનાર સંયમમાર્ગનું દાન કરી અમારા પર કૃપા કરો.' હિરણ્યગર્ભે મૃગાવતીની સામે જોયું. મૃગાવતીએ તો ક્યારનીય પોતાની સંમતિ પતિને આપી દીધેલી હતી. નગરમાં પણ વાત જાહેર થઇ ચૂકેલી હતી.

જિનપ્રાસાદોમાં મહોત્સવ મંડાયા.

યાચકોને દાન દેવાવા લાગ્યાં.

નગરનાં દ્વાર પર તોરણ બંધાયાં.

રાજમાર્ગો પર સુગંધિત જળ છંટાયાં.

શુભ મુહૂર્તે રાજા-રાણીએ પરમકૃપાનિધિ વિમલ મુનિવરના પાવન હસ્તે ચારિત્ર અંગીકાર કર્યું. નગરવાસીઓની સાથે નઘુષે રાજર્ષિના ચરણે વંદના કરી.

નામ કોનું અમર રહ્યું?

એક દિવસ પહેલાં 'મહારાજા હિરણ્યગર્ભનો જય હો!' ના પોકારો થતા હતા...આજે 'મહારાજા નઘુષનો જય હો!' પોકારો થવા લાગ્યા!

નઘુષે રાજ્યની ધુરા હાથમાં લેતાં જ પહેલું કામ અયોધ્યાની સીમાને સુરક્ષિત કરવાનું કર્યું. કોણ કોણ અયોધ્યાના દુશ્મન રાજાઓ છે; તેની તપાસ કરી લીધી. અયોધ્યાના વિશાળ રાજ્યનો ઝીણામાં ઝીણો ખ્યાલ મેળવી લીધો. તપાસ કરતાં તેને ખ્યાલ આવ્યો કે ઉત્તરાપથના રાજાઓનું જોર વધતું જાય છે, અને વહેલામોડા અયોધ્યા પર ત્રાટકવાનો ઇરાદો રાખે છે. નઘુષે ઊગતા દુશ્મનને દાબી દેવાની નીતિને અખત્યાર કરી.

તેણે મહામંત્રી અને મુખ્ય સેનાપતિને મંત્રણાગૃહમાં બોલાવ્યા; અને પોતાની રાજનીતિ સમજાવી; 'મારો વિચાર એમ છે કે આપણે આપણા ઊગતા શત્રુઓને ડામી દેવા જોઈએ...તમારી દૃષ્ટિએ તમને કોણ કેવા શત્રુઓ દેખાય છે?'

'મહારાજા, જ્યાં સુધી શત્રુ આપણા ઉપર હુમલો ન કરે, ત્યાં સુધી આપણે શા માટે એમનો નિગ્રહ કરવાનો

પ્રયત્ન કરવો જોઇએ ?' મહામંત્રીએ પોતાનો વિચાર વ્યક્ત કર્યો.

'ઉત્તરાપથના રાજાઓનો સરહદ પર શું રંજાડ નથી થતો ?' નઘુષે સેનાપતિના સામે જોયું.

'હા જી, વારંવાર તે રાજાઓ પોતાનું વર્ચસ્વ જમાવવા માટે પ્રયત્ન કરે છે. પરંતુ આપણું સૈન્ય તેમને કામિયાબ બનવા દેતું નથી.' સેનાપતિએ નઘુષના મંતવ્યમાં ભળતાં કહ્યું.

'માટે જ, મને લાગે છે કે એક વાર તેમનો સખત નિગ્રહ કરી લેવો જોઇએ. વળી ઉત્તરાપથનો કોઇ એક રાજા દુશ્મન નથી, અનેક છે. માટે તેમનો નિગ્રહ કરવા માટે આપણે તૈયારી પણ એટલા જ વિશાળ પાયા પર મજબૂત કરી લેવી જોઇએ.'

'એ તો મહારાજાના પુણ્યપ્રભાવથી થઈ જશે... પણ...' સેનાપતિએ મહામંત્રીની સામે જોયું'

'આપણે એમનું રાજ્ય લઇ લેવું નથી; આપણે તો એમને પરાજિત કરીને, ફરી તે અયોધ્યા સામે કુદૃષ્ટિથી ન જુએ તેમ કરવું છે.' નઘુષે મહામંત્રીનો અભિપ્રાય માગ્યો.

'આપનો ઇરાદો ખરાબ નથી. પ્રજાની સહીસલામતી માટે આપ જે વિચારો છો તે સુયોગ્ય છે.' મહામંત્રીએ સંમતિ આપી.

'સેનાપતિજી, તમે હવે સૈન્યને તૈયાર કરો. તૈયારીમાં

પણ મહિનો નીકળી જશે.'

'જેમ બને તેમ જલદી તૈયારી કરીને આપ કૃપાળુને નિવેદન કરું છું.' સેનાપતિ નઘુષના ચરણોમાં પ્રણામ કરી વિદાય થયા.

'મહામંત્રીજી, બીજી તો કોઈ તૈયારી આપણે કરવાની રહેતી નથી ને ?' નઘુષે પૂછ્યું.

'આપણે સમગ્ર સૈન્યને લઈને જઈશુ તો પછી અયોધ્યાના રક્ષણ માટે પણ વિચારવું પડશે ને ?'

'અયોધ્યાને બીજા કોનો ભય છે ? જે શત્રુ છે, તેની સામે તો આપણે જઈ જ રહ્યા છીએ.'

'તે છતાં અયોધ્યાને સૂની મૂકીને કેમ જવાશે ?'

'એમ તો નગરરક્ષક–દળ તો રહેવાનું જ છે.'

'નહિ જી, લશ્કર પણ રહેવું જોઈએ.'

મહામંત્રીના આગ્રહ પર નઘુષ છંછેડાયો. પરંતુ અનુભવી પીઢ મહામંત્રીની વાતને સાવ ઉડાડી દેવાનું તેણે સાહસ ન કર્યું.

થોડું સૈન્ય રાખવા માટે સેનાપતિને તમો કહી દેશો.'

'હું એ માટે આગ્રહ રાખું છું કે રાજકીય ક્ષેત્રે ક્યારેક અણધાર્યા પ્રસંગો બનતા હોય છે, ક્યારેક મિત્રરાજ્ય શત્રુરાજ્ય બની છે.'

મહામંત્રીએ પોતાના અભિપ્રાયને સ્પષ્ટ કર્યો. નઘુષને આ વિચાર યોગ્ય લાગ્યો. મહામંત્રીને વિદાય કરી નઘુષ પોતાના આરામગૃહમાં આવ્યો, જ્યાં સિંહિકા રાણી તેની

પ્રતીક્ષા કરી રહી હતી.

'દેવી' એકાદ મહિનામાં મારે ઊત્તરાપથ જવું પડે.' આરામાસન પર બેસતાં નઘુષે સિંહિકાને પોતાના પરદેશ-ગમનની વાત કહી.

સિંહિકા મૌન રહી.

'પાછા આવતાં કેટલો સમય જાય છે, કહેવાય નહિ !' 'હું પણ આપની સાથે જ...'

'ના ના, તમારે અહીં જ રહેવાનું. આ તો યુદ્ધનો મામલો, ક્યારે ક્યાં રહેવાનું હોય. ક્યારે શું ખાવાનું હોય, તમે તો અહીં જ રહો, તે સારું છે.'

'આપને મારી ચિંતા નહિ કરવી પડે ! છાયા તો પુરુષની સાથે જ આવે ને ?' સિંહિકાએ સાથે જવા માટેની તત્પરતા બતાવી.

'હા, ભલે તમે સાથે આવો. પરંતુ પછી આ અયોધ્યાને કોણ સંભાળશે ? તમે અહીં રહો તો પ્રજાને ઘણી શાંતિ અને હૂંફ રહેશે.'

નઘુષની આ વાત સાંભળી સિંહિકા વિચારમાં પડી ગઈ. તેની દૃષ્ટિ અયોધ્યાનાં લાખો પ્રજાજનો પર દોડી ગઈ. પ્રજા તેને ખૂબ ખૂબ ચાહતી હતી. પતિની વાત તેના હૈયામાં જચી ગઈ.

'નાથ ! આપની આજ્ઞા મને માન્ય છે. ખુશીથી પધારો અને વિજયી થઈને પાછા આવો.'

નઘુષના હૃદયે આનંદ અનુભવ્યો.



## સિંહણ જેવી સિંહિકા

'મહાદેવી ! ગજબ થઇ ગયો છે.'

'શું થયું ?'

'દક્ષિણાપથના રાજાઓ એકત્ર થઈ આવી રહ્યા છે.'

'કોણ કોણ છે ?'

'રાજદેવ, અલંકારદેવ...સહ્યાદ્રિ...વગેરે...'

ગુપ્તચરે આવીને સિંહિકા રાણીની સમક્ષ સમાચાર રજૂ કર્યા, સિંહિકા રાણી વિચારમાં પડી ગઈ. નઘુષ તો વિશાળ સૈન્ય લઇને ઉત્તરાપથ તરફ પહોંચી ગયો હતો. અનેક વીર સેનાપતિઓ પણ યુદ્ધમાં ગયા હતા. મહામંત્રી પણ નઘુષની સાથે ગયા હતા...કોઇને કલ્પના પણ ન હતી કે દક્ષિણાપથના રાજાઓ અયોધ્યા પર હુમલો કરશે !

રાજનીતિ કોનું નામ ! દુશ્મન મિત્ર બનીને આવે ! મિત્ર દુશ્મન બની જાય !

દક્ષિણાપથના રાજાઓએ જાણ્યું કે 'નઘુષ પોતાના સમગ્ર સૈન્યને લઇને ઉત્તરાપથ તરફ ગયેલ છે...અયોધ્યા

સૂની છે,' તેમણે તક ઝડપી લીધી ! એવું ઓચિંતું આક્રમણ કર્યું કે ઉત્તરાપથ તરફ ગયેલું સૈન્ય આવે એ પૂર્વે તો અયોધ્યા પર આધિપત્ય જામી જાય !

**કૂડ-કપટ અને વૈર-ઝેરથી ભરેલી રાજનીતિને મહર્ષિઓએ નરકનો માર્ગ કહ્યો છે. તે યથાસ્થિતિ જ કહેલું છે. સત્તાનું સિંહાસન એવું ઉન્માદજનક છે કે એ સિંહાસન ઉપર બેસીને ન્યાય, નીતિ અને સદાચારનું પાલન કરવું જ દુઃશક્ય. કોઈ વિરલ વિભૂતિ જ એ પાલન કરી શકે.**

અલબત્ત, મહામંત્રીને શંકા તો હતી જ, કારણ કે પીઢ રાજપુરુષ રાજનીતિના દાવપેચ જાણતો હતો. પરંતુ ગરમ લોહીવાળા પરાક્રમી નઘુષને દક્ષિણાપથના રાજાઓ પર મિત્રતાનો વિશ્વાસ હતો. છતાં મહામંત્રીના આગ્રહને વશ થઈને નઘુષને અયોધ્યામાં પાંચ હજારનું સૈન્ય રાખવું પડ્યું હતું. પરંતુ સેનાપતિ વિનાનું સૈન્ય શત્રુનો શું સામનો કરી શકે ?

સિંહિકા જેમ ગૃહકલામાં નિપુણ હતી તેમ યુદ્ધકલામાં પણ પ્રવીણ હતી. તેણે પોતાની કુમારઅવસ્થામાં યુદ્ધ-કલાનું સુંદર શિક્ષણ મેળવેલું હતું.

રાજરાણીને યુદ્ધના મેદાનમાં ઊતરવું પડે એવી પરિસ્થિતિ આ પૂર્વે અયોધ્યાવાસીઓએ જોઈ ન હતી. પરંતુ સિંહિકા માટે યુદ્ધ સિવાય બીજો કોઈ માર્ગ ન હતો. જો કે 'મારી યુદ્ધ કરવાની મર્યાદા નથી.' એમ

એકાંત સિદ્ધાંત પકડીને બેસી રહે તો સારા રાજ્ય પર ભય તોળાઇ રહ્યો હતો. સિંહિકાએ ખૂબ ખૂબ વિચાર્યું. તેના અંતરાત્માને એ જ યોગ્ય લાગ્યું કે એણે યુદ્ધના મેદાનમાં ઊતરવું.

નગરમાં કોલાહલ વધી રહ્યો હતો. પ્રજામાં ભયની લાગણી પ્રસરવા લાગી હતી. સિંહિકાએ દ્વારપાલને બોલાવ્યો.

'જાઓ, સેનાપતિ સુમુખને બોલાવી લાવો.

જે થોડું સૈન્ય અયોધ્યામાં રહેલું હતું, તેનો સેનાપતિ સુમુખ હતો, દ્વારપાલ તુરત જ સુમુખની પાસે પહોંચ્યો; અને સિંહિકારાણીનો સંદેશો આપ્યો.

સેનાપતિ તરત જ દ્વારપાલની સાથે રાણીની પાસે ઉપસ્થિત થયો.

'તમને સમાચાર તો મળ્યા હશે કે દક્ષિણાપથના રાજાઓ અયોધ્યા પર આક્રમણ કરવા આવી રહ્યા છે?' સિંહિકાએ પૂછયું.

'મહાદેવી, લોકોને મોઢે એવી વાત સાંભળી છે. પરંતુ તે સત્ય છે કે અસત્ય તેનો નિર્ણય નથી.'

'તે વાત સાચી છે, આપણા ગુપ્તચરે આવીને સમાચાર આપ્યા છે, અને ચોવીસ કલાકમાં તો અયોધ્યાને પાદરે દક્ષિણાપથના લાખો સૈનિકો આવી પહોંચશે.'

સુમુખ વિચારમાં પડી ગયો.

'કેમ ચિંતામાં પડી ગયા, સેનાપતિજી!'

'મહાદેવી, આપણી પાસે માત્ર પાંચ હજારનુ

સૈન્ય હાજર છે...લાખોનો સામનો માત્ર પાંચ હજારથી કેવી રીતે કરવો? એના વિચારમાં પડી ગયો.'

'સેનાપતિજી! આપણી પાસે પણ લાખો સૈનિકો છે! અયોધ્યાનાં લાખો પ્રજાજનો આપણા સૈનિકો છે...તમે ચિંતા ન કરો'

'પણ ચોવીસ કલાકમાં તો...'

'ચોવીસ ઘડી કેમ બાકી નથી? ડરવાની જરૂર નથી. હું પોતે યુદ્ધને મોરચે આવીશ. દક્ષિણાપથના રાજાઓની બૂરી ધારણાને ધૂળ ભેગી કરીને જ રહીશ.'

સુમુખ તો સિંહિકાની સામે જ જોઈ રહ્યો. સિંહિકાના જુસ્સાએ સુમુખના હૃદયને હિમ્મત અને શૌર્યથી ભરી દીધું.

હવે તમે વિલંબ ન કરો અયોધ્યાના ચારે મોટા દરવાજા બંધ કરાવી દો. દરેકેદરેક દ્વાર પર એક-એક હજારનું સૈન્ય ગોઠવી દો. અને બાકીનું રહેલું એક હજારનું સૈન્ય લઈને તમે તૈયાર રહો.'

સેનાપતિ રાણીને નમન કરીને રવાના થયો.

પુનઃ સિંહિકાએ દ્વારપાલને બોલાવ્યો. દ્વારપાલ વંદના કરીને હાજર થયો. 'જાઓ, અશ્વપાલને બોલાવી લાવો.'

પા કલાકમાં જ અશ્વપાલને લઈને દ્વારપાલ ઉપસ્થિત થયો.

'અશ્વશાળામાં કેટલાં અશ્વો હાજર છે?'

'દસ હજાર, મહાદેવી.'

'નગરવાસીઓ પાસે કેટલા અશ્વો હશે?'

'લગભગ પચીસથી ત્રીસ હજાર અશ્વો નગરમાં હોવા જોઈએ.'

'તમે તમારી પાસેના દસ હજાર અશ્વોને તૈયાર રાખો, અને એમાંથી મારા માટે એક યુદ્ધખેડુ અશ્વની પસંદગી કરીને લાવો.'

'જેવી મહાદેવીની આજ્ઞા.'

અશ્વપાલને જતાં જ સિંહિકાએ દ્વારપાલને બોલાવીને આજ્ઞા કરી : 'આખા નગરમાં ઢંઢેરા પીટાવી દો કે દરેકે-દરેક પ્રજાજન, સ્ત્રી અને પુરુષ રાજભવનના પટાંગણમાં ભેગાં થાય.'

તરત જ સૈનિકો અયોધ્યાની ગલી–ગલીમાં યુદ્ધની ભેરી બજાવતા અને ઘોષણા કરતા ફરી વળ્યા. લોકો પોતપોતાનાં કામો પડતાં મૂકીને રાજભવન તરફ દોડવા લાગ્યા. બે કલાકમાં તો પટાંગણમાં લાખો નાગરિકો ઉભરાઇ ગયા.

સિંહિકાએ વિરાટ માનવશક્તિને જોઈ. તેનો હર્ષ હિલોળે ચઢયો. તેણે રાજભવનના ઝરૂખામાં આવી પ્રજાજનોના હર્ષપોકારોનો હાથ જોડીને જવાબ આપ્યો. સૌ શાન્ત થઈ ગયા. સિંહિકાએ બોલવાનું શરૂ કર્યું.

'મારાં પ્રિય પ્રજાજનો ! તમે જાણો છો કે મહારાજા ઉત્તરાપથના ઉચ્છૃંખલ રાજાઓનો નિગ્રહ કરવા માટે ઉત્તરાપથ તરફ પધાર્યા છે. આ તકનો લાભ લઈ દક્ષિણાપથના રાજાઓની અયોધ્યાનું રાજ્ય લેવા દાઢ સળવળી

છે. તેઓ પોતાનાં સૈન્યો લઈને આવી રહ્યા છે. મારાં પ્રિય પ્રજાજનો! આપણા દેશનું સંરક્ષણ કરવા માટેની ફરજ આપણા પર આવેલી છે. જ્યાં સુધી આપણામાંથી એક પણ મનુષ્યના શરીરમાં લોહીનું છેલ્લું બૂંદ પણ હોય, ત્યાં સુધી એ દુષ્ટ અને કાયર રાજાઓ અયોધ્યામાં પગ ન મૂકી શકે. હુમલાખોર રાજાઓની સાન ઠેકાણે લાવવાની છે. તેમને ભાન કરાવવાનું છે કે અયોધ્યાની પ્રજા પર વિજય મેળવવા નવો જન્મ લેવો પડશે...કોઈ પણ યુવાન ઘરમાં ન રહેવો જોઈએ. જેની પાસે અશ્વ નહિ હોય તેને રાજ્યમાંથી અશ્વ મળશે. જેની પાસે શસ્ત્રો નહિ હોય તેને રાજ્યમાંથી શસ્ત્ર મળશે...તમે નિર્ભય બનીને આવો. તમારા સહુની આગળ મારો અશ્વ રહેશે!

'મહારાણીનો જય હો!'

'મહારાજા નઘુષનો જય હો!'

પ્રજાજનોએ હર્ષના ગગનભેદી અવાજો કર્યા. સિંહિકારાણીએ પુનઃ બે હાથ જોડીને પ્રજાના પ્રેમને સત્કાર્યો. નગરના આગેવાન નાગરિકોએ મહારાણીને સંપૂર્ણ સાથ આપવાનું વચન આપ્યું.

સિંહિકા ઝરૂખામાંથી મહેલમાં આવી. ત્યાં કોટવાલ મહારાણીની રાહ જોતો ઊભો હતો. સિંહિકાને તેણે પ્રણામ કર્યાં.

'કોટવાલજી, શા સમાચાર છે?'

મહાદેવી, શત્રુનાં સૈન્યો અયોધ્યાથી હવે માત્ર બાર

માઈલ દૂર છે.'

'નગરની બહાર આવી ગયેલાં પ્રજાજનો અંદર આવી ગયાં છે?'

'જી હા, અને નગરના દરવાજા બંધ કરી દીધા છે. ચારે દરવાજાના કિલ્લા પર હજાર હજાર સૈનિકો શસ્ત્રસજ્જ બનીને ઊભા છે. પરંતુ...'

'વિશાળ સૈન્યનો મુકાબલો કેવી રીતે કરશે એમ કહેવું છે ને?' સિંહિકાએ સહેજ સ્મિત કરીને પૂછ્યું.

'હા જી...'

'ચિંતા ન કરો, પૂરેપૂરો મુકાબલો થશે, તમારે એક કામ કરવાનું છે.'

'શસ્ત્રાગારમાં તમારે રહેવાનું અને જે કોઈ યુવાન શસ્ત્રો લેવા આવે તેને શસ્ત્ર પૂરાં પાડવાનાં.'

કોટવાલ પ્રણામ કરીને રવાના થયો. ત્યાં દાસી નયના આવી પહોંચી, 'મહાદેવી, આજે સવારથી આપે કાંઈ પણ ભોજન લીધું નથી...બાર તો વાગી ગયા છે...માટે આપ ભોજન કરી લો.'

નયનાએ ભોજન તૈયાર જ રાખ્યું હતું. સિંહિકાએ ભોજન કરી લીધું. નયનાએ આરામ કરી લેવા માટે કહ્યું. પરંતુ આજે વળી આરામ કેવો? ભોજનથી જ્યાં પરવારી ત્યાં તો દ્વારપાળે પ્રવેશ કર્યો.

'મહાદેવી, હજારો યુવાનો શસ્ત્રોથી સજ્જ બનીને, પટાંગણમાં એકઠા થઈ ગયા છે...ખરેખર, યુવાનોનો

ઉત્સાહ અદમ્ય છે ! આપની રાહ જોઈને ઊભા છે...'

'સરસ.'

'નયના, જો તો અશ્વશાળામાંથી મારો અશ્વ આવી ગયો છે? અને સાથે સાથે મારા માટેનાં શસ્ત્રો તૈયાર થઈને આવી ગયાં છે?'

'તમે જાઓ, યુવાનોને કહો, હું હમણાં જ આવી રહી છું'' દ્વારપાલને રવાના કરી સિંહિકા નયનાની પ્રતીક્ષા કરતી રહી.

પા કલાકમાં જ નયના પાછી ફરી.

'મહાદેવી અશ્વ તૈયાર છે. શસ્ત્રો પણ તૈયાર છે. અને કવચ પણ તૈયાર છે...પણ...'

'પણ શું?'

'હું પણ આપની સાથે આવીશ.'

'તને યુદ્ધ કરતાં આવડે છે?'

'હા જી.'

'તું ક્યાં શીખી?'

'અહીં, અયોધ્યામાં જ!'

'ડર તો નહીં લાગે ને?'

'આપની સાથે મને ડર શાનો?'

'તો તૈયાર થઈ જા!' નયના ખુશ થઈ ગઈ. સિંહિકા તેની ખુશી જોઈ મલકાઈ ઊઠી.

સિંહિકાએ યુદ્ધનો વેશ ધારણ કરી દીધો. વક્ષઃસ્થળ પર અભેદ્ય કવચને ધારણ કરી લીધું, કમરે કટારી લટકાવી

દીધી. ડાબે ખભે 'ધનંજય–ધનુષ્ય' ભરાવી દીધું અને પીઠ પાછળ તીરોનો ભાથો બાંધી લીધો. હાથમાં તીક્ષ્ણ ભાલો લઈ લીધો.

કુલવૃદ્ધાએ મહારાણીના લલાટમાં કુમકુમનું તિલક કર્યું...કુલની નારીઓએ વિજયગીત ઉપાડ્યું અને કુલ-વૃદ્ધાએ આશીર્વચન ઉચ્ચાર્યું.

'દેવી દુશ્મનો પર વિજય મેળવજે ! તારો યશ દેવલોકમાં ગવાશે !'

રાજ્યપુરોહિતે શુભ ક્ષણે પ્રયાણનો આદેશ કર્યો. છલાંગ મારીને સિંહિકા અશ્વારૂઢ બની ગઈ. તેની પાછળ બીજા અશ્વ પર નયના પણ શસ્ત્રસજ્જ બનીને બેસીને ચાલી.

સેનાપતિ સુમુખે હજાર સૈનિકોની સાથે સિંહિકાની પાછળ પ્રયાણ કર્યું. સિંહિકા પટાંગણમાં આવી પહોંચી. પચ્ચીસ હજાર નવયુવાનો મહાન ઉત્સાહની સાથે થનગનતા ઊભા હતા. સિંહિકાના અશ્વે જોરથી હેષારવ કર્યો : 'મહારાણીનો જય હો !'ના અવાજથી પટાંગણ ધમધમી ઊઠ્યું.

સિંહિકા પચીસ હજાર નવયુવાનોના અભિનવ સૈન્યને જોઈ હર્ષથી નાચી ઊઠી. તેને પોતાના વિજયની નિઃશંક શ્રદ્ધા થઈ ગઈ. ચિત્તમાં શ્રી ઋષભદેવ ભગવાનનું સ્મરણ કરી પટાંગણમાંથી પ્રયાણ કર્યું. રાજમહાલયના બુરજ પર રણભેરી બજી ઊઠી. યુદ્ધની નોબત ગગડી ઊઠી.

અયોધ્યાના રાજમાર્ગો પરથી સિંહિકા પસાર થવા લાગી. અયોધ્યાની લલનાઓએ પોતાની મહારાણી પર પુષ્પ-અક્ષતની વૃષ્ટિ કરી. વૃદ્ધાઓએ આશીર્વાદનો વરસાદ વરસાવ્યો.

સિંહિકા પૂર્વ દિશાના સિંહદ્વાર પર આવી પહોંચી. કિલ્લા પર ઊભેલા હજાર સૈનિકો પચીસ હજારના વિરાટ સૈન્યને જોઈ તાજ્જુબ થઈ ગયા. તેમાંય સૌથી આગળ મહારાણીને સેનાનીના લેબાસમાં જોઈને તો તેમણે હર્ષની કિકિયારી કરી મૂકી.

સિંહિકાએ સેનાપતિ સુમુખને નજીક બોલાવ્યો.

'તમે પાંચ હજાર યુવાનો સાથે પશ્ચિમના દ્વારે જાઓ. શત્રુઓ પૂર્વ તરફથી આવશે. આપણે તેમને ખુલ્લા મેદાનમાં યુદ્ધ આપવાનું નથી, તમે પશ્ચિમના દ્વારથી બહાર નીકળીને શત્રુસૈન્યના પાછળના ભાગમાં એવી રીતે પહોંચી જાઓ કે શત્રુને ગંધ પણ ન આવે. હું વીસ હજાર નવયુવાનોની સાથે અચાનક જ શત્રુસૈન્ય પર છાપો મારીશ. તમારે પાછળથી સખત હુમલો કરીને સૈન્યમાં રાડ પડાવી દેવાની. તમારા જે પહેલાના એક હજાર સૈનિકો છે, તેમને ઉત્તર તરફ રવાના કરો. તેઓ એ બાજુથી હુમલો કરે.'

સેનાપતિ પાંચ હજાર તાલીમબદ્ધ શસ્ત્રસજ્જ નવયુવાનોના સૈન્ય સાથે રવાના થયા. બીજા એક હજાર સૈનિકો ઉત્તર તરફના દ્વારે પહોંચ્યા. વીસ હજાર યુવાનો સાથે સિંહિકા કિલ્લાના અંદરના ભાગમાં રોકાઈ.

દક્ષિણાપથના ચરપુરુષો તો ચકિત જ થઈ ગયા હતા. એમને કલ્પના પણ ન હતી કે અયોધ્યામાં આટલું મોટું સૈન્ય છુપાયેલું હશે! દક્ષિણાપથના રાજાઓ પણ એ જ ભ્રમણામાં હતા કે 'અયોધ્યા અત્યારે રાજારહિત...સૈન્ય-શૂન્ય છે...થોડાક સમયમાં જ અયોધ્યાના રાજ્ય પર આપણો ધ્વજ ફરકી જશે'! એટલે તેઓ પોતાની સાથે સૈન્ય થોડું જ લઈને આવ્યા હતા. ચરપુરુષોએ જઈને રાજદેવ વગેરે રાજાઓને સમાચાર આપ્યા.

'મહારાજા, અયોધ્યાની મહારાણીએ રણચંડીનું સ્વરૂપ ધારણ કર્યું છે. ત્રીસ હજારના સૈન્ય સાથે તે મુકાબલો કરવા થનગની રહી છે. એટલું જ નહીં, અયોધ્યાની વીરાંગનાઓનું પણ એક વિરાટ સૈન્ય તૈયાર થઈ રહ્યું છે. અયોધ્યાના કિલ્લા પર કરાલ કાળ જેવા ચાર હજાર સૈનિકો આપણી રાહ જોતા અડીખમ થઈને ઊભા છે.'

રાજદેવ, સહ્યાદ્રિ વગેરે રાજાઓ તો સાંભળીને ઠરી જ ગયા. એમને આટલા પ્રતિકારની કલ્પના પણ ન હતી, પરંતુ હવે શું થાય? જો પાછા વળી જાય તો પણ બેઈજ્જતી થાય. યુદ્ધ કર્યા વિના બીજો કોઈ માર્ગ દેખાતો ન હતો.

સૈન્યને આગળ ધપવાનો આદેશ આપવામાં આવ્યો. બે-ત્રણ કલાકમાં તો અયોધ્યાના સીમાડામાં અશ્વોના હેષારવનો અને શસ્ત્રોના ખડખડાટનો ભારે કોલાહલ મચી ગયો.

'રાજન્, આપણો પ્રતિકાર કરવા, આપણને આગળ વધતા અટકાવવા માટે કોઈ પણ સૈનિક દેખાતો નથી?' રાજદેવે સહ્યાદ્રિને કહ્યું.

'મને તો લાગે છે કે રાણી પાછી મહેલમાં જઈને બેસી ગઈ હશે? બાયડી તે વળી શું યુદ્ધ કરવાની હતી!'

'પરંતુ ચરપુરુષો જે સમાચાર લાવ્યા છે તે ખોટા નથી.'

'આ તો યુદ્ધનો મામલો. છેલ્લી ઘડીએ પાણી ઊતરી જાય તેવું કાં ન બને?'

'તો પછી આપણે અયોધ્યાને ઘેરી લઈએ.'

'બરાબર.'

દક્ષિણાપથનું સૈન્ય આગળ ધપ્યું. અયોધ્યાના પૂર્વ-દ્વારે આવીને ચારેકોર ફેલાવા માંડ્યું. પચાસ હજારનું સૈન્ય જોતજોતામાં અયોધ્યાને ઘેરી વળ્યું. ત્યાં તો પાછલી હરોળમાં બૂમ પડી. સેનાપતિ સુમુખે મરણિયા બનીને પાંચ હજાર સૈનિકો સાથે પાછળથી સખત ધસારો કર્યો અને ઘાસની જેમ દક્ષિણાપથના સૈન્યને કાપવા માંડ્યું. બીજી બાજુ ઉત્તર તરફ વળેલા દક્ષિણાપથના સૈન્યની અયોધ્યાના હજાર વીર સૈનિકોએ ખબર લેવા માંડી.

રાજદેવ પાછલી હરોળમાં દોડી ગયો. સહ્યાદ્રિ ઉત્તર તરફ વળી ગયો. ત્યાં તો પૂર્વનું દ્વાર ખુલ્યું...અને 'જય ઋષભદેવ!'ની ગગનવ્યાપી ગર્જના સાથે સિંહિકાએ વીસ હજાર લોહીતરસ્યા જુવાનો સાથે સખત હુમલો કરીને દક્ષિણાપથના સૈન્યમાં હેકારો બોલાવી દીધો.

નિર્ભયતાના ભરોસામાં રહેલું દક્ષિણાપથનું સૈન્ય અચાનક ત્રિપાંખિયા હુમલાથી બેબાકળું બની ગયું. સિંહિકા ખરેખર સિંહણની જેમ ત્રાટકી. એક હાથમાં કટારી અને બીજા હાથમાં ઢાલ લઈને તેણે ઝઝૂમવા માંડ્યું. અયોધ્યાનો એકએક જુવાન દક્ષિણાપથના પચીસ પચીસ સૈનિકોને ભૂશરણ કરવા માંડ્યો.

નયનાનો અશ્વ સિંહિકાના અશ્વની આસપાસ ઘૂમી રહ્યો હતો. નયના સિંહિકા પરના પ્રહારોને નિષ્ફળ બનાવતી એક વીર નારીની જેમ ઝઝૂમી રહી હતી. રાજદેવ અને અલંકારદેવ સિંહિકા તરફ ધસી આવ્યા. ઉત્તર તરફ ગયેલો સહ્યાદ્રિ પણ આવી લાગ્યો. ત્રણે રાજાઓ સિંહિકાને ઘેરી વળ્યા. સિંહિકા અને નયના ત્રણેને હંફાવવા લાગી.

સહ્યાદ્રિએ ડાબી બાજુથી સિંહિકા પર ભાલાનો તીક્ષ્ણ પ્રહાર કર્યો. એ જ ક્ષણે નયનાએ સહ્યાદ્રિના પ્રહારને નિષ્ફળ બનાવી એક જ વળતા પ્રહારથી સહ્યાદ્રિના ડાબા હાથને શરીરથી જુદો કરી નાખ્યો. બીજી બાજુ સિંહિકાએ રાજદેવના એકએક ઘાને નિષ્ફળ બનાવી તેને થકવી નાખ્યો. સેનાપતિ સુમુખ પણ માર માર કરતો આવી પહોંચ્યો... અલંકારદેવની સુમુખે ખબર લેવા માંડી.

એક પ્રહર વીતી ગયો હતો. રાજદેવે વિચાર્યું, 'નાહક સૈન્ય ખુવાર થશે...વિજયની કોઈ આશા દેખાતી નથી...' તેણે યુક્તિપૂર્વક પોતાના અશ્વને પાછો હટાવ્યો...અને ધીમેધીમે તે સૈન્યમાંથી નીકળી ગયો...અને અશ્વ દોડાવી મૂક્યો.

દક્ષિણાપથનું સૈન્ય પણ ઘણું ખતમ થઈ ચૂક્યું હતું. જેટલા બચ્યા હતા તેમણે પણ પોતાના પ્રાણ બચાવવાનો માર્ગ લીધો. સૈન્યે પીછેહઠ કરવા માંડી. અયોધ્યાના જુવાનોમાં પણ મોટી ખુવારી થઈ હતી. છતાં કોઈ જુવાન વિજય પ્રાપ્ત કર્યા વિના પાછો હઠે તેમ ન હતું.

રાજદેવને ન જોતાં અલંકારદેવ અને સહ્યાદ્રિ પણ યુદ્ધના મેદાન પરથી અદૃશ્ય થઈ ગયા...બસ, શત્રુસેના ભાગી ગઈ જાણી સિંહિકાએ યુદ્ધ બંધ કર્યું. તેણે પોતાની આસપાસ દૃષ્ટિ કરી સેનાપતિ સુમુખ અને નયનાના મુખ પર વિજયનો હર્ષ રમણે ચઢ્યો હતો, પરંતુ નયનાની એક આંખમાંથી રક્તની ધારા વહી રહી હતી.

'નયના આ શું થયું?' કંઈક ચિંતાભર્યા સ્વરે સિંહિકાએ પૂછ્યું.

'પ્રતીક.'

'શાનું?'

'અયોધ્યાના રક્ષણનું!'

નયનાની એક આંખ ચાલી ગઈ હતી પરંતુ તેને તેનો શોક ન હતો. તેના હૈયામાં તો વતનના જતનનો ભવ્ય હર્ષસાગર હિલોળે ચઢેલો હતો.



## કદરદાની !

'ખરેખર, મહારાણીએ અદ્ભુત શૌર્યથી દક્ષિણાપથના રાજાઓને ભગાડી મૂકયા !'

'હું...'

'મહારાણીની એક હાકલ પર પચીસ હજાર નવ-યુવાનો પ્રાણનાં બલિદાન દેવા તૈયાર થઇ ગયા !'

'હું....'

'યુદ્ધની વ્યૂહરચના પણ ગજબ કરી હતી !'

'હું....'

ઉત્તરાપથના રાજાઓને વશ કરીને નઘુષ અયોધ્યામાં આવી પહોંચ્યો. પ્રજાજનોએ ખૂબ ઉષ્માભર્યું સ્વાગત કર્યું....કારણ કે રાજાએ ઉત્તરાપથ પર વિજય મેળવ્યો હતો અને રાણીએ દક્ષિણાપથના કપટી રાજાઓને પરાજિત કરીને અયોધ્યાનું રક્ષણ કર્યું હતું.

નઘુષ બાર યોજન દૂર હતો ત્યારે સેનાપતિ સુમુખ સામે ગયો હતો. ત્યાં નઘુષને મળતાં જ ઉપરોક્ત વાત-

ચીત કરી... પરંતુ એ સાંભળી નઘુષ માત્ર હુંકારો જ ભણતો ગયો અને મુખ પર કૃત્રિમ આનંદ બતાવતો ગયો. તેના ચિત્તમાં અનેક વિકલ્પો ઊઠવા લાગ્યા. તે અયોધ્યામાં આવ્યો... અયોધ્યાની પ્રજાએ ખૂબ હર્ષથી સ્વાગત કર્યું... છતાં એના ચિત્તમાં આનંદ ન ઊભરાયો. તે મહેલમાં આવ્યો. નગરના આગેવાન મહાજનો મહારાજા પાસે ભેટણાં લઈને આવ્યા.... કુશળતા પૂછી અને મહારાણી સિંહિકાના પરાક્રમની ભારે પ્રશંસા કરી... પરંતુ નઘુષે માત્ર લૂખું હાસ્ય વેર્યું... નગરની શેરીએ શેરીએ સિંહિકાનાં પરાક્રમ ગવાવા લાગ્યાં. રાજમહેલમાં પણ સહુના મુખે મહારાણીની હિંમત અને કાર્યદક્ષતાનાં બહુમાન થવા લાગ્યાં... સહુને આનંદ... માત્ર નઘુષને નહિ!

કારણ? સહુ પ્રજાજનો સિંહિકાના માત્ર ગુણ જોતા હતા, ગુણ જોઈને આનંદિત થતા હતા, જ્યારે નઘુષ સિંહિકામાં ગુણ અને દોષ બંને જોઈ રહ્યો હતો. ગુણ કરતાં દોષ વિશેષ જોયો પછી આનંદ ક્યાંથી આવે?

**બીજા આત્માના સત્કાર્યને જોઈને આપણા હૃદયમાં ત્યારે જ આનંદ થવાનો કે આપણે એનામાં દોષ નહિ જોઈએ. જો દોષ જોયા તો એના પ્રત્યે દ્વેષ જ થવાનો, દોષ જોવાથી દ્વેષ થાય છે. ગુણ જોવાથી સ્નેહ થાય છે.**

નઘુષે સિંહિકામાં ભારે દોષની કલ્પના કરી... સિંહિકા પ્રત્યેનું સ્નેહનું ઝરણું સુકાઈ ગયું... તેણે વિચાર્યું...

'સિંહિકા ગમે તેવી તો પણ સ્ત્રીજાત છે. તેની પાસે રૂપ છે, કળા છે...તેણે સેનાપતિનો પરિચય કર્યો...હજારો નવ-યુવાનોની વચ્ચે તે હરી ફરી...વાતો કરી...વળી યુદ્ધમાં વિજય મેળવ્યો...તેના પ્રત્યે કોણ ન આકર્ષાય ?...તેમાં વળી મારી ગેરહાજરી...મહામંત્રી પણ અહીં નહિ ! આવા યુદ્ધના પ્રસંગે કેવા કેવા માણસોના પરિચયમાં આવવું પડે...સતી સ્ત્રી હોય તે કદી પણ આ રીતે પુરુષોના પરિચયમાં ન આવે. ગમે તેવા પ્રસંગમાં પણ તે પોતાના શીલનું જ જતન કરવાના પ્રણવાળી હોય...ઉત્તમ કુલમાં જન્મેલી સ્ત્રી કદી પણ આવું કામ ન કરે.'

તેનું ચિત્ત વ્યાકુળ બની ગયું. તે પોતાના મંત્રણા-ગૃહમાં શૂન્યમનસ્ક બનીને પડયો રહ્યો...ત્યાં સિંહિકાએ ખંડમાં પ્રવેશ કર્યો.

'આપને અહીં આવ્યા પછી આરામ જ મળ્યો નથી. આપના મુખ પર થાક અને ખેદ વર્તાઈ રહ્યો છે' ભદ્રાસન પર બેસતાં સિંહિકાએ નઘુષને કહ્યું.

'લોકોની અવરજવર ચાલુ છે...' નઘુષે ટૂંકો પ્રત્યુત્તર વાળ્યો.

ઉત્તરાપથના ઉન્મત્ત બનેલા ઘમંડી રાજાઓ પર પોતાના મહારાજા વિજય મેળવીને આવે, તેનો હર્ષ કોને ન થાય !' લોકોની અવરજવરનું કારણ બતાવતાં સિંહિકા બોલી...પણ નઘુષે સાંભળ્યું ન સાંભળ્યું કરીને આંખો બંધ કરી, તે આરામાસન પર લાંબો થયો.

'આપ આરામ કરો. હું દ્વારપાલને કહું છું કે બે-ત્રણ કલાક કોઇને અંદર આવવા નહિ દે.' સિંહિકાએ બહાર જઇને દ્વારપાલને સૂચન કર્યું. અને પોતે આવીને નઘુષની ચરણસેવામાં બેસી ગઈ.

એક હૈયામાં દ્વેષની આગ છે, બીજા હૃદયમાં પ્રેમનું ઝરણું વહી રહ્યું છે! એકની પાસે દ્વેષદૃષ્ટિ છે, એકની પાસે ગુણદૃષ્ટિ છે.

બીજા દિવસનું પ્રભાત પ્રગટ્યું. નઘુષ રાજ્યનાં કાર્યોમાં પરોવાઈ ગયો. પરંતુ તેના ચિત્તમાં અશાન્તિએ વેગ પકડયો. તેણે સિંહિકામાં ચારિત્ર્યહીનતાનો પાકો ખ્યાલ બાંધી લીધો. હવે તે તેનું મુખ પણ જોવા રાજી ન હતો. સિંહિકા તેની પાસે આવતી તો પણ કોઇ ને કોઇ બહાનું કાઢી તે ત્યાંથી ચાલી જતો ..બેચાર દિવસ સુધી તો સિંહિકાને કોઈ સંદેહ ન પડયો.

'ઘણા દિવસોથી યુદ્ધ-યાત્રામાં ગયા હતા...રાજ્યનાં ઘણાં કામો ભેગાં થઇ ગયાં હોય એટલે મારી સાથે વધુ સમય ક્યાંથી કાઢે ?' પરંતુ દિનપ્રતિદિન નઘુષની દૃષ્ટિમાં તિરસ્કાર, ઘૃણા, બેપરવાઈ વધતાં જોઇ સિંહિકાના ચિત્તમાં ચિંતા જન્મી : ભલે તેઓને વધુ સમય ન મળતો હોય... પરંતુ ક્ષણ બે ક્ષણ પણ જ્યારે હું તેમની પાસે જાઉં છું ત્યારે મારી સામે સ્નેહદૃષ્ટિ કરતા નથી...મારી સામે પણ જોતા નથી...જ્યારથી તેઓ ઉત્તરાપથથી પાછા આવ્યા છે ત્યારથી તેમની દૃષ્ટિ, તેમનું મારા પ્રત્યેનું આચરણ જાણે

ઘૃણાભર્યું બનતું જાય છે...તેમના મુખમાંથી દક્ષિણાપથના રાજાઓના હુમલાને મારી હટાવ્યો તેની ખુશાલીના બે શબ્દો પણ સાંભળવા મળ્યા નથી...'

તેણે નઘુષ પાસે જઈ પોતાના ચિત્તનું સમાધાન કરવા નિર્ણય કર્યો. રાત્રિનો સમય પસંદ કર્યો અને તે નઘુષના શયનખંડમાં પ્રવેશી. નઘુષ ઝરૂખામાં બેઠો બેઠો આકાશના ગ્રહ–નક્ષત્રો તરફ જોઈ રહ્યો હતો. તેના મુખ પર ચિંતા અને ગ્લાનિની રેખાઓ અંકિત થયેલી હતી.

સિંહિકા નઘુષની સામે જઈને ઊભી રહી. નઘુષે એક દૃષ્ટિ સિંહિકા પર ફેંકી અને પુનઃ આકાશ તરફ જોઈ રહ્યો. થોડી ક્ષણો વીતી...સિંહિકા ઊભી રહી ન શકી .. તેનું દિલ રડી ઊઠ્યું...તે બેસી ગઈ...નઘુષનાં ચરણોમાં તેણે પોતાનું મસ્તક મૂકી દીધું...તેની આંખો આંસુને ન રોકી શકી. 'કેમ શું છે ?' નઘુષે સિંહિકાના દેહને જરાય સ્પર્શ કર્યા વિના પૂછ્યું. જવાબમાં લાંબુ ડૂસકું સંભળાયું.

'તમારે શું કહેવું છે ?' એવા જ સ્નેહહીન અવાજે નઘુષે પુનઃ પૂછ્યું.

સિંહિકાએ આંસુ નીતરતી આંખે નઘુષના સામે જોયું...ધૈર્યને ધારણ કરવા પ્રયત્ન કર્યો.

'જ્યારથી આપ ઉત્તરાપથથી આવ્યા છો...આપના મુખ પર મારા પ્રત્યે ઉદાસીનતા જોઉં છું...મારી કોઈ ભૂલ ?'

'હજુ શું તમને તમારી ભૂલ નથી સમજાતી ?'

આશ્ચર્ય ?'

'આપ મારા નાથ છો. આપ બતાવો.. હું સુધારવા પ્રયત્ન કરીશ.'

'મને જો નાથ માન્યો હોત તો, તો ભૂલ જ ન થાત...'

'હું સમજી નહિ...નાથ...'

'શું સતી સ્ત્રી, પોતાના પતિને છોડી કોઇ પર-પુરુષની સામે પણ જુએ ખરી ?'

'મારા નાથ, ખરેખર...આપ સિવાય કોઈ પણ પુરુષને...'

'તો એમ જ યુદ્ધ ખેલાયું હશે, કેમ ?' નઘુષનો અવાજ રોષયુક્ત બન્યો.

'મારી યુદ્ધમાં જવાની જરાય ઇચ્છા ન હતી.'

'તો કોણે બલાત્કાર કર્યો હતો ?'

'એ સિવાય અયોધ્યાનું રક્ષણ થઈ શકે એમ ન હતું.'

'એના કરતાં એમ કહો, હજારો જુવાનો સાથે એ સિવાય આનંદ માણવાનું મળે એમ ન હતું...' નઘુષ બોલતો ઊભો થઇ ગયો.

સિંહિકા નઘુષના શબ્દો સાંભળી ધ્રૂજી ઊઠી...તેનો પરિપૂર્ણ પવિત્ર આત્મા કકળી ઊઠયો...તેને કલ્પના પણ ન હતી કે નઘુષના હૈયામાં પોતાના માટે આવી હીન કલ્પના હશે...

'નાથ...' સિંહિકાએ નઘુષનાં ચરણો પકડયાં. 'હું

બિલકુલ નિર્દોષ છું, કેવળ રાજ્યના રક્ષણ માટે જ, પ્રજાના હિત માટે જ હું યુદ્ધમાં ગઇ હતી...હું સંપૂર્ણ...'

'મારે એ કાંઈ સાંભળવું નથી...હું નથી માનતો કે ઉત્તમકુલમાં જન્મેલી સ્ત્રી યુદ્ધ જેવા ક્ષેત્રમાં કે જ્યાં શીલ સુરક્ષિત રહેવું અસંભવિત છે, ત્યાં જાય અને દક્ષિણાપથના રાજાઓ...કે જેમને હરાવવા મારા જેવા માટે પણ મુશ્કેલ છે, તે એમ જ પાછા હટી જાય...'

નઘુષ ઝરૂખામાંથી ખંડમાં ચાલ્યો ગયો. સિંહિકા બહાવરી આંખે જતા નઘુષને જોતી રહી...તેની આંખોમાંથી આંસુની ધારા વહી...તે ત્યાં બેઠી રહી...તેના ચિત્તમાં રોષ આવી ગયો.

'શું મેં અયોધ્યાનું રક્ષણ કર્યું તે ભૂલ કરી ? શું લાખો પ્રજાજનોનું અને વિશાળ રાજ્યનું જતન કર્યું તે ગુનો કર્યો ? હું મહેલમાં બેઠી રહી હોત...દક્ષિણાપથના રાજાઓ અયોધ્યા પર વિજય પ્રાપ્ત કરત ..અયોધ્યામાં ધસી આવત...તો શું લાખો નારીઓનાં શીલ તેઓ અખંડિત રહેવા દેત ? શું હું સ્ત્રી છું...સ્ત્રીનું કલેવર મળ્યું છે માટે યુદ્ધ કરવા નાલાયક છું ? યુદ્ધ કરવું એ વખત માટે અનિવાર્ય કર્તવ્ય ન હતું ? અને...હું યુદ્ધમાં ગઇ તેટલા માત્રથી હું ચારિત્ર્યહીન ?'

નઘુષના અન્યાયી વર્તાવ પર તેના દિલમાં રોષ ઊભરાયો. જિન્દગીમાં એક વાર પણ નઘુષ સિવાય કોઇ પરપુરુષ પ્રત્યે રાગના અંકુર પણ જેના હૈયામાં ફૂટયો નથી

તે મહાસતી પર માત્ર કલ્પનાના તરંગી ઘોડાઓ પર બેસી જ્યારે પતિ દોષારોપણ કરવા લાગે. ત્યારે છદ્મસ્થ આત્મામાં રોષ ન ઊભરાય? ન ઊભરાય તે તો મહાયોગી કહેવાય, સંસારી નહિ.

જો કે સિંહિકાએ શીલનો મહાયોગ સિદ્ધ કરેલો હતો. છતાં ક્રોધ–માન–માયા–લોભનો સર્વથા ક્ષય નહોતો થઇ ગયો છતાં તેણે પોતાના મનને મનાવવા પ્રયત્ન કર્યો:

'જ્યારે જીવના પાપનો ઉદય આવે છે ત્યાર તેને એવાં દુઃખો સહવા પડે છે કે જે કલ્પનામાં ન હોય. મારા દુર્ભાગ્યનો ઉદય છે. એમનો કોઈ દોષ નથી. જ્યાં સુધી મારા દુર્ભાગ્યનો ઉદય રહેશે ત્યાં સુધી તેમને મારા પ્રત્યે દુર્ભાવ રહેવાનો ...ખોટી કલ્પનાઓ રહેવાની...પરંતુ દુર્ભાગ્ય પછી સદ્‌ભાગ્યનો પણ ઉદય આવે છે...માટે જીવ, તું ધીરજ રાખ...પાપના ઉદયમાં વિશેષતઃ પરમાત્માના ધ્યાનમાં ચિત્ત લગાવ...'

તે ધીમે ધીમે ત્યાંથી ઊઠી...નઘુષના ખંડમાં પ્રવેશી. ત્યાં તો નઘુષનો કર્કશ બની ગયેલો સ્વર સંભળાયો:

'તમારે મારા ખંડમાં આવવું નહિ. કાલથી તમારે મારા મહેલમાં રહેવાનું પણ નહિ. તમને જુદો મહેલ મળી જશે.'

આંખો બંધ કરીને, બે હાથ જોડીને...સિંહિકા ઊભી રહી ગઇ. તેણે નઘુષને પ્રણામ કર્યા અને ત્યાંથી બહાર

નીકળી ગઈ.

**એ જમાનામાં પતિત્યક્તા પરસ્ત્રીઓ પ્રત્યે સહાનુભૂતિ ધરાવનારા અને અંતરથી વાસના-લોલુપ સમાજસેવકો...દેશનેતાઓ ન હતા. એ યુગમાં પતિ વિરુદ્ધ પત્નીઓને ઉશ્કેરનારી નારી-સંસ્થાઓ ન હતી. એ કાળમાં પતિના ત્રાસથી કંટાળેલી સ્ત્રીઓને આશ્રય આપનારા અને ગમે તે પુરુષો સાથે આનંદ માણવાની અનુકૂળતા પૂરી પાડનારાં વિકાસગૃહો ન હતાં. એ સમયમાં કોઈ પણ સ્ત્રી પોતાના પતિવિરુદ્ધ ફરિયાદ કરી શકે ...ફજેત કરી શકે...કોર્ટમાં ઘસડી શકે...સજા... કરાવી શકે, તેવા 'સંઘ' ન હતા.**

એ જમાનામાં તો સ્ત્રી પતિના સહવાસમાં જેમ પતિને દેવ માનતી હતી, તેમ પતિ વડે ત્યાગ કરાતાં પણ પતિ પ્રત્યે દ્વેષ...દુશ્મનાવટ ધારણ નહોતી કરતી. કારણ કે તે પ્રસંગને બ્રહ્મચર્ય–પાલન માટેનો સુંદર અવસર તે સમજતી હતી. અને એ રીતે પોતાના ધૈર્યનું તે ઘડતર કરતી હતી...તે છતાં તેનું ચિત્ત નહોતું સમજતું તો તે પરમાત્માના મંદિરમાં જઈ પરમાત્માને પ્રાર્થના કરતી અને તેનું ચિત્ત પ્રસન્ન બનતું...તે છતાં કોઈનું ચિત્ત સ્વસ્થ ન બનતું તો સંસારત્યાગી જ્ઞાની–ધ્યાની–તપસ્વીની સાધ્વીઓનાં ચરણે જઇને સાંત્વન પ્રાપ્ત કરતી.

**આર્ય સ્ત્રીનું જીવન માત્ર જગતનાં વિષયસુખો ભોગ-**

વવા માટે જ નથી. વિષયસુખોમાં જ ઇતિકર્તવ્યતા સમજનારી નારી આર્ય ન હોઇ શકે. જગતનાં સુખ-દુઃખ પોતાના પ્રારબ્ધ અનુસાર મળે છે, એ શ્રદ્ધા અવિચલ રાખીને આર્યનારી સુખમાં નમ્ર અને દુઃખમાં ધૈર્યને ધારણ કરનારી બનતી હતી.

આજની નારી દુઃખને દૂર કરવા માટે દુનિયાના બજારમાં જાય છે, કે જ્યાં શીલ–સદાચારને વેચીને તે સુખ ભોગવે છે !

સિંહિકા પોતાના શયનખંડમાં જઈ પહોંચી. નયના રાહ જોઇને જાગતી જ બેઠી હતી.

'ઘણી વાર લાગી મહાદેવી...' પૂછતાં તો પૂછી નાખ્યું પણ નયનાએ સિંહિકાના મુખ પર જોયું, ને તે ચોંકી ઊઠી. સિંહિકાના મુખ પર આંસુના બિંદુઓ હજું સૂકાયાં ન હતાં. આંખોની વેદના હજુ તેવી જ વરતાઈ રહી હતી.

'તું હજુ સૂઇ ગઈ નથી ?' નયનાની સામે એક દૃષ્ટિ કરી, સિંહિકા પોતાના પલંગમાં આડી થઇ. નયના સિંહિકાના ઓશિકે બેસી ગઇ અને પોતાની પ્રિય રાણીના દુઃખમાં સહભાગી બનવા તેને પૂછ્યું :

'શું થયું...દેવી ?'

'ભાગ્યનો ખેલ !'

'તો પણ...'

'કાલે આપણે જુદા મહેલમાં જવાનું...'

'હેં? કેમ?' નયના ઊભી થઇ ગઇ...તેને કંઇ સૂઝ ન પડી.

'કહ્યું તો ખરું, ભાગ્યનો ખેલ છે...' ફિક્કું હસવાનો પ્રયત્ન કરતાં સિંહિકા બોલી.

'ના, મહાદેવી, જે હોય તે સ્પષ્ટ કહો.'

સિંહિકા પલંગમાં બેઠી થઇ ગઇ. તે નયનાની સામે જોઇ રહી. હજુ નયનાની ડાબી આંખ પરનો પાટો છૂટયો ન હતો.

'શું થયું દેવી? કેમ જુદા મહેલમાં જવાનું? આ મહેલ પણ આપનો જ છે.'

'ના, આ મહેલ અયોધ્યાના મહારાજાનો છે.'

'આપનો પણ...'

હતો, આજે નથી.'

'એટલે શું મહારાજાએ...'

'આજ્ઞા કરી છે...'

'કારણ?'

'હું યુદ્ધમાં ગઇ. પરપુરુષોની વચ્ચે ગઈ...તે તેમને ન ગમ્યું...'

'જો તમે યુદ્ધમાં ન આવત તો આજે આપણે કે મહારાજા કોઇ અયોધ્યામાં ન હોત...કોઇ જંગલમાં... કોઈ ઝાડ નીચે આળોટતાં હોત...'

સિંહિકા મૌન રહી.

'ન ગમ્યું, તેની આટલી મોટી સજા? આપનો ત્યાગ?'

'તેમને મારા સતીત્વમાં શંકા છે...કારણ કે મેં પરપુરુષોની સાથે અને પરરાજાઓની સામે યુદ્ધ કર્યું.'

'દેવી, આ તો ઘોર અન્યાય થઈ રહ્યો છે.'

'એ જ તો ભાગ્યનો ખેલ છે...નયના!'

બંને મૌન થઈ ગયાં, નયનાના હૃદયમાં નઘુષ પ્રત્યે રોષ ઊભરાયો...પરંતુ તે શું કરી શકે એમ હતી? કારણ કે તે દાસી હતી...સહ્યાદ્રી જેવા પરાક્રમી રાજાને હંફાવનારી નયના નઘુષની સામે લાચાર હતી.

'નયના, ચિંતા ન કર. જીવનમાં આવા પ્રસંગની પણ જરૂર હોય છે. આપણે બાહ્યશત્રુઓ સામે તો યુદ્ધ કરીને તેમને ભગાડી મૂકયા. હવે આંતરશત્રુઓ સામે યુદ્ધ કરવાનો પ્રસંગ ઊભો થયો છે, તેમાં પણ દીનતા ત્યજી દઈને મહાન ધૈર્ય ધારણ કરી આગળ વધવું જોઈએ. મહારાજાએ આપણને સારી તક આપી.'

નયના તો સાંભળતી જ રહી...સિંહિકાની તત્ત્વજ્ઞાન-ભરી વાત સાંભળી તેને આશ્ચર્ય થયું. જેવી વીરતા દક્ષિણાપથના રાજાઓ સામે જોવા મળી હતી તેનાથી પણ અધિક વીરતા–ધીરતા નયનાને આજે જોવા મળી.

બીજે દિવસે પ્રભાતે સિંહિકાએ નયનાની સાથે નઘુષના મહેલનો ત્યાગ કર્યો અને બીજા મહેલમાં જઈને રહી. સારાય રાજમહાલયમાં છૂપો કોલાહલ મચી ગયો.

જુદા મહેલમાં જઈ સિંહિકાએ શ્રી અરિહંત ભગવંતની ભક્તિમાં પોતાના ચિત્તને પરોવ્યું. જ્યારે

પૂજન–ભક્તિમાંથી નિવૃત્ત થતી ત્યારે નયનાની સાથે તત્ત્વવિચારણા કરતી અને એ રીતે ધર્મધ્યાનમાં દિન-રાત પસાર કરવા લાગી.

નગરમાં પણ વાત ફેલાઈ ગઈ. પ્રજાજનોનાં હૃદય સિંહિકા પ્રત્યે સહાનુભૂતિથી ઉભરાવા લાગ્યાં...પરંતુ સત્તા આગળ શાણપણ શા કામનું ? છતાંય નગરના આગેવાન નાગરિકો મહામંત્રીને મળ્યા.

'આપે કોઈ પણ પ્રયત્ન કર્યો નહિ ? શું આપને પણ મહાદેવી પર અવિશ્વાસ છે ?'

'આ એક એવો પ્રશ્ન છે, કે જ્યાં સુધી મહારાજાના હૃદયને મહાદેવીના સતીત્વ વિશે પ્રતીતિ ન થાય ત્યાં સુધી આપણો કોઈ પ્રયત્ન સફળ નહિ થાય.'

મહામંત્રીએ આગેવાનોની સમક્ષ વાત કહી.

'પરંતુ આપ મહારાજાને ન સમજાવી શકો કે મહાદેવી સંપૂર્ણ નિર્દોષ છે ?'

'સમજાવવાનું દલીલોથી–તર્કથી...બુદ્ધિથી હોય છે; જ્યારે બીજાના હૃદયનું ખરેખરું પરિવર્તન તર્ક કે દલીલથી કરી શકતું નથી. હા, તેને નિરુત્તર કરી શકાય છે.'

'પ્રજામાં ઘણો જ અસંતોષ વ્યાપેલો છે. દરેકને મહાદેવી પ્રત્યે અપૂર્વ શ્રદ્ધા અને બહુમાન છે. જે મહાદેવીએ સારા રાજ્યને શત્રુના હાથમાં જતું બચાવી લીધું, તેમની કદરદાની એમનો ત્યાગ કરીને મહારાજાએ કરી ?' એક યુવાન નાગરિક આગેવાન જરા રોષયુક્ત બની બોલ્યો.

'જુઓ ભાઈ, મહાદેવીએ જે મહાન કાર્ય કર્યું છે, તેની કદર તો અયોધ્યાના સમગ્ર રાજ્યે કરી છે...મહારાજા પણ એક દિવસ સત્ય સમજશે. જ્યારે એ સ્વયં સમજીને કદર કરશે ત્યારે અપૂર્વ હશે. આપણે થોડી ધીરજ ધરવી જોઇએ.' મહામંત્રીએ પ્રેમપૂર્વક વાત સમજાવી. આગેવાનોને પણ મહામંત્રીની વાત ઠીક લાગી. તેઓ ચાલ્યા ગયા.

દિવસો વીતવા લાગ્યા. મહિનાઓ પસાર થવાં લાગ્યા. નઘુષ વ્યાકુળતામાં દિવસો પસાર કરે છે.

નઘુષનો આંતરિક સંતાપ વિશેષ પ્રજ્વલિત થતો ગયો. તેણે રાજસભામાં પણ જવાનું છોડી દીધું. મંત્રીવર્ગને મળવાનું પણ ત્યજી દીધું. તે રાત ને દિવસ પોતાના શયનખંડમાં રહેવા લાગ્યો.

આંતરિક સંતાપની અસર એના શરીર પર થવા લાગી. શરીરમાં અસ્વસ્થતા વધવા લાગી. ધીરેધીરે શરીરમાં દાહ થવા લાગ્યો. વૈદ્યોએ ઉપચાર શરૂ કર્યા પરંતુ જેમ જેમ ઉપચારો થતા ગયા તેમ તેમ દાહ ઘટવાને બદલે વધતો ચાલ્યો.

મંત્રીવર્ગમાં ચિંતા ફેલાવા લાગી. દૂરદૂરથી સારા વૈદ્યો બોલાવવામાં આવ્યા, પરંતુ કોઈ સુધારો ન થયો.

સિંહિકાને તો અત્યાર સુધી કોઈ સમાચાર જ નહોતા મળ્યા; કારણ કે એણે બહારનો સંપર્ક બિલકુલ તોડી નાંખ્યો હતો અને પરમાત્માનો સંપર્ક ગાઢ બનાવી લીધો

હતો પરંતુ એક વાર નયના કોઈ પ્રયોજનથી બહાર ગયેલી, તે સમાચાર લાવી. સાંભળીને સિંહિકાએ નયના દ્વારા પાકા સમાચાર મંગાવ્યા. નયના નઘુષના મહેલમાં પહોંચી ગઈ. સમગ્ર હકીકત જાણી લઈને પાછી આવી ગઈ.

'દેવી, મહારાજાની હાલત ચિંતાજનક બનતી જાય છે. કોઈ પણ દવા કારગત નીવડતી નથી. શરીરમાં દાહ જોર પકડતો જાય છે...સમગ્ર રાજકુલ ચિંતાતુર બની ગયું છે.'

સિંહિકા સાંભળી રહી. તેણે આંખો બંધ કરી પરમ-કૃપાળુ પરમાત્માનું સ્મરણ કર્યું...તેણે વિચાર્યું: 'શું મારે આ પ્રસંગે ન જવું જોઈએ ? અવશ્ય જવું જોઈએ. પરંતુ મને જોઈને એમના ચિત્તને વધુ ક્લેશ તો નહિ થાય ને ? ના...ના થાય...વળી આ પ્રસંગે તેમના ચિત્તનું સમાધાન કરવાનો પણ અવસર છે.'

'નયના, મારાં વસ્ત્રો લાવ. આપણે મહારાજા પાસે જવું છે.'

'પણ...'

'ચિંતા ન કર. તું વસ્ત્રો આપીને મહામંત્રીને મારા ત્યાં આવવાના સમાચાર આપ.'




## સતીત્વની પ્રતીતિ

'તેને મારી સામે ન લાવશો...મારે એનું મુખ પણ નથી જોવું.'

'એક વાર આવવાની રજા આપો, મહારાજા'

'પણ મારે એનું કામ નથી...'

'એમની તીવ્ર ઇચ્છા છે...એક વાર...'

મહામંત્રીએ નહુષની પાસે સિંહિકાને આવવા દેવા માટે પ્રાર્થના કરી. નહુષ દાહની ભયંકર પીડામાં રીબાઈ રહ્યો હતો. તેના હૃદયમાં સિંહિકા પ્રત્યે તીવ્ર રોષ ઊછળી રહ્યો હતો. તેણે સિંહિકાને પોતાની પાસે આવવા દેવાની ના પાડી દીધી...પરંતુ મહામંત્રીએ વિશેષ આગ્રહ કર્યો ત્યારે તેણે કહ્યું :

'તમારે એને લાવવી હોય તો લાવો, હું મારી આંખો બંધ કરીને પડયો રહીશ.' નહુષ પોતાની આંખો બંધ કરી ભીંત સામે પડખું ફેરવી પડયો રહ્યો.

મહામંત્રીએ નયનાને ઇશારો કરી દીધો, નયના તુરત જ બહાર ગઈ અને સિંહિકાને લઇ આવી ગઈ. મહામંત્રીની જમણી આંખ સ્ફૂરાયમાન થવા લાગી. વૈદ્યોના નિરાશ બની ગયેલા હૃદયમાં જાણે આશાનો સંચાર થવા લાગ્યો.

સિંહિકા આવીને નઘુષના મસ્તકના ભાગ આગળ ઊભી રહી ગઇ.

'નયના, એક પાત્રમાં પાણી લાવ.'

નયનાએ તુરત જ સુવર્ણના પાત્રમાં પાણી હાજર કર્યું. સિંહિકાએ આંખો બંધ કરી. હાથ જોડી તેણે પ્રાર્થના શરૂ કરી.

'હું અરિહંત પરમાત્માની સાક્ષીએ, સિદ્ધ ભગવંતોની સાક્ષીએ, સાધુપુરુષોની સાક્ષીએ, સ્વર્ગલોકના દેવોની સાક્ષીએ અને મારા આત્માની સાક્ષીએ, કહું છું કે મારું શીલ અખંડિત છે. મારા નાથ સિવાય કોઇ પણ પુરુષને મારા હૈયામાં સ્થાન મળ્યું નથી....મેં કોઇનીય સામે રાગદૃષ્ટિથી જોયું નથી. જો મારું સતીત્વ અખંડિત હોય તો મારા નાથનો જ્વર દૂર થઈ જાઓ.'

સુવર્ણના પાત્રમાંથી સિંહિકાએ નઘુષના દેહ પર જલનો છંટકાવ કર્યો.

સૌ સ્તબ્ધ બનીને ક્ષણમાં નઘુષના સામે તો ક્ષણમાં સિંહિકાની સામે જોઇ રહ્યાં. પરિણામ જોવાની આશામાં સૌના જીવ ઊંચા થઇ ગયા.

ક્ષણ...બે ક્ષણ...ચાર ક્ષણ વીતી...નઘુષની આંખો

ઘેરાવા લાગી. તેના મુખ પરથી ઉદ્વેગ...અશાંતિ...પીડા દૂર થવા લાગી. મીઠી નિદ્રા આવી ગઇ.

વૈદ્યોએ શરીર તપાસ્યું. દિંગ થઈ ગયા! શરીરમાંથી જ્વર દૂર થઇ ગયો હતો...સૌનાં મુખ પર હર્ષ છવાઇ ગયો: નયના તો નાચી ઊઠી. તે બહાર દોડી ગઇ...બહાર નગરના સેંકડો લોકો મહારાજાની ગંભીર બીમારીથી ગમગીન બનીને ઊભા હતા. નયનાએ સૌને શુભ સમાચાર આપ્યા. ત્યાં તો મહામંત્રી પણ બહાર આવ્યા :

'ભાઇઓ! મહારાજા જ્વરમુક્ત બન્યા છે. આનંદ પામો...મહાસતી સિંહિકાના સતીત્વે મહારાજાને જ્વર-મુક્ત કર્યા છે.'

'મહારાજા નઘુષનો જય હો! મહાસતિ સિંહિકા--દેવીનો જય હો!' નગરજનોએ હર્ષોત્સવ મનાવ્યો.

મહામંત્રી અને સારોય રાજપરિવાર સિંહિકાનાં ચરણોમાં પડી ગયો.

'ખરેખર દેવી, આપે અયોધ્યાના રાજ્યકુળની કીર્તિ પર કળશ ચડાવી દીધો! ક્ષમા કરજો, અમારા ચિત્તમાં પણ આપના માટે...'

તમારો કોઇનોય એમાં દોષ નથી...મારાં અશુભ કર્મોના ઉદયે જ આ પરિસ્થિતિ સર્જી હતી...પરમેષ્ઠિ ભગવંતોની કૃપાથી બધું સારું થતું આવ્યું છે....'

'નયના, ચાલો આપણે આપણા સ્થાને.' સિંહિકા પોતાના મહેલમાં જવા તૈયાર થઈ.

'મહાસતી, હવે આપ અહીં જ રહો...ત્યાં શા માટે?' મહામંત્રી બોલ્યા.

'મહારાજાની આજ્ઞા થશે તો મને અહીં આવતાં થોડી જ વાર લાગવાની છે? હાલ તો પૂજનનો સમય થઈ ગયો છે.'

નયનાને લઈ સિંહિકા ચાલી ગઈ.

પૂરા ચાર પ્રહર વીતી ગયા. નઘુષ નિદ્રામાંથી જાગ્રત થયો. આજુબાજુ તેણે દૃષ્ટિ ફેરી. મંત્રીવર્ગ અને પરિચારકોને જોયાં. મુખ પર આનંદ તરવરી રહ્યો હતો. મહામંત્રી નઘુષની પાસે આવ્યા.

'કોઈ પીડાનો અનુભવ થાય છે, કૃપાનાથ?'

'ના, બિલકુલ સ્વસ્થતા છે.' નઘુષ મહામંત્રીની સામે જોઈ રહ્યો...અને ગંભીર વિચારમાં પડી ગયો. મહામંત્રીએ ઇશારો કર્યો અને સહુ ખંડ છોડીને ચાલ્યા ગયા.

'મહાદેવીને હવે બોલાવી લેવાં જોઈએ.' મહામંત્રીએ પ્રસ્તાવ મૂકયો.

'સાચી વાત છે...મારા હાથે મોટો અપરાધ થઈ ગયો છે...' નઘુષને પોતાની ભૂલ સમજાણી.

'પરંતુ મહાદેવીના હૃદયમાં તો આપના પ્રત્યે બહુ માન જ છે. ખરેખર મહાદેવીના સતીત્વનો ગજબ પ્રભાવ છે!'

'મને તો લાગે છે કે એના સતીત્વના પ્રભાવથી જ દક્ષિણાપથના રાજાઓ ભાગી ગયા...' નઘુષની દૃષ્ટિ ખૂલી.

'જો મહાદેવી એ વખતે મહેલમાં બેસી રહ્યાં હોત

તો આજે અયોધ્યા પર જરૂર દક્ષિણાપથના રાજાનું રાજ્ય હોત.' મહામંત્રીએ આજ સિંહિકાની રાજા સમક્ષ પ્રશંસા કરી!

'ગજબ સાહસ કર્યું.' નઘુષે સિંહિકાના પરાક્રમને બિરદાવ્યું.

'જેની પાસે સતીત્વની અનંત શક્તિ હોય તેના સાહસનું પૂછવું જ શું!'

'પ્રજાએ પણ કેવો અદ્ભુત સાથ આપ્યો!'

'મહાદેવીના એક આદેશ પર પચીસ હજાર નવયુવાનો તૈયાર થઇ ગયા. તેમાં મહાદેવીનું સતીત્વનું જ તેજ ચમત્કાર કરી ગયું!'

નઘુષ મૌન રહી ગયો...તેના મુખ પર ગ્લાનિ થઈ આવી.

'મહામંત્રી, ખરે જ મારા હાથે મોટો ગુનો થઇ ગયો છે. નિરપરાધી મહાસતી પર મેં કલંક મૂક્યું...મેં ઘોર પાપ ઉપાર્જ્યું છે...'

'રાજન્, એ પાપનો તો ઉદય પણ આવી ગયો અને ખપી ગયું...માટે હવે ચિંતા ન કરો. હવે તો મહાદેવીને અહીં બોલાવી લેવાં...'

મહામંત્રીએ વિનંતી કરી.

'વિલંબ નહિ થાય...' નઘુષના મુખ પર પ્રસન્નતા પથરાઈ ગઈ. તે મહામંત્રીના સામું જોઈ હસી પડ્યો. મહામંત્રીનું હૃદય પણ આનંદિત બની ગયું, ત્યાં તો

પરિચારિકા આવી, મહારાજાને સ્નાનવિધિ માટે પ્રાર્થના કરી ગઈ. મહામંત્રી વિદાય થયા. અને નઘુષ સ્નાનાગારમાં પ્રવેશ્યો.

અયોધ્યાનાં નરનારીઓની લાખો જબાનો પર સિંહિકાના સતીત્વની ગુણ–ગાથા ગવાવા લાગી. થોડાક સમય પહેલાં તો સિંહિકાના અપૂર્વ પરાક્રમને જોવાનો અને અભિનંદવાનો અણમોલ અવસર મળી ગયો હતો. હજુ એ અવસર ભુલાયો ન હતો. ત્યાં સિંહિકાના સતીત્વનો ચમત્કાર જોવા મળી ગયો, તેથી અયોધ્યાનાં નરનારીઓનાં હૃદયમાં હર્ષ–સાગરે પૂર્ણિમાના પયોધિની સ્પર્ધા કરવા માંડી. માત્ર અયોધ્યામાં જ નહિ...અનેક મહાન્ નગરોમાં સિંહિકાનું નામ મહાન ગૌરવ સાથે લેવાવા લાગ્યું.

સિંહિકાના ચિત્તમાં પણ પ્રસન્નતા પથરાણી. જો કે એના ચિત્તમાં બીજી કોઈ વાતની વ્યગ્રતા ન હતી. શાની હોય ? જે આત્મા પરમાત્માની સાક્ષીએ–આત્મસાક્ષીએ વિશુદ્ધ હોય, તેને વ્યગ્રતા શાની ? કર્મોના વિવિધ ઉદયોમાં આંતરવિશુદ્ધ આત્મા સદૈવ પ્રસન્ન રહે છે. હા, સિંહિકાને એક વાત જરૂર સાલતી હતી. નઘુષના હૃદયની અશાંતિ, સંતાપ ! પોતાના નિમિત્તે પતિને સંતાપ થયો હતો, તેને નિવારવાના પ્રસંગની તે રાહ જોઇ રહી હતી અને પ્રસંગ મળી ગયો. નઘુષના હૃદયમાંથી શોક–સંતાપ દૂર થઇ ગયો, એટલું જ નહિ પરંતુ હર્ષ–આનંદ સ્થા–

પિત પણ થઇ ગયો. સિંહિકાને હવે કોઈ વાતે દુઃખ ન રહ્યું. તે પરમાત્મભક્તિમાં લીન બની ગઈ.

'દેવી, મહારાજા અહીં પધાર્યાં છે...' નયના દોડતી આવી. અને સિંહિકાને સમાચાર આપ્યા.

'હાલ આવી...' સિંહિકાએ પૂજનવિધિ પૂર્ણ કરી લીધી અને પોતાના મહેલમાં પહોંચી.

નઘુષ દીવાનખાનામાં આવી ગયો હતો. સિંહિકાએ પ્રવેશ કર્યો, નઘુષને બે હાથ જોડી મસ્તક નમાવી પ્રણામ કર્યા.

'આપની તબિયત હજુ સારી નથી...ને આપે અહીં સુધી આવવાનો શ્રમ લીધો...હું જ ત્યાં આવી જાત...' સિંહિકાએ માંદગીમાં લેવાઇ ગયેલા નઘુષના દેહ સામે જોઈ કહ્યું.

'હવે મારી તબિયત બિલકુલ સારી છે...મને જરાય શ્રમ લાગ્યો નથી.' નઘુષે સિંહિકાને બેસવાનો ઇશારો કરતાં કહ્યું. સિંહિકા ઉચિત આસને બેસી ગઈ.

'રોગ ચાલ્યો ગયો પરંતુ અશક્તિ...નબળાઈ તો હજુ વર્તાય છે...નાથ !'

'શરીર નબળું હશે...મન હવે તંદુરસ્ત બની ગયું છે !'

'દેવગુરુની કૃપાથી.'

'તમારા માટે દેવગુરુની કૃપા, મારા માટે તો સિંહિકાની કૃપા...'

'ના...નાથ, જરાય નહિ...હું તો આપના ચરણની

રજ છું...આપ એવું ન બોલશો...' સિંહિકાના મુખ પર ગંભીરતા વ્યાપી ગઈ.

'ખરેખર, તમારા સહવાસમાં વર્ષો વીતવા છતાં તમારા સતીત્વને હું પરખી ન શક્યો...મેં તમારા પ્રત્યે અન્યાય કર્યો.'

'આપે જરાય અન્યાય કર્યો નથી નાથ, મારાં કર્મ રુઠે ત્યાં આપ પણ શું કરી શકો? પરંતુ જે થયું તે સારા માટે જ થયું!'

'આજે મને સત્ય સમજાયું કે દક્ષિણાપથના દુર્ધર રાજાઓને પણ ભગાડી મૂક્યા તે તમારા સતીત્વનો જ અદ્ભુત પ્રભાવ હતો...મેં અવળી કલ્પના કરી પાપ બાંધ્યાં...' નઘુષના સ્વરમાં દર્દ ઊભરાયું.

'નાથ, વિષાદ ન કરો, જે બનવા કાળ હોય છે તેને કોણ મિથ્યા કરી શકે છે!'

નઘુષના ચહેરા પર થાક વરતાવા લાગ્યો. સિંહિકાએ આરામ કરવા વિનંતિ કરી. નઘુષે ત્યાં જ આરામ લીધો. સિંહિકા પરિચર્યા કરતી ત્યાં જ બેઠી રહી. બે-ત્રણ ઘડી આરામ કરી નઘુષ સિંહિકાને લઈ પોતાના મહેલમાં આવ્યો...સારાય રાજ્યપરિવારમાં પુનઃ આનંદ કિલ્લોલ વર્તાઈ ગયો.

સમય અસ્ખલિત ગતિથી ચાલ્યો જ જાય છે. કાળક્રમે સિંહિકાએ એક પુત્રને જન્મ આપ્યો.

જન્મનો મહોત્સવ મંડાયો. અયોધ્યાના રાજ્યનો

ભાવિ વારસદાર હજારો નગરજનોના અભિનંદનને પાત્ર બન્યો. નઘુષના હૃદયમાં પણ આનંદ થયો. સિંહિકાએ પુત્રના કાનમાં શ્રી નવકારમંત્રના શાશ્વત અક્ષરો નાંખ્યા. નાંખતી જ રહી.

નઘુષે પુત્રના ભાવિ સંસ્કરણ–શિક્ષણ માટે સારા સારા કલાગુરુઓને પસંદ કરીને રોકી લીધા. પરંતુ સૌથી મોટો ગુરુ તો સિંહિકા જ હતી. **જે બાળકની ગુરુ માતા નહિ, જે બાળકનું ઘડતર કરનાર શિલ્પી માતા નહિ તે બાળકનું જીવન ઘડાયા વિનાના પથ્થર જેવું બની જાય છે.**

**માત્ર બાળકને જન્મ આપવાથી માતાનું કર્તવ્ય પૂર્ણ થતું નથી...માત્ર બાળકના ખાવાપીવાના કે પહેરવા–ઓઢવાના ખ્યાલ રાખવાથી કર્તવ્ય અદા થતું નથી.**

**બાળક અભક્ષ્ય ન ખાઇ લે.**

**બાળક અપેયનું પાન ન કરી લે.**

**બાળક તેના કુળને–સમાજને ઉચિત પહેરવેશ પહેરે.**

**બાળકને ન જોવા જેવાં દશ્યો જોવાની આદત ન પડી જાય**

**બાળક ન કરવા જેવા મિત્રોની સોબત ન કરી બેસે.**

**બાળક માતા–પિતાનો પૂજક–વિનીત બન્યો રહે.**

**બાળકના હૃદયમાં પરમાત્મા પર પ્રેમ વધતો રહે.**

**બાળકના હૃદયમાં સદ્‌ગુરુ પ્રત્યે સદ્‌ભાવ બન્યો રહે.**

**બાળક સ્વાર્થી ન બની જાય**

**બાળક ક્રોધી, અભિમાની કે માયાવી ન બની જાય.**

આવાં આવાં લક્ષ્યોને માતા પોતાની સામે રાખીને પોતાના બાળકનું ઘડતર કરે ત્યારે બાળક પ્રત્યે પોતાનું કર્તવ્ય પૂર્ણ થાય છે! સિંહિકાએ પુત્રનું સર્વાંગીણ ઘડતર કરવામાં પોતાનો સમય અને શક્તિ લગાડવા માંડયાં. જેટલો સમય તે પુત્રની પાછળ વ્યતીત કરતી હતી તેટલો સમય તે કોઇ કામમાં પસાર નહોતી કરતી. નઘુષને પણ સિંહિકાના આ પ્રયત્નથી સંતોષ અને આનંદ થતો હતો.

પુત્રનું નામ 'સોદાસ' પાડવામાં આવ્યું.

સોદાસ પ્રતિદિન મોટો થવા લાગ્યો. તરુણવયમાં આવતાં કલાગુરુઓએ તેને અનેક પ્રકારની કલાઓ શીખવવા માંડી.

સોદાસ યુદ્ધકલામાં અતિ કુશળતા મેળવવા લાગ્યો. તેમાંય મંત્રસિદ્ધ અસ્ત્રોમાં તે ખૂબ પારંગત થવા લાગ્યો.

સોદાસની સર્વ કલાઓ પર સિંહિકા આત્મવિદ્યાનું ધ્યાન રાખતી હતી. દિવસનો મોટો ભાગ સોદાસ કુલગુરુ-

ઓની પાસે રહેતો, રાત્રે તે માતાની પાસે બેસતો અને સિંહિકા તેને આત્મજ્ઞાન આપતી. મનુષ્યજીવનમાં કરવાના ધર્મપુરુષાર્થને સમજાવતી. ભગવાન ઋષભદેવથી માંડીને અનેક મહાપુરુષોનાં ઉત્તમ પવિત્ર અને પરાક્રમી ચરિત્રો સંભળાવતી...સોદાસ ભારે ઉત્કંઠાથી અને રસથી તે સાંભળતો. તેના ચિત્તમાં પણ અનેક પવિત્ર મહાન કાર્યો કરવાના મનોરથ જાગતા. સિંહિકાને તે મનોરથો કહેતો પણ ખરો. સિંહિકા તેની વાતો સાંભળીને આનંદિત બની જતી.

બીજી બાજુ, સોદાસના કલાચાર્યો પાસે પુરોહિતનો પુત્ર આનંદ પણ વિદ્યાભ્યાસ માટે આવતો હતો. આનંદ સ્વભાવે પણ આનંદી હતો. સોદાસની સમાનવયનો હતો. સોદાસ સાથે તેની પ્રીતિ બંધાણી. બંને વચ્ચે પ્રીતિ ગાઢ બનવા લાગી. મોટા ભાગે આનંદ સોદાસની સાથે જ ભોજન કરતો. સાથે જ આરામ કરતો. સાથે જ બંને ફરવા જતા. પરંતુ આનંદનું ઘડતર જુદું હતું, સોદાસનું જુદું હતું. આનંદને ખાવા-પીવામાં-ફરવામાં સોદાસ દ્વારા થતી ચીકાશ ગમતી નહિ પરંતુ તે સોદાસને અપ્રીતિ ન થાય તે માટે સોદાસને પ્રિય હોય તેમ જ કરતો. સોદાસ ઘણી વાર આનંદને ખાવાપીવામાં ટોકતો પણ ખરો... પરંતુ આનંદને ગમતું નહિ. તે સાંભળી લેતો.

એક દિવસ સોદાસ અને આનંદ અશ્વારૂઢ બની ફરવા નીકળ્યા. ફરતા ફરતા તેઓ દૂર નીકળી ગયા.

'સોદાસ, આપણે ઘણા દૂર આવી ગયા છીએ!'

'હા, ઘેર પહોંચતાં મોડું થઇ જશે.'

'મને તો ભૂખ લાગી!'

'તો શું મને નથી લાગી?'

'અહીં કંઇ ખાવાનું મળી જાય તો તપાસ કરીએ...' આનંદ ઘોડા પરથી નીચે ઊતર્યો. એક વૃક્ષ નીચે સોદાસ બંને અશ્વોને સાચવતો ઊભો રહ્યો. અને આનંદ આજુ-બાજુ તપાસ કરવા નીકળ્યો. પા–અડધા કલાકમાં આનંદ આવી પહોંચ્યો.

'મિત્ર, બધી તૈયારી થઈ ગઇ છે. અહીંથી થોડેક દૂર એક ખેડૂતની ઝૂંપડી છે...ત્યાં આપણે જવાનું છે.' બંને જણા અશ્વો પર બેસી પાંચ–દસ મિનિટમાં જ ત્યાં પહોંચી ગયા. ખેડૂતે બંને મિત્રોનું સ્વાગત કર્યું. સોદાસને જોઇ તેને ખૂબ જ આનંદ થયો.

'કુમાર, રસોઇ તૈયાર છે; આપ પધારો...' બંનેના માટે માટીના ભાજનમાં ભોજન પીરસવામાં આવ્યું.

'ભાઇ, આ શાક શાનું છે?' સોદાસે ખેડૂતને પૂછ્યું.
"કુમાર, આ જમીનંદનું છે.'

'કંદમૂળ? મારાથી નહિ ખવાય.' અને તેણે ભોજન દૂર મૂકી દીધું. ખેડૂન તો મૌન રહ્યો. કારકે આનંદ જ તેને તે બનાવવાનું કહ્યું હતું.

'સોદાસ, અહીં જંગલમાં તો કંદમૂળ સિવાય શું

મળે ? ક્યાં રોજ ખાવાનું છે ? આ તો જ્યારે બીજું કંઇ ન મળે તો...'

'પણ કંદમૂળ કેમ જ ખવાય ? હું ચલાવી લઇશ.'

'મને તારો આ આગ્રહ પસંદ નથી. તારે ન ખાવું હોય તો હું પણ નહિ ખાઉં.'

'આનંદ, તું મને શા માટે આગ્રહ કરે છે ?'

'એ માટે કે તું કોઇ પણ પૌષ્ટિક ભોજન કરતો નથી...જ્યાં કોઇ શક્તિપોષક ભોજન સામે આવે છે, તું એને 'અભક્ષ્ય' કહીને લેતો નથી...તેથી જો તારું શરીર પણ ક્યાં શક્તિશાળી દેખાય છે ?'

'તું જાણે છે કે માતાજીને આ પસંદ નથી ?'

'પણ અહીં ક્યાં માતાજી જોવા આવવાનાં છે ? મહેલમાં તને ખાવાનો હું આગ્રહ ક્યાં કરું છું ? આનંદનું દિલ દુભાતું જોઇ સોદાસ વિચારમાં પડી ગયો. તેને આનંદ પર ખૂબ સ્નેહ હતો.

'તું મને વારંવાર આગ્રહ ન કરીશ....તારા સ્નેહને કારણે આજે એક વાર હું ખાઇ લઉં છું...' આનંદ ખુશ થઇ ગયો. સોદાસે કંદમૂળનું ભોજન કર્યું. આનંદે ખૂબ ખવરાવ્યું. સોદાસે જિંદગીમાં ક્યારેય કંદમૂળનો સ્વાદ ચાખ્યો ન હતો...આજે તેને કંદમૂળના ભોજનમાં સ્વાદ લાગ્યો. પરંતુ તેના હૃદયમાં તો ભારે ગડમથલ મચી ગઇ હતી. 'જો માતાજીને ખબર પડી જશે તો ?' આ વિચાર તેને અકળાવવા લાગ્યો.

'આનંદ, જો માતાજીને ખબર પડી...'

'તું ચિંતા ન કર. આપણે બે અને ત્રીજો ખેડૂત, ત્રણ સિવાય કોઇને ગંધ સરખી નહિ આવે.' આનંદે ખાતરી આપી.

સંગનો રંગ લાગ્યા વિના રહે? આનંદ માત્ર કંદ-મૂળ ખાઇને પોતાની સ્વાદવૃત્તિને સંતોષનારો ન હતો, તે તો માંસભક્ષણ પણ કરતો હતો. તેની ઇચ્છા સોદાસને માંસભક્ષણ કરતો કરી દેવાની હતી. રાજપુત્ર જો પોતાનો સાગરિત બની જાય તો પછી મહેફિલો ઉડાવવામાં મજા આવે.

સરળ અને સ્નેહી સોદાસ આનંદના ફંદામાં ફસાઇ ગયો. શરૂઆતમાં તો તે સિંહિકાથી ખૂબ ડરતો. પરંતુ જ્યાં એને કંદમૂળ ખાવાનો રસ લાગી ગયો, તે છૂપી રીતે આનંદની સાથે પેટ ભરીભરીને ખાવા લાગ્યો. તેની બુદ્ધિમાં પરિવર્તન આવવા લાગ્યું. તેનો સ્વભાવ પણ ફરવા લાગ્યો.

હવે તેને પરમાત્મપૂજામાંથી આનંદ ઊડી ગયો. ધ્યાનમાં ચિત્ત અસ્થિર બનવા લાગ્યું, સિંહિકામાતાની કલ્યાણકારી વાતોમાંથી તેની રુચિ ઓછી થવા લાગી.

સિંહિકાએ પણ સોદાસમાં પરિવર્તન આવેલું જોયું. તેણે સોદાસને આડાઅવળા પ્રશ્નો પૂછીને એના હૃદયને પામવા પ્રયત્ન કર્યો પરંતુ કપટી આનંદના સહવાસમાં સોદાસની સરળતા ચોરાઈ ગઈ હતી. તેણે સિંહિકાને સાચી

વાત ન કરી. બીજાં બીજાં કારણ બતાવી સિંહિકાને જવાબ આપ્યા.

બીજી બાજુ આનંદે હવે સોદાસને માંસભક્ષણ તરફ વાળવા માટે યોજના વિચારવા માંડી. તે માટે તેણે સોદાસના વિચારોનું પરિવર્તન કરવા માટે યુક્તિપૂર્વક પ્રયત્ન કરવા માંડયો. સોદાસમાં સિંહિકાએ જન્મથી માંડીને એવા ઊંડા સુસંસ્કારો અને સુવિચારો નાંખેલા હતા કે આનંદ સોદાસના વિચારોનું પરિવર્તન કરવામાં સફળ બને તે દુઃશકય હતું. કયારેક કયારેક આનંદ સોદાસની મીઠી મશ્કરી પણ ઉડાવતો.

'એ તો ભાઇ, જ્યાં સુધી દરેક વસ્તુનો સ્વાદ ચાખ્યો હોતો નથી, ત્યાં સુધી જ 'અભક્ષ્ય...અભક્ષ્ય...'નો સિદ્ધાંત કહે છે! હવે કયાં ગયો એ સિદ્ધાંત ?'

ત્યારે સોદાસ પણ તેને સંભળાવી દેતો :

આનંદ, હું કંદમૂળ ખાવા લાગ્યો, એનો અર્થ એમ ન સમજીશ કે કંદમૂળ અભક્ષ્ય નથી, એ ખાવામાં પાપ નથી. કંદમૂળ ખાવામાં પાપ જ છે એવી મારી માન્યતા અપરિવર્તનશીલ જ છે. મારી નબળાઇ છે કે હું એના સ્વાદને છોડી શકતો નથી.' આનંદ હસી પડતો અને વાતને ઉડાવી દેતો.

આનંદે વિવિધ પ્રકારની વાનગીઓ બનાવરાવી સોદાસને ખવરાવવા માંડી કે જે વાનગીઓ રાજમહેલમાં બનતી નહોતી. સિંહિકા જેવી સદાચારી અને ધાર્મિક સન્નારીના



## સોદાસનું પતન

સોદાસ દિનપ્રતિદિન રસલોલુપી બનતો ચાલ્યો. આનંદ એની રસલોલુપતા પુષ્ટ કરતો રહ્યો.

બીજી બાજુ અયોધ્યાના કુસુમોદ્યાનમાં શીલસુંદર મહામુનિ વિશાળ મુનિવૃન્દ સાથે પધાર્યા. વનપાલકે મહારાજા નઘુષને વધામણી આપી. મહારાજા નિત્યકર્મોથી પરવારી, સિંહિકાદિ પરિવારની સાથે કુસુમોદ્યાનમાં પહોંચ્યા. મહામુનિનાં પાવન દર્શન કરી રાજ્યપરિવાર કૃતાર્થ થયો. મહારાજા નઘુષ અને મહારાણી સિંહિકા આવા મહાત્માની જ જાણે રાહ ન જોઈ રહ્યાં હોય! મહાત્માનાં દર્શન કરતાં જ તેમના હૃદયમાં સર્વત્યાગ કરવાનો શુભ મનોરથ પ્રગટી ગયો. તેમણે શીલસુંદર મહામુનિને વિનીત ભાવે પ્રાર્થના કરી :

'કૃપાનાથ! આપશ્રીનાં પાવન દર્શનથી અમારી સંસારવાસના નાશ પામી છે અને તરણતારણ ચારિત્રમાર્ગ સ્વીકારવાનો શુભ મનોરથ પ્રગટ થયો છે, તો અમને એ પરમ પવિત્ર ચારિત્રજીવનનું દાન કરવા કૃપા કરો.'

'રાજન્, તમારા મનોરથ સુંદર છે. શુભ કાર્યમાં વિલંબ ન કરવો ઘટે.' મહામુનિએ મહારાજાના મનોરથને સુદૃઢ કર્યો.

'દયાનિધિ, રાજ્યસિંહાસને પુત્રનો રાજ્યાભિષેક કરી, વિના વિલંબે અમે આપનાં ચરણોમાં આવીએ છીએ. ત્યાં સુધી આપ અત્રે બિરાજમાન રહેવા કૃપા કરો, તેવી અમારી પ્રાર્થના છે.'

મહારાજા પરિવારસહિત રાજમહેલમાં પહોંચ્યા. મહામંત્રીને બોલાવી સોદાસનો રાજ્યાભિષેક કરવા માટે આજ્ઞા કરી. સોદાસને પણ ખબર પડી કે માતાજી અને પિતાજી સંસારનો ત્યાગ કરી સંયમને માર્ગે જઈ રહ્યાં છે. તેના દિલમાં દુઃખ થયું. તેના હૃદયમાં સિંહિકા પ્રત્યે ગાઢ સ્નેહ હતો. પરંતુ તે ભગવાન ઋષભદેવના કુળની પરંપરા જાણતો હતો...તેણે માતાના માર્ગમાં વિઘ્ન ન નાખ્યું, તેનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો...પરંતુ અશુભ મુહૂર્તે! ઉતાવળમાં મુહૂર્ત જોવામાં પુરોહિતે ગોટાળો કરી નાંખ્યો.

સોદાસનો રાજ્યાભિષેક કરી રાજા–રાણીએ મહામુનિ પાસે જઇ ચારિત્ર અંગીકાર કરી લીધું. મહામુનિએ રાજા–રાણીને ચારિત્ર આપી, ત્યાંથી વિહાર કર્યો.

સોદાસ અયોધ્યાના મહાન રાજ્યનો સ્વામી બન્યો. પરમમિત્ર આનંદને તે પોતાની પાસે જ રાખતો. આનંદને પણ હવે રસલોલુપતાને પોષવાની સુંદર તક મળી ગઈ.

તેણે રસોઈયાને સાધ્યો, તેની પાસે અનેક અભક્ષ્ય પદાર્થોની વાનગીઓ તૈયાર કરાવવા લાગ્યો. સોદાસને પણ એનો ચટકો લાગી ગયો.

આનંદને હવે માંસનો રસાસ્વાદ કરવાની વાસના જાગી, પરંતુ તેણે વિચાર્યું કે 'જો સોદાસને પહેલેથી જાણ કરી દઈશ તો તે જરાય માનશે નહિ. બલકે મારા પ્રત્યે ઘૃણા કરશે, એના બદલે શરૂઆતમાં અન્નની ભેગું જ થોડું માંસ તેને ખવરાવીને રસિયો બનાવી દઉં! પછી તો એ પોતે જ માંગતો થઇ જશે? મારે પણ પછી લીલા-લહેર!' કેવો દુષ્ટ મિત્ર? સોદાસ આનંદ પર વિશ્વાસ રાખી તેની દુષ્ટતાનો ભોગ બની રહ્યો હતો.

આનંદ રાત્રીના સમયે બહાર નીકળ્યો. લપાતો-છુપાતો તે કસાઇને ઘેર પહોંચ્યો, પોતાના ઘેર પુરોહિતપુત્રને અને મહારાજાના ખાસ મિત્રને આવેલો જોઇ કસાઇને પણ આશ્ચર્ય થયું.

'મહાકાલ, તારે એક કામ કરવાનું છે.'

'કહો મહારાજ, તમારું કામ કરવા સેવક તૈયાર જ છે.' મહાકાલે હાથ જોડી આનંદને કહ્યું.

'કામ તારે ગુપ્ત રાખવાનું છે. જો કોઈને પણ ખબર પડી...'

'મહારાજ, આપ નિશ્ચિંત રહો, કામ મારા શિરના સાટે કરીશ.'

'બસ બસ! મહાકાલ, તો તને હું થોડા દિવસમાં માલામાલ કરી દઈશ!'

આનંદ હર્ષથી નાચી ઊઠયો. તેણે મહાકાલને રોજ તાજું માંસ પોતાને છૂપી જગાએ પહોંચાડવા કહ્યું. મહાકાલે વાત મંજુર કરી. મહાકાલના હાથમાં પાંચ સોનામહોરો મૂકી આનંદ ત્યાંથી રવાના થયો. મહાકાલ બ્રાહ્મણપુત્રને જતો જોઈ રહ્યો...એનું હૃદય બોલી ઊઠયું. 'વાહ રે બ્રાહ્મણપુત્ર !'

આનંદ ત્યાંથી સીધો પોતાના નિવાસસ્થાને પહોંચ્યો અને માંસભક્ષણની મધુર કલ્પના કરતો નિદ્રાધીન થયો. બીજે દિવસે સવારે પહોંચ્યો રાજમહેલમાં. રસોઇયાને ખાનગીમાં બોલાવ્યો અને કહ્યું :

'જો તારે અહીં રહેવું હોય અને સુખી બનવું હોય તો હું કહું તેમ કર...'

'મહારાજ, આપના કહ્યા મુજબ જ હું કરું છું. સેવકની કંઇ ભૂલ થઈ હોય તો જણાવવા કૃપા કરો.'

'તારી ભૂલ નથી થઇ, પરંતુ હવે તારે એક મહત્ત્વનું કામ કરવાનુ છે.'

'ફરમાવો.'

'કામ ખૂબ ગુપ્ત રાખવાનું છે.'

'વિશ્વાસ રાખો, ગુપ્ત રહેશે.'

આનંદે રસોઇયાને સારીય યોજના સમજાવી દીધી... સાથે સાથે રસોઇયાનું [illegible] પણ સોનામહોરોથી ભરી દીધું. ધનનો લાલચુ [illegible] ી ખાતર શું નથી કરતો ? બીજા દિવસથી સોદ' [illegible] ં છૂપી રીતે માંસ આવતું

થઈ ગયું. રસોઇયો આનંદના માર્ગદર્શન મુજબ એવી અવનવી વાનગીઓ બનાવવા માંડયો કે સોદાસ હોંશેહોંશે ખાવા માંડયો. તેને એ ખબર ન પડી કે એ વાનગીઓ શાની બની રહી હતી. કેટલાય મહિના વીત્યા. એક દિવસ સોદાસ અને આનંદ ભોજન કરી રહ્યા હતા. સોદાસે કહ્યું :

'આનંદ, છેલ્લા કેટલાક મહિનાથી રસોઈ સ્વાદિષ્ટ બની રહી છે, કે જે ખાવાનું વારંવાર મન થયા કરે છે!' સાંભળીને આનંદ માત્ર હસ્યો. સોદાસે રસોઇયા તરફ જોયું. રસોઇયો પણ આનંદ સામે જોઈને સ્મિત કરી રહ્યો હતો.

'તમે બંને કેમ હસો છો? શું રહસ્ય છે!'

'કંઇ નહિ રાજન્! તમારા આનંદથી અમને ખુશી થઇ રહી છે.' આનંદે કહ્યું.

'ના, જે સાચી વાત હોય તે કહી દે! તમે બંને કેમ હસ્યા?' રાજાએ આગ્રહ કર્યો.

'હસવાનું કારણ આપને અવસરે સમજાઈ જશે... અત્યારે કહેવાય નહીં!' આનંદે વાત પર પડદો પાડયો.

સોદાસને ચેન ન પડયું. જમીને ઊઠયા પછી બંને મિત્રો આરામગૃહમાં ગયા. ત્યાં પુનઃ સોદાસે આનંદને એ વાત પૂછી. આનંદે કહ્યું :

'રાજન્, અભયદાન આપો તો કહું.'

'મિત્ર તને અભયદાન જ છે...તું સુખેથી કહે.'

'તમને જ્યારથી ભોજન અધિક સ્વાદિષ્ટ લાગ્યું છે,

ત્યારથી ભોજનમાં પશુઓનું માંસ રાંધવામાં આવે છે.'

'હેં ?' સોદાસના શરીરે કમકમી આવી ગઈ.

'મારી એક જ ભાવના રહે છે કે મારા મિત્રને, મારા રાજાને જેમ બને તેમ પૌષ્ટિક ભોજન કરાવવું. એના જીવનને જેમ વિશેષ સુખ ઊપજે તેમ કરવું. તેથી મેં આ કામ કર્યું છે.'

'આનંદ, તેં આ ઠીક ન કર્યું...' સોદાસ વિચારમાં પડી ગયો. મહિનાઓથી માંસ તેના પેટમાં જતું હતું તેથી તેના વિચારો પર પણ ગંભીર અસરો પડી હતી. માતા સિંહિકાએ સિંચેલા સુસંસ્કારો સુકાઇ ગયા હતા. કુળની ખાનદાની અને ઉત્તમતાને તે ભૂલી ગયો હતો આનંદે રહસ્યસ્ફોટ કર્યો, તેથી તેને આંચકો જરૂર લાગ્યો પરંતુ રસભરપૂર માંસભક્ષણનો હવે ત્યાગ કરવાનો વિચાર ન આવ્યો. આનંદ સોદાસને આરામ કરવાનું કહી ત્યાંથી પલાયન થઇ ગયો.

હવે આનંદનો માર્ગ સરળ બની ગયો. ખુલ્લંખુલ્લા રાજમહેલમાં માંસની ટોપલીઓ આવવા માંડી. મંત્રીવર્ગમાં પણ ખબર પડી ગઈ. પરંતુ હવે પરિવર્તન થવું અશક્ય હતું. સોદાસ પણ હવે માઝા મૂકીને ખાવા માંડયો. એમ કરતાં કરતાં મહારાજા નઘુષની દીક્ષાતિથિ આવી લાગી. મંત્રીવર્ગે જિનમંદિરોમાં અઠ્ઠાઇમહોત્સવ ઉજવવાનો નિર્ણય કર્યો, સારાય નગરમાં આઠ દિવસ માટે સંપૂર્ણ અહિંસા પાળવાનો આદેશ ફરમાવ્યો. મહારાજા સોદાસને

પણ મંત્રીવર્ગે વિનંતી કરી કે આઠ દિવસ સંપૂર્ણ અહિંસાનું પાલન કરવું. સોદાસને માન્યા વગર ચાલે એમ ન હતું. તેણે કબૂલ તો કરી લીધું, પરંતુ તેનું મન માન્યું નહિ. દિનરાત જેને માંસભોજનની લત લાગી ગઈ તે કેવી રીતે આઠ દિવસ સુધી માંસભક્ષણનો ત્યાગ કરી શકે? તેણે રસોઈયાને બોલાવ્યો અને છૂપી રીતે ગમે ત્યાંથી માંસ લઈ આવવા માટે કહ્યું. રસોઇયો આખા ગામમાં ફર્યો, દરેક કસાઈના ઘેર જઈ આવ્યો, પણ ક્યાંયથી ય માંસ ન મળ્યું, કારણ કે મંત્રીવર્ગનો કડક આદેશ હતો. કોઇ પણ મનુષ્ય કોઈ પણ જીવની હિંસા કરી શકે એમ નહોતું. કસાઇઓએ પણ આઠ દિવસ માટે હિંસાનો સંપૂર્ણ ત્યાગ કર્યો હતો.

રસોઇયો મૂંઝાયો. એક બાજુ રાજાની આજ્ઞા હતી માંસ લાવવાની; બીજી બાજુ ક્યાંયથી ય માંસ મળતું ન હતું...ભટકતો ભટકતો તે અયોધ્યાની બહાર નીકળી ગયો. મધ્યાહ્નનો સમય થઈ ગયો હતો. તે થાકીને એક વૃક્ષની નીચે લમણે હાથ દઈ, ભાવિ ભયનો વિચાર કરતો બેઠો. થોડીક ક્ષણો વીતી, તેની દૃષ્ટિ સામેના ટેકરા પર પડી. ટેકરા પર સેંકડો ગીધ અને સમડીઓ ઊડી રહી હતી. રસોઇયો ત્યાંથી ઊઠયો. ધીમે પગલે તે ટેકરા પાસે પહોંચ્યો. તેની દૃષ્ટિમાં એક તાજું મૃત બાળકનું કલેવર દેખાયું. ગીધડાંએ ચાંચો મારીમારીને ચૂંથી નાંખ્યું હતું. રસોઇયાએ ઝડપથી મનોમન નિર્ણય કરી, એ મૃત કલેવરને ત્યાંથી ઉઠાવ્યું. માંસની ખાસ ટોપલીમાં તેને નાંખી,

ઉપર વસ્ત્ર વીંટી તે ઝડપથી રાજમહેલમાં આવી પહોંચ્યો. કોઈને જરા પણ ગંધ ન આવે તે રીતે તેણે એ કલેવર પર સંસ્કાર કરી તેને પકાવ્યું. જેટલી પોતાની પાકકળા હતી, તે સર્વ કળાનો ઉપયોગ કરી તેણે સ્વાદિષ્ટ ભોજન તૈયાર કર્યું. પછી દોડ્યો રાજા સોદાસ પાસે. સોદાસ તો ક્યારનો ભૂખ્યો ડાંસ જેવો થઈને તરફડી રહ્યો હતો. રસોઇયાને આવતાં જ તે બેઠો થઈ ગયો, અને પૂછયું;

'કેમ, મળી ગયું ?'

'મહારાજાની કૃપાથી શું ન મળે ?'

'ભોજન તયાર છે ?'

'જી હા. આપને બોલાવવા જ આવ્યો છું.'

'શાબાશ! તું ખરેખરો મારો વફાદાર સેવક છે...' એમ કહી સોદાસે પોતાના ગળાનો હાર કાઢી રસોઇયાને પહેરાવી દીધો.

રસોઇયો ખુશ ખુશ થઇ ગયો. સોદાસને તેણે મનુષ્ય-માંસની તૈયાર કરેલ વાનગી પીરસી. સોદાસે જ્યાં બે-ચાર કોળિયા ખાધા, તેને આજે કોઇ અપૂર્વ રસનો અનુભવ થયો. આજનું ભોજન તેને ખૂબ જ પ્રિય લાગ્યું. તેણે રસોઇયાને પૂછ્યું :

'આજનું ભોજન તો કમાલ છે! આવું જ ભોજન રોજ તૈયાર કરે તો કેવો આનંદ આવે ? એ તો કહે, આ માંસ કયા પશુનું છે ?'

'મહારાજા, પશુનું માંસ તો અયોધ્યામાં ક્યાંય ન

મળ્યું. આ તો મેં ઘણી મહેનતને અંતે 'મનુષ્યનું' માંસ મેળવ્યું છે!'

'ગમે તેનું હોય, હવેથી રોજ તારે આવા 'જ માંસનું' ભોજન તૈયાર કરવું...સમજ્યો ?'

'જેવી મહારાજાની આજ્ઞા.'

રસોઇયો તો હજારોની કિંમતનો હાર જોઈ ખૂબ ખુશી થઈ રહ્યો હતો. એનું તો જિંદગીનું દારિદ્રય-દૂર થઈ ગયું હતું. તેણે રોજ મનુષ્યનું માંસ લાવવાનું કબૂલ તો કરી લીધું, પરંતુ પછીથી તે મૂંઝાયો. રોજ મનુષ્યનું માંસ ક્યાંથી લાવવું! તેમાં પણ બાળકનું માંસ? તેણે આનંદની સલાહ લેવાનો વિચાર કર્યો. સાંજના ભોજન-કાર્યથી પરવારીને તે આનંદના મકાને પહોંચ્યો. બે દિવસથી તબિયત અસ્વસ્થ હોવાને કારણે આનંદ રાજમહેલમાં આવતો ન હતો.

રસોઈયાને આવેલો જાણી આનંદના મનમાં અનેક જાતની શંકા–કુશંકાઓ જાગી. રસોઇયાએ તબિયતના સમાચાર પૂછી મૂળ વાત આનંદ સમક્ષ મૂકી :

'મહારાજ, હું તો મૂંઝાઈ ગયો છું; હવે આપ બતાવો કે મારે શું કરવું ?'

'એમાં ચિંતા શા માટે કરે છે? મહારાજા ખુદની ઇચ્છા છે તો પછી તારે ડરવાનું શું કારણ? ગામમાં ઘણાં નાનાં બાળકો છે. રોજ એકને...'

'કામ ઘણું ભયભરેલું છે...'

'ડરપોક મનુષ્યો રાજાની સેવા ન કરી શકે, સમજ્યો ?'

'મહારાજ, હું તો એક ગરીબ બ્રાહ્મણનો પુત્ર... ... નથી ને પકડાઈ ગયો તો...'

'તું ડર નહિ, હું તને આખી યોજના સમજાવી દઉં છું. એ મુજબ તું તારે કામ કર્યે જા. બાકીનું બધું હું સંભાળી લઇશ.'

'એ વાત બરાબર. પછી મારે ડરવાની જરૂર નથી.'

આનંદે રસોઇયાને બાળકો પકડવાની કળા સમજાવી દીધી. રસોઇયાને પણ યોજના ગમી ગઇ. તે આનંદને નમસ્કાર કરી રવાના થયો. આનંદ મનુષ્યમાંસના ભોજનની કલ્પનાનો રસાસ્વાદ માણતો નિદ્રાધીન થયો.

બીજા દિવસે સવારે, આનંદની યોજના મુજબ, રસોઇયાએ મીઠાઇનો એક ટોપલો ભર્યો અને ટોપલો ઉપાડી તે અયોધ્યાની એક નિર્જન ગલીને નાકે જઇને ઊભો રહ્યો. આ રસ્તે થઈને ગામના ગરીબ વર્ગનાં બાળકો શાળામાં અભ્યાસાર્થે જતાં હતાં. શેરીને બીજે નાકે ઉપાધ્યાયની શાળા હતી. શેરીનો રસ્તો બાળકની અવરજવર સિવાય નિર્જન હતો. નિત્યક્રમ મુજબ બાળકો એ માર્ગેથી શાળા જવા લાગ્યાં. રસોઇયાએ દરેક બાળકને મીઠાઈ આપવા માંડી. બાળકો ખુશ ખુશ થઇ ગયાં. બીજે દિવસે પણ એ મુજબ મીઠાઇ આપી...ત્રીજે દિવસે પણ આપી...ત્રીજે દિવસે એક પછી એક બાળક મીઠાઇ લઇને

જવા માંડ્યું, એમ કરતાં કરતાં છેલ્લું એક બાળક આવ્યું. તેણે પણ મીઠાઈ લેવા હાથ લંબાવ્યો, રસોઈઆએ એનો હાથ પકડી તેના નાકે એક દવા સુંઘાડી દીધી. બાળક તુરત જ બેભાન થઈ ગયું...રસોઇઆએ મીઠાઈના ખાલી ટોપલામાં તેને નાંખી, ટોપલો માથે મૂકી...ત્યાંથી ચાલતી પકડી. ઝડપથી તે રાજમહેલમાં આવ્યો. રસોઇઘરની નીચે ભોંયરું હતું, સીધો ભોંયરામાં પહોંચી ગયો....ટોપલો નીચે ઉતારી, છરીથી તુરત એ કોમળ બાળકની હત્યા કરી નાંખી.

ધનનો લોભી મનુષ્ય કયું પાપ નથી આચરતો ? રસોઇયાને રાજા તરફથી ને આનંદ તરફથી જેમ જેમ બક્ષિસો મળતી ગઈ તેમતેમ એ બ્રાહ્મણનો લોભ વધતો ગયો, અને રાજા તથા આનંદની ક્રૂર વાસના પોષવા લાગ્યો. ચાવક્ર ફૂલ જેવા બાળકની પણ હત્યા કરતાં તેનો જીવ કંપ્યો નહિ.

બસ, હવે આ પાપલીલા રસોઇયાને ફાવી ગઇ. રોજ તે એક બાળકને ઉઠાવી લાવવા માંડ્યો અને તેનું માંસ રાંધી સોદાસને ખવરાવવા લાગ્યો.

રોજ એક–એક બાળક ખોવાવા માંડવાથી નગરમાં હાહાકાર વર્તાઇ ગયો. રોજ ને રોજ મંત્રીવર્ગ પાસે ફરિયાદ આવવા માંડી. મંત્રીવર્ગ પણ ચિંતાતુર બની ગયો. અયોધ્યાના મહાજનના અગ્રણીઓ મહામંત્રીને આવીને મળ્યા : 'મહામંત્રીજી, કયારેય નહિ ને હમણાંથી રોજ ને

રોજ એક બાળક ખોવાય છે. તેની તત્કાલ તપાસ કરવી ઘટે છે. ને બાળકને ઉઠાવી જનારને પકડવો જરૂરી છે.'

'તમારી વાત તદ્દન વાજબી છે. હું પણ એ જ વિચારમાં છું. આજે જ મહારાજાને મળીને યોગ્ય વ્યવસ્થા કરું છું.' મહામંત્રીના આશ્વાસનથી મહાજન સંતુષ્ટ થયું. મહામંત્રી મહારાજાની પાસે ગયા. સોદાસ પણ મહામંત્રીને આવેલા જાણી પરિસ્થિતિ કળી ગયો.

'મહારાજા, નગરમાંથી રોજ ને રોજ એક બાળક ખોવાય છે. પ્રજામાં ગંભીર ચિંતા વ્યાપી છે...એ અંગે તુરત ચાંપતી તપાસ કરવી જરૂરી છે.'

'કોટવાલને કહો કે તે તપાસ કરે. મને તો લાગે છે કે રાત્રે કોઇ રાક્ષસ આવી બાળકોને ઉઠાવી જતો હોવો જોઇએ.'

'ના જી. બાળકો નિશાળે જાય છે. પછી જ તેમાંથી કોઇ બાળકને ઉઠાવી જાય છે.'

'તો શાળાના અધ્યાપકને પૂછપરછ કરવી જોઇએ.' સોદાસના હૃદયમાં જાણે કોઈ જ ચિંતા ન હોય તે રીતે બોલતો હતો. ચકોર મહામંત્રી મહારાજાની આ વર્તણૂક પર આશ્ચર્ય પામ્યા. મહામંત્રી ત્યાંથી ઊઠીને પોતાના નિવાસસ્થાને આવ્યા અને મંત્રીમંડળને ભેગું કર્યું. તમામ મંત્રીઓએ તત્કાલ બાળચોરની તપાસ કરવાનો અભિપ્રાય આપ્યો. મહામંત્રીએ પણ પોતાના ખાસ ગુપ્તચરને બોલાવ્યો અને ચોરની તપાસ કરવાનું કામ સોંપી દીધું.

ગુપ્તચરે તુરત જ ચોર અંગેની તપાસ આરંભી દીધી. તે રાત્રીના સમયે શાળાના અધ્યાપકની પાસે પહોંચ્યો. અધ્યાપક પણ ચિંતાતુર હતા. ગુપ્તચરે અધ્યાપક પાસેથી જરૂરી માહિતી મેળવી લીધી અને બીજા દિવસે પુનઃ તે શાળામાં ગયો. બાળકોને જે પૂછવું હતું તે પૂછી લીધું. તેમાં તેને જાણવા મળ્યું કે છેલ્લા કેટલાક સમયથી એક માણસ રોજ બાળકોને મીઠાઇ આપે છે. તેણે નક્કી કર્યું કે એ માણસને પહેલાં ઓળખી લેવો.

બીજે દિવસે છૂપી રીતે તેણે મીઠાઇ આપનાર રસોઈ-યાને જોયો. તુરત જ તેને ઓળખી લીધો. તેણે જોયા કર્યું કે એ શું કરે છે? મીઠાઇ લઈને ઘણાં બાળકો ચાલ્યાં ગયાં. કેટ-લાંક બાળકોની સાથે તેમના વાલીઓ પણ હતા. થોડાક સમય પછી એક બાળક આવ્યું, મીઠાઇ લેવા તે રસોઇયાની પાસે ગયું. રસોઇયાએ આજુબાજુ દૃષ્ટિ કરી, કોઇ દેખાયું નહિ. બાળકને બેભાન બનાવી ટોપલામાં નાંખી દીધું. ગુપ્તચરે તે જોઇ લીધું. તેને પાકી ખાતરી થઇ ગઇ કે આ દુષ્ટ જ રોજ એકએક બાળકને ઉઠાવી જાય છે. 'પણ હવે તે એ બાળકને ક્યાં લઇ જાય છે? ત્યાં શું કરે છે!' એ જાણવું જરૂરી સમજી, ગુપ્તચરે તેનો પીછો પકડયો. રસોઇયો તો સીધો રાજ-મહેલમાં પહોંચ્યો, ગુપ્તચર પણ તેની પાછળ જ રાજમહેલમાં ઘૂસ્યો. તેણે ઇશારાથી રાજમહેલના રક્ષકસૈનિકોને પોતાની પાછળ આવવા સમજાવી દીધું. રસોઇયો જેવો ભોંયરામાં ઘૂસ્યો, ગુપ્તચરે તેનો હાથ પકડયો; અને પૂછ્યું :

'ક્યાં જાય છે?'

'તારે શી પંચાત છે?'

'મારે પંચાત છે. બોલ ક્યાં જાય છે? ને એ ટોપલામાં શું છે?'

'મારી સાથે લાંબી વાત ન કર. તું તારા રસ્તે ચાલ્યો જા.'

'ટોપલો નીચે ઉતાર.'

'નહિ ઉતારું.'

ગુપ્તચરે સૈનિકોને ઈશારો કર્યો. સૈનિકોએ રસોઈયાને ઘેરી લીધો ગુપ્તચરે તુરત જ એક સૈનિકને રવાના કર્યો અને મહામંત્રીને બોલાવી લાવવા આજ્ઞા કરી. સૈનિક દોડતો મહામંત્રીની પાસે પહોંચ્યો અને મહામંત્રીને તાબડતોબ બોલાવીને આવી ગયો.

ટોપલો રસોઈયાની સાથે જ હતો. રસોઈયો ભયનો માર્યો ધ્રૂજી રહ્યો હતો, તેના શરીરે પસીનો છૂટી ગયો હતો. મહામંત્રીને જોઈને રસોઈયાએ ટોપલો નીચે મૂકી દીધો ને મહામંત્રીના પગમાં પડી ગયો.

'મા-બાપ...મને ક્ષમા કરો. આમાં મારો ગુનો નથી.'

'પણ શું છે એ તો કહે...?' મહામંત્રીએ રસોઈયાના જ મુખે સારી વાત સાંભળવા પ્રશ્ન કર્યો.

'કૃપાનાથ રોજ હું એક છોકરાને આ ટોપલામાં લાવું છું.'

'ટોપલો ખોલ.'

રસોઇયાએ તુરત ટોપલો ખોલ્યો...અંદરથી બેભાન હાલતમાં નાનું બાળક નીકળ્યું...મહામંત્રીને શરીરે કમકમી આવી ગઇ...તુરત જ તેમણે વૈદ્યોને બોલાવી લાવવા આજ્ઞા કરી. સૈનિક ત્વરાથી જઇને વૈદ્યને બોલાવી લાવ્યો. વૈદ્યોએ આવીને બાળકને તપાસ્યું. ઔષધોપચાર કરીને બાળકની બેશુદ્ધિ દૂર કરી. મહામંત્રીએ બાળકને એક સિપાઈની સાથે તેના ઘેર રવાના કરી દીધું. બીજી બાજુ રસોઇયાને કારાવાસમાં લઇ જવા અને બીજે દિવસે રાજસભામાં હાજર કરવા સનિકોને આજ્ઞા કરી. ગુપ્તચરની સાથે મહામંત્રીએ રસોઇઘરના ભોંયરામાં પ્રવેશ કર્યો. ભોંયરામાંથી ભયંકર દુર્ગન્ધ આવી રહી હતી. મહામંત્રીએ ને ગુપ્તચરે વસ્ત્રથી નાક અને મુખ બાંધી દીધાં. જ્યાં તેઓ ભોંયરામાં પહોંચ્યા...ત્યાંનું દારુણ દૃશ્ય જોઈને મહામંત્રીનું હૃદય કમકમી ઊઠ્યું. એક બાજુ બાળકોનાં હાડપિંજરોનો ઢગલો પડેલો હતો એક બાજુ માંસના લોચા લટકેલા હતા...ભૂમિ લોહીથી ખરડાયેલી હતી.



## નરભક્ષી

રસોઇયાના પકડાઈ જવાના સમાચાર મળતાં જ આનંદ અયોધ્યા છોડીને ભાગી ગયો. સોદાસ ચિંતાતુર બની ગયો. અયોધ્યાના મંત્રીમંડળને તે બરાબર સમજતો હતો. ન્યાયની ખાતર મંત્રીમંડળ સર્વસ્વનું બલિદાન આપતાં પણ અચકાય તેમ ન હતું. તેણે આનંદની સલાહ લેવાનું વિચાર્યું. આનંદની તપાસ કરાવી, પણ હોય તો આવે ને ! એ તો ક્યારનોય ભાગી ગયો હતો.

બીજી બાજુ રાત્રીને સમયે મહામંત્રી મંત્રીમંડળને લઇને કારાવાસમાં પહોંચ્યા કે જ્યાં રસોઇયો કેદ હતો.

'તું જે સાચી હકીકત હોય તે કહીશ તો તને મૃત્યુદંડ કરવામાં નહિ આવે. પણ જો સાચી વાત જરા પણ છુપાવીશ તો ફાંસીએ લટકાવી દેવામાં , આવશે.' મહામંત્રીએ રસોઇયાને કડકાઈ બતાવી.

'કૃપાનાથ, હું સાચું કહું છું કે હું નિર્દોષ છું.'

'તો કોના કહેવાથી તું આ ઘોર પાપ કરી રહ્યો હતો ?'

'દયાળુ...'

'કહે. જરા પણ ગભરાઈશ નહિ. સત્ય કહી દે.'

'મહારાજાના કહેવાથી...' થોથરાતી જબાને રસોઇયાએ કહી દીધું.

'તું આ કામ ક્યારથી કરી રહ્યો હતો ?'

'લગભગ એક મહિનાથી.'

'તને બાળકોને ઉપાડી લાવવાની આ કળા કોણે શિખવી ?'

'પુરોહિત–પુત્ર આનંદે.'

મહામંત્રીએ આ રીતે સંપૂર્ણ માહિતી મેળવી લીધી. પુનઃ રસોઇયાને કોટડીમાં પૂરી દઈ, મંત્રીમંડળ મહામંત્રીના નિવાસસ્થાને પહેંચ્યું. સહુનાં ચિત્ત ગંભીર ચિંતામાં ડૂબેલાં હતાં. સોદાસના ઘોર દુષ્ટ કૃત્ય પર સહુનાં મન ઉદ્વિગ્ન બની ગયેલાં હતાં.

'સમગ્ર પરિસ્થિતિ આપણી સામે સ્પષ્ટ છે. હવે આમાં શું કરવું જોઇએ ? આપ સહુનો અભિપ્રાય શો છે ?' મહામંત્રીએ મંત્રીમંડળની સામે વાત મૂકી.

'આ અંગે આપે શું વિચાર્યું છે ?' બીજા મંત્રીએ મહામંત્રીને પૂછ્યું.

મેં તો વિચાર્યું છે કે સૌ પ્રથમ આપણે મહારાજાને મળીને, તેમને આ ઘોર પાપ બંધ કરવા સમજાવવા જોઈએ.'

'માનો કે ન સમજે તો ?' એક મંત્રીએ પ્રશ્ન કર્યો.

'તો પછી મંત્રીમંડળે યોગ્ય માર્ગ અખત્યાર કરવો જોઇએ.'

'કયો માર્ગ ?'

'તમને કયો માર્ગ સૂઝે છે ?'

'મને તો લાગે છે કે, જો ન માને તો રાજગાદી પરથી ઉતારી મૂકવા જાઇએ !' જરા આવેશપૂર્વક મંત્રીએ પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

'વાત વાજબી છે, પ્રજાનું ભક્ષણ કરનાર રાજા કેમ ચાલી શકે ?' બીજા મંત્રીઓએ પોતાની સંમતિ દર્શાવી.

'તો પછી, પહેલાં આપણે મહારાજાને મળીએ. તેમને સમજાવવાનો પૂર્ણ પ્રયત્ન કરીએ, બાદમાં યોગ્ય નિર્ણય કરીશું.' મહામંત્રીએ સુયોગ્ય સૂચન કર્યું. સહુએ સ્વીકાર્યું. રાત મોડી થઈ ગઈ હતી પરંતુ અત્યારે રાજા પાસે ગયા વિના ચાલે એમ ન હતું. મંત્રીમંડળ રાજમહેલમાં પહોંચ્યું. સોદાસની નીંદ તો કયારનીય ઊડી ગઈ હતી. દ્વારપાલે જઈને સોદાસને સમાચાર આપ્યા.

'મંત્રીમંડળ આપની પાસે આવવા ચાહે છે.'

'આવવા દો' વ્યગ્ર ચિત્તે સોદાસે જવાબ આપ્યો. મંત્રીમંડળે સોદાસના મંત્રણાખંડમાં પ્રવેશ કર્યો. સોદાસે મૌનપણે આવકાર આપ્યો; અને પોતે એક ભદ્રાસન પર બેઠો. મંત્રીમંડળ પણ યોગ્ય આસને બેસી ગયું.

થોડીક વાર મૌન પથરાયું; સોદાસે આગમનનું કારણ પૂછી મૌન તોડયું. મહામંત્રીએ પ્રત્યુત્તર આપ્યો :

'આપ જાણો છો કે એક મહિનાથી નાનાં નાનાં બાળકોની ચોરી થઈ રહી છે. તેથી પ્રજામાં ઘણો અસંતોષ વ્યાપેલો છે.'

'તમે તપાસ કરી હશે ને?' સોદાસે ભૂમિ પર દૃષ્ટિ રાખીને પૂછ્યું.

'તપાસ પૂર્ણ થઇ છે, એટલે જ આપને મળવાનું થયું છે.' મહામંત્રીએ કહ્યું. સોદાસ મૌન રહ્યો.

'આપને પણ ખબર પડી જ ગઇ છે કે ચોર કોણ છે; અને કોના માટે ચોરી કરતો હતો.'

'હા.'

'હવે આ પરિસ્થિતિમાં પરિવર્તન કરવું જરૂરી છેઃ આપ અયોધ્યાના વિશાળ રાજ્યના પિતા છો. પિતા પ્રજાનું પાલન કરે તે જ ઉચિત છે, ભક્ષણ કરે તે ઉચિત નથી.'

'હું તે જાણું છું...મને શિખામણ આપવાની જરૂર નથી...' સોદાસ રોષે ભરાઇને બોલ્યો.

'અમે શિખામણ આપનાર કોણ? આ તો અમને જે ઉચિત લાગ્યું તે આપની સમક્ષ કહેવું એ અમારી ફરજ સમજીને કહીએ છીએ; પ્રજાની શાંતિ વિના રાજા રાજ્ય પર ટકી શકતો નથી.'

'એટલે તમે શું કહેવા માગો છો?'

'આપના દ્વારા આપની પ્રજાનાં બાળકોનું ભક્ષણ બંધ થવું જોઇએ એટલી જ અમારી પ્રાર્થના છે.'

'તે અંગે મને ઉચિત લાગશે તેમ કરીશ.'

'આપને શું ઉચિત લાગે છે?'

'તે જાણવાની તમારે જરૂર નથી.'

'રાજ્યના મહામંત્રી તરીકે એ જાણવાનો મારો અધિકાર છે. આપે તે જણાવવું પડશે. એ જાણવા માટે જ અયોધ્યાનું મંત્રીમંડળ અત્યારે આવ્યું છે.' મહામંત્રીએ મક્કમતાથી પડકાર કર્યો. સોદાસ ક્ષણવાર તો સ્તબ્ધ બની ગયો. શો ઉત્તર આપવો તેની ગડમથલમાં પડી ગયો. એ સમજી તો ગયો હતો કે મંત્રીમંડળ જે તે નિર્ણય કર્યા વિના જવાનું નથી.

'જો આપ અત્યારે અમને સંતોષ થાય તેવો જવાબ નહીં આપો તો પછી અમારે આપના પર ફરજ પાડવી પડશે.' મહામંત્રીએ દાબીને કહ્યું.

'તમારાથી જે થઇ શકે તે કરી લેજો, હું પણ જોઉં છું...' સોદાસ જવાબ આપી, ત્યાંથી ઊઠીને શયનગૃહમાં ચાલ્યો ગયો.

મંત્રીમંડળ ત્યાંથી મહામંત્રીના આવાસે પહોંચ્યું. સૌનાં મન દુઃખ અને રોષથી સંતપ્ત હતા. મંત્રણાગૃહમાં પ્રવેશતાં જ મહામંત્રીએ કહ્યું :

'ભાઇઓ, મને હવે એક ઉપાય સૂઝે છે.'

'બતાવો'

'સોદાસને પદભ્રષ્ટ કરીને યુવરાજને રાજસિંહાસન પર બેસાડી દેવા.'

'બરાબર છે આપની વાત. આવા રાજાને કદાપિ ન ચલાવી લેવાય.' બીજા મંત્રીએ ટેકો આપ્યો.

'આ વાતથી પ્રજાને વાકેફ કરવી જોઇએ.' મહામંત્રીએ કાર્ય કરવાની રૂપરેખા અંકિત કરવા માંડી.

'માટે મહાજનને બોલાવી લેવું જોઇએ.'

'હમણાં જ બોલાવી લો.' અન્ય મંત્રીઓ બોલી ઊઠયા. મધ્યરાત્રિ થઇ ગઇ હતી. અયોધ્યાના રાજમાર્ગો પર નીરવ શાંતિ વ્યાપેલી હતી. કયારેક નગરરક્ષક સિપાઈઓના અશ્વોનો હેષારવ શાંતિનો ભંગ કરતો હતો, તો કયારેક કૂતરાઓનો ભસવાનો અવાજ સંભળાઇ જતો હતો. મહામંત્રીના બે અંગરક્ષકો રાજમાર્ગો પર આગળ વધતા વધતા નગરશેઠની હવેલી પાસે આવી પહોંચ્યા. અંગરક્ષકોએ અવાજ કર્યો. સામેથી હવેલીના દ્વારપાલોએ અવાજ આપ્યો. અંગરક્ષકો દ્વારપાલોની પાસે જઇ પહોંચ્યા.

'નગરશેઠને મળવું છે.'

'અત્યારે ?'

'હા જરૂરી કામ છે.'

એક દ્વારપાલ હવેલીની અંદર ગયો. પા કલાકમાં પાછો આવ્યો અને મહામંત્રીના અંગરક્ષકોને લઇને પુનઃ હવેલીમાં ચાલ્યો ગયો. થોડીક વારમાં બંને અંગરક્ષકો નગરશેઠની પાસે આવી પહોંચ્યા. નગરશેઠને પ્રણામ કરી મહામંત્રીનો સંદેશો કહી સંભળાવ્યો.

તરત જ નગરશેઠ ઊભા થયા. વસ્ત્રપરિવર્તન કરી લઈ, શ્રી નવકાર મંત્રનું સ્મરણ કરી અંગરક્ષકોની સાથે રવાના થયા. પોતાના દ્વારપાલોને સૂચના આપી કે મહાજનના અગ્રણીઓને તેઓ મહામંત્રીના મહેલ પર આવવા કહી દે.

એકાદ કલાકમાં મહાજનના અગ્રણીઓ મહામંત્રીને મહેલે ભેગા થઈ ગયા. સહુને લઈને નગરશેઠે મહેલમાં પ્રવેશ કર્યો. મહામંત્રીએ યોગ્ય સ્વાગત કરી આસનો આપ્યાં.

'શ્રેષ્ઠિવર્યો, નગરનાં કોમળ બાળકોના ભક્ષકનો પત્તો લાગી ગયો છે.'

'બહુ સરસ.' નગરશેઠે વાતને વધાવી.

'ભક્ષક બહુ વિચિત્ર નીકળ્યો...જેની કલ્પના પણ ન થઈ શકે, તેવો...'

'કોણ ?'

'રક્ષક તે જ ભક્ષક !' દુઃખભર્યા શબ્દોમાં મહામંત્રી બોલ્યા. મહાન મુત્સદ્દી નગરશેઠ સમજી ગયા.

'પછી શું કર્યું ?'

'સમજાવ્યા.'

'તે સમજ્યા ?'

'ના.'

'હવે ?'

'આપને શું કરવું ઉચિત લાગે છે?' મહામંત્રીએ નગરશેઠને પૂછ્યું.

'આપ સહુએ કંઇ વિચાર્યું હશે ને?'

'અમે વિચાર કરી રાખ્યો છે.'

'શો?'

'યુવરાજ સિંહરથને રાજ્યસિંહાસન પર સ્થાપિત કરવા.'

'મહારાજાને?'

'પદભ્રષ્ટ કરવા.'

'કેવી રીતે?'

'એ વિચારવાનું બાકી છે.' મહામંત્રીએ નગરશેઠની સામે આતુરતાપૂર્વક જોતાં પૂછ્યું. નગરશેઠના મગજમાં સમગ્ર પ્રસંગને કુનેહપૂર્વક પતાવવાની યોજના ઘડાઇ ગઈ હતી.

'સેનાપતિને બોલાવીને આજ્ઞા કરવાની કે, અત્યારે જ મહારાજાના મહેલની ચારેકોર સૈનિકો ગોઠવી દે. જ્યાં સુધી આપણે યુવરાજનો રાજ્યાભિષેક ન કરી રહીએ ત્યાં સુધી મહારાજાને મહેલની બહાર નીકળવા ન દેવા.' નગરશેઠે સ્પષ્ટતાથી યોજના સમજાવી.

'પછી?'

'પછી પહેરો ઉઠાવી લેવાનો...મહારાજા અયોધ્યા છોડીને ચાલ્યા જશે!' નગરશેઠે ભવિષ્યવેત્તાની ઢબે ભાવિની આગાહી કરી. સૌને નગરશેઠની વાત ગમી ગઈ.

મહામંત્રીએ તુરત જ સેનાપતિને બોલાવી લાવવા માણસ રવાના કર્યો. સેનાપતિ વિનાવિલંબે હાજર થયો. મહામંત્રીએ સેનાપતિને પરિસ્થિતિ સમજાવી દીધી અને મહેલને સૈનિકોથી ઘેરી લેવા માટે સૂચના કરી. સેનાપતિ મહામંત્રીની આજ્ઞા સ્વીકારી ત્યાંથી રવાના થયો. મંત્રીમંડળ અને મહાજન પણ પ્રભાતમાં યુવરાજનો રાજ્યાભિષેક કરવાનું નક્કી કરી પોતાના સ્થાને રવાના થયું.

**કેવો એ પ્રાચીનકાળ! ભગવાન ઋષભદેવથી ચાલી આવતી પવિત્ર સંસ્કૃતિનું સંરક્ષણ કરવા અયોધ્યાના સત્તાધીશો અને નાગરિકો કેટલા બધા જાગ્રત હતા! ખુદ રાજા પણ ભૂલ કરે છે તો તેને ય સજા ફટકારી દેતાં વાર નહિ, અંગત સ્વાર્થની દુનિયામાંથી બહાર નીકળી ગયા વિના આ વાત ન બની શકે.**

પ્રભાત થયું. અયોધ્યાનો રાજમહેલ સશસ્ત્ર સૈનિકોથી ઘેરાઇ ગયો હતો. આખા નગરમાં ભારે કોલાહલ ફેલાઈ ગયો હતો. સૌને ખબર મળી ગઇ હતી કે 'સોદાસ' રાજા જ પોતે બાળભક્ષક છે. તેથી સૌના હૃદયમાં સોદાસ પ્રત્યે ભારે ઘૃણા પેદા થઇ હતી.

ત્યાં નગરવાસીઓને કાને રાજઘોષણા સંભળાઇ.

'યુવરાજ સિંહરથનો આજે સવારે નવ વાગ્યે રાજસભામાં રાજ્યાભિષેક કરવામાં આવશે. માટે સર્વે નગરજનોએ સમયસર આવી જવું. મહામંત્રીશ્વરની આજ્ઞા છે.'

બીજી બાજુ, સોદાસે પોતાના મહેલને સશસ્ત્ર સૈનિકોથી ઘેરાયેલો જોયો, તેના હૃદયમાં મહાન ઉલ્કાપાત મચી ગયો. બહાર નીકળાય એમ ન હતું અને અંદરમાં સહન થાય એમ ન હતું. તે બેચેન બની ગયો. સૌથી મોટી બેચેની એ હતી કે એને બે દિવસથી મનુષ્યનું માંસ મળ્યું ન હતું. અને હવે અયોધ્યામાં મળે એમ પણ ન હતું. તેને મન રાજગાદીની કોઇ કિંમત ન હતી...એને મન તો સર્વસ્વ હતું મનુષ્યનું માસ ! વિષયાસક્તિ ભયંકર હોય છે. પાંચે ઇન્દ્રિયોના વિષયોમાં આસક્ત મનુષ્ય ન્યાય-નીતિ અને સદાચારથી દિનપ્રતિદિન દૂર જતો જાય છે. સોદાસ જિહ્વેન્દ્રિયની આસક્તિમાં ખૂબ ફસાયો. કઈ સ્થિતિમાં જઈ પહોંચ્યો ? મનુષ્યભક્ષી બની ગયો ! તેને લત લાગી ગઇ. લતમાં તે પોતાની કુલીનતા ભૂલ્યો; મહાન કર્તવ્ય ભૂલ્યો, પોતાના આત્માને ભૂલ્યો.

યુવરાજ સિંહરથનો રાજ્યાભિષેક થઇ ગયો. સેનાપતિએ રાજમહેલ પરથી સશસ્ત્ર સૈનિકોને ઉઠાવી લીધા. સોદાસ રાજમહેલની બહાર નીકળી ગયો...અયોધ્યાની બહાર ચાલ્યો ગયો...અયોધ્યા છોડીને તે દૂર દૂર ચાલ્યો ગયો. કોઇ તેની પાછળ ન ગયું...કોઇએ તેની પાછળ શોકમાં બે આંસુ ન સાર્યાં.

સોદાસ ત્રણ ત્રણ દિવસથી ભૂખ્યો હતો. તેને હવે મનુષ્યના માંસ સિવાય કંઈ જ પ્રિય લાગતું ન હતું. તે અયોધ્યાથી દસ-બાર યોજન દૂર નીકળી ગયો. રસ્તામાં

તેને કંઇ ભક્ષ્ય ન મળ્યું. તેની ક્રૂર આંખો ચારેકોર ભટકતી હતી. તે એક જંગલમાંથી પસાર થઇ રહ્યો હતો. ત્યાં એની નજરે એક ઝૂંપડી જેવું મકાન દેખાયું. કંઇક આશાનું કિરણ દેખાતાં તે મકાન તરફ વળ્યો જેમ જેમ મકાનની નિકટ ગયો તેમ તેમ બાળકના રૂદનનો અવાજ તેને સંભળાવા લાગ્યો.

સોદાસ મકાનના આંગણામાં પહોંચ્યો. મકાનમાં કોઈ માણસ તેને દેખાયો નહિ, પરંતુ અંદર બાળક રડી રહ્યું હતું. સોદાસે મકાનમાં ડોકિયું કર્યું. એક પારણિયામાં નાનું બાળક પડ્યું પડ્યું રડતું હતું. પારણિયાની પાસે રોટલાના બેચાર ટુકડા પડેલા હતા. સોદાસે એનું અનુમાન કર્યું કે જરૂર આ બાળકની મા બાળકને સુવાડીને બહાર કામે ગઇ લાગે છે. પરંતુ ઘર ખુલ્લું મૂકીને ગઇ છે એટલે તુરતમાં પાછી આવવી જોઇએ...

જ્યારથી તેણે નાના બાળકનો અવાજ સાંભળ્યો હતો. ત્યારથી જ તેની જીભ લપ લપ કરી હતી. તેણે તુરત અંદર જઇને બાળકને ઉપાડ્યું અને ઝડપથી બહાર નીકળી લપાતો–છુપાતો ત્યાંથી ભાગ્યો......પરંતુ બાળકનું રૂદન ચાલુ હતું...ક્રૂર કાળજાના એ નરાધમે બાળકની ડોક મરડી નાંખી...તેને સદાને માટે શાંત કરી દીધું...બસ, કાચા ને કાચા શરીરને બચકાં ભરવા લાગ્યો. તેનું મુખ, ...તેનાં વસ્ત્રો ને ગાત્રો, લોહીથી લથપથ થઈ ગયાં...તે બિહામણો નરરાક્ષસ બની ગયો. તેની ક્ષુધા કાંઇક શાંત

થઇ... તળાવમાં જઇ તેણે પેટ ભરીને પાણી પીધું અને એક વૃક્ષ નીચે જઈને સૂઇ ગયો. બેચાર મિનિટમાં તો ઘસઘસાટ ઊંઘવા માંડયો.

કયાં એક દિવસને મહાસતી સિંહિકાનો લાડકવાયો સોદાસ અને કયાં આજનો જંગલોમાં ભટકતો નરરાક્ષસ સોદાસ! અહો, કર્મોની કેવી ઘોર વિટંબણા છે...! સંસારના રંગમંચ પર હરહંમેશ આવાં ઘોરાતિઘોર નાટકો ભજવાઇ રહેલાં હોય છે...એવા સંસારમાં કયાં સુખ અને શાંતિ છે? ભ્રમણાના સુખમાં રાચતો જીવ સ્વતઃ પોતાની ચિતા બનાવીને સળગી મરે છે.

સોદાસે ત્યાંથી ઉત્તરાપથ તરફ ચાલવા માંડયું.

તેની સામેથી એક ગાડું આવી રહ્યું હતું. ગાડામાં બે સ્ત્રીપુરુષ અને બે બાળકો હતાં. બાળકોને જોતાં જ સોદાસની જીભ સળવળી. તેણે એકાએક ગાડા પર હુમલો કર્યો. સ્ત્રી–પુરુષનો ત્યાં જ કટારીથી વધ કરી, બે બાળકોને ઉઠાવ્યાં અને ત્યાંથી ભાગ્યો. પરંતુ બે બાળકોએ કારમો કલ્પાંત કરવા માંડયો. અવાજ સાંભળીને આજુબાજુનાં ખેતરોમાં કામ કરતા માણસો દોડી આવ્યા અને સોદાસનો પીછો પકડયો. સોદાસે તુરંત જ બંને બાળકોને ધરતી પર પટકી, નિર્દયતાથી તેમનો વધ કરી નાંખ્યો. અને તેની પાછળ આવતાં માણસો તરફ લોહી ખરડી કટારી સાથે ધસ્યો. લોકોના હાથમાં પણ લાકડી, તલવાર

વગેરે શસ્ત્રો હતાં. સોદાસનો બિહામણો ચહેરો જોઇ પહેલાં તો ગ્રામજનો ડર્યાં. પરંતુ તેઓ સમૂહમાં હોવાથી હિંમત કરીને સોદાસને ઘેરી વળ્યાં.

ગ્રામજનોએ સોદાસ પર દંડાઓનાં પ્રહાર કરવા માંડ્યા. પરંતુ સોદાસે તુરત જ બે ગ્રામજનોનાં માથાં ધડ પરથી ઉડાવી દીધાં. લોકો એકદમ ઉશ્કેરાયા અને સોદાસના માથા પર સખત ફટકા લગાવ્યા. સોદાસ બેભાન બની જમીન પર ઢળી પડયો. નીચે પડતાં જ લોકો તેના પર તૂટી પડયાં. પરંતુ થોડી જ ક્ષણોમાં મૂર્છા ઊતરતાં સોદાસ ઊભો થઈ ગયો અને વિફરેલા વાઘની જેમ છલાંગ મારતો ત્યાંથી ભાગ્યો. તેના માથામાંથી લોહી વહી રહ્યું હતું. તેના શરીર પર પણ પ્રહારો થયેલા હતા. લોહી ખરડાયેલો સોદાસ ત્યાંથી ભાગતો ભાગતો એક ઘોર અરણ્યમાં જઇ પહોંચ્યો. તેનું શરીર સાવ થાકી ગયું હતું, તે એક વૃક્ષની નીચે મૂર્છા ખાઈને ઢળી પડયો.

કર્મોની કેવી વિચિત્રતા છે! અયોધ્યાના રાજસિંહાસન પર હતો ત્યારે અનેક રાજા-મહારાજાઓ જેની સેવામાં હાજર રહેતા હતા. અપ્સરાઓ જેવી નૃત્યાંગનાઓ જેની સામે નૃત્ય કરતી...આજ્ઞાને ઉઠાવી લેવા સેંકડો સેવકો હાજર રહેતા હતા તે સોદાસ આજે અસહાય...એકલો-અટૂલો ઘોર અટવીમાં ચત્તોપાટ મૂર્ચ્છિત અવસ્થામાં પડયો હતો...ત્યાં ન કોઈ એના અંગની રક્ષા કરનાર અંગરક્ષક હતો...ન કોઈ વાયુનો વીંઝણો વીંઝનાર દાસી હતી... ત્યાં હતાં ગીધ અને સમડીઓ! ત્યાં હતાં વરુ અને શિયાળ!



## સોદાસનું ઉત્થાન

'અરે મિત્ર તું અહીં ક્યાંથી? તારી આવી બેહાલ સ્થિતિ કેવી રીતે થઈ?' એક માણસ ત્યાં આવી ચડયો. સોદાસને બેભાન સ્થિતિમાં પડેલો જોઇ તે એની પાસે આવ્યો...તેને ઓળખી લેતાં એ આશ્ચર્યથી અને દુઃખથી તેની પાસે બેસી ગયો અને ઉપરનો પ્રશ્ન કર્યો, પરંતુ સોદાસ કેવી રીતે ઉત્તર આપે? તે તો ગાઢ બેશુદ્ધિમાં પડયો હતો. આગંતુક માણસ ઊઠયો અને થોડે દૂર ગયો. વૃક્ષપર્ણનું પાત્ર બનાવી તે સરોવરમાંથી પાણી ભરી લાવ્યો. અને સોદાસના મુખ પર ધીમેધીમે છંટકાવ કરવા લાગ્યો. વસ્ત્રના છેડાથી પવન ઢાળવા લાગ્યો. ધીરેધીરે સોદાસની મૂર્છા ઓછી થવા લાગી. બે-ત્રણ ઘડી બાદ તેણે આંખો ખોલી, આગંતુક માણસને જોયો.

'આનંદ? તું?'

'હા...મિત્ર...પરંતુ તારી આવી સ્થિતિ...?'

'બધી વાત પછી કરું છું...મને તરસ લાગી છે...પાણી મળશે?'

'હા, હમણાં જ લાવું છું.' આનંદ દોડતો ગયો અને પર્ણ–પાત્રમાં પાણી ભરી લાવ્યો. સોદાસને આપી તે પુનઃ અટવીમાં ગયો અને કેટલીક વનસ્પતિઓ લઈને જલદીથી પાછો આવ્યો. વનસ્પતિઓનો રસ કાઢી તેણે સોદાસના શરીર પર પડેલા ઘા પર રસ લગાવ્યો. સોદાસ આનંદના સહારે બેઠો થયો. વૃક્ષને અઢેલીને તે બેઠો. આનંદ પણ સોદાસની સામે બેઠો. બંનેનાં મુખ પર શોક, ખેદ અને ગ્લાનિની છાયા પથરાઈ ગઈ હતી.

'આનંદ, પહેલાં તું તારો વૃત્તાંત કહે.'

'મિત્ર શું કહું? મને ખબર પડી કે રસોઇયો પકડાઈ ગયો છે, મેં મારી સલામતીનો વિચાર કર્યો, મહામંત્રીના સ્વભાવથી આપ ક્યાં અજાણ છો? હું ગુપ્ત રીતે ત્યાંથી નીકળી ગયો. લપાતોછુપાતો અયોધ્યાના રાજ્યની સીમમાંથી બહાર નીકળી ગયો. કોઈ પણ ગામ કે નગરમાં આશ્રય લેવામાં મને ભય લાગ્યો, કારણ કે અયોધ્યાના ગુપ્તચરો માટે કોઈ પણ ગામ કે નગર ક્યાં અજાણ્યું છે? હું જંગલમાં ફરવા લાગ્યો. અને કોઈ સુયોગ્ય સ્થાનની શોધ કરવા લાગ્યો. એમ કરતાં ફરતો ફરતો હું આ જંગલમાં આવી ચઢ્યો. અહીંનું સ્થાન મને ઠીક લાગ્યું. નજીકમાં સરોવર છે...વળી આ જંગલમાં અનેક પ્રકારની ઔષધિઓ છે. થોડે દૂર રાજમાર્ગ પણ છે...ત્યાંથી અવારનવાર ભક્ષ્ય મળી જાય છે. ભક્ષ્યની શોધમાં ફરતો ફરતો હું અહીં આવી લાગ્યો...'

આનંદે ટૂંકમાં પોતાનો વૃત્તાંત કહી સંભળાવ્યો. સોદાસે પણ અયોધ્યામાં બનેલી હકીકત કહી સંભળાવી.

'મિત્ર, હવે આપણે અહીં જ રહીએ. હું સેવામાં કોઈ કચાશ નહીં રાખું,' આનંદે સોદાસને વિનંતી કરી. સોદાસ વિચારમાં પડી ગયો. થોડો સમય વિચાર કરી તેણે કહ્યું :

'આનંદ, અહીં એક જ સ્થાને રહેવામાં જોખમ છે. વળી, રોજ ભક્ષ્ય મળવું પણ મુશ્કેલ છે. માટે મારો વિચાર તો ફરવાનો છે.'

'આપણે બીજે સ્થાને જઈને ભક્ષ્ય મેળવી શકીએ. બાકી રહેવાનું સ્થાન તો આ સહીસલામત છે. વળી હવે તો આપ જેવા પરાક્રમી મને મળી ગયા, પછી ભય શાનો ?'

આનંદના આગ્રહથી સોદાસ કબૂલ થયો. બંને ધીમે ધીમે ત્યાંથી ચાલતા સરોવર પાસે ગયા. આનંદે ધીરે ધીરે સોદાસના લોહી-ખરડાયેલા શરીરને પાણીથી સાફ કર્યું. વસ્ત્ર પણ સાફ કર્યાં અને ત્યાંથી આનંદે બનાવેલા ગુપ્ત સ્થાનમાં બંને પહોંચ્યા.

બંને નરભક્ષી મિત્રોનું પુનઃમિલન થયું, તેમની રાક્ષસી વૃત્તિને વકરવાનો અવસર મળી ગયો...કેવો ઘોર પાપોદય ! બંને ખુશ થઈ ગયા અને રાક્ષસીવૃત્તિને સંતોષવા લાગ્યા.

બંને મિત્રોએ કેટલોક કાળ ત્યાં વ્યતીત કર્યો. સોદાસની ઇચ્છા હવે કોઈ બીજા પ્રદેશમાં જવાની થઈ.

બંને ત્યાંથી દક્ષિણાપથ તરફ વળ્યા. રસ્તામાં જે કોઈ એકલ–દોકલ બાળક જોતા, તુરત જ તેનો ઘાત કરીને ભક્ષણ કરી જતા.

દક્ષિણાપથની હદમાં પ્રવેશ કરતાં જ આનંદને ઠોકર વાગી અને તે ગબડી પડયો. શિયાળનો અશુભ ક્રંદન-રવ સંભળાયો. સોદાસ ત્યાં જ ઊભો રહી ગયો. તેણે આનંદને કહ્યું.

'આનંદ, અપશુકન થઇ રહ્યા છે, માટે આજે અહીં જ રોકાઇ જઈએ.'

'મિત્ર, શુકન–અપશુકનનો વિચાર આપણે વળી કેવો કરવાનો ? જો, આ રસ્તેથી કોઈ નાનાં પગલાં દેખાઇ રહ્યાં છે. જલ્દીથી આપણે જઇએ તો ભક્ષ્ય મળી જશે!'

સોદાસને આનંદની વાત ન ગમી. આજે તેના ચિત્તમાં આગળ ચાલવાનો ઉત્સાહ જ જાગતો ન હતો.

'આનંદ, હું તો અહીં જ રોકાઈશ. તું જલદીથી જા અને ભક્ષ્ય લઈને તુરત પાછો આવી જા.'

આનંદ ઝડપથી આગળ વધ્યો. માથે મયૂરપિચ્છની પાઘડી, હાથમાં ધનુષ્ય, પીઠ પર તીરનો ભાથો, નાભિ-પ્રદેશની નીચે વ્યાઘ્રચર્મ અને પગમાં લાકડાંનાં પગરખાં. એક વખતનો પુરોહિતપુત્ર આજે જંગલી શિકારી બની દક્ષિણાપથના અટવીમાર્ગે દોડયો જતો હતો. આજુબાજુ તેનું લક્ષ ન હતું; તે તો પેલાં નાનાં પગલાં જોતો દોડતો હતો. ચારેકોર પર્વતો અને નિબીડ વન! પર્વતની એક

ઊંચી શિલા પર વનરાજ ઊભો ઊભો ભક્ષ્યની રાહ જોઈ રહ્યો હતો. તેની દૃષ્ટિ દોડતા આનંદ પર પડી. ભયંકર ગર્જના કરી અને છલાંગ મારી આનંદની સામે આવી ઊભો. આનંદ અચાનક હુમલાથી બેબાકળો બની ગયો. તેના હાથમાંથી ધનુષ્ય સરકી ગયું...તેનું શરીર ધ્રૂજવા લાગ્યું...વનરાજનો જાલિમ પંજો તેના શરીર પર પડયો, તે ઢળી પડયો.

ભક્ષ્ય શોધવા નીકળેલો આનંદ પોતે જ ભક્ષ્ય બની ગયો.. સોદાસે ઘણી રાહ જોઈ...પરંતુ આનંદ ક્યાંથી આવે ? એક દિવસનો વિશ્રામ કરી સોદાસ દક્ષિણાપથમાં પ્રવેશ્યો. તેનું જમણું નેત્ર સ્ફૂરાયમાન થવા લાગ્યું. સામેથી સૌભાગ્યવતી સ્ત્રીઓનો સમૂહ આવી રહ્યો હતો. પક્ષીઓનો મધુર ધ્વનિ થઈ રહ્યો હતો.

સોદાસને ચિત્તમાં આજે નરમાંસની કોઈ ભૂખ જાગી ન હતી. સીધેસીધો ચાલ્યો જ જતો હતો. મધ્યાહ્નકાળ સુધી તેણે ચાલ્યા જ કર્યું, ત્યાં તેની નજરે સ્વચ્છ જલથી ભરેલું સરોવર દેખાયું, સરોવરને કિનારે અશોકવૃક્ષની રમણીય ઘટા હતી. સોદાસે સરોવરમાં જઈ જલપાન કર્યું અને અશોક વૃક્ષની છાયામાં જઈ વિશ્રામ લીધો. બે ઘડી વિશ્રામ કરી તે ઊઠયો અને આજુબાજુના રમણીય પ્રદેશને જોતો ફરવા લાગ્યો ત્યાં એક અપૂર્વ દૃશ્ય તેને જોવા મળ્યું.

એક મહામુનિ અશોકવૃક્ષની છાયા નીચે ધ્યાનસ્થ દશામાં ઊભા હતા, અને આજુબાજુ રમતાં હતાં વન્ય-

પશુઓ ! મહામુનિની મુખમુદ્રા ઉપર અદ્‌ભુત સૌમ્યતા છવાયેલી હતી, કાયા કૃશ હતી, વસ્ત્ર મલીન હતાં. સોદાસ ઊભો રહી ગયો. મહામુનિ તરફ એકીટસે જોઈ રહ્યો. જેમ લોહચુંબક તરફ લોઢું આકર્ષાય તેમ સોદાસ મહામુનિ તરફ આકર્ષાયો. ધીમે પગલે તે મહામુનિની નજીક પહોંચ્યો. નવા આગંતુકને જોઇ વન્યપશુઓ મહામુનિની આસપાસ ઘેરાઈ વળ્યાં. મહામુનિએ ધ્યાન પૂર્ણ કર્યું. સોદાસે પ્રશ્ન કર્યો :

હે શ્રમણ, આપને જોતાં મને આનંદ થાય છે. આપ મને ધર્મ સમજાવશો ?'

મહામુનિએ સોદાસમાં છુપાયેલી કોઇ યોગ્યતાને પરખી. ધર્મ પામવાની યોગ્યતા એના શરીર પર તો દેખાતી ન હતી, પરંતુ મહામુનિ કેવળ બાહ્ય વેશ કે શરીર જોઇને જ યોગ્યતાનો નિર્ણય કરતા નથી. એમની દિવ્યદૃષ્ટિ તો શરીરની અંદર રહેલા આત્માનું દર્શન કરતી હોય છે.

'જિજ્ઞાસુને ધર્મ સમજાવવો એ અમારું કર્તવ્ય છે.'

'તો મને સમજાવો ?'

'સાંભળ, મહાનુભાવ.'

મહામુનિએ સ્વચ્છ જગ્યા પર આસન બિછાવ્યું. સોદાસ વિનયપૂર્વક દૂર બેસી ગયો. અશોકની ડાળે કોયલો ટહૂકી ઊઠી.

'તું તારી જાત તરફ જેવું વર્તન કરે છે તેવું વર્તન બીજા જીવ પ્રત્યે કરવું, એ ધર્મ છે ! તું જેવી રીતે તારી જાતને દુઃખી કરવા નથી ચાહતો તેવી રીતે તારે બીજા

જીવોને દુઃખી ન કરવા જોઈએ.'

'મુનિ, વચમાં હું પૂછી શકું છું ?'

'પૂછી શકે છે.'

'ધર્મ સુખી બનવા માટે કરવાનો હોય છે ને ?'

'હા.'

'બીજા જીવોને મારીને જો સુખ મળતું હોય તો એ ધર્મ ન કહેવાય ?'

'ભાગ્યશાળી! બીજા જીવોને મારીને સુખ મળતું જ નથી. બીજા જીવોને મારીને જે સુખ મળતું લાગે છે એ તો અલ્પકાળનું કાલ્પનિક સુખ હોય છે. પછી એ હિંસાના પાપનું ફળ ભોગવતાં જીવ દુઃખી દુઃખી થઈ જાય છે.'

'પાપનું ફળ તો બીજા ભવમાં ભોગવવું પડે છે ને ? આ ભવમાં તો હિંસાથી સુખ મળતું દેખાય છે.'

'આ ભવમાં પણ પાપનું પ્રારંભિક ફળ ભોગવવું પડે છે, પરલોકમાં તો પાપનું ફળ ભોગવવું પડે તે જુદું. હિંસક મનુષ્ય આ ભવમાં પણ અનેક કષ્ટ પ્રાપ્ત કરે છે. તું જરા બુદ્ધિથી વિચાર કર. બીજા જીવોને દુઃખ આપનાર મનુષ્યને સુખ મળી શકે ખરું ? બીજા જીવોને અશાન્તિ આપનારને શાંતિ મળી શકે ખરી ? હિંસા કરી સુખ અનુભવનારને ભયંકર દુઃખ અનુભવવા તૈયાર જ રહેવું પડે છે.'

સોદાસની સામે પોતાનો ભૂતકાળ તરવરવા લાગ્યો.

માંસભક્ષણનું પાપ જ્યારથી એના જીવનમાં પ્રવેશ્યું ત્યારથી દિનપ્રતિદિન એનું ચિત્ત અશાંત બનેલું એને સમજાયું. માંસભક્ષણનું સુખ અલ્પકાળનું હતું જ્યારે દુઃખ કેટલું સહન કરવું પડ્યું? અયોધ્યાની પ્રજામાં અપ્રિય બનવું પડ્યું, રાજ્યસિંહાસનથી ભ્રષ્ટ થવું પડ્યું...ભાગવું પડ્યું...જંગલોમાં ભટકવું પડ્યું...લોકોના પ્રહાર સહન કરવા પડયા...કુટુંબથી અળગા થવું પડ્યું...માન-પાન અને પ્રતિષ્ઠા ચાલ્યાં ગયાં...જ્યારે માંસભક્ષણનું સુખ કેટલા કાળનું? જ્યાં સુધી કોળિયો મુખમાં ચવાતો રહે ત્યાં સુધી સુખ! પેટમાં ગયા પછી શું?

મહામુનિના કથન સાથે પોતાના અનુભવનો મેળ પડતો જોઇ સોદાસને મહામુનિની વાતમાં રસ પડવા માંડયો.

'મહાનુભાવ, હિંસાથી વેર વધે છે. જીવો સાથે વેર બંધાય છે; પરિણામે હિંસા કરનારની હિંસા થઈ જાય છે.'

'પ્રભુ! આપની વાત સત્ય છે. મને અનુભવ છે.'

'એટલું જ નહીં', હિંસા કરનારનું હૃદય ક્રૂર અને કઠોર બને છે. પછી એને કોઇ પાપ પાપરૂપ લાગતું નથી. પરલોક તરફ દૃષ્ટિ જતી નથી કે 'મારું પરલોકમાં શું થશે?' પરમાત્મા તો તેની સ્મૃતિમાંથી જ ભૂંસાઇ જાય છે. પછી પરમાત્માની આજ્ઞાનું પાલન કરવાની વાત જ ક્યાં રહી? હિંસક પશુનો જેમ કોઇ મનુષ્ય વિશ્વાસ કરતો નથી તેમ હિંસક મનુષ્યનો કોઇ વિશ્વાસ કરતું

નથી. હિંસક પશુની જેમ તેને પણ ભાગતા ફરવું પડે છે...મનુષ્ય જીવન હારી જાય છે. અને ચોરાશી લાખ યોનિમાં ભટકતો થઇ જાય છે.'

સોદાસનું હૃદય ગદ્ગદ્ બની ગયું. તેણે મહામુનિનાં ચરણોમાં પોતાનું મસ્તક મૂકી દીધું.

'નાથ, આપ મારો ઉદ્ધાર કરો...હું ઘોર પાપી છું. ભગવાન ઋષભદેવના પવિત્ર વંશને લજાવનાર અયોધ્યાનો હું અધમ સોદાસ છું...હું નરભક્ષી રાક્ષસ છું...મેં ઘોરાતિઘોર પાપ કર્યાં છે...' સોદાસની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી.

'સોદાસ, ધર્મનું શરણું લેવાથી તારાં પાપો હળવાં થશે.'

'પ્રભો! મને ધર્મનું શરણું આપવા કૃપા કરો... મને ઉગારો.'

'તો આજથી તું પ્રતિજ્ઞા કર. કોઈ પણ નિરપરાધી જીવને જાણીબૂઝીને મારવો નહીં. જૂઠું બોલવું નહીં. ચોરી કરવી નહીં અને પરિગ્રહની મર્યાદા કરવી. સ્વસ્ત્રીમાં સંતોષ માનવો, સ્વસ્ત્રી સિવાયની સ્ત્રીઓને માતા અને બહેન તુલ્ય માનવી.'

'નાથ, મને એ પ્રતિજ્ઞાનું દાન કરો, હું એનું પાલન કરીશ.'

મહામુનિએ સોદાસને વ્રતો આપ્યાં. દેવ, ગુરુ અને ધર્મનું સ્વરૂપ સમજાવ્યું. જો કે સિંહિકાએ સોદાસને

બાલ્યકાળમાં આ બધુ સમજાવેલું જ હતું. પરંતુ મહામુનિએ પુનઃ સમજાવતાં સોદાસના એ જૂના સંસ્કારોનું ઉદ્બોધન થયું. તેણે વિનયપૂર્વક વ્રતો સ્વીકાર્યાં. મહામુનિને ચરણે વારંવાર વંદના કરી અને ત્યાંથી તે આગળ વધ્યો.

**મનુષ્યનું જીવન કેવું છે! બે ઘડી પહેલાંનો ક્રૂર, ઘાતકી અને નરભક્ષી સોદાસ કોમળહૃદયી, દયાળુ અને નરરક્ષક બની ગયો! પતન અને ઉત્થાન, અવનતિ ને ઉન્નતિ, બરબાદી અને આબાદી! જ્યાં સુધી જીવ સંસારી છે ત્યાં સુધી આ દ્વન્દ્વો ચાલ્યા જ કરે છે.**

શ્રી રામના પૂર્વજોની તેજોજ્વલ તવારીખમાં એક સોદાસનું જ જીવન આવું જોવા મળે છે... કે જેમાં પતનનું પાતાળ દેખાય છે... પરંતુ ભગવાન ઋષભદેવના વંશનો પ્રવાહ હજુ તેવો જ તેજસ્વી હતો... સોદાસ પુનઃ પતનની ગર્તામાંથી ઊગરી ગયો! તેનું જીવન પવિત્રતાના પાવન પંથે વળી ગયું.

સોદાસ ત્યાંથી ચાલ્યો. તેના ચિત્તમાં મહામુનિ વસી ગયા હતા. તેમણે બતાવેલો અહિંસાપ્રધાન જિનધર્મ વસી ગયો હતો. થોડીવાર તે પોતાના પતન પર પશ્ચાત્તાપ કરે છે તો થોડીવાર થયેલા ઉત્થાનનો ઉમંગ અનુભવે છે. ચાલતો ચાલતો તે 'મહાપુર' નામના નગરના સીમાડામાં આવી પહોંચ્યો. નગર બહાર ઉદ્યાન હતું. સોદાસ ઉદ્યાનમાં એક આમ્રવૃક્ષની નીચે વિશ્રામ કરવા બેઠો. તેનાથી થોડે

દૂર બે–ચાર યુવાનો બેઠા હતા. તેઓ એકરસ બની મોટા અવાજે વાત કરી રહ્યા હતા સોદાસનું ધ્યાન તેમના તરફ દોરાયું.

'આ રીતે સારા રાજ્યના અધિનાયકનો નિર્ણય કરવાનું કામ હાથી જેવા પ્રાણી પર છોડવાની મૂર્ખતા મંત્રીમંડળે કરી છે.' એક યુવાન બોલી રહ્યો હતો.

'એવો કોઇ નિયમ નથી કે બધી જ વાતોનો નિર્ણય કરવામાં મનુષ્ય જ હોંશિયાર હોય છે...અરે, ઘણી વાતોમાં મનુષ્ય પશુ જેવો પણ નિર્ણય કરી શકતો નથી. જ્યારે આ તો હાથીની બુદ્ધિમત્તા વિશેષ મનાયેલી છે.' એક પીઢ જેવા લાગતા પુરુષે યુવાનને સંબોધીને કહ્યું. પરંતુ યુવાનના મનનું સમધાન ન થયું. તેણે દલીલ કરી :

'શું હાથી કરતાં કોઇ વિશેષ બુદ્ધિશાળી મનુષ્ય મહાપુરમાં નથી, એમ તમે માનો છો ?'

'બુદ્ધિશાળી તો ઘણા મળે! પણ નિષ્પક્ષ બુદ્ધિવાળા ખૂબ જ થોડા મળે! તે પણ શોધવા પડે!'

'તો હાથી નિષ્પક્ષ બુદ્ધિવાળો હોય છે ? શું તેના માલિક પ્રત્યે એ પક્ષવાળો નથી હોતો ?'

'હોય છે! પરંતુ માલિક તો મરી ગયો! હવે એ પોતાનો યોગ્ય માલિક શોધશે! જુઓ, સવારથી એ નગરમાં ફરી રહ્યો છે. હજુ કોઇના પર પણ તેણે અભિષેક કર્યો નથી.'

વાત એમ બની હતી કે મહાપુરના મહારાજાનું

મૃત્યુ થયું હતું. મહારાજાને કોઈ સંતાન ન હતું. રાજ્યના માલિકનો નિર્ણય કરવા મંત્રીમંડળે પ્રાચીન પરંપરાનું અનુસરણ કર્યું હતું. રાજહસ્તિની સૂંઢમાં સુવર્ણ કળશ આપ્યો હતો, હાથીને સુંદર શણગાર્યો હતો. હાથી જેના પર સુવર્ણ કળશનો અભિષેક કરે તેને રાજા બનાવવાની ઘોષણા કરી હતી. સવારથી હાથી નગરમાં ફરી રહ્યો હતો. હાથીની પાછળ સમગ્ર મંત્રીમંડળ અને નગરનું અગ્રગણ્ય મહાજન પણ ફરી રહ્યું હતું.

હાથી સમગ્ર દિવસ નગરમાં ફરી, નગરની બહાર વળ્યો, ઉદ્યાન તરફ હાથી આવતો દેખાયો. પેલા ચર્ચા કરવાવાળા પણ ત્યાંથી ઊઠ્યા અને હાથી તરફ ચાલ્યા. સોદાસ તો ત્યાં જ બેસી રહ્યો. હાથી ઉદ્યાનમાં પ્રવેશ્યો. ઉદ્યાનને દ્વારે તે ઊભો રહ્યો. અને સોદાસ તરફ તે ઝડપથી ચાલ્યો. સોદાસની પાસે આવી તેણે મહાન હર્ષધ્વનિ કર્યો...અને તુરત સુવર્ણ કળશનો સોદાસ પર અભિષેક કર્યો...મંત્રીવર્ગે અને પ્રજાજનોએ જય જયકાર કરી મૂકયો.

હાથી ત્યાં બેસી ગયો. મંત્રીવર્ગે સોદાસને પ્રણામ કર્યા અને વિનંતી કરી : 'હે મહાપુરુષ ! આપના પર મહાપુર રાજ્યના અધિપતિનો અભિષેક થયો છે. આપ આ પટ્ટહસ્તિ પર આરૂઢ થાઓ અને નગરને પાવન કરો.'

સોદાસના આશ્ચર્યની સીમા ન રહી...તેણે આંખો બંધ કરી ગુરુદેવને મનોમન ભાવપૂર્વક વંદના કરી......

'પ્રભો ! આપની જ કૃપાનો આ પ્રભાવ છે!' મંત્રીવર્ગે રત્નજડિત થાળમાં રાજમુકુટ હાજર કર્યો. સુવર્ણથાળમાં રાજયોગ્ય વસ્ત્રભૂષણો સામે ધર્યાં. સોદાસે શ્રી નવકાર મંત્રનું સ્મરણ કરી રાજવી વેશ ધારણ કર્યો. મહામંત્રીએ જયનાદ કરવાપૂર્વક માથે મુકુટ પહેરાવ્યો. સોદાસ પટ્ટહસ્તિ પર આરૂઢ થયો. બે બાજુ ચામર લઇને રાજરમણીઓ ઊભી રહી ગઇ. સોદાસનું રાજતેજ પુનઃ પ્રકાશી ઊઠયું. કોણ જાણતું હતું કે આ તો અયોધ્યાનો નાથ છે!

સવારી નગર તરફ આવી. નગરની નારીઓએ નગરને પ્રવેશદ્વારે અક્ષત કંકુથી નૂતન રાજાનું સ્વાગત કર્યું. નગરની ઊંચી અટ્ટાલિકાઓ પરથી કુસુમવૃષ્ટિ કરી. મંગલતૂર રણકી ઊઠયાં. સન્નારીઓએ ધવલ ગીતથી નગરથી શેરીઓમાં યૌવન આણ્યું. સહુ કોઈ સોદાસને જોઈ પ્રસન્નતા...આનંદ અનુભવી રહ્યાં.



## ત્યાગની પરંપરા જાળવી જાણી !

સોદાસનું ધાર્મિક અને ભૌતિક ઉત્થાન એક સાથે થયું...કોઈ જીવ સદા માટે બૂરો રહેતો નથી...યથાયોગ્ય કાળે તેનામાં સારાપણું આવે છે. સોદાસ મહાપુર રાજ્યનો અધિનાયક બન્યો. તેણે રાજ્યને સુવ્યવસ્થિત બનાવી દીધું. પરંતુ હવે પ્રતિદિન તેને મહામુનિનો ઉપદેશ સ્મૃતિપથમાં આવે છે...પોતાના પૂર્વજોનું ત્યાગપ્રધાન જીવન યાદ આવે છે. પોતે કરેલાં ઘોર પાપોનું ઉગ્ર પ્રાયશ્ચિત્ત કરવાની તમન્ના જાગે છે. અયોધ્યાવાસીઓને પુનઃ પ્રતીતિ કરાવવાની ભાવના જાગે છે કે 'તેમનો રાજા ભગવાન ઋષભદેવના વંશને કલંકિત કરનાર નથી.'

સોદાસે દૂતને સમાચાર આપી અયોધ્યા રવાના કર્યો. કેટલાક દિવસની દડમજલને અંતે દૂત અયોધ્યામાં આવી પહોંચ્યો. સીધો તે રાજમંદિરે પહોંચ્યો. દ્વારપાલે જઈને રાજા સિંહરથને સમાચાર આપ્યા :

'મહારાજા, મહાપુરનગરથી રાજદૂત આવેલ છે અને આપને મળવા ચાહે છે.'

'એને આવવા દો.' સિંહરથે આજ્ઞા આપી. દ્વારપાલ દૂતને લઈ હાજર થયો. દૂતે સિંહરથને પ્રણામ કર્યા અને કહ્યું:

'અયોધ્યાપતિનો જય હો. હું મહાપુરનગરથી આવ્યો છું. મહાપુરના મહારાજા સોદાસનો સંદેશ આપને આપવાની મારી ઇચ્છા છે!'

'અરે દૂત, મહાપુરના રાજા તો કીર્તિધવલ છે, નામ કેમ જુદું બોલે છે?'

'મહારાજાને જણાવવાનું કે રાજા કીર્તિધવલનું અકાળ નિધન થયું. મહારાજાને કોઈ સંતાન ન હોવાને કારણે, પટ્ટહસ્તિ જેના પર અભિષેક કરે તેમને મહાપુરના સ્વામી બનાવવાનો મંત્રીમંડળે નિર્ણય કર્યો. પટ્ટહસ્તિએ પરાક્રમી, તેજસ્વી અને મહાન પુણ્યશાળી સોદાસ પર અભિષેક કર્યો! સોદાસ મહાપુરના મહારાજ બન્યા.'

'આશ્ચર્ય, ઘણું આશ્ચર્ય! નરભક્ષી સોદાસ પર પટ્ટહસ્તિએ અભિષેક કર્યો! પશુએ પશુ પર અભિષેક કર્યો તે યોગ્ય જ કર્યું?'

સિંહરથે હાંસી ઉડાવી.

'મહારાજા, એ તો આપને પછી ખબર પડશે કે પશુએ પશુ પર અભિષેક કર્યો છે કે પશુએ નરવીર પર અભિષેક કર્યો છે? અમારા પ્રતાપી મહારાજાએ તમને કહેવરાવ્યું છે કે 'તમે મહારાજા સોદાસની આજ્ઞા સ્વીકારો, તેમાં તમારું હિત છે.'

'અરે અધમ દૂત, તારો આ બકવાસ બંધ કર. શું અયોધ્યાપતિ તારા નરભક્ષી રાજાની આજ્ઞા સ્વીકારશે ? તું દૂત છે એટલે અવધ્ય છે. બાકી...

'બાકી યુદ્ધક્ષેત્ર પર ખબર પડશે કે કોણ વધ્ય છે ને કોણ અવધ્ય ?'

દૂત રાજસભા છોડી નીકળી ગયો. સિંહરથ વિચારમાં પડી ગયો. પોતાના નરભક્ષી પિતા પર રાજ્યાભિષેકની વાત તેની સમજમાં ન આવી.

સિંહરથ દ્વારા તિરસ્કૃત દૂત મહાપુર પહોંચ્યો, અને સોદાસને યથાસ્થિત હકીકત જણાવી. સોદાસે તો પ્રથમથી જ પરિણામનું અનુમાન કરી લીધું હતું. તેણે સેનાપતિને બોલાવ્યો અને સૈન્યને સજ્જ કરવા આદેશ કર્યો. સેનાપતિએ જાણ્યું કે 'અયોધ્યા પર મહારાજા ચઢાઈ કરવા માગે છે.' ત્યારે તે વિચારમાં પડી ગયો.

'કેમ સેનાપતિજી ! શા વિચારમાં પડી ગયા ?'

'મહારાજા, અયોધ્યાનું રાજ્ય એક મહાન રાજ્ય છે. તેનું સૈન્ય અજોડ છે. તેના રાજાઓ એક એકથી ચઢિયાતા હોય છે...એવા રાજ્ય પર ચઢાઈ કરવી...'

'સાહસ છે ! એમ કહેવું છે ને ? સેનાપતિજી ! જેનામાં સાહસ કરવાની તાકાત નથી તે ક્ષત્રિય નથી, સમજ્યા ! જાઓ ગભરાયા વિના તૈયારી કરો. ડરો નહિ. હું સૈન્યને મોખરે રહીશ !' સોદાસે હસીને સેનાપતિને રવાના કર્યો.

સેનાપતિને ક્યાં સોદાસના મહાન પરાક્રમનો પરિચય હતો ? એ ક્યાં જાણતો હતો કે સોદાસ અયોધ્યાનો માલિક છે! મહાપુરના રાજમહાલયના શિખર પરથી યુદ્ધની ભેરી બજી ઊઠી. હજારો સુભટો શસ્ત્રસજ્જ બની રાજમહાલયના પટાંગણમાં ઊભરાવા લાગ્યા. નગરની વીરાંગનાઓ પોતાના સ્વામીને લલાટે વિજયતિલક કરવા લાગી અને આનંદથી વિદાય આપવા માંડી.

અનેક રાજપુરુષોના મનમાં જયપરાજયની શંકાઓ થવા લાગી. કોઈને સોદાસનું આ દુસ્સાહસ લાગ્યું, કોઇને આ ઉતાવળિયું પગલું લાગ્યું. કોઇને સોદાસનું આ પરાક્રમ પ્રશંસનીય લાગ્યું...અયોધ્યા જેવા મહાન રાજ્ય પર મહાપુરનું નાનું રાજ્ય ચઢાઈ કરે, તે કેટલાક વૃદ્ધ પુરુષોને પણ અવિચારી કૃત્ય લાગ્યું...પરંતુ સોદાસ સમક્ષ કોઇની પણ વાત ક્યાં ટકી શકે એમ હતી ? એ હસીને વાત ઉડાવી દેતો.

શુભ મુહૂર્તે સોદાસે યુદ્ધયાત્રાનો પ્રારંભ કર્યો. ગગનભેદી શંખધ્વનિ કરી સોદાસે બ્રહ્માંડને ભરી દીધું. અપૂર્વ શંખધ્વનિ સાંભળીને યોદ્ધાઓ યુદ્ધોન્મત્ત બની ગયા. અશ્વોએ હેષારવ કર્યો અને હાથીઓ નાચવા લાગ્યા.

થોડા જ દિવસમાં સોદાસ હજારો સુભટો સાથે અયોધ્યાને સીમાડે આવી પહોંચ્યો. સિંહરથ ત્યાં પિતાનું સ્વાગત કરવા હજારો વીર સૈનિકો સાથે ખડો હતો. બંને સૈન્યો સામસામી છાવણીઓ નાંખીને પડયાં.

સોદાસ પોતાના તંબુમાં શ્રી નવકાર મંત્રનું સ્મરણ કરીને નિદ્રાધીન થયો હતો. મધ્યરાત્રીનો સમય હતો. સોદાસ સ્વપ્નસૃષ્ટિમાં પ્રવેશ્યો...

એ જ મહામુનિએ તેના તંબુમાં પ્રવેશ કર્યો...સોદાસ સહસા ઊભો થઇ ગયો અને મહામુનિનાં ચરણોમાં વંદના કરી. મહામુનિ ઊભા જ રહ્યા. તેમણે જમણો હાથ ઊંચો કરી 'ધર્મલાભ'ની આશિષ ઉચ્ચારી, સોદાસ હાથ જોડીને ઊભો રહી ગયો.

'સોદાસ ! હું જાણું છું કે તું શા માટે યુદ્ધાર્થે તૈયાર થયો છે. તું ચાહે છે કે પુત્રને પરાજિત કરી, પછી અયોધ્યાનું અને મહાપુરનું, બંને રાજ્ય તેને સોંપી, તારે મારી પાસે આવવું છે. સાધુતા સ્વીકારવી છે...

'પરંતુ યુદ્ધમાં તારે માનવસંહાર રોકવો જોઇએ. તું સૂર્યોદય પહેલાં જ સિંહરથની પાસે મંત્રીને મોકલજે; અને કહેવરાવજે કે 'તું અને હું આપણે બંને જ યુદ્ધ કરી લઇએ. શા માટે વ્યર્થ હજારો મનુષ્યોનો અને પશુઓનો સંહાર કરવો ? એ કબૂલ થશે, તેમાં તારો વિજય થશે... વત્સ, અયોધ્યાનાં લાખો નર-નારીઓ તારાં ચરણે નતમસ્તક બનશે...તારું કલંક ધોવાઈ જશે...'

કેવું ભવ્ય સ્વપ્ન ! મનોરમ સ્વપ્ન દેખીને સોદાસ એકદમ જાગી ગયો. તેણે આજુબાજુ જોવા માંડયું ક્યાંય મહામુનિ ન દેખાયા. તે બિછાનામાંથી બહાર આવ્યો. ચારેકોર દૃષ્ટિ નાંખી...સિવાય પ્રહરી સિપાઇઓ, કોઈ ન

દેખાયું. તે પુનઃ પોતાના તંબુમાં પ્રવેશ્યો. બિછાનાનો ત્યાગ કરી, ભૂમિ પર એક શ્વેત આસન બિછાવી, શુદ્ધ વસ્ત્ર ધારણ કરીને બેઠો. શ્રી અરિહંત પરમાત્માનું ભાવપૂર્વક સ્મરણ કર્યું. શ્રીગુરુદેવને સ્મૃતિપટ પર લાવી તેમનાં પાવન ચરણે કોટિ કોટિ વંદના કરી... શ્રી નવકાર મંત્રનું સ્મરણ શરૂ કર્યું.

પ્રાચી દિશામાં ભગવાન અંશુમાલીની ઉષારાણી પધાર્યાં. ક્ષિતિજનો પટ લાલ લાલ બની ગયો. સોદાસે પ્રહરીને હાક મારી. પ્રહરી તુરત તંબુમાં પ્રવેશ્યો અને હાથ જોડીને પ્રણામ કર્યા.

'મહામંત્રીને તુરત બોલાવી લાવો.'

'જી હજૂર...' સશસ્ત્ર પ્રહરી અલ્પ સમયમાં જ મહામંત્રીને બોલાવી લાવ્યો.

'મહારાજાનો જય હો...મહામંત્રી પધારી ગયા છે.'

'અંદર આવવા દે.'

મહામંત્રીએ સોદાસના તંબુમાં પ્રવેશ કર્યો. મહારાજાને પ્રણામ કરી ઉચિત આસને બેઠા.

'મહામંત્રીજી, અત્યારે આપને અયોધ્યાપતિ પાસે જવાનું છે.'

'જેવી મહારાજાની આજ્ઞા.'

'જઈને કહેવાનું કે 'સોદાસ કહેવરાવે છે કે અયોધ્યાપતિ અને મહાપુરના અધિનાયક, બંને જ યુદ્ધ કરીને

જય-પરાજયનો નિર્ણય કરી લે શા માટે લાખો જીવોનો સંહાર કરવો ? આપણે ભગવાન ઋષભદેવના વંશજ છીએ. આમ આપણા સ્વાર્થ માટે લાખો જીવોનાં લોહી રેડવાં આપણા માટે ઉચિત નથી.' આ પ્રમાણે કહીને ઉચિત પ્રત્યુત્તર લઈ આવો.'

'જી, હમણાં જ જાઉં છું.'

'સાથે સેનાપતિજીને લઈ જજો.'

'શી જરૂર છે! ભગવાન જિનેશ્વરદેવની કૃપાથી સેવક નિર્ભય છે.'

'ભગવાન જિનેશ્વર તમારું રક્ષણ કરો.'

મહામંત્રી દ્વાર પર આવ્યા. ક્ષણભર ઊભા રહી ગયા. શ્રી નવકારનું સ્મરણ કરી પ્રયાણ કર્યું. સીધા જ તેઓ અયોધ્યાની છાવણી પાસે આવી પહોંચ્યા. પહેરેદારે રોકયા.

'કોણ છો ? ક્યાં જવું છે ?'

'હું મહાપુર રાજ્યનો મહામંત્રી છું ને મારે અયોધ્યાપતિને મળવું છે. તું મને અયોધ્યાપતિ પાસે લઈ જા.'

દ્વારરક્ષક તો મહામંત્રીને જોઇ જ રહ્યો. તેને થોડુંક આશ્ચર્ય અને કુતૂહલ થયું.

'આપ અહીં થોડી વાર ઊભા રહો. હું અમારા નાયકને બોલાવું.'

દ્વારરક્ષક થોડી ક્ષણોમાં જ પાછો આવ્યો અને તેની સાથે તેનો નાયક પણ અનેક શસ્ત્રથી સજ્જ થયેલો, આવી પહોંચ્યો. મહામંત્રીને લઇ તે અયોધ્યાપતિની શિબિર

પાસે પહોંચ્યો મહામંત્રીને બહાર ઊભા રાખી તે અંદર ગયો અને થોડી ક્ષણોમાં પાછો આવી મહામંત્રીને લઈ પુનઃ અંદર પ્રવેશ્યો.

'પધારો મહામંત્રીજી!' અયોધ્યાના સિંહરથે સ્વાગતોચ્ચારણ કર્યું અને યોગ્ય આસન આપ્યું.

'અત્યારે શા કારણે પધારવાનું થયું?' મહામાત્યે પ્રશ્ન કર્યો.

'મહાપુરના મહારાજાનો એક મહત્ત્વનો સંદેશો આપવા માટે.'

મહામંત્રીએ શિબિરની અંદર ચારેકોર દૃષ્ટિ નાંખી. રાજા સિંહરથ અને મહામાત્ય સિવાય બધા જ બહાર નીકળી ગયા. મહામંત્રીએ કહ્યું.

'મહારાજા સોદાસની એવી અંતરેચ્છા છે કે યુદ્ધ બે સૈન્ય વચ્ચે ન થાય. પરંતુ બે રાજાઓ વચ્ચે થાય!' સિંહરથ સામે જોઈ મહામંત્રીએ ટૂંકી ભાષામાં કથનીય કહી દીધું.

'શું અયોધ્યાનું અજેય સૈન્ય જોઈ મહાપુરનરેશ ગભરાઈ ગયા?' સિંહરથે વ્યંગમાં કહ્યું.

'હા હા હા હા...મહારાજા સોદાસ જેવા પરાક્રમી નરવીર ગભરાય! ભૂલ્યા મહારાજા! મહારાજા સોદાસ કહે છે કે આપણે બંને ભગવાન ઋષભદેવના વંશજ છીએ. આપણા અંગત સ્વાર્થ માટે લાખો જીવોનાં લોહીની નદીઓ વહેવડાવવી ઉચિત નથી. માટે બંને રાજાઓ જ લડી લે!'

મહાપુરના મહાપ્રાજ્ઞ મંત્રીએ હસતાં હસતાં વાતને સ્પષ્ટ કરી.

મહામાત્યે સિંહરથ સામે જોયું. સિંહરથે સંમતિ દર્શાવી, સોદાસનું આહ્‌વાન સ્વીકારી લીધું. મહાપુરના મંત્રીએ આનંદ વ્યક્ત કર્યો અને જવાની રજા માંગી.

બંને છાવણીઓમાં જાહેર કરવામાં આવ્યું કે 'યુદ્ધ એ સૈન્યો વચ્ચે નહીં થાય પરંતુ બે રાજાઓ વચ્ચે થશે.'

જુઓ આ છે સંસારની વિચિત્રતા! પુત્ર પિતા સામે યુદ્ધના મેદાનમાં ઊતરે છે! એ પણ શ્રી રામના પૂર્વજો! ભગવાન શ્રી ઋષભદેવના વંશજો! કર્મો કોને ભાન નથી ભુલાવતાં!

બે બાજુ બંને સૈન્યો શસ્ત્ર નીચે મૂકીને ઊભાં રહી ગયાં. બંને રાજાઓ રથારૂઢ થયા. બન્નેના રથ સામસામા આવી ગયા.

'પહેલાં તું પ્રહાર કર!' સોદાસે સિંહરથને કહ્યું.

સિંહરથે ધનુષ્ય પર તીર ચઢાવ્યું...કાન સુધી ખેંચીને સોદાસ પર છોડયું. તીર સોદાસના કાન પાસે થઈને પસાર થઈ ગયું. સોદાસે એક સાથે દસ તીર છોડયાં... સિંહરથે વચ્ચેથી જ તીરોને તોડી નાંખ્યાં અને પાંચ તીર છોડી સોદાસના રથના અશ્વને ઘાયલ કરી દીધો. સોદાસે પાંચ તીર છોડી સિંહરથના મુગટને ઉડાવી દીધો અને પોતાના રથને સિંહરથના રથની લગોલગ લાવી દીધો.

સિંહરથે ધનુષ્ય–બાણ નીચે મૂકી દીધાં અને હાથમાં ગદા લીધી, સોદાસે પણ હાથમાં ગદા લીધી. સામસામી ગદાઓ ટકરાવા લાગી. તેમાંથી અગ્નિકરણ ઝરવા લાગ્યા. બ્રહ્માંડ-પ્રસ્ફોટ જેવો ભયાનક ધ્વનિ થવા લાગ્યો...સોદાસે કળા-પૂર્વક સિંહરથના હાથ પર પ્રહાર કર્યો...સિંહરથની ગદા ઊછળીને દૂર પડી...એ બીજું શસ્ત્ર ઉપાડવા જાય ત્યાં સોદાસે લાત મારી તેને નીચે પટકી દીધો અને હાથમાં પરશુ લઈ છાતી પર ધરી દીધું.

મહાપુરના સૈન્યે ગગનભેદી જયધ્વનિ કર્યો. સિંહરથના રથ પર મહાપુરનો ધ્વજ લહેરાવી દેવામાં આવ્યો! અયોધ્યાના મંત્રીમંડળે સોદાસના ચરણોમાં વંદના કરી. સોદાસે સિંહરથને ઊભો કર્યો.

'પુત્ર! મારે તારું રાજ્ય લેવું નથી; મારું રાજ્ય તને આપવું છે! અયોધ્યાનું રાજ્ય મેં તને આપ્યું ન હતું. એ તો મંત્રીમંડળે તને આપ્યું હતું...આજે હું તને અયોધ્યાનું રાજ્ય પણ આપું છું અને મહાપુરનું રાજ્ય પણ તને આપું છું!'

'પિતાજી, મારો અપરાધ ક્ષમા કરો.' સિંહરથે સોદાસનાં ચરણોમાં નમસ્કાર કર્યા.

મહાપુરના મંત્રીવર્ગે જ્યારે જાણ્યું કે સોદાસ તો એ જ છે જેઓ અયોધ્યાના માલિક હતા ત્યારે તેમનો હર્ષ ખૂબ વધી ગયો. મંત્રીમંડળે સિંહરથને પ્રણામ કર્યા. સોદાસે મહાપુરના મંત્રીમંડળને કહ્યું :

'આજથી તમારો માલિક સિંહરથ છે...એની આજ્ઞાનું પાલન કરજો'

'પરંતુ નાથ આપ...'

'હું ? હવે માલિક બનવા નથી માંગતો...હું તો હવે સેવક બનીશ...જિનચરણનો સેવક બનીશ...મારાં પાપોનું પ્રાયશ્ચિત્ત કરીશ...'

'આપના વિના તો સ્વામી, અયોધ્યાનું રાજ અનાથ બનશે...'

'અયોધ્યાનું રાજ જ્યાં સુધી ભગવાન ઋષભદેવથી ચાલી આવતી ત્યાગની પરંપરાને અનુસરશે ત્યાં સુધી સનાથ જ રહેવાનું છે! હું એ મહાપુરુષોને અનુસરવા માગું છું કે જેમણે સર્વત્યાગ કરી પરમ આત્મકલ્યાણ સાધ્યું છે...તે પુણ્યપુરુષો તો ધન્ય હતા...સંસારમાં પણ સચ્ચરિત્રી હતા...જ્યારે હું તો પાપી છું...મેં ઘોર પાપો કર્યાં છે. મેં મહાસતી માતા સિંહિકાની કુક્ષીને લજાવી છે...'

બન્ને રાજ્યના મંત્રીઓની આંખો આંસુઓથી ભીની થઈ ગઈ. અયોધ્યાના મહામાત્યે કહ્યું:

'નાથ, અમારો અપરાધ ક્ષમા કરો. અમે આપના પ્રત્યે ઘણો જ અન્યાય કર્યો છે...અનુચિત વર્તન કર્યું છે...'

'તમે જરાય અનુચિત નથી કર્યું. અયોધ્યાના મંત્રીમંડળને જે ઉચિત હતું તે જ કર્યું છે...નરભક્ષી

રાજાને પદભ્રષ્ટ કરવો એ ન્યાયપુરસ્સર હતું.'

'તો આપ અયોધ્યામાં પધારવા કૃપા કરો.' મહામંત્રીએ પ્રાર્થના કરી.

'હવે મારે અયોધ્યાનું શું પ્રયોજન છે? હવે તો એ મહાન ગુરુદેવની જ છાયામાં જવું છે...જેમણે મને નવજીવન આપ્યું...જેમણે મને સત્પથ પર ચઢાવ્યો...જેમણે મને રાક્ષસ મીટાવ્યો અને માનવ બનાવ્યો....એ મહામુનિ મને બોલાવી રહ્યા છે...હવે તો अरिहंते शरणं पवज्जामि'

સોદાસે યુદ્ધભૂમિ પર જ સંસારી વેશનો ત્યાગ કર્યો. સાધુવેશને ધારણ કરી લીધો. અયોધ્યાનાં લાખો નરનારીઓ દોડી આવ્યાં. રાજર્ષિનાં પાવન ચરણે સહુએ અશ્રુભીની આંખોએ વંદના કરી.

શ્રી રામચન્દ્રજીના પૂર્વજોનો તેજસ્વી ઇતિહાસ અહીં પૂર્ણ થાય છે. રાગ પર અંતે ત્યાગનો મહાન વિજય માનવજાતને જીવનનું અંતિમ લક્ષ્ય સૂચવી જાય છે. રાગમાં જીવન વિતાવી રહેલા મનુષ્યનું અંતિમ લક્ષ્ય તો સર્વત્યાગનું જ હોવું જોઇએ. જિંદગીના છેલ્લા શ્વાસ સુધી રાગમય જીવન જીવવું એ ભગવાન શ્રી ઋષભદેવની સંસ્કૃતિ નથી!



## દશરથ

શ્રી રામચંદ્રજીના પૂર્વજોનો ઇતિહાસ પણ એટલો જ પ્રતાપી અને પ્રભાવશાળી છે જેટલો શ્રી રામચંદ્રજીનો. અયોધ્યાના રાજસિંહાસન પર સિંહરથ, બ્રહ્મરથ, ચતુર્મુખ, હેમરથ, શતરથ, ઉદરપૃથુ, વારિરથ, ઇન્દુરથ, આદિત્યરથ, વીરસેન, પ્રતિમન્યુ, પ્રતિબન્ધુ, રવિમન્યુ... હિરણ્યકશિપુ, પુંજસ્થલ, કકુસ્થલ...રઘૂ વગેરે અનેકાનેક રાજાઓ આરૂઢ થયા...પરંતુ જીવનની ઉત્તરાવસ્થામાં તેમણે રાજ્યનો ત્યાગ કરી ભગવાન ઋષભદેવથી ચાલ્યા આવતા નિવૃત્તિમાર્ગનું અનુસરણ કર્યું. ચારિત્રનું સુંદર પાલન કરી કોઈ ગયા મોક્ષમાં, કોઈ ગયા સ્વર્ગમાં.

અયોધ્યાપતિ રાજા 'અનરણ્ય'ની પટ્ટરાણી પૃથ્વીદેવીએ બે પુત્રોને જન્મ આપ્યો. એકનું નામ પાડવામાં આવ્યું અનન્તરથ અને બીજાનું નામ દશરથ.

માહિષ્મતી નગરના રાજા સહસ્રકિરણ અને અનરણ્ય વચ્ચે મિત્રતાની ગાંઠ બંધાઇ હતી. બંને કૃતસંકલ્પ હતા કે બંનેએ સાથે જ સંસારનો ત્યાગ કરવો.

રેવાના તટ પર રાવણને હાથે પરાજિત થયા પછી સહસ્રકિરણે પોતાના પિતા મુનિનાં ચરણોમાં જીવન સમર્પણ કર્યું. તેની સાથે અનરણ્યે પણ અયોધ્યાના સિંહાસન પર લઘુપુત્ર દશરથનો રાજ્યાભિષેક કરી, ચારિત્ર સ્વીકાર્યું. મોટા પુત્ર અનંતરથે પિતાનો પંથ પસંદ કર્યો.

બાળરાજા દશરથનું પુણ્યબળ પ્રકૃષ્ટ હતું. વયવૃદ્ધિની સાથે પરાક્રમવૃદ્ધિ થવા લાગી. સૌન્દર્યવિકાસની સાથે ગુણવિકાસ થવા લાગ્યો. પૃથ્વીદેવી પુત્રના સર્વાંગી વિકાસનું નિરંતર ધ્યાન રાખતી હતી.

ભગવંત ઋષભદેવના અહિંસામૂલક ધર્મની સદૈવ આરાધના કરતો દશરથ દાન દેવામાં દક્ષ બન્યો. શીલસદાચારમાં દૃઢ બન્યો. શસ્ત્ર અને શાસ્ત્રમાં નિપુણ બન્યો. પ્રજાજનોનો પ્રીતિપાત્ર બન્યો.

માતા પૃથ્વીદેવીએ દશરથ માટે દર્ભસ્થલ નગરની રાજકન્યા 'અપરાજિતા' પસંદ કરી અને શુભ મુહૂર્તે અપરાજિતા સાથે દશરથનું લગ્ન થઈ ગયું.

યુવાન અયોધ્યાપતિની કીર્તિ સ્વદેશ–પરદેશમાં ફેલાવા લાગી. કમલપુરની રાજપુત્રી સુમિત્રા માટે પણ માગું આવ્યું. પૃથ્વીદેવીએ સ્વીકાર્યું અને સુમિત્રા પણ દશરથની રાણી બની; ત્રીજી રાણી બની સુપ્રભા.

દેવરાજ ઇન્દ્રની જેમ દશરથ પોતાની નવોઢા પત્નીઓ સાથે યથેચ્છ વૈષયિક સુખ ભોગવવા લાગ્યો. પરંતુ એમાં એટલો આસક્ત ન બન્યો કે જેથી ધર્મસાધનામાં ક્ષતિ

પહોંચે અને રાજ્યસંચાલનમાં ઊણપ આવે. તે નિયમિત ભગવાન ઋષભદેવના પ્રાસાદમાં જતો.

એક દિવસની વાત છે.

મહારાજા દશરથ રાજસભામાં બેઠા હતા. મંત્રીવર્ગ અને રાજકર્મચારીઓથી રાજસભા ભરાઈ ગઈ હતી. રાજસભાનું કાર્ય આરંભાઈ ગયું હતું. ત્યાં એકાએક દેવર્ષિ નારદજીએ સભામાં પદાર્પણ કર્યું. દશરથે ઊઠી દેવર્ષિને અભિવાદન કર્યું. મંત્રીવર્ગે મહારાજાનું અનુકરણ કર્યું.

'દેવર્ષિ આપનું સ્વાગત હો.' દશરથે હાથ જોડી સ્વાગત કર્યું.

'અયોધ્યાપતિનું કુશળ હો' દેવર્ષિએ શુભાશિષ આપી.

'દેવર્ષિ, આ સુવર્ણાસન પાવન કરો. મહામંત્રીએ દેવર્ષિને આસન પર બિરાજવા વિનંતી કરી. નારદજીએ આસન પર બેસતાં લાંબો શ્વાસ મૂકયો.

'કૃપાળુ, આપના મુખ પર ગ્લાનિ દેખાય છે.' દશરથે સિંહાસન પર બેસતાં પ્રશ્ન કર્યો.

'હા રાજન્, એ માટે તો દોડતો અહીં આવ્યો છું.'

'મારા યોગ્ય સેવા કૃપા કરી ફરમાવો.' નારદજીનું ગૌરવ કરતાં દશરથે કહ્યું.

નારદજીએ આંખો બંધ કરી, થોડી ક્ષણો મૌન રહી, થાક દૂર કર્યો.

'રાજન્, હું પૂર્વવિદેહમાં ગયો હતો...'

'પ્રયોજન ?'

'ભગવંત સીમંધર સ્વામીનો દીક્ષામહોત્સવ જોવા ! દેવ–દેવેન્દ્રો અને મહામાનવો દ્વારા ઊજવાયેલો એ અપૂર્વ દીક્ષામહોત્સવ જોઇ...અતિ હર્ષથી રોમાંચિત થતો હું મેરુગિરિ પર પહોંચ્યો. શાશ્વત જિનપ્રતિમાઓની ભાવભરી સ્તવના કરી હું લંકા પહોંચ્યો.'

'લંકા જવાનું શું કારણ' ? દશરથે વચ્ચે પ્રશ્ન કર્યો.

'પ્રતિવાસુદેવની સમૃદ્ધ લંકાને જોવા અને પ્રતિવાસુદેવ રાવણની રાજ્યપદ્ધતિનો અભ્યાસ કરવા. લંકામાં જઇ સર્વપ્રથમ શાંતિનાથ ભગવાનનાં દર્શન કર્યાં અને પહોંચ્યો રાવણની રાજસભામાં. ત્યાં શું સાંભળવા ગયો હતો અને શું સાંભળ્યું ! એવું સાંભળવા મળ્યું કે દોડતા મારે અહીં આવવું પડ્યું...'

'એવું તે શું સાંભળ્યું ?' દશરથની જિજ્ઞાસા વધી ગઇ.

'રાવણની સભામાં એક વિચક્ષણ નૈમિત્તિક દૂર દેશથી આવેલો હતો. લંકાપતિએ બહુમાનપૂર્વક સ્વાગત કર્યું અને એક ગંભીર પ્રશ્ન કર્યો : 'હે પંડિતરત્ન, સંસારમાં પરિભ્રમણ કરતા જીવો જન્મે છે અને મરે છે. ભલેને દેવો 'અમર' કહેવાતા હોય...માત્ર નામથી જ એ તો અમર છે, બાકી તેમને પણ મોતને શરણે થવું પડે છે !'

'આપની વાત યથાર્થ છે...' નૈમિત્તિકે કહ્યું.

'હું એ મૃત્યુથી ડરતો નથી પરંતુ મારી જિજ્ઞાસા

છે કે મારું મૃત્યુ સહજ—સ્વાભાવિક થશે કે કોઈ બીજાના હાથે થશે !' લંકાપતિનો પ્રશ્ન સાંભળી લઇ નૈમિત્તિકે આંખો બંધ કરી અને અનુપ્રેક્ષામાં પરોવાયો. સમગ્ર સભા કુતૂહલભર્યા મૌનમાં મગ્ન થઇ ગઇ. નૈમિત્તિકે આંખો ખોલી લંકાપતિના સામે જોયું...જોયા જ કર્યું. ત્યાં રાવણ બોલ્યો :

'હે વિદ્વાન્, નિઃશંક બનીને કહો, જે કહો તે સ્પષ્ટ કહો. કારણ કે પંડિત પુરુષો કદાપિ સંદિગ્ધ વાત કરતા નથી.'

'મહારાજા, આપનું મૃત્યુ સ્વાભાવિક નથી.' નૈમિત્તિકે કહ્યું.

'તો કોનાથી છે ?'

'તે જાણીને શું કરશો ?'

'સાવધ રહીશ.'

'છતાં જે ભાવિ નિશ્ચિત હોય છે તેમાં પરિવર્તન નથી થઇ શકતું.'

'પરાક્રમી પુરુષ ભાવિને પગલે નથી ચાલતો. ભાવિને પરાક્રમીના પગલે ચાલવું પડે છે !' રાવણનું સહજ અભિમાન પ્રગટ થયું.

'રાજન્, તમારે જો જાણવું જ છે તો કહું છું : આપનું મૃત્યુ એક પરસ્ત્રીના નિમિત્તે થશે.' સમગ્ર સભામાં એક ક્ષોભ વ્યાપી ગયો. મંત્રીઓ એકબીજાના સામે જોવા લાગ્યા. હે દશરથ, હું પણ નૈમિત્તિકની વાત સાંભળી આગળની વાત જાણવા તલપાપડ થઈ ગયો ! રાવણે કહ્યું :

'હે પંડિતરત્ન, તમારું કથન સત્ય છે. પૂર્વે મને એક અવધિજ્ઞાની મહાત્માએ પણ આ પ્રમાણે કહ્યું હતું. મેં ત્યારે જ પ્રતિજ્ઞા કરી હતી કે કોઈ પણ પરસ્ત્રીને તેની ઇચ્છા વિના સ્પર્શ નહીં કરું.'

'આપ સ્પર્શ નહિ કરો તે સાચી વાત. પરંતુ તમારા મૃત્યુમાં પરસ્ત્રી નિમિત્ત જરૂર બનશે.' નૈમિત્તિકે ભારપૂર્વક કહ્યું. રાવણે વાતને સ્પષ્ટ કરવા બીજો પ્રશ્ન કર્યો :

'એ પરસ્ત્રી કોણ છે? અને કોના હાથે મારું મૃત્યુ થશે?'

'એ પરસ્ત્રીનું નામ છે જાનકી. તમારો વધ અયોધ્યા-પતિ દશરથના પુત્રના હાથે થશે!'

'એ જાનકી કોણ છે?'

'એ મિથિલાપતિ જનકની પુત્રીરૂપે જન્મશે.'

'દશરથને કેટલા પુત્ર છે?'

'હાલ એક પણ પુત્ર નથી. હવે જન્મ થશે.'

'હે દશરથ, નૈમિત્તિકની આ વાત સાંભળી લંકાપતિનો લઘુ બાંધવ બિભીષણ રોષથી સળગી ઊઠ્યો. તે એકદમ પગ પછાડતો ઊભો થયો...મ્યાનમાંથી તલવાર ખેંચી કાઢી તે બરાડી ઊઠ્યો :

'બંધ કરો આ બધો બકવાસ. હજુ જે જન્મ્યો નથી તેના હાથે લંકાપતિનું શિર કપાવાની વાત કરવી વાહિયાત છે. શિર તો એ દશરથ અને જનકનું કપાશે...આ મારી કટારીથી!'

બિભીષણનાં આ વચનો સાંભળી લંકાપતિને આનંદ થયો, પરંતુ મારાથી સહન ન થયું. મેં બિભીષણને કહ્યું :

'બિભીષણ, ભાવીને મિથ્યા કરવાનો પ્રયત્ન સફળ થતો નથી.'

મારા શબ્દો સાંભળીને બિભીષણે મારા સામે જોયું; મને પ્રણામ કર્યા અને કહ્યું :

'હે દેવર્ષિ, આપનું કહેવું સત્ય હશે. પરંતુ હું આ ભવિષ્યકથનને ખોટું ઠેરવીશ. હું દશરથ અને જનક બંનેનો વધ કરીશ. પછી એ જાનકી અને એ દશરથપુત્ર ક્યાંથી પાકવાના છે ? मूलं नास्ति कुतः शाखा ? મૂળ જ ન હોય તો ડાળીઓ ક્યાંથી નીકળવાની ?'

'તારી વાત બરાબર છે બિભીષણ !' લંકાપતિએ અનુમોદન કર્યું.

બસ, બિભીષણે પોતાનો નિશ્ચય જાહેર કરી દીધો અને તે વિના વિલંબે અયોધ્યા અને મિથિલા પહોંચી જવાની તૈયારીઓમાં લાગી ગયો. રાવણે સભા વિસર્જન કરી. હું સભામાંથી બહાર નીકળી વિચારમાં પડી ગયો. મેં વિચાર્યું : દશરથ મારો સાધર્મિક છે. મારે એને જલદી સાવચેત કરી દેવો અને આ મરણાંત ભયથી ઊગારી લેવો. બસ, લંકામાં જરાય સમય ગુમાવ્યા વિના હું સીધો જ અહીં આવી પહોંચ્યો.'

નારદજીએ પોતાનું વક્તવ્ય પૂરું કરી પુનઃ લાંબો શ્વાસ લીધો. દશરથ અને મંત્રીમંડળ ગંભીર વિમાસણમાં પડી ગયું. ત્યાં નારદજી બોલ્યા :

'મારે હવે અહીંથી વિના વિલંબે જનક પાસે જવું જોઈએ. અને તેને પણ સાવચેત કરી દેવો જોઈએ.'

દશરથે નારદજીની ઉચિત સેવાભક્તિ કરી અને વિદાય આપી. નારદજી ગયા અને અયોધ્યાના મંત્રીમંડળને ખૂબ ચિંતાતુર કરતા ગયા! સહુ થોડો સમય વિચારમાં પડી ગયા. દશરથ પણ ગંભીર વિચારમાં પડી ગયા. દશરથે મહામંત્રીની સામે જોયું.

'શું કરવું ઉચિત લાગે છે?' દશરથે પૂછ્યું.

'હું એ જ વિચારી રહ્યો છું.'

'એમાં વિચારવાનું શું છે? ભલે બિભીષણ આવે. અયોધ્યાના વીરો તેનું સ્વાગત કરશે.' સેનાપતિએ જુસ્સામાં પોતાનો મત વ્યક્ત કર્યો.

'સેનાપતિજી, તમારી વાત સાચી છે, પરંતુ સાથે બીજો એક વિચાર આવે છે....'

'શું?'

'યુદ્ધમાં મોટો જીવવિનાશ થશે, લંકાપતિ આજે અર્ધભરતનો અધિપતિ છે. તેનું સૈન્ય અમાપ છે. શક્તિ અપરિમેય છે.' મહામંત્રીએ પરિસ્થિતિનું દર્શન કરાવ્યું.

'એનો અર્થ તો એ છે કે પ્રબળ શત્રુની શરણાગતિ સ્વીકારવી?'

'ના, જરાય નહીં.'

'તો શો અર્થ છે?'

'શત્રુની શરણાગતિ સ્વીકારવી ના પડે અને નુકસાન

ન થાય; તેવો ઉપાય યોજવો જોઈએ ! ' મહામંત્રીએ પોતાની કુશળ–બુદ્ધિથી જવાબ આપ્યો.

'એવો ઉપાય જ ઉચિત છે, કારણ કે બિભીષણ કોઈ રાજ્યની લિપ્સાથી નથી આવી રહ્યો. તેને તો માત્ર મારો વધ કરવો છે ! ' દશરથે મહામંત્રીની વાતને ટેકો આપ્યો; અને આ પ્રશ્નને યુદ્ધ સિવાયના માર્ગે હલ કરવાની સત્તા મહામંત્રીને સોંપી સભાનું વિસર્જન કર્યું.

મહામંત્રી મહારાજા દશરથની સાથે ખાનગી મંત્રણાલયમાં પહોંચ્યા. દરવાજા પર ચકોર પહેરેગીરને ગોઠવી, મહામંત્રી દશરથની સામે ભૂમિ પર બેસી ગયા.

'મહારાજા, મારી યોજના અનુસાર આપણે બિભીષણને ભુલભુલામણીમાં નાંખી દેવો.'

'કેવી રીતે ?'

'એ બતાવું છું. આપને આજે રાત્રે કોઈ ન જાણે એ રીતે વેશનું પરિવર્તન કરી, અયોધ્યાથી દૂરદૂર ચાલ્યા જવાનું.'

'પરંતુ બિભીષણ અહીં મને નહીં જુએ તો એ મને શોધી કાઢવા આકાશપાતાળ એક કરશે !'

'એ શોધવા નહીં જાય. અહીં એ બનાવટી દશરથનો વધ કરી. કૃતકૃત્ય બની લંકા ચાલ્યો જશે !'

'બનાવટી દશરથ ?'

'જી હા, !'

'ન સમજ્યો...'

'હું સમજાવું...આપની એક આબેહૂબ મૂર્તિ બનાવી લેવાશે. અને એ મૂર્તિ એક વિશિષ્ટ લેપની બનશે. તેની

અંદર લાક્ષારસ ભરવામાં આવશે. એ મૂર્તિને મહારાજાના શયનગૃહમાં, મહારાજાના પલંગમાં સુવાડવામાં આવશે. માત્ર મોઢું ખુલ્લું રાખી બાકીનું શરીર ઉત્તરીય વસ્ત્રથી આચ્છાદિત કરી દેવાશે...શયનગૃહના દીપકો સાવ ઝાંખા કરી દેવાશે...અને આ રીતે મહારાજા ક્ષેમકુશળ રહેશે ...કોઇનું પણ લોહી નહીં રેડાય!'

'ખૂબ સરસ યોજના!' દશરથ આનંદિત થઇ ગયા.

'હા, આ વાત આપણા બે સિવાય કોઇ જ ન જાણે; યાવત્ અંતેપુર પણ ન જાણે એવી ગુપ્ત રહેવી જોઇએ.'

'જરૂર, સાવ ગુપ્ત રહેશે.' દશરથે વચન આપ્યું.

'બીજી એક વાત.'

'કહો.'

'આપને તુરત અયોધ્યામાં નહીં આવવાનું. કારણ કે બિભીષણના ગયા પછી કેટલોક કાળ તેના ગુપ્તચરો અયોધ્યાની આસપાસ રહેવાના. માટે આપને મારો સંકેત ન મળે ત્યાં સુધી અજ્ઞાત અવસ્થામાં જ રહેવાનું.'

-'વાત બરાબર છે.'

'બસ, બાકીનું બધું હું સંભાળી લઇશ.'

દશરથ મહાત્માત્યની મુત્સદ્દીગીરી પર અતિ ખુશ થઇ ગયા. મહામંત્રીએ જવાની રજા માંગી. દશરથે અનુજ્ઞા આપી. મહામંત્રી દરવાજા પાસે પહોંચ્યા ત્યાં દશરથના મનમાં એક વિચાર આવ્યો. તેણે મહામંત્રીને પાછા બોલાવ્યા.

'જનક રાજાનું શું ?' દશરથે પ્રશ્ન કર્યો.

'એ વાત પણ વિચારણીય છે.' મહામંત્રીએ વિચાર કરતાં કહ્યું. રાજા અને મંત્રી બંને વિચારમાં પડી ગયા... ત્યાં દશરથના મનમાં એક ઉકેલ સ્ફુર્યો.'

'મહામંત્રીજી, હું અત્યારે જ અહીંથી નીકળી જાઉં ...જનક પાસે પહોચી, તેને પણ અહીંની જેમ સમગ્ર યોજના સમજાવી દઉં...પછી અમે બંને ત્યાંથી અજ્ઞાત-વાસમાં ચાલ્યા જઈએ.

આટલું કહીને દશરથે મહામંત્રીને તરફ સૂચક દૃષ્ટિ કરી. મહામંત્રીને પણ દશરથની વાત ઠીક લાગી; તેમણે સંમતિ આપી. પરંતુ તેમણે મહારાજાને સંધ્યા પછી જ અહીંથી નીકળવાની સલાહ આપી મહારાજાને પ્રણામ કરી મંત્રીશ્વર ત્યાંથી ચાલ્યા ગયા.

દશરથ હવે સંધ્યા પડવાની રાહ જોવા લાગ્યા બીજી બાજુ મંત્રીશ્વરે દશરથની લેપ્યમયી મૂર્તિ તાબડતોબ તૈયાર કરવા માટે કુશળ કારીગરોને સૂચના કરી દીધી.

સંધ્યાના રંગો ખીલ્યા અને ચાલ્યા ગયા. પૃથ્વી પર અંધારું છવાયું. નગરના દરવાજાઓ બંધ થવાની તૈયારી હતી ત્યાં નગરના પૂર્વ દરવાજા પર એક અશ્વારૂઢ યોગી જઈ ચઢયો.

'ચાલ, જલદી બહાર નીકળી જા. દરવાજો બંધ થાય છે.' પહેરેગીરે પોતાની સત્તા બતાવી..... પરંતુ યોગીએ સાંભળ્યું ન સાંભળ્યું કર્યું. અને પવનવેગે ત્યાંથી તેણે અશ્વને દોડાવી મૂકયો.

જેમ જેમ રાત્રી વધતી ગઇ તેમ તેમ મિથિલા નિકટ આવતી ગઇ. ત્રણ–ત્રણ પ્રહર સુધી સતત મુસાફરી કરી ચોથા પ્રહરને પ્રારંભે અશ્વારૂઢ પુરુષ મિથિલાને દ્વારે આવી પહોંચ્યો.

દ્વારો બંધ હતાં. યોગી મૂંઝવણમાં પડી ગયો. તેણે દ્વાર ખખડાવ્યાં.

'દરવાજો ખોલો.' તેણે બૂમ પાડી.

'હમણાં દરવાજો નહીં ખૂલે...હજુ વાર છે.' અંદરથી બેપરવાઇભર્યો અવાજ સંભળાયો.

'હમણાં જ દરવાજો ખોલો. મારે અગત્યનું કામ છે.' યોગીએ પુનઃ મોટા અવાજે કહ્યું

'તમે કોણ છો ? ક્યાંથી આવો છો ? કોનું કામ છે ?' દરવાજાની જાળી ખોલી, દ્વારરક્ષકે દીપકનો પ્રકાશ મોટો કર્યો અને આગંતુક મનુષ્યને જોવા પ્રયત્ન કર્યો. આગંતુક યોગી પણ જાળીની પાસે ગયો અને કહ્યું :

'હું એક પરદેશી યોગી છું. મારે મહારાજા જનકનું કામ છે....અગત્યનું કામ છે....તમે અત્યારે જ મને મહારાજા પાસે લઇ જાઓ.' યોગીએ સભ્ય ભાષામાં દ્વારરક્ષકને કહ્યું

દ્વારરક્ષકે દરવાજો ખોલ્યો. યોગી અશ્વની લગામ હાથમાં પકડી નગરમાં પ્રવેશ્યો. પુનઃ દ્વાર બંધ થઇ ગયાં અને બે દ્વારરક્ષકો યોગીની સાથે થયા.

ઝડપથી તેઓ રાજમહેલની નિકટમાં આવી પહોંચ્યા. રાજમહેલના દ્વારપાલે અવાજ કર્યો :

'કોણ ?'

'કોટવાલ !' યોગીની સાથે આવેલા બે સૈનિકોમાંથી એકે જવાબ આપ્યો. દ્વારપાલ નજીક આવ્યો. જવાબ આપનાર એક સૈનિક દ્વારપાલને થોડે દૂર લઈ ગયો અને તેના કાનમાં કંઇક વાત કરી. દ્વારપાલ યોગી પાસે આવ્યો, નખથી શિખા સુધી યોગીનું નિરીક્ષણ કરી કહ્યું :

'આપની ઓળખાણ ?' દ્વારપાલે પૂછયું. યોગીએ પોતાની કમરમાંથી એક મુદ્રિકા કાઢી અને દ્વારપાલને આપતાં કહ્યું :

'મહારાજા જનકને આ તુરત પહોંચાડો.'

દ્વારપાલ મુદ્રિકા લઇ ઝડપથી રાજમહેલમાં ગયો. મહારાજાના શયનગૃહની બહાર ઊભેલા દ્વારરક્ષકને ઇશારો કર્યો તે પાસે આવ્યો.

'મહારાજા જાગ્રત જ છે...મળી શકાશે.' દ્વારરક્ષકે જવાબ આપ્યો.

દ્વારપાલે મહારાજાના શયનગૃહમાં પ્રવેશ કર્યો, અને મહારાજને પ્રણામ કર્યા.

'મહારાજાનો જય હો.'

'કેમ, શું છે ?' જનકે પૂછયું.

'એક પરદેશી યોગી આપને મળવા માંગે છે અને તેણે આ મુદ્રિકા આપી છે.' દ્વારપાલે મહારાજાના હાથમાં મુદ્રિકા આપી. જનકે મુદ્રિકાને દીપકના પ્રકાશમાં જોઇ.... તે સહસા ઊભો થઈ ગયો.

'ક્યાં છે એ યોગી ?'

'રાજમહેલના દ્વારે.'

જનક ત્વરાથી શયનગૃહની બહાર નીકળી દોડતો બહાર ઊભેલા યોગીને હર્ષથી ભેટી પડયો. દ્વારરક્ષકોના આશ્ચર્યનો કોઈ પાર ન રહ્યો. યોગીનો હાથ પકડી જનક મહેલમાં ચાલ્યો ગયો.

'રાજન્, અહીં વિશેષ સમય વ્યતીત કરવાનો નથી; જે કામ કરવાનું છે તે વિના વિલંબે થઈ જવું જોઈએ. યોગીવેશમાં રહેલા દશરથે મણિમય આસન પર બેસી જનકને કહ્યું.

'પરંતુ મહારાજ, આપનો આ વેશ જોઈ મને કુતૂહલ થાય છે!' જનકે દશરથના યોગીવેશને જોઈને આશ્ચર્ય વ્યક્ત કર્યું.

'કુતૂહલ હમણાં જ શમી જશે, જ્યારે મિથિલાપતિ પણ આ યોગીવેશ પરિધાન કરશે.' દશરથે હસતાં હસતાં જનકને કહ્યું. અને જનકને ઇશારો કરી એકાંતમાં જવાનું જણાવ્યું. બંને રાજાઓ ત્યાંથી ઊઠયા અને ગુપ્ત મંત્રણા-સ્થાનમાં પહોંચ્યા.

'રાજન્, નારદજી અહીં આવી ગયા?'

'હા.'

'બધી વાત સાંભળી?'

'ધ્યાનપૂર્વક.'

'શું વિચાર્યું?'

'બિભીષણનો મુકાબલો કરવાનું.'

'ઠીક નથી.'

'કેમ?'

'જીવસંહાર અને અંતે પરાજય. લંકાપતિ પ્રતિ-વાસુદેવ છે. તેનું બળ આજ અજેય છે, તેની સાથે બળથી નહિ પરંતુ બુદ્ધિથી કામ લેવું જોઈએ.'

જનક વિચારમાં પડી ગયો.

'રાજન્, વિચારવાનો અત્યારે સમય નથી, હું કહું તેમ કરવાનું છે.' દશરથે મિત્રતાનો અધિકાર ધરાવતાં કહ્યું.

'શું કરવાનું છે ?'

'મંત્રીશ્વરને બોલાવી લો.'

'જનકે દ્વારપાલને હાક મારી બોલાવ્યો અને મંત્રી-શ્વરને તુર્ત બોલાવી લાવવા સૂચન કર્યું. બીજી બાજુ દશરથે જનકને બધી વાત ટૂંકમાં સમજાવી દીધી અને પ્રભાત થતાં પૂર્વે બંનેએ મિથિલા છોડી ચાલ્યા જવાનું નક્કી કર્યું.

મંત્રીશ્વરે આવીને જનકને પ્રણામ કર્યા.

'આ યોગીરાજને પણ પ્રણામ કરો.' જનકે હસતાં હસતાં કહ્યું.

મંત્રીશ્વરની ચકોર દૃષ્ટિએ અયોધ્યાપતિને ઓળખી-લીધા. અને સસ્મિત પ્રણામ કર્યા. દશરથે બધી વાત મંત્રીશ્વરને સમજાવવા જનકને કહ્યું.

'આપ જ સમજાવી દો.' જનકે દશરથને વિનંતી કરી.

દશરથે સમગ્ર યોજના મંત્રીશ્વરને સમજાવી દીધી. બુદ્ધિમાન મંત્રીશ્વરને દશરથની વાત સુયોગ્ય લાગી.



## કૈકેયીના સ્વયંવરમાં

'બિભીષણ, ખર, અને દૂષણને સાથે લઇ જવા ઠીક છે.'

'ના રે, મારે કોઇનું કામ નથી. હું એકલો જ બસ છું!'

'દૂર જવાનું છે...'

'ભલેને સ્વર્ગલોકમાં જવાનું હો!'

'ધન્ય છે તારી વીરતાને...'

માથે રત્નજડિત મુગટ, કાને સ્વર્ણનાં કુંડલ, વક્ષઃસ્થળ પર અભેદ્ય કવચ, કમરે લટકતી તીક્ષ્ણ કૃપાણ, લીલું રેશમી અધોવસ્ત્ર, હાથમાં ચકમક થતું વિજયી ત્રિશૂળ અને પગમાં કાષ્ઠમય ઉપાનહ! બિભીષણ યુદ્ધસજ્જ બની અયોધ્યા જવા તૈયાર થયો, લંકાપતિની અનુજ્ઞા લેવા આવ્યો. લંકાપતિએ તેને સાથે ખર–દૂષણને લઈ જવા કહ્યું. પરંતુ પરાક્રમી બિભીષણને તેની જરૂર ન લાગી.

તેણે આકાશમાર્ગે પ્રયાણ કર્યું. દેશ-વિદેશની શોભા જોતો બિભીષણ મધ્યરાત્રીના સમયે અયોધ્યાની બહાર આવી પહોંચ્યો. અયોધ્યાના ઉત્તુંગ કિલ્લાને જોઈ અયોધ્યાની ભવ્યતાનું તેણે અનુમાન કર્યું. કિલ્લાના બુરજ પર જાગ્રત દશામાં ચોકી કરી રહેલા સશસ્ત્ર સૈનિકોને જોઈ અયોધ્યાના રાજ્યવહીવટની કુશળતાનું તેણે માપ કાઢયું.

ત્યાંથી તે સીધો આકાશમાર્ગે નગરના મધ્ય ભાગમાં પહોંચ્યો. ત્યાંથી પગમાર્ગે જ તે રાજમહેલ તરફ આગળ વધ્યો. ગગનચુંબી રાજમહાલયના દ્વારે તેણે સશસ્ત્ર, સશક્ત અને જાગ્રત પહેરેદારોને ભમતા જોયા. તેના મનમાં વિચાર તો આવી ગયો કે પહેરેદારોને પડકારી બિભીષણના આગમનું નિવેદન કરી દઉં ! પરંતુ સાથે બીજો વિચાર આવ્યો કે, 'હમણાં નહિ; જે કાર્ય માટે આવ્યો છું એ કાર્યને પતાવી દઇ પછી જ અયોધ્યાના સૈનિકોનું માપ કાઢવું !'

તે વિદ્યાશક્તિથી અદૃશ્યપણે મહેલમાં પ્રવેશ્યો. જ્યાં દશરથનું શયનમંદિર હતું, ત્યાં પહોંચી ગયો. શયનમંદિરના દ્વારે ઊભેલા અંગરક્ષકોને ત્રિશૂળના પ્રહારથી જખ્મી કરી તે અંદર ઘૂસ્યો.

શયનમંદિરમાં દીપકો સાવ ધીમા સળગી રહ્યા હતા. ઝાંખા પ્રકાશમાં તેણે પલંગમાં સૂતેલા દશરથને જોયો. તેનો રોષ ઉછળી આવ્યો. તેણે તલવારનો એક પ્રબળ પ્રહાર કરી દશરથનું ગળું કાપી નાખ્યું.

બહાર જખ્મી થયેલા અંગરક્ષકોએ હાહાકાર કરી

મૂકયો. આખો મહેલ જાગી ઊઠ્યો. મહેલનું રક્ષકદળ દોડી આવ્યું. દાસ–દાસી વર્ગ ભેગો થઈ ગયો. અંતેપુરમાં સમાચાર મળતાં અપરાજિતા વગેરે રાણીઓએ કાળો-કલ્પાંત કરવા માંડયો. તે દોડતી શયનગૃહમાં આવી પહોંચી. બીજીબાજુ મહામંત્રી વગેરે મંત્રીમંડળ પણ આવી પહોંચ્યું. મહામંત્રીએ બૂમ પાડી :

'સેનાપતિજી, દોડો, એ હત્યારાને પકડો અને એને ભયંકર શિક્ષા કરો.'

સેનાપતિ સેંકડો શસ્ત્રસજ્જ સુભટો સાથે બિભીષણને પકડવા દોડયો. બિભીષણ મહેલની બહાર નીકળી ગયો હતો, અને સુભટોની પ્રતીક્ષા કરી રહ્યો હતો. જ્યાં સેના-પતિએ બિભીષણને પડકાર્યો, ત્યાં બિભીષણે ભયંચર અટ્ટહાસ્ય કર્યું. સુભટોએ તેના પર તીરોની વર્ષા વરસાવી. બિભીષણે પોતાની તલવારબાજીથી એક એક તીરને કાપી નાંખ્યું અને ભયાનક હુંકારો કરતો ત્રિશૂળને ઘુમાવતો સુભટો પર તૂટી પડયો. કેઈ સુભટોને ભૂશરણ કરતો તે નગરની બહાર નીકળવા માંડયો. જોતજોતામાં હજારો સુભટોએ બિભીષણને ઘેરી લીધો. બિભીષણે વિચાર્યું: 'મારું કામ પતી ગયું છે. હવે અહીં સંગ્રામનું કોઈ પ્રયોજન નથી.' તેથી તે આકાશમાર્ગે અયોધ્યા બહાર નીકળી ગયો.

મહામંત્રી શયનગૃહના દ્વારે ઊભા રહ્યા. કોઈને પણ અંદર જવાની મનાઇ કરી. રાણીઓને આશ્વાસન આપવા માંડયું અને હવે મૃતકાર્ય કરવા આજ્ઞા કરી.

પ્રભાતમાં જ્યારે અયોધ્યાવાસીઓએ જાણ્યું કે લંકા-પતિના અનુજે અયોધ્યાપતિનો વધ કર્યો; તેઓ આશ્ચર્યથી, શોકથી, રોષથી બેબાકળા બની ગયા. ટોળેટોળાં રાજમહેલના દ્વારે ભેગાં થવા લાગ્યાં. સારાય રાજ્યમાં ઘેરો શોક પથરાઈ ગયો. મંત્રીશ્વરે કોઇને જરાય ગંધ ન આવવા દીધી કે 'વધ મહારાજાનો નથી થયો, પરંતુ મહારાજાની મૂર્તિનો થયો છે!'

રાજકીય ગૂઢ વાતોને કેવી રીતે પેટના પેટાળમાં રાખવી તે રાજનીતિજ્ઞ પુરુષો જાણતા હોય છે.

બિભીષણે મિથિલા જવાનો વિચાર માંડી વાળ્યો. તેણે બુદ્ધિ લડાવી: 'દશરથનો વધ કર્યો, હવે રામ ક્યાંથી જન્મવાના છે? અને રામ જ નહીં જન્મે તો પછી એકલી જાનકીથી શું થવાનું છે?' બિભીષણ લંકા તરફ વળ્યો.

દશરથ અને જનક મિથિલાથી નીકળી ઉત્તરાપથ તરફ વળ્યા. અનેક ગામ–નગરોમાં ફરતા જાત–જાતના અનુ-ભવો કરતા તેઓ આગળ વધવા લાગ્યા. ભગવાન ઋષભદેવનું નિરંતર ધ્યાન ધરતા, જ્યાં જ્યાં જિનમંદિર મળતું ત્યાં ત્યાં પૂજા–ભક્તિ કરી લેતા. ક્યારેક કોઇ ગામની ધર્મ-શાળામાં રહેતા તો ક્યારેક વનમાં વૃક્ષ નીચે રાત પસાર કરી લેતા.

તેઓ 'કૌતુકમંગલ' નગરમાં પહોંચ્યા. નગરની શોભા અદ્ભુત હતી. તેમણે નગરમાં રાજા 'શુભમતિ'ની પ્રશંસા સાંભળી. સાથે સાથે એમ પણ જાણવા મળ્યું કે

શુભમતિ રાજા પોતાની પુત્રી 'કૈકેયી'નો સ્વયંવર અલ્પ સમયમાં કરવા ચાહે છે. દશરથ અને જનકે સ્વયંવર સુધી 'કૌતુકમંગલ'માં રોકાવાનો નિર્ણય કર્યો.

તેઓ બંને પ્રતિદિન કૌતુકમંગલ નગરમાં કૌતુક જોવા માટે નીકળી પડતા. નગરનાં લોકો પણ આ પ્રભાવશાળી અને પ્રતાપી પરદેશી યોગીઓને કૌતુકથી જોઈ રહેતાં બન્નેએ કર્ણોપકર્ણ સ્વયંવરની તિથિ જાણી લીધી. સાથે સાથે, સ્વયંવરમાં કયા કયા રાજાઓ આવી રહ્યા છે એ પણ જાણતા રહ્યા. આવનાર રાજાઓનાં બળ, ઐશ્વર્ય, પ્રભાવ વિષે પણ નગરજનો પાસેથી તેમને ઘણી ઘણી જાણવા જેવી બાબતો સાંભળવા મળતી.

બંને યોગીઓએ નગરની બહાર, દૂર નદીના કિનારા પર એક શિવાલયમાં પોતાનો નિવાસ રાખ્યો હતો. ધીરે ધીરે લોકો પણ ત્યાં જતા થયા હતા. બંને યોગી આવનાર નગરજનોનો ઉચિત સત્કાર કરતા અને રાજકન્યા વિષે, રાજા વિષે, નગર વિષે વિવિધ પ્રશ્નો પૂછી જરૂરી બાતમી મેળવી લેતા.

સ્વયંવરનો દિવસ નિકટમાં આવ્યો, લગભગ વીસ-પચીસ રાજાઓ અને સેંકડો રાજકુમારો કૌતુકમંગલ નગરમાં આવી ગયા હતા. રાજા શુભમતિએ સહુને રહેવાનો વગેરે ઉચિત પ્રબંધ સુંદર કર્યો હતો. રાત્રિનો સમય હતો.

શિવાલયમાં બંને રાજયોગી બેઠા હતા અને સ્વયંવર વિષયક વાતો કરી રહ્યા હતા ત્યાં નગરમાંથી પાંચસાત

ભક્તો આવી પહોંચ્યા. બન્ને યોગીઓનાં ચરણમાં નમસ્કાર કરી બેઠા.

'કહો, નગરમાં કુશળ છે ને ?' દશરથે પ્રશ્ન કર્યો.

'મહારાજ, કૌતુકમંગલ તો રાજાઓ અને રાજકુમારોથી તથા તેમના હાથી ઘોડા અને પરિવારથી ધમધમી ઊઠ્યું છે.' આવનારમાંથી એક ગૃહસ્થે જવાબ આપ્યો

'આજે કોઈ નવા રાજા–મહારાજા આવ્યા ?'

'હા મહારાજ, આજે તો ઉત્તરાપથના સમ્રાટ જેવા 'હરિવાહન' રાજા પધાર્યા છે; અમારા રાજાએ તેમનું ભારે સ્વાગત કર્યું !'

દશરથે જનક સામે જોયું.

'તે હેં મહારાજ, તમે સ્વયંવર જોવા પધારશો ?' આવનાર બીજા એક ગૃહસ્થે કૌતુકથી પૂછ્યું.

'હા, ભાઈ ! દૂર પરદેશથી અહીં આવી ચડ્યા છીએ તો વળી જોઈ લઈએ આ સ્વયંવર ! એમ વિચાર થાય છે.' દશરથે હસતાં હસતાં જવાબ આપ્યો.

'હા મહારાજ, સાવ સાચી વાત છે. સ્વયંવર તો સાચોસાચ જોવા જેવો થશે ! અમારી રાજકુંવરી કોના... કોણ ભાગ્યશાળીના ગળામાં વરમાળા આરોપે છે, એ જોવાનું છે !' એક જુવાને કહ્યું.

'જેના ગળામાં આરોપશે તે તો ન્યાલ થઈ જશે ભાઇ !' બીજા જુવાને ધીમા અવાજે કહ્યું.

'પરમ દિવસે જ જે તે ફેંસલો થઈ જશે !' આવેલા-

ઓમાંથી એક પ્રૌઢ માણસ બોલ્યો અને દશરથ તરફ વળી તેણે કહ્યું.

'મહારાજ, એકાદ ભજન સંભળાવો, પછી ઘર તરફ વળીએ.'

દશરથે પરમાત્માની સ્તવનાનું એક સુંદર ભજન સંભળાવ્યું અને નગરજનો બંને યોગીઓને વારંવાર નમી નગર તરફ રવાના થયા.

નદીના જલપ્રવાહનો શાન્ત કોલાહલ અને વન્ય પશુઓના પદસ્પર્શથી થતા અવાજ સિવાય ત્યાં પૂર્ણ શાંતિ પથરાઈ. યોગીવેષધારી બંને પરાક્રમી રાજવીઓ પોતાના ભૂત–ભાવિના વિચારમાં પડી ગયા.

'રાજન્, આપણે સ્વયંવરમાં જવું છે?' જનકે પૂછયું.

'કેમ, તમારો શો વિચાર છે?'

'રાજા હરિવાહન પોતે સ્વયંવરમાં પધાર્યા છે. મને તો લાગે છે એ જ 'કૈકેયી'ને લઈ જશે!'

'એવું શાથી લાગ્યું?'

'એ ઉત્તરાપથના એક મહાન રાજા છે.'

'મિથિલાપતિ, એક મહાન રાજા બનવું તેનું પુણ્ય જુદું છે જ્યારે એક સુંદરીના વલ્લભ બનવાનું પુણ્ય ભિન્ન હોય છે! આપણે એ જોવા માટે તો જવું છે!' દશરથે જનકના ચિત્તનું સમાધાન કર્યું.

'બંને રાજાઓ પુનઃ ગહન વિચારમાં પડી ગયા.

'આપણે ગુપ્તવેષે જ સ્વયંવરમાં જવું છે?'

'હા રાજન્, હજુ આપણે ગુપ્તવેષમાં જ રહેવું ઉચિત છે, કારણ કે સર્વત્ર જાહેર થઇ ગયું છે કે 'અયોધ્યાપતિનો બિભીષણે વધ કર્યો છે.' દશરથે કહ્યું.

'હજુ મારા વધની વાત સાંભળવા મળી નથી.' જનકે પૂછ્યું.

'ના સંભવ છે, બિભીષણ મારા વધથી જ સંતોષ માનીને લંકા ચાલ્યો ગયો હોય.'

'તો પછી મારે ગુપ્તવેષને ધારણ કરવાની હવે શી જરૂર છે?'

'સાચી વાત છે, પરંતુ સ્વયંવરમાં આવેલા દેશદેશના રાજાઓના મુખે શું સાંભળવા મળે છે, તેનો પાકો નિર્ણય કરી લઇએ પછી તમે ગુપ્તવેષને ઉતારી નાંખો, તો ઠીક રહેશે.'

'ભલે એમ હો.'

બન્ને રાજાઓ મોડી રાત સુધી વાતો કરતા રહ્યા; પછી સૂઈ ગયા. પરંતુ નિદ્રા ન આવી, શ્રી નવકારમંત્રનું ધ્યાન ધરતાં બે પ્રહર વીતી ગયા. ત્રીજા પ્રહરમાં નિદ્રાદેવીના ખોળે પોઢી ગયા.

*

રાજા શુભમતિએ સ્વયંવર-મંડપની અદ્ભુત રચના કરાવી. સ્વયંવરહેતુ રાજા-મહારાજાઓનાં ઉચિત સિંહાસનો

ગોઠવાઈ ગયાં, સ્વયંવર–મંડપને દ્વારે મંત્રીમંડળ સાથે રાજા શુભમતિ આગંતુક રાજા–મહારાજાઓનાં સ્વાગત કરતાં ઊભા રહ્યા.

એક પછી એક રાજા પોતપોતાની ઋદ્ધિ–સમૃદ્ધિ સાથે આવવા લાગ્યા. રાજા શુભમતિ, સસ્મિત સબહુમાન સ્વાગત કરવા લાગ્યા. ભાટચારણો પોતપોતાના રાજાની ભવ્ય બિરૂદાવલી બોલવા લાગ્યા. નગરના અગ્રગણ્ય નાગરિકો પણ આવવા લાગ્યા. સ્વયંવરને જોવા માટે તો હજારો સ્ત્રી–પુરુષો પહેલેથી આવીને પોતાને સ્થાને ગોઠવાઈ ગયાં હતાં. સૌના હૃદયમાં કુતૂહલ અને આશ્ચર્ય સાથે નિરવધિ આનંદ ઊછળી રહ્યો હતો.

સહુ રાજા–મહારાજાઓ અને રાજકુમારો સ્વયંવર-મંડપમાં પ્રવેશી ગયા પછી; બે તેજસ્વી યોગી–પુરુષો સ્વયંવરમંડપને દ્વારે આવી પહોંચ્યા. રાજા શુભમતિએ આગંતુક યોગીપુરુષોને ચરણે વંદના કરી સ્વાગત કર્યું. યોગીપુરુષોએ શુભમતિને શુભાશિષ આપી.

શુભમતિએ યોગીપુરુષોને, સહુ તેમને જોઈ શકે અને તેઓ સહુને નિરખી શકે, એમ એક અલગ સ્થાને કાષ્ઠાસન પર આરૂઢ કર્યા.

રાજપુરોહિતે લલકાર કર્યો:

'મુહૂર્ત–સમય આવી પહોંચ્યો છે, મહાકુલપ્રસૂતા શીલ-સૌન્દર્ય–અલંકૃતા રાજપુત્રી કૈકેયી સ્વયંવર–મંડપમાં પ્રવેશે.'

'જેવી આજ્ઞા' એક બહુમૂલ્ય વસ્ત્રથી આવૃત્ત અલંકારોથી સજ્જ પ્રૌઢ કુલાંગનાએ રાજપુરોહિતની આજ્ઞાનો સ્વીકાર કર્યો અને તે અભ્યંતરગૃહમાં ચાલી ગઇ.

સહુની દૃષ્ટિ અભ્યંતરગૃહના દ્વારે મંડાઇ ગઇ.

અલ્પ ક્ષણોમાં જ કુલાંગનાની સાથે રાજપુત્રી કૈકેયીએ સ્વયંવરમંડપમાં પદાર્પણ કર્યું.

જાણે ઘનઘોર વાદળોમાંથી પૂર્ણિમાનો ચાંદ બહાર નીકળ્યો ! સૌન્દર્ય–નીતરતી તેની દેહલતાનાં દર્શન કરતાં જ દર્શકો મુગ્ધ થઇ ગયા. કૈકેયીના રૂપસૌન્દર્યે રાજા–મહારાજાઓનો રૂપ–ગર્વ ઓગાળી નાંખ્યો.

મંડપમાં મંગલવાદ્યો બજી ઊઠયાં. શરણાઇઓના મધુર સૂરો રેલાઇ પડયા અને મૃદંગના નાદે કૈકેયીએ સ્વયંવરની પસંદગી કરવા પગ ઉપાડયા. બે હાથમાં ખીલેલાં સુગંધિત પુષ્પોની માળા લઈ તે આગળ વધી. તેની આગળ તેની ધાવમાતા ચાલી રહી હતી.

ધાવમાતા એક–એક રાજાના કુલનું વર્ણન કરે છે. તેના યશને ગાય છે, તેના બળને વખાણે છે. તેના રાજ્યની સમૃદ્ધિનું વર્ણન કરે છે. કૈકેયી નીચી દૃષ્ટિએ ધ્યાનપૂર્વક સાંભળે છે... આગળ વધે છે...એના આગળ વધવાની સાથે વર્ણવાયેલો રાજા વીલખો પડી જાય છે...ને પોતાના બદકિસ્મતને રડે છે.

એક પછી એક રાજાઓને વટાવ્યા...કોઇના પર કૈકેયીની પસંદગી ન ઊતરી. એક પછી એક રાજકુમારોને

વટાવ્યા...કોઈના ગળામાં વરમાળા ન આરોપાઈ. રાજા શુભમતિનું ચિત્ત ચિંતાતુર બન્યું. નગરજનો અને મંત્રી-મંડળ આશ્ચર્ય સાથે હૃદયમાં અકળામણ અનુભવી રહ્યું.

'કૈકેયીને શું થયું છે? એણે શું ધાર્યું છે? આટલા બધા રાજાઓ અને રાજકુમારોમાંથી કોઇ પસંદ ન પડયો? હવે કોના ગળામાં વરમાળા નાખશે?' સહુના મનમાં વિતર્કો ઊઠવા માંડયા. નાપસંદગી પામેલા રાજાઓ અને રાજકુમારો તો રાજા શુભમતિ પર અને કૈકેયી પર રોષે ભરાયા. જાણે કે પોતાનું હડહડતું અપમાન તેમને લાગ્યું.

કૈકેયી આગળ વધતી જાય છે. ધાવમાતા મૌન છે.... મૌનપણે આગળ આગળ ચાલતી જાય છે. અચાનક કૈકેયી થંભી થઇ. તેણે એક સાદા કાષ્ઠાસન પર બિરાજિત પ્રતાપી અને પ્રભાવસંપન્ન યોગીને જોયો. જોતાં જ કૈકેયીનું શરીર રોમાંચિત થઈ ગયું. તેની રોમરાજી વિકસ્વર બની ગઇ. વિના વિલંબે તે યોગીની નિકટ પહોંચી અને વરમાળા યોગીના ગળામાં આરોપી દીધી!

સ્વયંવર–મંડપમાં સ્તબ્ધતા છવાઇ ગઈ: ઉત્તરાપથનો પરાક્રમી રાજા હરિવાહન, મેઘવાહન, સિંહરાજ, યક્ષરાજ... વગેરે ક્રોધથી ધમધમી ઊઠયા. હરિવાહને ત્રાડ પાડી.

'કોણ છે આ જોગીડો? શું અધિકાર છે એનો રાજયકન્યાને ગ્રહણ કરવાનો? હમણાં હું એને બતાવી આપું છું. કે રાજકન્યા કેવી રીતે લઈ જઈ શકાય છે... સુભટો, ઘેરી લો આ બાવાને. હાથીના પગ નીચે તેને કચડી

ન ખાવો...તેનું માંસ કૂતરાંઓને ખવરાવી દો...'

રાજા શુભમતિએ મનમાં વિચાર્યું : 'ભલે આ યોગી હોય, પરંતુ મારી પુત્રી તેને વરી છે. મારો તે જમાઇ છે. મારે તેનું રક્ષણ કરવું કર્તવ્ય બની જાય છે.' રાજા શુભમતિ યોગીવેષમાં રહેલા રાજા દશરથની પાસે આવીને ખડા થઇ ગયા.

દશરથે હરિવાહનની ગલીચ ગર્જના પર માત્ર હાસ્ય વેર્યું અને કહ્યું :

'અરે ઘમંડી રાજા, મને ઘેરી લેવા માટે તારે બીજો જન્મ લેવો પડશે. જો હું તને અહીંથી જવા દઉં છું. તને એકલાને ભૂશરણ કરવામાં મારું પરાક્રમ લાજે! તું તારી સેના લઇને આવ...સાથે તારા ગોઠિયા રાજાઓને પણ આ યોગીના હાથનો પ્રસાદ ચાખવા લેતો આવજે!'

રાજા હરિવાહન વગેરે રાજાઓ ધૂંધવાતા–બરાડા પાડતા પોતપોતાની શિબિર તરફ ચાલ્યા અને યુદ્ધની તૈયારીઓ આરંભી.

આ બાજુ રાજા શુભમતિએ પોતાના સૈન્યને સજ્જ કરી દીધું. જ્યારે દશરથે જનકને ઇશારો કરી વેષપરિવર્તન કરી દેવા સૂચવી દીધું. જનક શુભમતિને લઇને ખાનગી ગૃહમાં ગયા અને પોતાને ઉચિત વેષ મંગાવી, યોગીવેષ દૂર કરી, રાજવીનો વેશ ધારણ કરી લીધો. શુભમતિને કંઈ સમજ ન પડી. જનક માત્ર શુભમતિની સામે હસ્યા અને હાથ પકડી દશરથની પાસે આવ્યા.

'મહારાજાનો સંશય દૂર કરો!' જનકે દશરથને હસતાં હસતાં કહ્યું.

'રાજન્ આમને ન ઓળખ્યા? આ તો મિથિલાપતિ રાજા જનક પોતે છે!' દશરથે ભેદને ફોડતાં કહ્યું

'હેં!' 'જી હાં!'

'અને આપ?' શુભમતિએ દશરથ સામે જોયું.

'એમનો મિત્ર!' દશરથે વાતને ફેરવી તોળી.

'મિત્રનું નામ?'

'હમણાં નહિ કહું! હમણાં તો હરિવાહનને સ્વાદ ચખાડી લેવા દો. પછી બધી વાત નિરાંતે થશે.'

શુભમતિ અને જનક શસ્ત્રસજ્જ બનીને રથારૂઢ બન્યા.

'કેમ દેવી, રથનું સારથીપણું કરશો ને?' દશરથે કૈકેયીના સામે જોયું.

'જેવી મારા નાથની આજ્ઞા!' કૈકેયીએ શરમાતાં શરમાતાં દશરથની આંખોમાં આંખો પરોવી, દશરથની આજ્ઞાને સ્વીકારી લીધી. કૈકયી બહોંતેર કળાઓમાં નિપુણ રાજપુત્રી હતી; તેમાંય રથને હંકારવાની કળામાં તો તે પારંગત હતી.

દશરથ માટે રથ તૈયાર ઊભો હતો. કૈકેયીએ અશ્વોની લગામ હાથમાં પકડી. દશરથે છાતી પર અભેદ્ય કવચ ધારણ કરી લઈ, હાથમાં ધનુષ્યબાણ ધારણ કરી લીધાં. કૈકયીએ રથને રણાંગણમાં હંકારી મૂકયો.



## કૌતુકમંગલના અવનવા

'મહાપુરુષ, આપનું બળ અપરિમેય છે. આપનું સાહસ શ્લાઘનીય છે, આપની યુદ્ધકળા સર્વશ્રેષ્ઠ છે...ખરેખર, હરિવાહન જેવા સમ્રાટ રાજાને પરાજિત કરી, આપે આપની તેજસ્વિતા સિદ્ધ કરી...'

મહારાજા શુભમતિએ દશરથના ખભે બે હાથ મૂકી દશરથના પરાક્રમને બિરદાવ્યું. યુદ્ધભૂમિ પર દશરથે શુભમતિને તેમ જ જનકને બાજુ પર ઊભા રાખી એકલા હાથે હરિવાહન વગેરે રાજાઓને પરાસ્ત કર્યા, તે જોઈને શુભમતિનું હૃદય હર્ષથી નાચી ઊઠયું.

'રાજન્, આ વિજય આપની સુપુત્રીને આભારી છે. જો તેણે કુશળતાથી રથનું સારથિપણું ન કર્યું હોત તો વિજય પ્રાપ્ત થવો દુષ્કર હતો!'

'હે પરાક્રમી, મેં મારી નજરે રણસંગ્રામ જોયો છે. તમારું પરાક્રમ અદ્વિતીય છે. હવે તો તમારે તમારાં નામ-ગોત્ર બતાવવાં પડશે!'

દશરથ હસી પડયા. જનક પણ હાસ્ય દબાવી ન શકયા.

'ચાલો રાજમંદિરે, ત્યાં શાંતિથી બધી વાત કરીશું.' દશરથે શુભમતિનો હાથ પકડયો અને બંને રથમાં ગોઠવાયા. પિતાની બાજુમાં આવીને કૈકેયી પણ રથમાં ગોઠવાઈ ગઈ અને રથ નગર તરફ દોડવા લાગ્યો. પાછળ ચતુરંગી સૈન્ય પણ હરિવાહન વગેરે રાજાઓને કાષ્ઠના પિંજરામાં પૂરીને ચાલવા લાગ્યું. નગરવાસીઓ દશરથ પર પુષ્પની વૃષ્ટિ કરતા કરતા હર્ષોન્મત્ત થઈ રાજમાર્ગો પર નૃત્ય કરવા લાગ્યા.

રાજમંદિરે આવી શુભમતિ, દશરથ, જનક વગેરે સ્નાનાદિથી નિવૃત્ત થયા અને સાથે બેસી ભોજન કર્યું. રાજમંદિરના ભવ્ય ચોકમાં ત્રણ સિંહાસન ગોઠવાઈ ગયાં હતાં અને પાછળ ભદ્રાસન ગોઠવી દેવામાં આવ્યાં હતાં. શુભમતિ, દશરથ અને જનક સિંહાસન પર ગોઠવાઈ ગયા અને કૈકેયી પોતાની માતા સાથે પાછળ ભદ્રાસન પર બેસી ગઈ.

'રાજન્, પહેલાં તો મારે ક્ષમા માંગવી જોઈએ કે મે આપને કષ્ટમાં નાંખ્યા !' દશરથે વાતનો પ્રારંભ કર્યો.

'એ ક્ષમા ત્યારે આપવામાં આવશે, કે જ્યારે કષ્ટ આપનાર પોતાની સાચી ઓળખાણ આપશે !'

શુભમતિએ ગંભીર બનીને કહ્યું...પરંતુ ગંભીર વચને હાસ્ય રેલાવી દીધું !

'એ ઓળખાણ મહારાજા જનક આપે તો ચાલશે ?'

'જરૂર !'

દશરથે જનક સામે જોયું અને બંને મિત્રોનાં મુખ હસી પડયાં.

'આ મહાપુરુષનું નામ છે દશરથ. અયોધ્યાના અધિપતિ.'

'હેં ?' શુભમતિ સિંહાસન પરથી ઊભા થઇ ગયા. કૈકેયી આશ્ચર્ય સાથે આનંદના સાગરમાં જઇ પડી...અને મહારાણી તો રાજીની રેડ થઈ ગઈ !

'જી હા ! આપના જમાઈ અયોધ્યાપતિ મહારાજા દશરથ છે...'

'વાત સમજાતી નથી !' શુભમતિએ પુનઃ સિંહાસન પર બેસતાં કહ્યું.

'કારણ કે આપે જાણ્યું છે કે દશરથનો વધ થયો છે !' જનકે સ્પષ્ટીકરણ કર્યું.

'સાચી વાત.'

'પરંતુ તે ખોટી વાત છે ! વધ દશરથની મૂર્તિનો થયો છે...દશરથ તો બિભીષણના આગમન પૂર્વે અયોધ્યાથી અલોપ થઈ ગયા હતા !'

'તો તો બિભીષણ ખૂબ ઠગાયો !'

'સાચે જ. હજુ પણ એ તો ભ્રમણામાં જ છે. દશરથ-વધથી તે નિશ્ચિંત બની ગયો છે !'

જનકે ત્યાર બાદ બધી જ વાત વિસ્તારથી કહી સંભળાવી. સાંભળીને શુભમતિ, કૈકેયી અને મહારાણી-આશ્ચર્ય...કુતૂહલ...આનંદ અને હર્ષની મિશ્ર લાગણીઓ-અનુભવી રહ્યા.

રાત્રી ઘણી વીતી ગઈ હતી. બીજી વાતો આગલા દિવસ પર મુલતવી રાખી, સહુ જુદાં પડયાં.

દશરથનું શયનમંદિર વિશિષ્ટ પ્રકારની સજાવટથી-શણગારવામાં આવ્યું હતું. સેંકડો પુષ્પમાળાઓ બાંધવામાં આવી હતી. સેંકડો દીપકમાળાઓ પ્રગટાવવામાં આવી હતી. છત પર નયનરમ્ય ચિત્રો આલેખવામાં આવ્યાં હતાં. ધરાતલ પર બહુમૂલ્ય ગાલીચા બિછાવવામાં આવ્યા હતા-અને દીવાલો પર ચોસઠ પ્રકારનાં શૃંગાર–ચિત્રો આકર્ષી રહ્યાં હતાં. મધ્યભાગમાં બેનમૂન કોરણીવાળો પલ્યંક ઢાળવામાં આવ્યો હતો.

દશરથની સાથે કૈકેયીએ શયનખંડમાં પ્રવેશ કર્યો,. પરિચારિકાઓએ હર્ષથી સ્વાગત કર્યું અને ગાયકવૃન્દે પોતાનો કાર્યક્રમ આરંભ્યો. વીણાના તાર ઝણઝણી ઊઠયા, મૃદંગનો મીઠો ધ્વનિ અવકાશમાં ફેલાઈ ગયો. નર્તિકાની દેહલતા આકાશમાં ઊડવા લાગી.

રાત્રી ઘણી વીતી ગઈ હોવાથી નૃત્ય, ગાયન, વાદન-બધું અલ્પ સમયમાં બંધ કરવામાં આવ્યું. દશરથે સહુને-યોગ્ય પુરસ્કારથી નવાજ્યા. 'ગાયકવૃંન્દ 'દશરથ–કૈકેયીને પ્રણામ કરી રવાના થયું. શયનખંડમાં રહ્યાં માત્ર દશરથ-ને કૈકેયી.

થોડીક ક્ષણો મૌનમાં વીતી.

'દેવી, તમારી યુદ્ધકળા પર હું ખુશ થયો છું.' દશરથે વાતનો પ્રારંભ કર્યો.

'નાથ, આપની વીરતા આગળ મારી યુદ્ધકળા તુચ્છ છે...'

'મારી વીરતા, તમારા રથચાલનની કુશળતા પર નભી હતી.'

'આપની વીરતાએ મારી કુશળતાને જાગ્રત કરી હતી દેવ!'

'ગમે તે હો, પરંતુ રથ હંકારવાની આવી અજોડ કળા પર મારું હૃદય ઓવારી જાય છે...દેવી, અયોધ્યાપતિ તેના પુરસ્કાર રૂપે કોઇ વરદાન માંગવા કહે છે, માંગો.'

'એ અયોધ્યાપતિની ઉત્તમતા છે.'

'દેવી, વરદાન માંગો.'

'હમણાં જ ?'

'હા.'

'અયોધ્યાપતિનું વરદાન હમણાં અયોધ્યાપતિ પાસે રહે. હું અવસરે માંગીશ.'

'જેવી દેવીની ઇચ્છા.'

દીપકો ઝાંખા થવા લાગ્યા. મધ્યરાત્રી થઈ ચૂકી હતી. કૈકેયીએ શયનખંડનાં દ્વાર બંધ કર્યાં. રાજમંદિરના પ્રહરીએ ત્રીજો પ્રહર શરૂ થયાની બાંગ પુકારી.

કૌતુકમંગલમાં પૂરા ચાર મહિના વીતી ગયા. શુભમતિના રાજકુટુંબમાં આનંદમંગલ વર્તાઈ ગયો. મિથિલાપતિએ એક દિવસ અવસર જોઈ દશરથને કહ્યું :

'રાજન્, થોડા દિવસથી મનમાં એક વિચાર આવ્યા કરે છે.'

'શું ?'

'મિથિલા જવાનો.'

'શું ઉતાવળ છે ?'

'અહીં રહેવાનું હવે શું પ્રયોજન છે ? પ્રયોજન વિના અન્ય સ્થાને રહેવું બુદ્ધિમાન પુરુષ માટે ઉચિત ન ગણાય.'

દશરથ વિચારમાં પડી ગયા. મિત્રના વિરહની કલ્પનાથી તેમના મુખ પર ગંભીરતા અને ગ્લાનિ આવી ગયાં. તે જોઈ જનક બોલ્યા :

'રાજન્, આપને હજુ અયોધ્યા જવું ઠીક નથી. જ્યારે મારા માટે મિથિલામાં કોઈ ભય નથી, માટે મને અનુજ્ઞા મળવી જોઈએ...!'

'તમારી વાત બુદ્ધિમાં જચે છે; પરંતુ હૃદય તમને જવા દેવા નથી ચાહતું.'

જનક–દશરથનો વાર્તાલાપ ચાલી રહ્યો હતો ત્યાં મહારાજા શુભમતિ આવી પહોંચ્યા.

'બે રાજેશ્વરો શાની મસલત કરી રહ્યા છે ?'

'મિથિલાપતિ મિથિલા જવાનું કહે છે.' દશરથે કહ્યું.

'મિથિલા તો જવાનું જ છે. ઉતાવળ શું છે?'

'રાજ્યને લાંબો સમય સૂનું મૂકવું ઠીક નહીં.' જનકે પ્રયોજન બતાવ્યું.

'તે વાત તો ઠીક છે. પરંતુ મિથિલાનું મંત્રીમંડળ વફાદાર છે. પછી ચિંતા શા માટે કરવી?'

'મંત્રીમંડળની વફાદારી વિષે બે મત નથી, પરંતુ...' દશરથે મજાક ઉડાવી.

'પરંતુ મિથિલાની સ્મૃતિ થઈ આવી છે...તે સહન થતી નથી!'

'એ પણ વાત સાચી છે રાજન્! મિથિલાની પ્રજાનું ક્ષેમકુશળ તે મારું ક્ષેમકુશળ!'

જનકનું મિથિલા–પ્રયાણ નક્કી થઈ ગયું. રાજા શુભમતિએ સેંકડો હાથી–ઘોડા અને વિશાળ પરિવાર સાથે વિદાય આપી. દશરથ જનકને ભેટી પડ્યા. બંને મિત્રોની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી. શુભમતિનું હૃદય પણ ભરાઈ આવ્યું.

જનકનો રથ ગતિશીલ બન્યો.

'રાજન, કૌતુકમંગલને ભૂલી ન જશો...' શુભમતિએ ગદ્‌ગદ્‌ સ્વરે જનકને કહ્યું.

'કૌતુકમંગલ તો જીવનનું અવિસ્મરણીય સંભારણું બની ગયું છે રાજન્! આપને મારું આમંત્રણ છે મિથિલા પધારવાનું.'

'જરૂર. અવસર આવ્યે મિથિલા આવીશ...'

'જય જિનેન્દ્ર !'

'જય જિનેન્દ્ર !'

રથની ગતિ તીવ્ર બની...અને થોડી ક્ષણોમાં રથ દૂર દૂર નીકળી ગયો.

અયોધ્યાથી ગુપ્તવેશમાં નીકળી જવું...મિથિલામાં જનકને મળવું...જનકનું પણ ગુપ્તવાસમાં સાથીદાર બનવું ...જંગલોમાં ભટકતા ભટકતા કૌતુકમંગલ નગરમાં આગમન થવું...કૈકેયીના સ્વયંવરનું રચાવું...સ્વયંવરમાં પોતાનું જવું ને કૈકેયીનું પોતાના ગળામાં માળારોપણ કરવું...હરિવાહન વગેરે રાજાઓને પરાજિત કરવા અને જનકનું મિથિલા તરફ પ્રયાણ કરવું...!

દશરથનાં મનઃચક્ષુ સામે ક્રમશઃ એક પછી એક દૃશ્યો દેખાવા લાગ્યાં. બિછાનામાં પડવા છતાં તેને નિદ્રા નહોતી આવી. ભૂત–ભાવિના વિચારોમાં આજે તે દોડી રહ્યો હતો. ક્યારેક આનંદ, ક્યારેક ખેદ ! ક્યારેક અતીતના સ્મરણની મધુરતા તો ક્યારેક ભાવિના અસ્પષ્ટ ચિત્રની વિષમતા ! દશરથના મનની આ દુવિધા કૈકેયી પારખી ગઈ હોય તેમ તેણે પૂછ્યું :

'સ્વામીનાથ, આજ આપને નિદ્રા નથી આવતી ?'

'સાચી વાત છે દેવી.'

'અયોધ્યાપતિને કંઈ ચિંતા સતાવી રહી છે ?'

'ચિંતા ?'

'હા, ચિંતા !' કૈકેયી હસી પડી.

'દેવીના મિલન પછી કોઈ ચિંતા રહી નથી.' દશરથે કૈકેયી સામે જોઈને કહ્યું.

'તો પછી નિદ્રાદેવીનું મિલન કેમ થતું નથી ?'

'એક વિચાર કરી રહ્યો છું.'

'મારાથી છુપાવવા જેવો ન હોય તો એ વિચાર મહારાજા પ્રગટ કરે.'

'દેવીથી શું છુપાવવા જેવું હોય છે ?'

'ઘણું બધું !'

'કેવી રીતે ?'

'સ્રીઓથી ઘણું બધું છુપાવવા વગર અયોધ્યાનું રાજ્ય ન ચલાવી શકાય !'

'ઓહ ! રાજનીતિમાં તમારું અધ્યયન ઊંડું છે.' દશરથ હસી પડયા.

'હવે મૂળ વાત કહેવા કૃપા થાય.'

'મૂળ વાત છે કૌતુકમંગલ છોડવાની.'

'પછી ?'

'કોઇ એક નવું રાજ્ય પ્રાપ્ત કરવાની.'

'પછી ?'

'ત્યાં દીર્ઘકાળ રહેવાની.'

'તો અયોધ્યા જવાનું ક્યારે ?'

'ઘણી વાર છે.'

'તો ત્યાં મહાદેવી અપરાજિતા અને સુમિત્રાનું શું ?'

'નવા રાજ્યની સ્થાપના થતાં બોલાવી લઈશું.'

'કયા રાજ્ય પર અયોધ્યાપતિની દૃષ્ટિ ઠરી છે ?'

'મગધ !'

કૈકેયી મગધનું નામ સાંભળી ચમકી ઊઠી અને પલંગમાં બેઠી થઈ ગઈ; અને દશરથના સામે ટગર ટગર જોઈ રહી.

'નાથ આપના જેવા પરાક્રમી માટે મગધનું રાજ્ય પ્રાપ્ત કરવું સુલભ છે.'

'તે માટે વિશિષ્ટ યોજના બનાવવી પડશે.'

'જરૂર, મગધસમ્રાટ યશોધરને પરાજિત કરવો યોજના વિના દુષ્કર છે.'

'દેવી કૈકેયી આ યોજના બનાવે.' દશરથે મગધ પર આક્રમણની યોજના બનાવવા કૈકેયીને કહ્યું.

'એ કાર્ય તો અયોધ્યાપતિનું છે. હું તો અયોધ્યાપતિની છાયા માત્ર છું.'

જનકના મિથિલાગમન પછી દશરથને વધુ સમય શ્વસુરગૃહે રહેવાનું ઉચિત ન લાગ્યું. બીજી બાજુ, અયોધ્યામાં જવું પણ ઠીક ન લાગ્યું. આ પરિસ્થિતિમાં તેની દૃષ્ટિ નવા જ રાજ્ય ઉપર વિજય મેળવી લેવા માટે દોડી. તેણે તે માટે મગધનું રાજ્ય પસંદ કર્યું. નાનાં નાનાં રાજ્યો પર વિજય મેળવવામાં પોતાના વીર્ય–પરાક્રમનું અપમાન જેવું લાગ્યું. તેણે પોતાનો વિચાર કૈકેયીને કહ્યો.

કૈકેયી એક અસાધારણ સ્ત્રી–રત્ન હતું. તેના જીવનમાં સતીત્વ અને વીરત્વનો સમન્વય થયેલો હતો. તેની બુદ્ધિ સૂક્ષ્મ હતી, તેની યોજના–શક્તિ અદ્ભુત હતી. જે કાર્ય તે માથે લેતી તેને સાવધાનીપૂર્વક નિષ્ઠાથી પાર પાડવાની તેનામાં ક્ષમતા હતી. પતિની ઈચ્છા મગધનું રાજ્ય લેવાની જાણી, કૈકેયીનું મન તેની યોજનામાં પરોવાઈ ગયું.

મહારાજા શુભમતિએ પણ જ્યારે દશરથનો મનોરથ જાણ્યો, તેઓ દશરથને મળ્યા અને તેમના વિચારો જાણી લીધા. મગધ–અભિયાનમાં સર્વ પ્રકારની સહાય કરવા માટે વચન આપ્યું. બીજી અનેક પ્રકારની યુદ્ધ–સંબંધી વાર્તા–વિચારણાની અંતર્ગત ઉત્તરાપથના સમ્રાટ હરિવાહન વગેરે રાજાઓને સન્માનપૂર્વક મુક્ત કરી દેવાનું વિચારાયું અને ત્યારબાદ દશરથે હરિવાહન સાથે મંત્રણા કરવી તથા મગધ–અભિયાનમાં હરિવાહનનો પૂર્ણ સહયોગ લેવો, એ પણ નક્કી થયું.

બીજે જ દિવસે શુભમતિ દશરથને લઈને કારાવાસમાં પહોંચ્યા. કારાવાસના દ્વાર પર બે લોહપુરુષો નગ્ન ખડ્ગ સાથે પહેરો ભરી રહ્યા હતા. મહારાજા શુભમતિનું આગમન થતાં પ્રહરી ખસી ગયા અને ઝૂકીને પ્રણામ કર્યા.

'કારાવાસના દરવાજા ખોલી દો.' શુભમતિએ આજ્ઞા કરી. તુરત એક પ્રહરી આગળ થયો અને એક પછી એક, એમ ત્રણ દરવાજા ખોલી નાંખ્યા. શુભમતિએ ઈશારો કર્યો. પ્રહરી ત્યાંથી ચાલ્યો ગયો.

કારાવાસની એ કોટડીમાં ઉત્તરાપથનો સમ્રાટ હરિવાહન એક બિછાના પર પડચો હતો. જાણે પાંજરામાં પુરાયેલો સિંહ સૂતો હોય ! કારાવાસનાં દરવાજા ખૂલવાનો અવાજ સાંભળી તે દ્વાર પર દૃષ્ટિ રાખીને જોઇ રહ્યો હતો કે કોણ આવી રહ્યું છે. જ્યાં તેણે શુભમતિને અને દશરથને જોયા, તે ઊભો થયો અને સામે આવ્યો.

'સમ્રાટનું શુભ સ્વાગત કરું છું.' શુભમતિએ કોટડીમાં પ્રવેશતાં કહ્યું.

'સમ્રાટ હું નથી, સમ્રાટ તો આ વીરપુરુષ છે.' દશરથ સામે ઇશારો કરતાં હરિવાહને કહ્યું.

'નહીં રાજન્ ! હું તો ઉત્તરાપથના સમ્રાટનો મિત્ર છું.' દશરથ બોલ્યા.

મૌન છવાયું. દશરથ તો સૂક્ષ્મદૃષ્ટિથી હરિવાહનના તેજસ્વી ચહેરાને જોઈ રહ્યા હતા.

'સમ્રાટ આજથી કૌતુકમંગલના માનનીય અતિથિ છે. હું વિનંતિ કરું છું કે તેઓ રાજમહેલમાં પધારે.'

'મહારાજા શુભમતિનો આગ્રહ હું સ્વીકારું છું.'

શુભમતિ અને દશરથ હરિવાહનને લઈ કારાવાસની બહાર નીકળ્યા. કારાવાસના અધિપતિને આજ્ઞા કરી કે અન્ય રાજાઓને પણ મુક્ત કરી રાજ્યના અતિથિરૂપે તેમનું સન્માન કરવું.' કારાવાસના અધિપતિએ આજ્ઞાનું પાલન કર્યું અને યુદ્ધકેદી રાજાઓને રાજસન્માન્ય અતિથિરૂપે રાજ્યના અતિથિગૃહમાં લઈ જવામાં આવ્યા.

સ્નાન–ભોજનાદિ કૃત્યોથી પરવારી રાજા શુભમતિ સમ્રાટને લઈને દશરથના આવાસમાં પધાર્યા. દશરથે બંને પૂજ્યોનું યથોચિત સ્વાગત કર્યું; અને યોગ્ય આસને બિરાજિત થવા વિનંતી કરી...

'રાજન્, હું ક્યારનો વિચારી રહ્યો છું કે આ મહાન વીરપુરુષ કોણ છે? હજુ સુધી મારું સમાધાન થયું નથી.' સમ્રાટે શુભમતિ સામે જોઇને કહ્યું.

'મારું સમાધાન પણ ઘણું મોડું થયું છે!' શુભમતિએ સ્મિત કરતાં કહ્યું.

'જો કે વીરપુરુષોનું પરાક્રમ જ તેમના ઉચ્ચ કુલ-ગોત્રનું પરિચાયક હોય છે. આ પરાક્રમીનું યુદ્ધકૌશલ જોઈને હું એ અનુમાન કરું છું કે આ વીરપુરુષ કોઇ અસાધારણ પુરુષ છે.'

'સમ્રાટની ધારણા સત્ય છે.' શુભમતિએ પ્રત્યુત્તર આપ્યો.

'તો હવે હું જાણવા માગું છું કે કયા ઉત્તમ વંશનું આ દેદીપ્યમાન રત્ન છે?'

'ઇક્ષ્વાકુ વંશનું!'

'હેં?'

'જી હાં!'

'ઓહો! અયોધ્યાપતિ મહારાજા દશરથ!'

'સત્ય.'

સમ્રાટ હરિવાહન સહસા સિંહાસન પરથી ઊભા થયા

અને દશરથને પોતાના બાહુપાશમાં લઇ, તેમના મસ્તકે વારંવાર ચુંબન કર્યું.

દશરથે સમ્રાટના ચરણનો સ્પર્શ કર્યો. અને પૂજ્યભાવ વ્યક્ત કર્યો.

'રાજન્, કૈકેયીએ ઉત્તમ વંશના પરાક્રમી પુરુષને વરીને યોગ્ય જ કર્યું છે...'

'હવે સમ્રાટના આશીર્વાદ જોઇએ.' શુભમતિ બોલ્યા.

'મેં આશીર્વાદ આપવાની મારી યોગ્યતા ખોઈ નાંખી રાજન્, હું ઓળખી ન શકયો આ વીરપુરુષને ! અને અયોગ્ય આચરણ કરી અયોધ્યા સાથેના મારા પવિત્ર સંબંધોને કલંકિત કર્યા...'

'નહીં પૂજ્ય; એક સ્વમાની રાજેશ્વરને છાજે તે પ્રમાણે જ આપે કર્યું છે...' દશરથે કહ્યું.

'એમ કહેવું અયોધ્યાપતિ માટે શોભારૂપ છે.'

દશરથ સમ્રાટ હરિવાહનને જોઈ રહ્યા. હરિવાહન યૌવનને વટાવી ગયેલા હોવા છતાં તેમનું શરીર સશક્ત, કદાવર અને સૌન્દર્યશાલી હતું. પ્રતાપની લાલિમા અને ઐશ્વર્યનું ઓજસ તેમના ભવ્ય મુખારવિંદ પર ઝગારા મારી રહ્યું હતું. તેમની આંખોમાં શાસન સંચાલનની મુત્સદ્દીગિરી અને સૂક્ષ્મતા વર્તાઈ રહ્યાં હતાં. તેમના વજ્ર જેવા બાહુઓમાં શત્રુનું મર્દન કરવાની તાકાત દૃષ્ટિગોચર

થતી હતી. વિશાળ વક્ષઃસ્થળ વિપુલ ભોગવિલાસની સાક્ષી દઈ રહ્યું હતું.

મહારાજા શુભમતિએ સમ્રાટ હરિવાહનને એક મહિનો કૌતુકમંગલમાં રોકાવાનો આગ્રહ કર્યો. દશરથે પણ સમર્થન કર્યું. સમ્રાટને આગ્રહને વશ થવું પડ્યું.!

દશરથે હવે પોતાની યોજના પાર પાડવાનું કાર્ય આરંભી દીધું.




## મગધ-અભિયાનની પૂર્વતૈયારી

'નાથ, સમ્રાટ હરિવાહને આપને કેવો સહયોગ આપ્યો ?'

'સમ્રાટ પોતાના સેનાપતિ વિક્રમરાજને ચુનંદા દસ-હજાર સૈનિકો સાથે મોકલવા સંમત થયા છે.'

'ઠીક છે, મિથિલાથી સમાચાર આવી ગયા ?'

'હા, ગઈ કાલે જ મંત્રી સુનંદ મિથિલાથી આવી ગયા.'

'શા સમાચાર લાવ્યા ?'

'ખુદ મહારાજા જનકે આવવાની તત્પરતા બતાવી, પરંતુ ખુદ મિથિલાપતિને કષ્ટ આપવું ઉચિત ન લાગતાં સુનંદે ઇન્કાર કર્યો.'

'તો ?'

'મિથિલાના મહામંત્રી સોમપ્રભ પાંચ હજાર કસાયેલા સૈનિકો સાથે મિથિલાથી રવાના થઈ ગયા છે.'

'સોમપ્રભ વિષે મંત્રી સુનંદે શો અભિપ્રાય આપ્યો ?'

'સોમપ્રભ મિથિલાનું રત્ન છે. તેમનું સાહસ અને તેમની વીરતા ખુદ મહારાજા જનક પણ વખાણે છે.'

કૈકેયીને સંતોષ થયો. તેની વિચક્ષણ પ્રતિભાનો સહયોગ દશરથ માટે ઘણો જ કિંમતી હતો. દશરથ કૈકેયીની પ્રતિભાનો એક વાર લાભ ઉઠાવી ચૂકયા હતા, તેથી મગધ-અભિયાનમાં પણ પુનઃ કૈકેયીની બુદ્ધિનો અને બળનો લાભ ઉઠાવવા ચાહતા હતા, તેથી અવારનવાર તેઓ કૈકેયીને વર્તમાન પરિસ્થિતિથી વાકેફ રાખતા હતા.

કૈકેયી સાથે દશરથની મંત્રણા ચાલી રહી હતી ત્યાં પ્રતિહારીએ આવીને દશરથના હાથમાં મહોરયુકત પત્ર મૂકયો અને પાંચ કદમ દૂર જઇને આદેશની પ્રતીક્ષા કરતો ઊભો.

દશરથે મહોર તોડી પત્ર ખોલ્યો...એકીશ્વાસે પત્ર વાંચી લઈ પ્રતિહારી સામે જોયું.

'પત્ર લાવનારને હાજર કરો.'

'જેવી મહારાજાની આજ્ઞા.' પ્રતિહારી ગયો અને થોડી જ ક્ષણોમાં એક પુરુષને લઇને હાજર થયો.

આગંતુક પુરુષ લગભગ ત્રીસ વર્ષની આસપાસની વયનો તંદુરસ્ત યુવાન હતો. તેનો દેહ કદાવર હતો. તેની કમરે લાંબી તલવાર લટકી રહી હતી. તેના ગૌરવર્ણો મુખ પર સાહસનો ભાવ તરવરતો હતો. તેના લાંબા લાંબા

બાહુ તેની વીરતાની સાક્ષી પૂરતા હતા. તેની આંખોમાં કર્તવ્ય–પાલનની દૃઢતા વર્તાતી હતી.

દશરથને આગંતુક યુવાન ગમી ગયો.

‘તને મહામાત્ય શ્રીષેણે અહીં મોકલ્યો છે?’

‘જી હા.’

‘મહામાત્યે તને શા માટે અહીં મોકલ્યો છે, તું જાણે છે ને?’

‘અયોધ્યાપતિની સેવામાં હું આવ્યો છું, એટલું હું જાણું છું.’

‘સેવા કેવી રીતે કરીશ?’

‘આનાથી...’ યુવાને મ્યાનમાંથી કટારી ખેંચી કાઢી દશરથના ચરણોમાં ધરી.

‘આ કટારી અયોધ્યાપતિ સિવાય તો કોઇના ચરણમાં નહીં નમે ને?’

‘અયોધ્યાપતિ મારી વફાદારીનું અપમાન કરવા ચાહે છે?’ યુવાનના મુખ પર રોષ ઊભરાયો.

‘અપમાન નહીં, સન્માન!’ દશરથે હસીને જવાબ આપ્યો.

‘સન્માન હમણાં નહીં, મગધ–વિજય પછી!’ યુવાનનું મુખ શૌર્યથી લાલ લાલ બની ગયું.

‘ધન્ય, યુવાન! તારાથી હું પ્રસન્ન થયો છું. જાઓ, સ્નાનાદિથી નિવૃત્ત થાઓ, પછી મને મળો.’

‘જેવી અયોધ્યાપતિની આજ્ઞા.’

અનુચર આગંતુક યુવાનને અતિથિગૃહમાં લઇ ગયો. દશરથ જતા યુવાનને એકીટસે જોઈ રહ્યા.

આગંતુક યુવાનનું નામ વીરદેવ હતું. તે અયોધ્યાથી આવી રહ્યો હતો. અયોધ્યાના મહામાત્ય શ્રીષેણે તેને મહારાજા દશરથની પાસે મોકલ્યો હતો. વીરદેવ બાલ્યકાળથી જ શિવભદ્રના આશ્રમમાં ઉછર્યો હતો. અયોધ્યાથી બાર કોશ દૂર ગુરુ શિવભદ્રની પાસે તે શિક્ષા પામ્યો હતો. શાસ્ત્રકળા સાથે શસ્ત્રકળામાં તેણે અજોડ સિદ્ધિ પ્રાપ્ત કરી હતી. શિવભદ્ર સાથે અયોધ્યાના મહામંત્રી શ્રીષેણનો ગાઢ સંબંધ હતો. શ્રીષેણ ઘણી વાર શિવભદ્રના આશ્રમમાં જતા અને શિવભદ્ર સાથે ધર્મચર્ચા અને રાજ્ય–ચર્ચા કરતા. શ્રીષેણ શિવભદ્રના આશ્રમમાં વીરદેવને જોતા હતા. મહામંત્રીને વીરદેવ આકર્ષતો હતો. તેમણે આચાર્ય શિવભદ્રને વીરદેવના કુળ–વંશ વિષે પૃચ્છા પણ એક વાર કરેલી પરંતુ શિવભદ્રે તેનો ઉત્તર નહીં આપેલો. તેઓ વીરદેવના કુળ–વંશને પ્રગટ કરવા નહોતા ચાહતા.

જ્યારે મહામંત્રીને કૌતુકમંગલથી મહારાજા દશરથનો સંદેશો મળ્યો; મહામંત્રીએ તેના પર ગંભીરતાથી વિચારણા કરી. મગધવિજય માટેની મહારાજા દશરથની યોજના તેમને ગમી. હવે એ યોજનાની પૂર્તિ કરવા માટે સુયોગ્ય પુરુષોની આવશ્યકતા હતી. જો કે અયોધ્યામાં એક–એકથી ચઢિયાતા વિચક્ષણ વીર પુરુષો હતા પરંતુ મહામંત્રીની દૃષ્ટિમાં આચાર્ય શિવભદ્રનો શિષ્ય વીરદેવ વસી ગયો

હતો. તેમણે આચાર્ય પાસે વાત મૂકી. આચાર્યે વાતને સ્વીકારી લીધી. વીરદેવ તૈયાર થઇ ગયો. મહામાત્યે વીરદેવને કાર્યની પ્રાથમિક ભૂમિકા સમજાવી દીધી અને મહારાજા દશરથ પર એક પત્ર લખી આપી, તેને કૌતુકમંગલ તરફ રવાના કર્યો. કેટલાક દિવસોની મુસાફરીને અંતે વીરદેવ કૌતુકમંગલમાં આવી પહોંચ્યો. રાજમહેલની બહાર અશ્વને વૃક્ષની છાયામાં છોડી, તે દશરથ પાસે આવ્યો.

વીરદેવના ગયા પછી કૈકેયીએ દશરથના સામે જોયું.

'દેવી, આ યુવાન અયોધ્યાથી આવ્યો છે.'

'તેજસ્વી અને શૌર્યસભર છે!'

'ખાસ મહત્ત્વના કાર્ય માટે મહામાત્યે મોકલ્યો છે.'

'મહામંત્રી પોતે આવશે?'

'તેઓ આપણા પહેલાં મગધની ભૂમિ પર પહોંચી જશે!'

'એટલે?'

'અયોધ્યાના પાંચ હજાર અજેય યોદ્ધાઓ સાથે મહામંત્રી ગુપ્તવેશમાં, મગધમાં પ્રવેશ કરશે અને ત્યાંના રાજકારણનો અભ્યાસ કરી, આક્રમણની ભૂમિકા સાફ કરશે!'

'મહારાજાની દીર્ઘદૃષ્ટિ ધન્યવાદને પાત્ર છે.'

'આગંતુક યુવાન વીરદેવ મગધમાં મહામાત્ય શ્રીપેણને મળી ત્યાંની મહત્ત્વપૂર્ણ બાબતો લઈ આપણને પહોંચાડશે.'

'તો શું અહીંથી વીરદેવ એકાકી મગધ–પ્રયાણ કરશે ? તેની સાથે...'

'કોઇને મોકલવાની જરૂર લાગે છે, એમ ?'

'જે તે એની સાથે ન જઈ શકે. આપત્તિને સમયે એને સહાયતા કરી શકે તેને મોકલવો જોઇએ, કારણ કે મગધની ભૂમિ પર પગ મૂકતાંની સાથે ચકોર, બાહોશ અને સ્વદેશાભિમાની માગધો સાથે કામ લેવાનું રહેશે. ઝપાઝપીનો પ્રસંગ પણ આવી જાય.'

'તમારી વાત વિચારણીય છે, દેવી. તે છતાં આ અંગેનો નિર્ણય ખુદ વીરદેવને પૂછયા પછી લેવો ઠીક રહેશે.'

'અયોધ્યાપતિ અહીંથી પ્રયાણ ક્યારે કરવા ચાહે છે ?'

વીરદેવ મગધથી પાછો ફરે, ત્યાર બાદ.'

મધ્યાહ્નનો સમય થઈ ગયો હતો. ભોજન કરવાનું બાકી હતું. કૈકેયી દશરથને લઈ ભોજનગૃહમાં ગઈ.

બીજી બાજુ અતિથિગૃહમાં ગયેલો વીરદેવ સ્નાન–પૂજા આદિ નિત્ય–કૃત્યોથી નિવૃત્ત થઈ, મહારાજા દશરથના બોલાવવાની રાહ જોવા લાગ્યો. તેણે પૂર્વે પણ દશરથના રાજ્યાભિષેક–સમયે દશરથનાં દર્શન કર્યાં હતાં. દશરથના ગુણો અને પરાક્રમ તેને નિરંતર સાંભળવા મળતાં હતાં. આજે એક મહત્ત્વપૂર્ણ પુરુષના રૂપે દશરથની સામે ઉપસ્થિત થવાનું મળતાં, તેને ઘણો હર્ષ થયો હતો.

વીરદેવ પરાક્રમી હતો પરંતુ તેને રાજનીતિની

કુટિલતાનો અનુભવ ન હતો. તેનામાં સાહસ હતું પરંતુ પરિસ્થિતિને માપી લેવાનુ ધૈર્ય ન હતું. દશરથની ચકોર દૃષ્ટિમાં આ વાત આવી ગઈ હતી; તેથી તેની સાથે કોઇ સુયોગ્ય વ્યક્તિને મોકલવાનું તેને ઉચિત લાગતું હતું. દશરથે કૈકેયી સાથે પરામર્શ કર્યો. કૈકેયી પણ વિચારમાં પડી ગઈ. વીરદેવના સાથે એવી વ્યક્તિ જોઇએ કે જે વીરદેવના સ્વભાવથી, શૌર્યથી અને કાર્યપદ્ધતિથી પરિચિત હોય. અવસરે વીરદેવને પૂર્ણતયા સહાય બની શકે. એટલું જ નહીં પરંતુ તેની વફાદારીમાં પણ જરાય શંકા કરવાની ન હોય.

કૈકેયીએ ઘણું વિચાર્યું. કૌતુકમંગલના એક એક રાજપુરુષ પર તેની દૃષ્ટિ ફરી વળી, પરંતુ તેના મનનું સમાધાન ન થયું...તે વિચારમગ્ન બની ગઈ. તેવામાં કૈકેયીની નાની બહેન 'અંજલિ' ત્યાં આવી પહોંચી.

'મોટીબહેન, આજે તો ખૂબ વિચારમગ્ન લાગો છો?'

'હં...'

'આટલી વિચારમગ્નતા તો સ્વયંવર વખતે પણ ન હતી...' અંજલિએ વ્યંગ કર્યો.

'સાચી વાત.'

'એવી તે શાની ચિંતા વળગી છે?' અંજલિ કૈકેયીના પડખે ભરાઈને બેસી ગઇ. કૈકેયી તેની સામે જોઇ રહી : જાણે અંજલિનું પાણી માપતી હોય! અંજલિ પણ અનિમેષ નયને કૈકેયીના સામે તાકી રહી.

અંજલિ ગુરુ ગૌડપાદના આશ્રમમાંથી હમણાં જ અભ્યાસ પૂર્ણ કરીને આવી હતી. જો કે ગૌડપાદની ઇચ્છા હજુ પણ તેને અભ્યાસ કરાવવાની હતી પરંતુ કૈકેયીના સ્વયંવર પ્રસંગે અંજલિ કૌતુકમંગલમાં આવવા ચાહતી હતી. મહારાજા શુભમતિએ અંજલિને આઠ વર્ષની વયમાં જ ગૌડપાદના આશ્રમમાં અધ્યયનાર્થે મૂકી હતી. બરાબર સાત વર્ષ સુધી અંજલિએ સુંદર વિદ્યાધ્યયન કર્યું. અનેક કળાઓમાં તે પારંગત બની. વીણા-વાદનમાં તો તેણે એવી સિદ્ધિ મેળવી કે તેની બરાબરી કરનાર એ કાળે બહુ વિરલ વ્યક્તિઓ જ હતી. ખુદ ગુરુ ગૌડપાદે પણ અંજલિની આ સિદ્ધિ પર ખૂબ આશીર્વાદ આપ્યા. રાજનીતિમાં પણ અંજલીની સૂક્ષ્મ બુદ્ધિએ ઊંડી સૂઝ પ્રાપ્ત કરી લીધી હતી.

'અંજલિ, મારી ચિન્તા તું દૂર કરી શકે એમ છે!' કૈકેયીએ અંજલિના માથે હાથ મૂકી કહ્યું.

'પણ ચિંતા શી છે? એ કહ્યા વિના મને શી ખબર પડે!'

'એક મહત્ત્વના કાર્ય માટે મગધ જવાનું છે...'

'એ મહત્ત્વનું કાર્ય?'

'એ તને રસ્તામાં વીરદેવ કહેશે.'

'વીરદેવ? કોણ છે એ?'

'અયોધ્યાનો વીરપુરુષ! તારે તેને સાથ આપવાનો છે.'

'અયોધ્યાની રાણી વિચાર કરીને બોલે છે?'

'હા અંજલિ, ગંભીર વિચાર કરીને કહું છું.'

વીરદેવની સાથે તારા જવાથી અયોધ્યાપતિનું કાર્ય સરળ બનશે.

અંજલિ વિચારમાં પડી ગઇ.

'જા, આજની રાત વિચાર કરીને કાલે પ્રભાતે તારો નિર્ણય જણાવજે.'

'અને તમે પિતાજી સાથે વાત કરી જોજો.'

'ભલે.'

અંજલિ ચાલી ગઇ. આવી ત્યારે ચપળતા હતી, ગઈ ત્યારે ગંભીરતા હતી! કૈકેયીનું મન પ્રફુલ્લ બની ગયું હતું. અંજલિની કાર્યશક્તિ પ્રત્યે કૈકેયીને પૂર્ણ વિશ્વાસ હતો. વીરદેવની સાથે અંજલિના જવાથી તેને અવશ્ય કાર્યની સિદ્ધિ લાગતી હતી.

કૈકેયી આ વિચારતી હતી ત્યાં મહારાજા દશરથે પ્રવેશ કર્યો. કૈકેયી સફાળી વિચાર–નિદ્રામાંથી જાગીને ઊભી થઇ ગઈ. મહારાજા સુખાસન પર બેઠા. કૈકેયી પતિનાં ચરણોમાં ભૂમિ પર બેસી ગઇ.

'દેવી, મેં તમને રાજખટપટમાં નાખી...તમારા મનને ઉદ્વિગ્ન બનાવી દીધું!'

'અયોધ્યાપતિના સાંનિધ્યમાં મન સદૈવ પ્રસન્ન છે... સ્વામીના કાર્યમાં ઉદ્વેગ શાનો?'

'વીરદેવ સાથે બધી વાતચીત કરી લીધી.'

'શું લાગ્યું?'

'વીરદેવમાં વફાદારી, સાહસ, શૌર્ય ઠાંસી ઠાંસીને

ભરેલાં છે.'

'તો એની સાથે...'

'સાથે તો કોઈ કુશાગ્ર બુદ્ધિશાળી વ્યક્તિ જોઈશે જ. કારણ કે વાટ લાંબી છે. માર્ગ પણ વિકટ છે. કાર્ય અસાધારણ છે.'

'મેં એવી વ્યક્તિ પસંદ કરી છે.'

'કોણ ?'

'કહું ?'

'તુરત !'

'અંજલિ !'

'અંજલિ ? નાની બહેન !'

'હા.'

દશરથ ક્ષણભર કૈકેયીના સામે જોઈ રહ્યા. કૈકેયી હસું-હસું થઈ રહી ને હસી પડી.

'અયોધ્યાપતિને મારી વાતમાં સંશય લાગ્યો ?'

'સંશય નહિ, કુતૂહલ જરૂર !'

'અંજલિ બાળા છે માટે ?'

'બાળા અને બિન-અનુભવી...'

'તો ગુરુ ગૌડપાદના આશ્રમમાં સાત વર્ષનો અભ્યાસ અનુભવમાં નહીં ગણાય ?'

ગણાય અને નયે ગણાય !'

'પણ મને અંજલિનો અનુભવ છે ને ? એનામાં એવી યોગ્યતા છે, કે જે યોગ્યતા આપણે ચાહીએ છીએ.'

દશરથ મૌન રહ્યા. કૈકેયીએ આગળ કહ્યું.

'પણ એક વાત છે...'

'શી વાત ?'

'વીરદેવને એક સૂચન કરવું પડશે.'

'કહો.'

'પરાક્રમ વીરદેવનું અને યોજના અંજલિની ! યોજના મુજબ વીરદેવે ચાલવાનું.'

'કહી દેવાશે.'

'તો અયોધ્યાપતિનું કાર્ય સિદ્ધ થયું સમજવું !'

દશરથ હવે વિલંબ કરવા નહોતા ચાહતા. વીરદેવને જલદી રવાના કરવાની તેમની ભાવના હતી. તેમણે કૈકેયીને વાત કરી બીજે જ દિવસે રવાના કરવાનું નક્કી થયું

કૈકેયીએ મહારાજા શુભમતિ સાથે અંજલિને મગધ મોકલવા અંગે વાતચીત કરી. શરૂઆતમાં તો શુભમતિને ઠીક ન લાગ્યું. પરંતુ કૈકેયીએ કાર્યની મહત્તા સમજાવી અને અંજલીનું સામર્થ્ય બતાવ્યું. ત્યારે શુભમતિ પણ સંમત થઇ ગયા.

દશરથ, શુભમતિ અને કૈકેયીની બેઠક થઈ. વીરદેવ અને અંજલિને બોલાવવામાં આવ્યાં. દશરથે કહ્યું.

'વીરદેવ, તારી સાથે મગધ પહોંચતાં સુધી અને મગધથી અહીં આવતાં સુધી અંજલિ તારી સાથે રહેશે.'

'જેવી અયોધ્યાપતિની આજ્ઞા.'

'પરાક્રમ તારું અને યોજના અંજલિની.'

'બરાબર.'

'કાલે સવારે સૂર્યોદય પૂર્વે અહીંથી પ્રયાણ કરવાનું.'

'મારી એક વાત છે.' અંજલીએ કહ્યું.

'કહો.'

'અમારી સાથે પાંચ ચુનંદા ઘોડેસવાર જોઈએ.'

'તૈયાર રહેશે. બીજું કંઈ?'

'આપ પૂજ્યોના આશીર્વાદ!'

'ભગવાન જિનેશ્વરદેવ તમારી રક્ષા કરો.'

અયોધ્યાપતિ બોલ્યા.

'કાલે અહીંથી નીકળી ગુરુદેવ ગૌડપાદના દર્શન કરી, પછી આગળ પ્રયાણ કરજો.' મહારાજા શુભમતિએ અંજલિને કહ્યું. અંજલિએ પિતાનું વચન અંગીકાર કર્યું.

અંજલિ અને વીરદેવ પોતપોતાના સ્થાને ચાલ્યાં ગયાં. મહારાજા શુભમતિ પણ અંતેપુર તરફ રવાના થયા. દશરથ અને કૈકેયી એકબીજા સામે સંતોષનો શ્વાસ લેતાં જોઈ રહ્યાં.




## રાજગૃહી

મગધની રાજધાની રાજગૃહી એ કાળે સ્વર્ગની અલકાપુરીનું સ્મરણ કરાવતી હતી. મગધસમ્રાટ યશોધરે રાજગૃહીની ભૌતિક ઉન્નતિ કરવામાં કંઇ મણા રાખી ન હતી. ભવ્ય પ્રસાદો, રમણીય ઉદ્યાનો, મનમોહક ક્રીડા-ગૃહો, આરસજડિત રાજમાર્ગો...કલાત્મક પ્રવેશદ્વારો અને-કોરણીયુક્ત તોરણોથી રાજગૃહી હજારો પરદેશીઓને આકર્ષી રહી હતી.

રાજગૃહીના સેંકડો કોટયાધિપતિ સાર્થવાહની ગગન-ચુંબી હવેલીઓ ઉપર ફરફરતી ધજાઓ મગધની સંપત્તિનું ભાન કરાવતી હતી. રાજમાર્ગો પર દોડી રહેલા હજારો સ્વર્ણમય, રજતમય અને પંચધાતુમય રથો મગધની આબાદીનું ભાન કરાવતા હતા.

રાત્રિનો પ્રારંભ થતાં નગરવધૂઓના ધવલપ્રસાદો વીણા અને મૃદંગોથી જીવંત બની જતા હતા. રાજગૃહીના સાર્થવાહ-પુત્રો મૂલ્યવંત વસ્ત્રાલંકારોમાં સજ્જ થઈ એ ધવલપ્રાસાદોમાં પ્રવેશ કરતા, સુરા-સુંદરી અને સંગીતના સ્વર્ગલોકમાં પોતાના ધન-યૌવનને સફળ કરતા.

મગધ-સમ્રાટે રાજગૃહીની રક્ષા માટે પણ અપૂર્વ બુદ્ધિકૌશલ વાપર્યું હતું. ચારેકોર પથ્થરોનો મજબૂત કિલ્લો બનાવ્યો હતો. એક સાથે ત્રણ રથો પસાર થઇ શકે તેટલો વિશાળ કિલ્લો હતો. તેમાં યાંત્રિક રચનાઓ પણ કરવામાં આવી હતી. કિલ્લાની બહાર ચારેકોર ઊંડી ખાઈ ખોદવામાં આવી હતી અને તે પાણીથી ભરેલી રહેતી. કિલ્લાનાં ગુપ્ત દ્વારો આ જલખાઇમાં પડતાં હતાં. જલ-ખાઇ ઉપર આઠ સ્થાનોએ મજબૂત પૂલ બાંધવામાં આવ્યા હતા. એ રીતે બાંધવામાં આવ્યા હતા કે જયારે એ પૂલોને ઉઠાવી લેવા હોય ત્યારે સરળતાથી ઉઠાવી લેવાય.

કિલ્લાનાં આઠ દ્વારો લોહમય અને યાંત્રિક રચનાથી બનાવાયેલાં હતાં. માગધ સૈનિકો નિરંતર દ્વારો પર રક્ષા કરતા ખડા રહેતા. રાત્રિ સમયે કિલ્લા પર એક હજાર માગધ-સુભટો સતર્કતાથી નગરનું સંરક્ષણ કરતા ફરતા રહેતા.

મગધ-સામ્રાજ્યનું સંરક્ષણ કરવા માટે મગધ સમ્રાટે સંગીન વ્યવસ્થા કરી હતી. મગધ સૈન્યનો સેનાપતિ સુગુપ્ત એ વ્યવસ્થાને જાળવતો હતો. મગધના મહામાત્ય મણિરત્નની બુદ્ધિપ્રતિભા નીચે મગધ સામ્રાજ્ય સુખોન્મત્ત બનેલું હતું.

બીજી બાજુ મગધ સમ્રાટે હિંસક બ્રાહ્મણ સંસ્કૃતિને પણ પોતાના રાજ્યમાં ફળવા-ફૂલવા દીધી હતી. પ્રતિદિન અનેક હિંસક યજ્ઞો થતા હતા. તેમાં સેંકડો નિરપરાધી

પશુઓ હોમાતાં હતાં. કોઇ નિર્દોષ મનુષ્યો પણ બલિ બનતા હતા. લોભી અને આડંબરી બ્રાહ્મણો ધર્મના નામ ઉપર પશુ–માંસ અને નર–માંસની મહેફિલ ઉડાવતા હતા. કેટલાક વિશિષ્ટ રાજપુરુષોને આ બધું ખટકતું હતું પરંતુ સમ્રાટની સરમુખત્યારી સામે તેઓ લાચાર બની જોયા કરતા હતા.

રાજગૃહીમાં છેલ્લા દસ દિવસથી એક વાત રસપૂર્વક અને કુતૂહલપૂર્વક ચર્ચાઇ રહી હતી. રાજપુરુષોમાં વિશેષ કરીને ચર્ચાનો વિષય બની હતી.

રાજગૃહીના સંગેમરમરના રાજમાર્ગ પરથી એક ઊંચો, કદાવર, પ્રૌઢ મહાપુરુષ નિશ્ચલ ગતિથી પસાર થતો હતો. રાજગૃહીનાં નરનારીઓ એને મુગ્ધ બનીને જોઇ રહેતાં હતાં. આ મહાપુરુષ અયોધ્યાના મહામંત્રી શ્રીષેણ હતા. લોકોમાં વાત ચર્ચાઇ રહી હતી કે અયોધ્યાપતિ રાજા દશરથનો લંકાપતિ રાવણના અનુજ બિભીષણ દ્વારા વધ થઇ ગયા પછી અયોધ્યામાં ભારે અરાજકતા વ્યાપી ગઇ છે. અયોધ્યાના મહામંત્રી આ પરિસ્થિતિનો લાભ ઉઠાવવા મગધ સમ્રાટની સહાયતા દ્વારા અયોધ્યાના અધિપતિ બનવા ચાહે છે; એ અંગે મંત્રણા કરવા માટે તેઓ રાજગૃહીમાં આવ્યા છે.

રાજપુરુષોમાં પણ તરેહ તરેહની કલ્પનાઓ થતી હતી. શ્રીષેણ દસ દિવસથી રાજગૃહીમાં આવ્યા હતા. બીજે જ દિવસે તેઓ મગધ મહામાત્ય મણિરત્નને મળ્યા

અને ત્રણ કલાક સુધી ગુપ્ત મંત્રણાઓ કરી. ત્રીજા દિવસે પણ તેઓએ મણિરત્ન સાથે સવારે બે કલાક અને સાંજે બે કલાક મંત્રણાઓ કરી.

ચોથે દિવસે સમ્રાટને મળવાનું નક્કી થયું. શ્રીષેણ મણિરત્નની સાથે સમ્રાટને મળ્યા. કલાકો સુધી વાતચીત કરી.

શ્રીષેણે પોતાનું નિવાસસ્થાન નગરની મધ્યમાં રાખ્યું હતું. દસ દિવસમાં તો શ્રીષેણે રાજગૃહીના સમસ્ત રાજ-પુરુષો સાથે પોતાનો સંપર્ક સ્થાપી દીધો. રાજગૃહીના રાજ-પુરુષો શ્રીષેણની બહુમુખી પ્રતિભાથી પ્રભાવિત થયા. શ્રીષેણ જેવી રીતે રાજનીતિમાં કુશળ હતા તેવી રીતે ધર્મનીતિમાં પણ પારંગત હતા. તેઓ ભગવાન ઋષભદેવની અહિંસા-મય ધર્મસંસ્કૃતિના આરાધક હતા. રાજગૃહીના બ્રાહ્મણો સાથે પણ તેઓ સંબંધ સ્થાપિત કરવા ચાહતા હતા. તેમણે ધીરે ધીરે બ્રાહ્મણોને દાન દેવાનો પ્રારંભ કર્યો. દીન–દુઃખીને અઢળક સંપત્તિનું દાન દેવા માંડયું. શ્રીષેણનું નિવાસસ્થાન યાચકોથી ઊભરાવા માંડયું. બીજી બાજુ રાજગૃહીમાં શ્રીષેણની કીર્તિ પણ પ્રસરવા માંડી.

એક વાર શ્રીષેણ પ્રભાતમાં પોતાના નિવાસસ્થાનના પ્રાંગણમાં બેસી યાચકોને દાન આપી રહ્યા હતા. બ્રાહ્મણ યાચકો શ્રીષેણનો જયજયકાર કરતા આવતા–જતા હતા. ત્યાં રાજમાર્ગ પર કોલાહલ થતો સંભળાયો.

મેલા વસ્ત્રથી આવૃત્ત, હાથમાં કાષ્ઠના પાત્ર સમેત, નીચી દૃષ્ટિથી ચાલતા એક જૈન ભિક્ષુ આવી રહ્યા હતા. તેમની પાછળ બ્રાહ્મણોનું એક ટોળું જૈન ભિક્ષુની તર્જના-નિંદા કરતું આવી રહ્યું હતું. ભિક્ષુ શ્રીષેણના નિવાસસ્થાન આગળ આવ્યા શ્રીષેણ તુરન્ત ઊભા થયા અને રાજમાર્ગ પર આવી ભિક્ષુનાં ચરણોમાં વંદના કરી અને ચરણ–ધૂલી માથે ચઢાવી. શ્રીષેણનું અનુકરણ સેંકડો બ્રાહ્મણ યાચકોએ કર્યું. આ જોઈને પાછળ ચાલ્યા આવતા બ્રાહ્મણો ચકિત થઈ ગયા. તેમાંનો એક અગ્રણી બ્રાહ્મણી આગળ આવ્યો અને શ્રીષેણને પૂછ્યું :

'હે આયુષ્માન્, તમે વિચક્ષણ અને દાની પરદેશી સદ્‌ગૃહસ્થ છો...તમારી કીર્તિ અમે સાંભળી છે, પરંતુ આ તમારું આચરણ અમને વિપરીત લાગ્યું.'

'હે વિપ્રશ્રેષ્ઠ, તમે ગંભીર દૃષ્ટિથી વિચારશો તો સત્ય તત્ત્વ સમજાશે.'

'શું આવા અશુચિમય ધર્મમાં સત્ય તત્ત્વ હોઈ શકે ? આવા સાધુને પ્રણામ કરી, તમે તમારા યશને કલંકિત કર્યો છે.'

'હે દ્વિજરત્ન ! શુચિ–ધર્મ અને અશુચિ ધર્મનો વિવેક કરવો ઉચિત છે'

'સ્નાન નહીં, સંધ્યા–પૂજન નહીં, વેદ–પાઠ નહીં, યજ્ઞ–યાગ નહીં....એ ધર્મ કેવો ?' બ્રાહ્મણે રોષયુક્ત સ્વરમાં કહ્યું.

'હે વિદ્વાન્ ! આ મહામુનિની અશાતના ન કરો.

આ મહામુનિ બ્રહ્મચર્યરૂપી સ્નાનથી પરમ પવિત્ર છે. આત્મ–પરમાત્માનું એકાગ્રધ્યાન એમનુ સંધ્યાપૂજન છે; દ્વાદશાંગીના તેઓ પારગામી છે. અહિંસા તેમનો યજ્ઞ છે. કેવળ તેમના બાહ્ય શરીર અને વસ્ત્રોને જોઇ તેમની જુગુપ્સા ન કરો.’ શ્રીષેણે પુનઃ મુનિનાં ચરણોમાં વંદના કરી. યાચક–બ્રાહ્મણોએ પણ અનુકરણ કર્યું.

‘હે મનસ્વિન્, આવું પવિત્ર જીવન આ મહામુનિનું છે, એ અમે જાણુતા ન હતા. અમે તેમની અવજ્ઞા કરી પાપોપાર્જન કર્યું. અમને તેનું પ્રાયશ્ચિત્ત ફરમાવો.’

‘હે બ્રાહ્મણો, આ મહામુનિનાં ચરણોમાં વંદના કરી પાપનું પ્રાયશ્ચિત્ત માંગો.’

બ્રાહ્મણોએ મુનિનાં ચરણોમાં વંદના કરી, પાપનું પ્રાયશ્ચિત્ત માગ્યું. મેલાઘેલા મુનિનું ઠેરઠેર સ્વાગત કરી અહિંસામય ધર્મનું પ્રકાશન કરવા માંડ્યું. યજ્ઞવાદી બ્રાહ્મણોમાં ભારે રોષ ફેલાવા લાગ્યો. વાત મગધ–મહામાત્ય પાસે પહોંચી.

શ્રીષેણ પાંચ હજાર સુભટો સાથે વેષપરિવર્તન કરી મગધમાં પ્રવેશી ચૂક્યા હતા. કૌતુકમંગલથી રાજગૃહી સુધીના માર્ગ પર ઠેર–ઠેર અયોધ્યાના સુભટો ગુપ્તવેશમાં ગોઠવી દેવામાં આવ્યા હતા. શ્રીષેણ પોતે પ્રગટ વેશમાં રાજગૃહીમાં પ્રવેશ્યા. એ પૂર્વે એક હજાર સુભટો રાજગૃહીમાં પ્રવેશી ચૂક્યા હતા અને બ્રાહ્મણોનો સ્વાંગ ધારણ કરી લીધો હતો. શ્રીષેણે મગધ–સમ્રાટથી માંડી એક–એક રાજપુરુષનો પરિચય કરી મગધની રાજકીય પરિસ્થિતિનું

સૂક્ષ્મ અવલોકન કરી લીધું હતું. મહત્ત્વની ગુપ્ત માહિતી પણ એકઠી કરી લખી લીધી હતી. હવે તેઓ વીરદેવની પ્રતીક્ષા કરી રહ્યા હતા.

બીજી બાજુ ભગવાન ઋષભદેવની અહિંસામય સંસ્કૃતિના પ્રચારનું કાર્ય પણ શ્રીષેણે આરંભી દીધું હતું. પરંતુ તેના પ્રત્યાઘાત ઊલટા પડયા. બ્રાહ્મણોમાં રોષ ભરાયો. રાજપુરુષોમાં પણ અંતોષ ફેલાયો. શ્રીષેણ પ્રત્યે સૂક્ષ્મ આશંકા ફેલાવા લાગી.

'મહારાજા સીમા–પ્રદેશના ગુપ્તચરો મહત્ત્વના સમાચાર લાવ્યા છે.' મગધના દંડનાયક સુમને મગધ–સમ્રાટને સમાચાર આપ્યા.

'સમાચાર વ્યક્ત કરો.'

'અયોધ્યાના સુભટો મગધ–ભૂમિ પર ઠેરઠેર પથરાઈ ગયા છે.'

'કેટલા હશે ?'

'લગભગ બે–ત્રણ હજાર.'

'તેથી ચિંતા જેવું નથી.'

'કેમ ચિંતા નહીં ? અયોધ્યાના મહામાત્ય શ્રીષેણ કેટલાક દિવસોથી રાજગૃહીમાં છે તે શું વિચારણીય નથી ?'

'શ્રીષેણ સાથે મારે અને મહામાત્ય મણિરત્નને વાતચીત થઈ ચૂકી છે. શ્રીષેણની યોજના જુદી જ છે.'

'મહારાજાને જે સમજાયું હોય તે સત્ય હો. પરંતુ

મારી દૃષ્ટિમાં પરિસ્થિતિ જુદી વર્તાય છે.'

સુમને કચવાતા મને વાત કહી મૌન ધારણ કર્યું. ત્યાં મગધ મહામાત્ય પધારી ગયા. સાથે સેનાપતિ સુગુપ્તે પણ પ્રવેશ કર્યો. સેનાપતિની પાછળ મગધના કૂટનીતિજ્ઞ સૂર્યદેવ પણ આવી રહ્યા હતા. સહુએ સમ્રાટને પ્રણામ કર્યા અને યોગ્ય આસને બેસી ગયા.

'દંડનાયક સુમને આપશ્રીને સમાચાર આપ્યા ?' મહામંત્રીએ વાત શરૂ કરી.

'હા, પરંતુ ચિંતાજનક નથી.' મગધેશ્વરે ઠંડા હૃદયે જવાબ આપ્યો;

'મગધ સમ્રાટ માટે શું ચિંતાજનક હોઇ શકે ? પરંતુ રાજનીતિમાં સાવધાની રાખવી આવશ્યક હોય છે.

'મહામાત્યની વાત સુયોગ્ય છે.' મગધપતિ હસીને બોલ્યા.

'તો સમ્રાટને મારી વિનંતી છે કે કૂટનીતિજ્ઞ સૂર્યદેવનું મંતવ્ય જાણવા કૃપા થાય.' મહામંત્રીએ સૂર્યદેવ સામે જોયું.

'કહો સૂર્યદેવ, તમારું શું મંતવ્ય છે ?' સમ્રાટે સૂર્યદેવને પૂછ્યું.

'મગધ સમ્રાટની સેવામાં મારે એટલુ જ કહેવાનું છે કે અયોધ્યાના મહામંત્રી શ્રીપેણ પર ચાંપતી નજર રાખવી આવશ્યક છે. તેણે રાજગૃહીમાં પોતાની કીર્તિ ફેલાવી છે. સાથે સાથે અહિંસક જૈન સંસ્કૃતિનો પ્રચાર પણ આરંભ્યો

છે. બ્રાહ્મણો જૈન શ્રમણના અનુરાગી બનવા લાગ્યા છે.'

'શ્રીષેણ સાથે મારી વાતચીતમાં તથા મહામંત્રીની વાતચીતમાં એવું કોઇ જ તત્ત્વ ન નીકળ્યું કે તે આપણો દ્રોહ કરે.'

'તો પછી અહીં આવીને રહેવાનું શું પ્રયોજન છે?' સૂર્યદેવે પ્રશ્ન કર્યો.

'અયોધ્યા પર મગધેશ્વરની આણ વર્તાવવાનું તેનું લક્ષ છે; તે માટે તેની સાથે અમારો પરામર્શ ચાલી રહ્યો છે.'

'એ વાત ન સમજાય તેવી છે. શ્રીષેણ...અયોધ્યાનો મહામાત્ય તેવો મૂર્ખ ન હોય કે સામે ચાલીને પોતાને પરાધીન બનાવવા આવે ! અયોધ્યા પર શ્રીષેણનો પ્રભાવ અક્ષુણ્ણ છે. જયારથી દશરથના વધની વાત સાંભળી છે, ત્યારથી એ પણ સાંભળ્યું છે કે અયોધ્યાનું રાજ્ય મહામાત્ય શ્રીષેણના નેતૃત્વમાં ચાલી રહ્યું છે. આશ્ચર્ય તો એ છે કે નવા રાજાનો રાજ્યસિંહાસન પર અભિષેક કરવામાં આવતો નથી ! પ્રજા તરફથી તેવી કોઇ માંગણી થતી નથી ! છે આ શ્રીષેણની રાજનીતિની સિદ્ધિ !'

સૂર્યદેવની વાત પર મગધ–સમ્રાટ વિચારમાં પડી ગયા. તેમના ચિત્તમાં અને શંકાઓ જાગવા લાગી.

'તો હવે શું કરવું જોઇએ ?' સમ્રાટે મહામંત્રી સામે જોયું.

'શ્રીષેણને કારગાર ભેગો કરી દેવો જોઇએ.' સેનાપતિ સુગુપ્તે આવેશમાં આવીને કહ્યું.

'નહીં', તેથી રાજગૃહીમાં ખળભળાટ મચી જશે, ને પ્રજા અનેક કુશંકાઓથી ઘેરાઇ જશે.'

'તો પછી ?'

શ્રીષેણના નિવાસસ્થાન પર ચાંપતી તપાસ રાખવા ગુપ્તચરોને કહી દેવું જોઇએ. અને સીમા પર સાવધાની રાખવી જોઇએ. આ કામ દંડનાયક સુમનનું છે.'

'એ કાર્ય હું સંભાળી લઇશ. દંડનાયક સુમને જવાબદારી સ્વીકારી લીધી.

'એટલું જ નહીં', જે જે અયોધ્યાનો ગુપ્તચર હાથ લાગે તેને જીવતો પકડી લેવો અથવા ખતમ કરી દેવો.' સેનાપતિ સુગુપ્તે દંડનાયકને આજ્ઞા કરી.

'જેવી આજ્ઞા.' સુમને ઊભા થઈ, મસ્તક નમાવી કહ્યું.

'મહામંત્રીજી, સાથે સાથે એ પણ તપાસ આરંભી દો કે શ્રીષેણની શું ગતિ–વિધિ છે.'

સમ્રાટ યશોધરે મણિરત્નને આજ્ઞા કરી.

'જેવી મગધેશ્વરની આજ્ઞા!' મહામાત્યે મસ્તકે અંજલિ જોડી આજ્ઞાને ધારણ કરી.

મગધેશ્વર સાથેની આ મંત્રણાઓના સમાચાર ત્વરિત ગતિથી શ્રીષેણ પાસે પહોંચી ગયા. શ્રીષેણની મુત્સદ્દીગીરી સામે આવી મંત્રણાઓનું કોઈ મહત્વ ન હતું. તેમણે એ ક્ષણમાં જ વિચારી લીધું. એક ગુપ્ત લેખ તૈયાર કરવા બેસી ગયા. ચાર ઘડી સુધી તેમણે લખ્યા જ કર્યું પછી ગુપ્ત લેખને બંધ કરી, તેના પર મહોર છાપી એક ગુપ્ત

પેટીમાં તે મૂકી દીધો અને બહાર આવ્યા.

શ્રીષેણના નિવાસસ્થાનની બહાર એક બ્રાહ્મણ શ્રીષેણની પ્રતીક્ષા કરતા ઊભો હતો. શ્રીષેણે તેને જોયો, કે તુરત તેને અંદર લીધો અને ધીમા સ્વરે પૂછ્યું:

'વીરદેવના કોઇ સમાચાર ?'

'વીરદેવે મગધ–ભૂમિમાં પ્રવેશ કરી દીધો છે.'

'અહીં ક્યારે પહોંચશે ?'

'ત્રણ દિવસમાં.'

'સરસ.'

શ્રીષેણે તેને કરવા યોગ્ય ભલામણો કરી અને રાજ-મહેલ તરફ રવાના થયા. બ્રાહ્મણ ત્યાંથી ગુપ્ત માર્ગે ચાલ્યો ગયો.



## રાજગૃહી તરફ

ગુરુ ગૌડપાદને વંદના કરી વીરદેવ અને અંજલિના અશ્વોએ રાજગૃહીનો રસ્તો પકડયો. સહુથી આગળ વીરદેવનો અશ્વ હતો. તેની પાછળ અંજલિનો અશ્વ દોડી રહ્યો હતો. અને તેની પાછળ પાંચ સુભટોના અશ્વો ગતિશીલ હતા.

ત્રણ કલાક સુધી સતત અશ્વો દોડતા રહ્યા. વીરદેવે અશ્વને થાબડયો. અશ્વે ગતિ ધીમી કરી. તેની પાછળ સહુની ગતિ ધીમી થઈ. અંજલિએ અશ્વને વીરદેવના અશ્વની હરોળમાં લીધો. થોડો સમય બંનેના અશ્વો સાથે ચાલતા રહ્યા. અંજલિએ વીરદેવને પૂછયું:

'વીરદેવ, આપણા પ્રવાસનું પ્રયોજન શું છે?'

'આપણે રાજગૃહીમાં અયોધ્યાના મહામાત્ય શ્રીષેણને મળવાનું છે. પછી તેઓ જેમ સૂચન કરે તે પ્રમાણે કરવાનું છે.' વીરદેવે અંજલિ સામે જોતાં કહ્યું.

'તો શું અયોધ્યાના મહામાત્ય રાજગૃહીમાં છે?'

'હા.'

'પ્રગટ કે પ્રચ્છન્ન ?'

'પ્રગટ !'

'એકલા ?'

'ગુપ્ત વેશમાં એક હજાર અયોધ્યાના સુભટો રાજગૃહીમાં છે !'

'મોટું સાહસ !'

'ઉત્તરમાં વીરદેવ માત્ર હસ્યો.

'આપણે જલદી પહોંચી જવું જોઈએ.' અંજલિએ ગંભીર બની કહ્યું.

'કેમ ?'

'તારા જવાથી મહામાત્યને મોટી સહાય મળી જશે...'

'મારા જેવા બીજા ચાર હજાર સુભટો મગધભૂમિ પર પહોંચી ગયેલા છે.'

'સુભટો હશે પરંતુ તારા જેવા નહીં. તારું પરાક્રમ અદ્વિતીય છે...'

'તેં ક્યાં જોયું મારું પરાક્રમ ?' વીરદેવ અંજલિ સામે જોઈ રહ્યો.

'તારા મુખ પર !'

'નહીં...'

'તારા વજ્રમય બાહુમાં.'

'નહીં...'

'તો તું જ કહે !'

'આમાં !' વીરદેવે મ્યાનમાંથી લપકતી... ચમકતી લાંબી તલવાર ખેંચી કાઢી હવામાં ઘુમાવી.

અંજલિ હસી પડી. હસતાં હસતાં તેણે કહ્યું :

'વીરદેવ, તલવારને મ્યાન કર...તારા પરાક્રમમાં અને વિશ્વાસ છે'

મધ્યાહ્નનો સમય થઈ ગયો હતો. વીરદેવે વિશ્રાંતિ માટે યોગ્ય સ્થાન શોધવા ચારેકોર દૃષ્ટિ દોડાવી. થોડે દૂર એક ઘાસની કુટિર જેવું દેખાતું હતું.

'અંજલિ પેલી તૃણ–કુટિરમાં વિશ્રામ કરીએ તો ?'

'ના.'

'કેમ ?'

'એ તૃણ-કુટિર રાજમાર્ગ પર આવેલી છે. આપણે એવા સ્થાનમાં રહેવું જોઈએ કે જે રાગમાર્ગથી દૂર હોય.'

'ડરે છે ?'

'ડરવાનું ન હોય, સાવધાની રાખવી જોઇએ.'

'ભલે, તારી યોજના પર ચાલવાનું છે ને ?' વીરદેવ અશ્વ પરથી નીચે ઊતરી ગયો અને અશ્વની લગામ પકડી તે ચાલવા લાગ્યો. રાજમાર્ગ પરથી પચાસ હાથ દૂર એક ઘટાદાર વૃક્ષોનું ઝુંડ હતું. સહુ એ તરફ વળ્યા. સ્થાન સુંદર હતું. સહુએ અશ્વોને બાંધી દીધા અને વૃક્ષની છાયામાં બેઠા. સુભટોએ સાથે લીધેલુ શંબલ લાવીને અંજલિ સામે મૂકયું. અંજલિએ પાંચ સુભટોને શંબલમાંથી તેમને યોગ્ય ભોજન આપ્યું. અને પોતે વીરદેવની સાથે ખાવા લાગી.

ભોજન કરી વીરદેવ એક વૃક્ષ નીચે જઇને, વ્યાઘ્રચર્મ બિછાવીને સૂઇ ગયો. સુભટો એક બાજુ જઇને આડા થયા અને વાતે વળગ્યા. અંજલિ વૃક્ષને અઢેલીને આડી થઈ.

દિવસનો ચોથો પ્રહર શરૂ થયો. અંજલિએ વીરદેવને હાક મારી. વાતો કરતાં કરતાં ઊંઘી ગયેલા સુભટો પણ જાગી ગયા. અશ્વો તૈયાર કરવામાં આવ્યા; અને ઝડપથી સહુ ત્યાંથી નીકળી પડયા.

'બે પ્રહર સુધી સતત પ્રયાણ કરીશું ત્યારે અંતર કંઈક કપાશે.' અંજલિએ કહ્યું.

સતત બે પ્રહર સુધી પ્રયાણ કરતાં તેઓ એક અટવીમાં જઈ પહોંચ્યાં. અશ્વો પણ થાકી ગયા હતા. રાત્રિના અંધકારમાં હવે આગળ વધવું પણ ઉચિત ન હતું. અટવીમાં તેમણે પડાવ નાખ્યો. સુભટોએ આજુબાજુમાં પાણીની તપાસ કરી. થોડે દૂર પાણીનું એક નાનું સરોવર મળી ગયું. અશ્વોને પાણી પાયું અને ચારા માટે લીલું ઘાસ નીરું.

એક પછી એક સુભટે જાગતા રહી ચોકી કરી. રાત્રિના અંતિમ પ્રહરમાં પુનઃ પ્રયાણ આરંભાયું. ત્રણ દિવસની મુસાફરીને અંતે તેમણે મગધ–ભૂમિમાં પ્રવેશ કર્યો.

'વીરદેવ, હવે સાવધાનીથી આપણે આગળ વધવું પડશે.'

'આપણે પ્રતિપળ સાવધાન જ છીએ!'

'હવે આપણે શત્રુના ઘરમાં પ્રવેશ કર્યો છે.'

'શત્રુ ભલે ને ભેટી જાય!'

અંજલિ વીરદેવના તેજસ્વી ચહેરા સામે જોઈ રહી.

વીરદેવે પાસેની એક ધર્મશાળામાં રોકાવાનો પ્રસ્તાવ મૂકયો. અંજલિએ. માથું હલાવીને અનુમતિ આપી. વીરદેવે અશ્વને ધર્મશાળા તરફ વાળ્યો. તેણે જોયું તો ધર્મશાળામાં પાંચ–સાત પુરુષો બેઠેલા દેખાયા. અશ્વોના હણહણાટથી તેમનું લક્ષ આ બાજુ દોરાયું. વીરદેવ નિકટ પહોંચ્યો. સામેથી અવાજ આવ્યો :

'કોણ છે ?'

'મુસાફર.'

'કયાંના ?'

'ઉત્તરાપથના.'

'કયાં જશો ?'

'તમારા ઘેર....'

વીરદેવ ચીડાયો. તેનો હાથ કમર પર લટકતી કટારી પર ગયો. પાછળ અંજલિ આવી પહોંચી. વીરદેવને ખભે હાથ મૂકયો. પાછળ પાંચ સુભટો પણ આવી ઊભા રહ્યા. ધર્મશાળામાં બેઠેલા માણસોએ મશાલ સળગાવી અને આગંતુકોની પાસે એક માણસ આવ્યો. મશાલના પ્રકાશમાં અંજલિએ ધર્મશાળાનું નિરીક્ષણ કરી લીધું. પેલો માણસ આવીને ધારી–ધારીને વીરદેવ, અંજલિ વગેરેને જોવા લાગ્યો. અંજલિને જોઈ તે ચમકયો.

'અરે, માલ સારો આવ્યો છે !' તેણે પોતાના સાથીદારો સામે વળી બૂમ પાડી... પરંતુ બૂમ પાડીને મોં બંધ કરે તે પહેલાં તો વીરદેવની તલવાર તેના ગળા પર

ફરી વળી અને તેનો દેહ ધરતી પર ઢળી પડયો. તેણે ચીસ પાડી ને પ્રાણ નીકળી ગયા. ધર્મશાળામાં બેઠેલા બાકીના છ માણસો તલવાર અને ભાલા સાથે ધસી આવ્યા. આ બાજુ વીરદેવે અંજલિને પોતાના પાછળ રાખી. રક્ત-તરબોળ તલવાર સાથે તે આગળ ધપ્યો. પાંચ સુભટોએ વીજળીવેગે ધસારો કર્યો. ખૂનખાર તોફાન જામી પડયું. વીરદેવે બીજા બે માણસોને યમલોકમાં પહોંચાડી દીધા. બચેલા ત્રણ માણસો છટકવા પ્રયત્ન કરવા લાગ્યા. પરંતુ પાંચે સુભટોએ તેમને ઘેરી લીધા. તેમાં એક માણસ ઊછળ્યો અને સુભટના પેટમાં ભાલો ભોંકી ભાગવા લાગ્યો. થોડે દૂર ગયો ત્યાં એક તીર આવ્યું ને તેની પીઠમાં ખૂંપી ગયું, ચીસ પાડતો તે ભૂમિ પર પટકાઈ ગયો. એ તીર હતું અંજલિનું. તેણે બૂમ પાડી : 'બચેલા બેને જીવતા પકડી લો'

'સુભટોએ બે માણસો પાસેથી શસ્ત્ર છીનવી લીધા અને તેમને રસ્સીથી બાંધી દીધા. સળગતી મશાલ દૂર પડી હતી. અંજલિએ તે ઉઠાવી અને તે મશાલ લઈ બે માણસો પાસે ગઈ. બંને માણસો સારી રીતે જખ્મી થયેલા હતા.

'તમે કોણ છો ?' અંજલિએ સત્તાવાહક સ્વરે પૂછયું.

'માગધ.'

'માગધ પ્રજાજન કે સૈનિક ?'

'સૈનિક.'

'અહીં આજુબાજુ તમારા સૈનિકો હશે ?'

'ના.'

'સાચું બોલો...નહીંતર તમારા સાથીદારોને મળવા તમારે પણ યમલોકમાં જવું પડશે.'

'અરે, એ દુષ્ટને ખતમ કરો...' વીરદેવે હાક મારી અને તે પાસે આવ્યો.

'બોલો શો વિચાર છે ? સત્ય બોલો, અમને સહયોગ આપો. નહીંતર હમણાં જ યમલોક પહોંચી જશો.' અંજલિએ વીરદેવને રોકી પુનઃ ચેતવણી આપી.

'અમે તમારા શરણે છીએ...' માગધ–સૈનિકોએ શરણાગતિ સ્વીકારતાં કહ્યું.

'ચાલો, હમણાં તેમને એક ખૂણામાં નાખો, પછી તેમની વાત.' વીરદેવે સુભટોને આજ્ઞા કરી.

અંજલિ ઘાયલ સુભટ પાસે ગઈ. તેના પેટમાંથી ઘણું લોહી નીકળી રહ્યું હતું. અંજલિએ તેના પેટ પર મજબૂત પાટો બાંધી દીધો અને તેને ઉઠાવી ધર્મશાળામાં સુવાડયો. બીજો સુભટ જંગલમાં ગયો અને એક વનસ્પતિ લઈ આવ્યો. વનસ્પતિને બે હાથમાં મસળીને તેનો રસ કાઢી ઘા પર રેડી, પુનઃ પાટો બાંધી દીધો.

બે સુભટો મશાલ લઈ ધર્મશાળાની અંદર અને આસપાસ તપાસ કરવા લાગ્યા. ધર્મશાળાનો એક ઓરડો બંધ હતો. તેમણે ખોલવા પ્રયત્ન કર્યો. પરંતુ ખૂલ્યો નહીં. એમણે દ્વારને તોડવા પ્રયત્ન કરવા માંડયો. ત્યાં પેલા બે માણસોમાંથી એક બોલ્યો :

'મને મુક્ત કરો, હું દ્વાર ખોલી આપું છું.'

વીરદેવે એકને બંધનમુક્ત કર્યો. તેણે જઇને સરળતાથી દ્વારને ખોલી નાંખ્યું.

'અંદર શું છે?' વીરદેવે પૂછયું.

'શસ્ત્રો.'

'બીજું કાંઇ?'

'બંદી કરેલા અયોધ્યાના ગુપ્તચરો.'

'કેટલા?'

'પાંચ.'

'કયારે પકડાયા?'

'આજે જ મધ્યાહ્ન સમયે.'

'તો તો જીવિત હશે?'

'હા જી.'

'તેમને જોઈએ.'

વીરદેવ અને અંજલિ અંદર ગયાં. માગધસૈનિક મશાલ લઈને આગળ ચાલતો હતો. વીરદેવે–અંજલિએ ઓરડામાં તલવાર–ભાલા–તીરનાં ભાથાં...વગેરે સેંકડોની સંખ્યામાં જોયાં. ઓરડામાં બીજો ઓરડો હતો. મશાલના પ્રકાશમાં જોયું તો ત્યાં પાંચ સૈનિકો બંધનમાં જકડાયેલા પડ્યા હતા. વીરદેવે જઇને બંધનો છોડવા માંડયાં. વીરદેવને રોકીને માગધ-સૈનિકે જ બંધનો ખોલવા માંડયાં. પાંચે સુભટો બંધનમુક્ત બની ગયા.

પાંચ સુભટોને લઇ સહુ બહાર આવ્યાં. પેલા મુક્ત કરેલો માગધ સૈનિકને વીરદેવે પૂછ્યું:

'મિત્ર, તારું નામ?'

'શંબલ.'

'હવે તારે અમારું એક કામ કરવાનું છે.'

'એક નહીં અનેક.'

'કરીશ?'

'જરૂર.'

'તો વીરદેવ તારું યોગ્ય સ્વાગત કરશે.'

'નાયકનો ઉપકાર.'

ધર્મશાળામાં સુભટોને બેસાડી વીરદેવ, અંજલિ અને શંબલ એક વૃક્ષ નીચે જઇને બેઠા.

'શંબલ, રાજગૃહીનો ટૂંકો માર્ગ પકડવો છે.'

'સેવક બતાવશે.'

'કાલે સવારે અહીંથી નીકળીએ?'

'ટૂંકે રસ્તે દિવસ કરતાં રાત્રિનો સમય જ અનુકૂળ રહેશે.'

'તો આજે રાત્રિએ નીકળી જઇએ.'

'બરાબર છે. પરંતુ સાવધાની ખૂબ રાખવી પડશે.'

'સાવધાની...મારી તલવાર રાખશે!' વીરદેવે રક્તરંજિત તલવારને ઊંચી કરી.

'રસ્તામાં મગધસૈનિકો ઠેર ઠેર ગોઠવાઈ ગયા છે. તે છતાં આપણે એવો રસ્તો લઇશું કે જેથી વચ્ચે વિશેષ વિઘ્નો ન આવે.'

'ઠીક છે. તો હવે બે કલાક આરામ કરી લઇએ' વીરદેવે અંજલિ સામે જોયું.

'અત્યારે આરામ કરવો ઠીક નથી.' અંજલિએ કહ્યું.

'તો ?'

'આજની રાત જાગતા જ રહેવું પડશે.'

'ભલે !'

પશ્ચિમનો શીતળ વાયુ વહી રહ્યો હતો. વન્ય પશુ-ઓના સ્વરો અવાર-નવાર સંભળાઈ રહ્યા હતા. શંબલ થોડે દૂર જઈ આડો પડયો. અંજલિએ વીરદેવને કહ્યું : 'પેલા કેદી સુભટોને મળીને જાણવા યોગ્ય માહિતી મેળવી લઇએ'

'ચાલો.'

'બંને ઊઠીને ધર્મશાળામાં આવ્યાં. સાથેના પાંચ સુભટોને ધર્મશાળાની ચારેકોર ફરતા રહેવાનું સૂચન કરી, વીરદેવ અને અંજલિ કેદી સુભટ પાસે ગયાં.

'મહામાત્યના કોઈ સમાચાર છે ?'

'હા જી, મગધ સમ્રાટે મહામાત્ય શ્રીષેણ પર ચાંપતી દૃષ્ટિ રાખવા માંડી છે. તેમને ગંધ આવી ગઈ છે કે શ્રીષેણ કોઈ નવી ચાલ રમી રહ્યા છે.'

'તમને કોઈ સૂચન મળ્યું છે ?'

'હા, એ સૂચનાનુસાર તો અમે અહીં આવેલા... પરંતુ અમારા પહેલાં મગધ-સૈનિકો અહીં આવી ગયેલા.'

'શું સૂચન હતું ?'

'વીરદેવ આવતાંની સાથે મહામાત્યને સમાચાર પહોંચાડવાના હતા.'

'તો તમે કેવી રીતે સમાચાર પહોંચાડશો ?' વીરદેવે પૂછ્યું.

પાંચમાંથી એક સુભટ વીરદેવની નજીક આવ્યો ને તેના કાનમાં વાત કરી.

'તો હવે વિના વિલંબે તમારું કામ કરો '

'આપ !'

'અમે આજથી ત્રીજા દિવસે રાજગૃહીમાં આવીશું.'

પાંચમાંથી બે સુભટો પુનઃ ધર્મશાળાના એ ઓરડામાં ગયા, ઓરડાના ડાબી બાજુના ખૂણામાં જઈ એક પથ્થર પર પગ દબાવ્યો. પાસેની ભીંત ખસવા લાગી. એક દરવાજો પ્રગટ થયો. બે સુભટોએ તેમાં પ્રવેશ કર્યો અને પુનઃ ભીંત ખસવા લાગી. તદવસ્થ બની ગઈ.

આ બાજુ શંબલે આવીને વીરદેવને પ્રયાણ માટે તૈયાર થવા કહ્યું. સહુ તૈયાર થઈ ગયા. પૂર્વના ત્રણ સુભટો પણ સાથે જોડાયા. તેમણે જરૂરી શસ્ત્રો સાથે લઈ લીધાં હતાં.

ધર્મશાળામાં એક માત્ર મગધ સૈનિક બંધનમાં જકડાયેલો પડયો હતો. ચાલતાં ચાલતાં અંજલિની દૃષ્ટિ તેના પર પડી. તેણે શંબલને હાક મારી :

'શંબલ આ તારા સાથીદારનું શું ?'

'તેને પડયો રહેવા દો અહીં જ !' વીરદેવે ઉપેક્ષા કરતાં કહ્યું.

'ના, તે આપણને ખતરનાક નીવડી શકે.' અંજલિએ કહ્યું.

'તેને પણ આપણા સાથે જ લઈ ચાલીએ...' શંબલે કહ્યું. વીરદેવને શંબલની વાત ઠીક લાગી. શંબલે તેનાં બંધન ખોલી નાંખ્યાં અને તેને સાથે લીધો. વીરદેવે તેની પાસે કોઇ પણ શસ્ત્ર ન રાખ્યું. શંબલને શસ્ત્રસજ્જ કરી લીધો હતો.

સાત અશ્વારોહી અને પાંચ પદાતીનો કાફલો મધ્યરાત્રિએ રાજગૃહી તરફ રવાના થયો. શંબલ સહુથી આગળ ઝડપથી ચાલી રહ્યો હતો. તેની પાછળ વીરદેવ અને અંજલિના અશ્વો ચાલી રહ્યા હતા. તેમની પાછળ ચાર પદાતી અને તેમના પાછળ પાંચ અશ્વારોહી હતા.

રાતભર પ્રયાણ ચાલુ રહ્યું. સૂર્યોદય થયો. શંબલે એક સ્થાને પડાવ નાંખવાનું કહ્યું. આખો દિવસ ત્યાં વ્યતીત કરી પુનઃ રાત્રિમાં પ્રયાણ આરંભ્યું...પ્રયાણમાં કોઈ વિઘ્ન ન નડયું. પરંતુ શંબલે વીરદેવને કહ્યું હતું કે રાજગૃહીના નિકટના પ્રદેશમાં વિઘ્ન આવી શકે.

ત્રીજી રાત્રિનું પ્રયાણ શરૂ થયું. આજે વીરદેવ અને અંજલિ સાવધાની રાખતાં આગળ વધી રહ્યાં હતાં. શંબલ-

પણ પૂરી સાવધાનીથી માર્ગનું દિગ્દર્શન કરતો હતો. રાત્રિના બે પ્રહર તો સુખરૂપ નીકળી ગયા.

ત્રીજા પ્રહરનો પ્રારંભ થયો ત્યાં થોડે દૂર ઝાડીમાં પગરવ સંભળાયો. શંબલે ઇશારો કર્યો. વીરદેવે અશ્વને થંભાવી દીધો અને મ્યાનમાંથી તલવાર ખેંચી કાઢી. અંજલિએ પણ પોતાની કટારી સંભાળી લીધી. ત્યાં તો સામેથી સરરરર...કરતું એક તીર આવ્યું...વીરદેવના કાન પાસેથી પસાર થઈ ગયું. વીરદેવે તલવારને કમરે લટકાવી લીધી અને બાણ પર તીર ચઢાવ્યું...સરરરર...કરતું તીર છૂટયું ...ને સામે કારગી ચીસ સંભળાઇ...વીરદેવે બીજું તીર ચઢાવ્યું ત્યાં સામેથી વીસ–પચીસ સુભટો નીકળી આવ્યા. વીરદેવે અને અંજલિએ તીરનો મારો ચલાવ્યો. જ્યારે સાથેના સુભટો નગ્ન ખડ્ગો સાથે તૂટી પડયા. શંબલે પણ પોતાનું ખમીર બતાવવા માંડયું. તેણે શત્રુ–સુભટોમાંથી બેને યમસદનમાં પહોંચાડી દીધાં. જ્યારે શત્રુ–સુભટોએ પણ વીરદેવના ચાર સુભટોને જમીન પર ઢાળી દીધા. વીરદેવ અશ્વ પરથી નીચે કૂદી પડયો અને બે હાથમાં બે તલવારો લઈ શત્રુઓ પર તૂટી પડયો. ચાર–પાંચને જોતજોતામાં કાપી નાખ્યા. તે છતાં શત્રુઓ પ્રબળ વેગથી વીરદેવ અને એના સુભટો સાથે લડી રહ્યા હતા. અંજલિ વીરદેવના અશ્વને લઇને દૂર એક સુરક્ષિત સ્થાને ઊભી હતી અને ત્યાંથી તીરોનો મારો ચલાવી રહી હતી. શંબલ અંજલિ પાસે દોડી ગયો અને કહ્યું:

'દેવી, શત્રુઓની સંખ્યા મોટી લાગે છે. હજુ તેઓ ઝાડીમાંથી આવી રહ્યા છે. આપણે અહીંથી છટકી જવું જોઈએ.'

શંબલ વાત કરે છે ત્યાં તો વીરદેવની ચીસ સંભળાઈ. તેની પીઠમાં એક તીર ખૂંપી ગયું હતું. અને તે ચારેકોરથી ઘેરાઈ ગયો હતો. અંજલિને ત્યાં જ રાખી શંબલ બે તલવારો સાથે દોડયો...શત્રુઓ વીરદેવને છોડી શંબલ તરફ વળ્યા. વીરદેવના શરીર પર ઘણા ઘા પડી ચૂકયા હતા. તે જમીન પર પડી ગયો. અંજલિએ એ દૃશ્ય જોયું. તે વીજળીવેગે દોડી અને વીરદેવને ઉઠાવ્યો, ઉઠાવીને તેણે ઘોડા પર નાંખ્યો; અને પોતે પણ ઘોડા પર ચઢી ગઈ... ઘોડા દોડાવી મૂકયા.

શંબલે શત્રુઓ સાથે સંતાકૂકડી રમવા માંડી. રાત્રિનો અંધકાર તેને સારો સહયોગ આપી રહ્યા હતો. તેને ખ્યાલ હતો કે અંજલિ વીરદેવને લઈને ભાગી છૂટી છે. શંબલ તેમને મળી જવા માંગતો હતો. વીરદેવના બીજા સુભટો ખતમ થઈ ગયા હતા. શંબલ અંધકારનો લાભ ઉઠાવી ભાગી છૂટયો, જંગલના અટપટા માર્ગોએ થઈને તે વીરદેવને ભેગો થઈ જવા દોડવા માંડયો.

માગધ–સુભટોએ જોયું કે શત્રુ ભાગી ગયો. તેમણે પીછો કર્યો પરંતુ તેમણે વિચાર્યું કે શત્રુ રાજગૃહી તરફ ભાગી રહ્યા છે. તેમને આશ્વાસન મળ્યું. આગળ પુનઃ તેઓ પકડાઇ જશે એમ મન મનાવી તેઓ પાછા વળ્યા.

અંજલિ અશ્વને પૂરા વેગથી દોડાવ્યે જતી હતી... શંબલ પણ પાછળ દોડી રહ્યો હતો. શંબલને પુનઃ આપત્તિનાં એંધાણ વરતાયાં. તેણે અંજલિને બૂમ પાડી...બૂમ પાડીને જ્યાં દશ કદમ આગળ વધ્યો, તેણે જોયું તો, અંજલિની બે બાજુએથી લગભગ પચાસ–સો સુભટો મશાલો સાથે આવી રહ્યા હતા.



## યુદ્ધ પ્રયાણ

અંજલિએ જોયું તો તે બંને બાજુથી ઘેરાઈ ગઈ હતી; અશ્વ પણ થાકી ગયો હતો. જો કે વીરદેવ હવે ભાનમાં આવી ગયો હતો. પરંતુ આ પરિસ્થિતિમાં અંજલિને શત્રુઓનો સામનો કરવો ઉચિત ન લાગ્યો. તેણે બે હાથ ઊંચા કરી શરણાગતિ સ્વીકારી લીધી.

માગધ-સૈનિકોએ હર્ષનો ધ્વનિ કર્યો. તેઓ મશાલો લઈને અંજલિ-વીરદેવને ઘેરી વળ્યા. તેમનો સરદાર આગળ આવ્યો અને વીરદેવને પકડી સૈનિકોના હાથમાં સોંપી દીધો.

'જાઓ, દુષ્ટને ગુફામાં પૂરી દો.'

'અને આ રમણી ?'

'રમણીને ગુફામાં પૂરવાની ન હોય. તે તો સૈનિકોના આનંદ માટે છે!' સરદાર અંજલિ સામે લુચ્ચું હસ્યો અને અંજલિનો હાથ પકડી તેને પોતાના તરફ ખેંચી. અંજલિએ પોતાનો હાથ ખેંચી લઈ, સરદારની પાછળ ચાલવા માંડ્યું.

'દોસ્તો આજે તો મહેફીલ જામશે ! સુરા પીઓ ! સંગીત સાંભળો ને સુંદરીના સૌંદર્યનો ઉપભોગ કરો !' સરદારે સૈનિકોને કહ્યું. અને તે અંજલિ સામે જોઈ બોલ્યો :

'કેમ રાણી, નૃત્ય કરીશ ને ?'

'જરૂર !'

'સુરાપાન ?'

'અવશ્ય !'

'સંગીત ?'

'મનગમતું !'

'વાહ રાણી વાહ !'

'વાહ રાણી વાહ !' સરદારની આંખોમાં મદ ઘેરાયો. તે વાસનાવિવશ બન્યો. અંજલિએ કૃત્રિમ કટાક્ષોથી સરદારનું પૌરુષ હરી લીધું.

'માગધ–સરદાર અને સૈનિકો. એક મેદાનમાં આવ્યા. મેદાન સ્વચ્છ હતું. મેદાનની એક બાજુ મોટી ગુફા હતી. બીજી બાજુ ભૂમિગૃહ જેવું દેખાતું હતું. અંજલિએ માપી લીધું કે આ સૈનિકોનો અડ્ડો છે.

ચારે બાજુ સૈનિકો એકઠા થઈ ગયા. એક ઊંચી ગાદી પર સરદાર બેઠો. સરદારની સામે સુરાના ઘડા રાખવામાં આવ્યા. મોટા મોટા થાળોમાં માંસના ટુકડા રાખવામાં આવ્યા. સૈનિકો વારંવાર હર્ષોન્મત્ત થઈને નાચવા લાગ્યા અને કિકિયારી કરવા લાગ્યા. અંજલિએ ચારેકોર દૃષ્ટિ નાંખી...દૂર સૈનિકોના ભેગો શંબલ પણ ઊભો હતો...

અંજલિની દૃષ્ટિ તેના પર પડી, તેણે અંજલિ સામે જોયું ને એક ઇશારો કર્યો. અંજલિ સમજી ગઇ.

અંજલિએ નૃત્ય શરૂ કર્યું. વિવિધ અભિનય અને અંગવિન્યાસથી સરદાર અને સૈનિક પાગલ જેવા બની ગયા...વારંવાર હર્ષના પોકારો કરવા લાગ્યા. અંજલિ નૃત્ય કરતી કરતી સરદારની નિકટ જતી ને કટાક્ષોથી તેને કામ–વિહ્વળ બનાવી દેતી. સરદાર તેનો હાથ પકડવા જતો ...અંજલિ છટકી જતી અને સુરાનો પ્યાલો તેના મુખમાં ઠૂંસી દેતી...એમ તે એક એક સૈનિક પાસે જવા લાગી અને જામ ભરી ભરીને સુરાપાન કરાવવા લાગી. સૈનિકો ડોલવા લાગ્યા અને ડોળા ફાડી ફાડીને અંજલિને જોવા લાગ્યા.

અંજલિએ આજે પોતાની નૃત્યકળાને માઝા મૂકીને બતાવવા માંડી...ખૂબ સુરાપાન કરાવ્યા પછી તેણે માંસ ખવરાવવા માંડ્યું...વારંવાર સરદારને માંસ અને સુરા પીવરાવી ઉન્મત્ત જેવો બનાવી દીધો...સરદાર વારંવાર ઊભો થઈ અંજલિને પોતાના બાહુપાશમાં જકડી લેવા એની તરફ ધસતો, પરંતુ અંજલિ આબાદ રીતે છટકી જતી.

અંજલિએ જોયું કે સરદારની આંખો લાલચોળ બનીને મૂર્ચ્છિત જેવી બનવા માંડી છે...તેણે વીણાના તાર ઝણ-ઝણાવ્યા અને એવા સૂર છેડયા કે જોતજોતામાં એક પછી એક સૈનિક જમીન પર ઢળવા માંડચા અને મીઠી નિદ્રા લેવા લાગ્યા. સરદાર તો કયારનોય ગાદી પર ચત્તોપાટ,

પડી બડબડી રહ્યો હતો...થોડી ક્ષણોમાં તેનો બડબડાટ પણ બંધ થઇ ગયો. અંજલિએ જોયું કે સહુ નિદ્રાધીન બની ગયા છે. તુરત તેણે કમરમાં છુપાવેલી કટારી બહાર કાઢી અને સરદારના ગળા પર ફેરવી દીધી...ગાદી લોહીથી રંગાઇ ગઇ.

'હે દુષ્ટ, મારા શીલ લૂંટવાના બદ ઇરાદાનું ફળ...' અંજલિએ સરદારના મડદા પર એક લાત મારી અને ઝડપથી નીકળી ગઈ. દૂર બે અશ્વો પર શંબલ અને વીરદેવ અંજલિની રાહ જોતા ઊભા હતા. અંજલિનો અશ્વ તૈયાર હતો. એક છલાંગ મારી અંજલિ અશ્વારૂઢ બની અને ત્રણે અશ્વો રાત્રિના અંધકારમાં અલોપ થઈ ગયા.

અંતિમ પ્રહર પૂરો થાય તે પૂર્વે ત્રણે અશ્વારોહી રાજગૃહીની સીમમાં આવી ગયા ત્રણે ઘોડાઓ ઉપરથી નીચે ઊતરી ગયા. ધીમે ધીમે તેઓ ચાલવા લાગ્યા. વીરદેવે સંકેતધ્વનિ સાંભળ્યો. ત્યાં ત્રણે ઊભા રહી ગયા. ત્રણેના હાથમાં નગ્ન તલવારો શત્રુનાં સ્વાગત કરવા માટે તૈયાર હતી.

'વીરદેવ ?' બાજુમાંથી એક માણસ નીકળી આવ્યો ને વીરદેવના સામે આવી ઊભો.

'કોણ ?'

'ઐક્ષ્વાકુ.'

'વીરદેવને વિશ્વાસ પડચો. પેલા માણસે એક પત્ર વીરદેવના હાથમાં મૂકચો. વીરદેવે પત્રને તોડચો. શંબલે

પથ્થર ઘસીને ઘાસમાં અગ્નિ પેદા કર્યો. અગ્નિના પ્રકાશમાં વીરદેવે પત્ર વાંચ્યો. પત્ર હતો મહામાત્ય શ્રીષેણનો. પત્ર વાંચીને એ અગ્નિમાં સળગાવી દીધો.

ત્રણે આગળ વધ્યા. પેલો ગુપ્તચર ત્યાંથી જ ત્રણેના અશ્વો લઇને અલોપ થઈ ગયો.

'અંજલિ, હવે આપણે નિર્ભય છીએ મહામાત્યના ઘર સુધી !' વીરદેવે અંજલિના કાનમાં વાત કરી. પ્રભાત થઇ ગયું હતું. નગરના દરવાજા ખૂલી ગયા હતા. ત્રણેયે દરવાજામાં પ્રવેશ કર્યો.

'કોણ છો ? ક્યાંથી આવો છો ?' દ્વારરક્ષકે ત્રણેને અટકાવી પૂછ્યું.

'મુસાફર છીએ. રાજગૃહીની શોભા જોવા આવ્યા છીએ; ઉત્તરાપથના રહેવાસી છીએ.' અંજલિએ જવાબ આપ્યો અને વીરદેવને કહ્યું :

'આ માગધો પરદેશીઓનું અપમાન કરતાં અચકાતા નથી ?'

'હજુ તો રાજગૃહીમાં આવું ઘણું ઘણું જોવા જાણવા મળશે...' વીરદેવે ટોણો માર્યો...અને ત્રણે આગળ વધી ગયા. દ્વારરક્ષક તો અંજલિના દર્શનમાં અને તેના હાવભાવમાં જ વિવશ બની ગયો.

મહામાત્ય શ્રીષેણ આતુરતાથી વીરદેવની પ્રતીક્ષા કરી રહ્યા હતા. વીરદેવ, અંજલિ અને શંબલ આવી પહોંચતાં શ્રીષેણને સંતોષ થયો. ત્રણે સ્નાનાદિ કૃત્યોથી પરવારી

મહામાત્યની સાથે ભોજનમાં શામિલ થયા. વીરદેવે અંજલિ તથા શંબલનો પરિચય કરાવ્યો. મહામાત્ય ખૂબ ખુશ થયા અને અંજલિની ભૂરિ ભૂરિ પ્રશંસા કરી.

ભોજનથી પરવારી સહુએ આરામ કર્યો, ત્યાર બાદ શ્રીષેણે વીરદેવ તથા અંજલિ સાથે ગુપ્ત પરામર્શ કર્યો.

'તો હવે મારે કૌતુકમંગલ જવાની જરૂર નથી?'

'નહીં. મહારાજાને બધી જ ગુપ્ત–માહિતી મેં મોકલી આપી છે.'

'તો હવે મારા માટે શી આજ્ઞા છે?'

'તારે રાજગૃહીની ઉત્તર પહાડીમાં અયોધ્યાના પાંચ હજાર સુભટોનું નેતૃત્વ સંભાળવાનું છે,'

'અને અંજલિ?' વીરદેવે અંજલિ સામે જોયું.

'અંજલિની શી ઇચ્છા છે?' શ્રીષેણે અંજલિને પૂછયું:

'હું વીરદેવની સાથે રહીશ'

'ત્યાં તને અનુકૂળતા નહિ રહે.'

'મોટી બહેનની આજ્ઞાનું પાલન કરવામાં અનુકૂળતા-પ્રતિકૂળતાનો વિચાર કરવાનો જ ન હોય!'

'અહીં રહે તો મારા કાર્યમાં સહાયક બને.'

'મને આજ્ઞા છે વીરદેવના કાર્યમાં સહાયક બનવાની.'

'અને શંબલ?' શ્રીષેણે શંબલ સામે જોઇને પૂછયું:

'હું પણ નાયકની સાથે રહેવા ચાહું છું. પછી જેવી આપની આજ્ઞા.' શંબલે મસ્તકે અંજલિ જોડી મહામાત્યને કહ્યું.

'ભલે તું પણ વીરદેવની સાથે જ રહે!' મહામાત્યના મુખ પર આનંદ છવાયો. તેમણે શંબલની પીઠ થાબડી.

'તો હવે આજ સંધ્યા સમયે જ તમે નીકળી જાઓ. પહાડી દૂર નથી. બે–ત્રણ ઘડીમાં પહોંચી જશો.'

'સૈનિકો ?'

'કાલથી સૈનિકો ત્યાં આવવા માંડશે. સૂચનાઓ અપાઈ ગઈ છે.'

મહામાત્ય શ્રીષેણે જોયું કે પોતાના પર મગધસમ્રાટ અને મગધ–મહામાત્યની દૃષ્ટિ શંકાશીલ બની છે. તેમણે સમગ્ર માહિતી લખીને ગુપ્તચર દ્વારા મહારાજા દશરથને મોકલી આપી હતી. તેમાં તેમનું બીજું લક્ષ એ હતું કે વીરદેવને પાછો કૌતુકમંગલ મોકલવો અને પુનઃ તેને અહીં બોલાવવો તે ઠીક ન લાગ્યું. તેથી રાજગૃહીની પહાડીઓમાં અયોધ્યાના પાંચ હજાર સુભટો વીરદેવની સરદારી નીચે એકત્રિત કરી યોગ્ય સમયે તેમની પાસેથી કામ લેવું વિશેષ ઉચિત લાગ્યું.

ગુપ્તચર ગુપ્તમાર્ગે ગુપ્ત માહિતી લઈને કૌતુક-મંગલ પહોંચી ગયો; અને મહારાજા દશરથને માહિતીપત્ર આપ્યો. દશરથે ધ્યાનપૂર્વક પત્ર વાંચ્યો. બે વાર, ત્રણ વાર વાંચ્યો. શ્રીષેણની બુદ્ધિમત્તા અને કાર્યદક્ષતા પર દશરથનું હૃદય ઓવારી ગયું. પત્ર વાંચીને તુરત દશરથે પૂછ્યું :

'કેમ, વીરદેવ ત્યાં આવી ગયો ?'

'તેમના આગમના સમાચાર આવી ગયા હતા.

તેમણે મગધભૂમિમાં પ્રવેશ કરી દીધાના સમાચાર મળ્યા પછી મને મહામાત્યે રવાના કર્યો.'

મહામાત્યે પત્રમાં મગધની સમગ્ર પરિસ્થિતિનું વર્ણન કર્યું હતું. પત્ર કૈકેયી અને શુભમતિએ પણ ધ્યાનપૂર્વક વાંચ્યો. દશરથે પોતાને ઘડવાની વ્યૂહરચનાની કલ્પના કરી લીધી.

સમ્રાટ હરિવાહનનો સેનાપતિ વિક્રમરાજ દસ હજાર સૈનિકો સાથે આવી ગયો હતો. બીજી બાજુ મિથિલાથી મહામંત્રી સોમપ્રભ પણ પાંચ હજાર રણશૂરા સુભટો સાથે આવી ગયા હતા. મહારાજા શુભમતિએ એક હજાર હાથીનું સૈન્ય, દસ હજાર અશ્વ–દળ, પાંચ હજાર રથોનું સૈન્ય અને દશ હજાર પદાતિનું સૈન્ય તૈયાર રાખ્યું હતું.

મહારાજા દશરથે એક ગુપ્તચરને અયોધ્યા મોકલી દશ હજાર સૈનિકોને કૌતુકમંગલ બોલાવી લીધા હતા.

પ્રયાણના આગલા દિવસે મહારાજા દશરથે સેનાપતિ વિક્રમરાજ, મહામંત્રી સોમપ્રભ, અને મહારાજા શુભમતિને બોલાવી સમગ્ર વ્યૂહ સમજાવ્યો.

'વિક્રમરાજ, તમારે રાજગૃહીના દક્ષિણ દ્વાર પર યુદ્ધ આપવાનું.'

'જેવી આજ્ઞા.'

'તે માટે તમને અયોધ્યાના સેનાપતિ વીરદેવ તરફથી સંકેતો મળતા રહેશે.'

'તે પ્રમાણે અનુસરણ થશે.'

'મહામંત્રી સોમપ્રભ પશ્ચિમ–દ્વારે શત્રુઓને પરાજિત કરી નગરમાં પ્રવેશ કરે.'

'જેવી મહારાજાની આજ્ઞા પરંતુ મિથિલાપતિની ઇચ્છા એવી છે કે મારે આપની સાથે રહેવું.' મહામંત્રીએ નતમસ્તક બની કહ્યું.

'એવી જરૂર લાગતાં તમને બોલાવી લેવાશે'

'તથાસ્તુ.'

'મહારાજા શુભમતિ હસ્તિસેનાનું નેતૃત્વ કરીને મુખ્ય પૂર્વદિશાના પ્રવેશ દ્વાર પર આક્રમણ કરે. જ્યારે કૌતુકમંગલના સેનાપતિ શ્રીવત્સ અશ્વદળ અને પાયદળને લઈ મહારાજા શુભમતિની પાછલી હરોળમાં યુદ્ધ આપે.'

'મારી સાથે રથદળ અને અયોધ્યાનું પાયદળ રહેશે. મારું કાર્ય જે મોરચા પર સહાયતાની જરૂર હશે ત્યાં પહોંચી જવાનું રહેશે'

'યથોચિત છે.' સહુએ સંમતિ આપી.

'ઉત્તરમાં સેનાપતિ વીરદેવ પાંચ હજાર સુભટો સાથે પહોંચી ગયા છે...'

કૌતુકમંગલના સંરક્ષણની જવાબદારી કૈકયીના માથે નાખવામાં આવી. જોકે કૈકયીની ઇચ્છા દશરથની સાથે જ રહેવાની હતી. તેણે દશરથને ખૂબ સમજાવ્યા. શુભમતિને પણ વિનંતિ કરી; પરંતુ તેને કૌતુકમંગલમાં જ રહેવાની ફરજ પડી.

પ્રયાણને સૂર્યોદય થયો અને રણવાદ્યો બજી ઊઠયાં.

સર્વપ્રથમ મહારાજા દશરથનો રથ ગતિશલ બન્યો; તેમની સાથે મહારાજા શુભમતિ અને પાછળ હસ્તિદળ, રથદળ તથા પાયદળ ચાલવા માંડયું. બંને રાજાઓએ પહેલા પડાવમાં વિશેષ રોકાવાનું નક્કી કર્યું અને સેનાપતિ વિક્રમરાજ તથા મહામંત્રી સોમપ્રભે ઝડપથી આગળ પ્રયાણ કર્યું. અહીં બે દિવસ સુધી દશરથ શુભમતિ સાથે સતત યુદ્ધ-પરામર્શ કરતા રહ્યા. ત્રીજા દિવસે તેઓ આગળ વધ્યા.

રસ્તામાં સામેથી એક અશ્વારોહી ઝડપથી આવી રહ્યો હતો. નજીક આવતાં તેણે અયોધ્યાનો ધ્વજ આકાશમાં લહેરાવ્યો, અને અશ્વ પરથી નીચે ઊતરી મહારાજ દશરથ પાસે આવ્યો. એક ગુપ્ત પત્ર મહારાજાના હાથમાં મૂકયો. મહોર તોડી દશરથે પત્ર વાંચી બે હાથમાં પત્રને મસળતાં... તેમણે શુભમતિ સામે જોયું.

'મહામાત્ય શ્રીષેણને મગધ–સમ્રાટે કારાગારમાં પૂરી દીધા છે.'

'ચિંતા નહીં', એ જ કારાગારમાં મહારાજા દશરથ મગધસમ્રાટને પૂરશે.'

'મગધ–સમ્રાટે પણ પૂરી તૈયારી કરવા માંડી છે.'

'સ્વાભાવિક છે.'

'પરંતુ વીરદેવના પરાક્રમનો સ્વાદ તો કયારનોય મગધ–સૈનિકોને મળવો શરૂ થઇ ગયો !'

'કેવી રીતે ?'

'એ તો ત્યાં ગયા પછી ખબર પડશે. પરંતુ મગધ

યુવરાજ નંદન અત્યારે વીરદેવના કબજામાં છે !'

'હેં ?'

'હા, તેથી મગધ–સમ્રાટ યશોધર ખૂબ છંછેડાયો છે અને યુદ્ધ માટે સખત તૈયારીઓ ચાલી રહી છે...'

'અરે, પહેલાં પોતાના પુત્રને તો વીરદેવના કારાવાસમાંથી મુક્ત કરે !'

'વીરદેવે સમ્રાટને ચેતવણી આપી છે.'

'શાની ?'

'મહામાત્ય શ્રીષેણને મારા હવાલે કરો...તમારો પુત્ર તમને મળી જશે.'

'ઘમંડી સમ્રાટ નહીં માને !'

'બીજી ચેતવણી પણ આપી છે...'

'કહો '

'જો શ્રીષેણને કોઈ કષ્ટ આપવામાં આવ્યું તો યુવાન યુવરાજ યમલોકમાં પહોંચી જશે !'

'વાહ વીરદેવ ! વાહ !' શુભમતિ બોલી ઊઠયા.

'ધન્યવાદ જેટલો વીરદેવને આપો છો તેટલો જ અંજલિને આપો ! આ યોજના બતાવી અંજલિએ અને પાર પાડી વીરદેવે !'

પ્રયાણ ઝડપી બન્યું થોડા દિવસમાં જ સેનાપતિ વિક્રમરાજ અને મહામંત્રી સોમપ્રભે મગધ–ભૂમિમાં પ્રવેશ કર્યો.



## આક્રમણ

'મગધ-સમ્રાટને નિવેદન કરવાનું કે અયોધ્યાપતિ દશરથ વિશાળ સૈન્ય સાથે ધસી આવ્યા છે.' એક ગુપ્તચરે આવીને મગધ-સમ્રાટ યશોધરને સમાચાર આપ્યા.

'અયોધ્યાયપતિ દશરથ ? ન હોય. તેમની તો ક્યારની ય બિભીષણના હાથે હત્યા થઈ ગઈ.'

'તે ખોટી વાત છે. મગધ-ભૂમિમાં તેમનું સૈન્ય પ્રવેશી ચૂક્યું છે.'

મગધ-સમ્રાટ સમાચાર સાંભળી સ્તબ્ધ બની ગયા. મનોમન મહામાત્ય શ્રીષેણ પર ભારે રોપે ભરાયા. એક બાજુ યુવરાજ નંદનનું અપહરણ અને બીજી બાજુ અયોધ્યાનું આક્રમણ...ક્ષણભર તેઓ મૂંઝાયા. ત્યાં મગધ-મહામાત્ય મણિરત્ન, સેનાપતિ સુગુપ્ત અને દંડનાયક સુમન આવી પહોંચ્યા. સહુ વિહ્‌વળ અને કોપયુક્ત હતા.

'મહારાજા, યુવરાજને મુક્ત કરવા ગયેલા બે હજાર સૈનિકોની પહાડીમાં ક્રૂર કત્લ કરવામાં આવી. વીરદેવ ત્યાં એકાકી નથી. તેની સાથે પાંચ હજાર અયોધ્યાના સુભટો છે.'

દંડનાયક સુમને સમાચાર આપ્યા. સમ્રાટના રોષમાં ઘી હોમાયું. તે ઊભા થઈ ગયા અને કમરેથી ખડ્ગ ખેંચી કાઢી બોલ્યા :

'તમારાથી એ કાર્ય નહીં થાય, હું જાતે જઈશ. જોઉં છું એ વીરદેવ કોણ છે?'

'મગધ–સમ્રાટ નિશ્ચિંત રહે. એ માટે બીજી વ્યવસ્થા થઈ ગઈ છે.' મહામંત્રી મણિરત્ને કહ્યું.

'પરંતુ હવે એટલી જ વ્યવસ્થા નથી કરવાની. અયોધ્યાપતિ દશરથ ચાલીશ હજાર સૈનિકો સાથે મગધ-ભૂમિમાં પ્રવેશી ચૂકયા છે...' સુમનનો સ્વર કંપતો હતો.

'મગધ–સૈનિકો તેમને હાંકી કાઢવા સમર્થ છે.' સેનાપતિ સુગુપ્તે આશ્વાસન આપ્યું.

'અત્યાર સુધી બધાની વાત સાંભળી રહેલા કુટનીતિજ્ઞ સૂર્યદેવે ગંભીર સ્વરે કહ્યું :

'સેનાપતિ, મગધ–સૈન્ય માટે કોઈ શંકા કરવાનું પ્રયોજન નથી, પરંતુ તત્કાલમાં જ ઉત્તરની પ્રહાડીમાં બે હજાર માગધ–સૈનિકોની વીરદેવે શી સ્થિતિ કરી, તે આપણે જાણીએ છીએ. અયોધ્યાપતિ દશરથે પ્રતિવાસુદેવ રાવણના અનુજ બિભીષણને પણ થાપ આપી તે આજે આપણને જાણવા મળ્યું છે. એટલુંજ નહીં દશરથની સાથે કૌતુક-મંગલના મહારાજા શુભમતિ તેમના પચીસ હજારના સૈન્ય સહિત છે. ઉત્તરાપથના સમ્રાટ હરિવાહનનો પ્રસિદ્ધ સેના-પતિ વિક્રમરાજ દશહજાર યોદ્ધાઓ સહિત મગધ–ભૂમિને

ઉજાડતો, મગધ–સૈનિકોને પરાજિત કરતો ઉન્મત્ત સિંહની જેમ દોડી આવે છે. મિથિલાપતિના મહામાત્ય સોમપ્રભ પાંચહજાર સુભટો સાથે સહુથી આગળ છે...

આ નાજુક પરિસ્થિતિમાં તત્કાલ પ્રતિકારનાં મજબૂત પગલાં ભરવા જોઈએ, અને શત્રુઓને આગળ વધતા અટકાવી દેવા જોઈએ.'

સૂર્યદેવનું કથન સાંભળીને સેનાપતિ સુગુપ્ત ઉત્તેજિત થઇ ગયો; તેણે તુરત જ સૈન્યના નાયકોને બોલાવી યોગ્ય આદેશ આપી દેવા સમ્રાટને વિનંતિ કરી.

'જાઓ, તુરત સેનાનાયકોને બોલાવી લાવો.'

સમ્રાટે આજ્ઞા કરી. સેનાપતિ સુગુપ્તે સુભટોને મોકલી સેનાનાયકો બોલાવી મંગાવ્યા. ઉપરાંતમાં નગરશ્રેષ્ઠિ, કોટવાલો કિલ્લાના ગુપ્ત દ્વારના રક્ષકો...વગેરે મહત્ત્વના સર્વ પુરુષોને બોલાવવામાં આવ્યા.

નગરશ્રેષ્ઠિએ રાજગૃહીમાં ફેલાયેલા ભયને વ્યક્ત કરી પ્રજાજનોની લાગણી પ્રગટ કરી. સમ્રાટે સંરક્ષણનું આશ્વાસન આપ્યું અને સેનાપતિને પૂછ્યું.

'રાજગૃહીમાં હાલ તુર્ત કેટલું સૈન્ય છે?'

'બે હજાર હસ્તિઓની સેના છે. દશહજાર અશ્વોની સેના છે. પાંચહજાર રથની સેના છે. અને ચાલીસ હજારનું પદાતી સૈન્ય છે.'

'બહાર કેટલું સૈન્ય છે?'

'મગધની સીમાઓ પર જુદા જુદા દશહજાર સૈનિકો પથરાયેલા છે.'

'કોઈ ચિંતાનું કારણ નથી. પૂર્વના મુખ્ય પ્રવેશદ્વારની બહાર મહામાત્ય મણિરત્ન દશહજાર અશ્વારોહીઓ સાથે શત્રુઓને યુદ્ધ આપે. સેનાપતિ સુગુપ્ત વીસહજાર સુભટો સાથે કિલ્લા પર રહી ત્યાંથી જ શત્રુઓને જર્જરિત કરે. દંડનાયક સુમન દશ હજાર સુભટોને લઈ ઉત્તરની પહાડીઓમાંથી ધસી આવનાર વીરદેવને જીવતો કે મરેલો પકડી લાવે. બે હજાર ગજની સેના સાથે હું પોતે અયોધ્યાપતિની ખબર લઈશ. દશ હજારનું સૈન્ય બીજી બે દિશાઓમાં વહેંચાઈ જાય. પાંચ હજાર રથનું સૈન્ય મહામાત્યની પાછળ હરોળમાં રહી મહામાત્યની આજ્ઞા અનુસાર યુદ્ધ આપે.'

સમ્રાટ યશોધરે નગરમાં યુદ્ધની ભેરી વગડાવી દીધી. અયોધ્યાના મહામાત્ય શ્રીષેણના કારવાસ પર સખત પહેરો ગોઠવી દેવામાં આવ્યો.

×

રાત્રિનો ગાઢ અંધકાર રાજગૃહીમાં છવાયેલો હતો, છતાં રોજની જેમ આજે રાજગૃહીનાં વિલાસગૃહોમાં દીપક– માલાઓ અને નૃત્યના ઝમકાર સંભળાતા ન હતા. આજે તો હાથીઓના હેષારવ અને અશ્વોના હણહણાટ સંભળાતા હતા. ખડ્ગોના ખડખડાટ અને ધનુષ્યના ટંકાર શ્રવણગોચર થતા હતા.

રાજગૃહનાં દ્વારો બંધ કરી દેવામાં આવ્યાં હતાં.–

કિલ્લા પર વીસ હજાર માગધ–સુભટો પૂરી સાવધાનીથી શત્રુઓની પ્રતીક્ષા કરી રહ્યા હતા. કિલ્લાની બહાર અપાર જલથી ભરેલી વિશાળ ખાઈ પરથી પુલોને ઉઠાવી લેવામાં આવ્યા હતા. ખાઇની આ બાજુ મહામાત્ય મણિરત્ન દસ હજાર અશ્વારોહીઓ સાથે પૂર્વ દિશામાં પડાવ નાંખીને રહ્યા હતા. પાંચ હજાર રથપતિનું સૈન્ય પણ ખાઈના કિનારે જ ખડું હતું.

બીજી બાજુ મિથિલાના મહામાત્ય સોમપ્રભ પાંચ હજાર સુભટો સાથે, રાત્રિની નીરવ શાંતિનો ભંગ ન થાય તે રીતે રાજગૃહી તરફ આવી રહ્યા હતા. તેમનું પ્રયાણ પશ્ચિમ દિશા તરફ હતું. રાત્રિના બીજા પ્રહરના પ્રારંભે તો તેઓ પોતાના નિયત સ્થાને પહોંચી ગયા. પહોંચતાંની સાથે જ તેમના સામે કદાવર, ભવ્ય, પ્રતિભાશાલી, હાથમાં માત્ર એક લાંબી ચમકતી ખુલ્લી તલવાર સાથે એક મનુષ્યાકૃતિ આવી ઊભી. તેણે પ્રશ્ન કર્યો :

'આપ મહામાત્ય સોમપ્રભ ?'

સોમપ્રભ સાવધાન થઇ ગયા. તેમણે પોતાના મ્યાનમાંથી તલવાર ખેંચી કાઢી. પેલી આકૃતિ ખડખડાટ હસી પડી.

'સારું કર્યું. એ ખુલ્લી તલવાર સાથે આપે મારી સાથે ચાલવાનું છે.'

'તમે કોણ છો ?' સોમપ્રભ રોષ અને શંકાથી આગળ ધસ્યા.

પ્રત્યુત્તરમાં પુનઃ ખડખડાટ હાસ્ય ! અને જવાબ મળ્યો :

'વીરદેવ !'

'ઓહ...'

સોમપ્રભ વીરદેવને ભેટી પડયા.

'કહો, શી આજ્ઞા છે ?' સોમપ્રભે મજાક કરતાં પૂછયું.

'આજ્ઞા નહીં, યોજના.'

'યોજના બતાવો.'

'આજે ચોથા પ્રહરના પ્રારંભે આપે રાજગૃહીમાં પ્રવેશ કરવાનો છે.'

'હું.'

'આપની સાથેના પાંચ હજાર સુભટો અને મારી સાથેના પાંચ હજાર સુભટો એમ દશ હજાર સુભટો આપની સાથે રહેશે. ચોથા પ્રહરના પ્રારંભે પશ્ચિમ દિશાનું દ્વાર ખૂલી જશે.'

'પછી ?'

'આપને મગધ સેનાપતિ સુગુપ્ત કે જે વીસ હજાર સુભટો સાથે કિલ્લા પર છે તેને યુદ્ધ આપવાનું છે. ચોથા પ્રહરના અંતે આશા રાખું છું કે પૂર્વનું પ્રવેશદ્વાર તૂટશે અને અયોધ્યાપતિ રાજગૃહીમાં પ્રવેશ કરશે !'

'બીજું કાંઈ ?'

'બસ, જય ઋષભદેવ !'

વીરદેવ અંધકારમાં અદૃશ્ય થઈ ગયો. સોમનાથ વીરદેવના અપ્રતિમ સાહસ અને શૌર્યની મનોમન પ્રશંસા

કરતા ઊભા રહ્યા. બીજી બાજુ વીરદેવના સુભટો પશ્ચિમના મોરચે આવવા લાગ્યા.

વીરદેવ ત્યાંથી પૂર્વ તરફ રવાના થયો. પહેલાંની યોજનાનુસાર દક્ષિણ તરફ જતા વિક્રમરાજને તેણે રોકયો અને ઉત્તરની પહાડીઓ તરફ જવા સૂચન કરી લીધું.

'જુઓ, આપને દંડનાયક સુમન દશ હજાર સુભટો સાથે ભેટશે!

'ભેટી લેવાશે!'

'પરંતુ ચતુર્થ પ્રહરનો પ્રારંભ થયા પૂર્વે નહીં.'

'તથાસ્તુ.' વિક્રમરાજે ઉત્તર દિશા તરફ પ્રયાણ કર્યું.

બસ, હવે વીરદેવ અયોધ્યાપતિની રાહ જોવા લાગ્યો. બીજો પ્રહર ચાલી રહ્યો હતો. બીજા પ્રહરના અંતે તો તેને પુનઃ ઉત્તરમાં જવાનું હતું. અંજલિ અને શંબલ ઉત્તર તરફ જલ–ખાઈના કિનારે વીરદેવની પ્રતીક્ષા કરતાં ઊભાં હતાં. બીજો પ્રહર અડધો વીતી ચૂકયો હતો; ત્યાં એક તીર સનનન...કરતું વીરદેવના ખભા પાસે પસાર થઈ ગયું. વીરદેવ પાસેની ઝાડીમાં પેસી ગયો અને પોતાના ધનુષ્યને સંભાળ્યું. થોડી જ ક્ષણોમાં ત્યાંથી હાથીઓની સેના પસાર થવા લાગી...સેંકડો હાથીઓ છતાં કોલાહલનું નામ નહીં! વીરદેવનું હૃદય હસી ઊઠયું. અયોધ્યાપતિનું આગમન થઈ રહ્યું હતું. તે ઝાડીમાં ને ઝાડીમાં આગળ વધ્યો.

એક ઉત્તુંગ શિખરના રથમાં તેણે અયોધ્યાપતિને

જોયા. ઝડપથી બહાર નીકળ્યો....બહાર નીકળતાં જ અયોધ્યાના સૈનિકોએ ઘેરી લીધો. દશરથની દૃષ્ટિ વીરદેવ પર પડી. પરંતુ અંધકારમાં તે વીરદેવને બરાબર ઓળખી ન શક્યા.

'તેને મારી પાસે લાવો.' દશરથે આજ્ઞા કરી.

'વીરદેવને દશરથની સામે ઉપસ્થિત કર્યા.

'કોણ ?'

'હું"

'વીરદેવ ?' અવાજ પરથી દશરથે વીરદેવને ઓળખી લીધો. સૈનિકો હટી ગયા.

સેવક પોતે !'

'કહે, બધું બરાબર છે ?'

'ભગવાન ઋષભદેવની કૃપાથી.'

'શી યોજના છે ?'

'યોજના તો આપે સૂચવવાની છે !'

'નહીં', મગધ–અભિયાનનું સેનાપત્ય વીરદેવને સોંપવામાં આવે છે....'

'મહારાજાની કૃપા.'

'કહો સેનાપતિ વીરદેવ, શી યોજના છે ?' દશરથે વીરદેવની પીઠ થાબડી.

'મગધ મહામાત્ય દશ હજાર અશ્વારોહીઓ સાથે રાજગૃહીના મુખ્ય દ્વારે ઊભા છે. સાથે પાંચ હજાર રથપતિ

સૈન્ય તેની પાછળ રહેલું છે. ખુદ મગધ-સમ્રાટ બે હજાર હસ્તિનું સૈન્ય લઈ આપની રાહ જુએ છે.'

'બસ ?'

'જી હાં, બાકીનાઓનો મુકાબલો વિક્રમરાજ, સોમપ્રભ અને વીરદેવ કરી લેશે.'

'બાકીના કેટલા છે ?'

'ચાલીસ હજાર સુભટો! વીસ હજાર કિલ્લા પર છે. વીસ હજાર બીજી-બીજી દિશાઓમાં.'

'ઠીક છે.'

'ચોથા પ્રહરનો પ્રારંભ થતાં જ આપે આક્રમણ કરી દેવાનું છે.'

'એ પ્રમાણે જ થશે.'

'આજ્ઞા ફરમાવો ?'

'જાઓ, વિજય પ્રાપ્ત કરો.'

વીરદેવે આકાશ તરફ જોયું. બીજો પ્રહર પૂર્ણ થવાની તૈયારી હતી. તેણે ટૂંકો માર્ગ પકડયો અને ઝડપથી ઉત્તર તરફ દોડયો.

જલ-ખાઈના કિનારે અંજલિ અને શંબલ વીરદેવની પ્રતીક્ષા કરી રહ્યાં હતાં. અંજલિ આકાશના તારાઓ જોઈ રહી હતી. બીજો પ્રહર પૂર્ણ થવામાં થોડી જ ક્ષણો બાકી હતી. વીરદેવના આગમનનાં ચિહ્નો દેખાતાં ન હતાં. તેણે શંબલને કહ્યું :

'શંબલ, વીરદેવ હજુ ન આવ્યો.'

'આવી જવો જોઈએ.'

'કંઈ અમંગલ...'

'છી છી...નાયકની શક્તિ આગળ સેંકડો અમંગલો ભાગી જાય છે!'

'તારી વાત સાચી છે શંબલ, પરંતુ આ તો યુદ્ધનો મામલો છે. શત્રુઓ ગીધ–દૃષ્ટિથી આપણને શોધી રહ્યા છે.'

'ભલે શોધે, હમણાં જ તે ગીધડાંઓ રણમાં રોળાઈ જશે...'

બંને ચૂપ થઇ ગયાં. ઉત્તરની પહાડીઓમાંથી મશાલોનો પ્રકાશ દેખાવા લાગ્યો હતો. બંનેને આશ્ચર્ય થયું, કારણ કે વીરદેવના સુભટો તો પશ્ચિમમાં રવાના થઈ ગયા હતા...ત્યાં વળી બીજા સૈનિકો ક્યાંથી પહોંચી ગયા? મગધના સૈનિક તો હવે પહાડીઓમાં પ્રવેશ કરવાનો સ્વાદ ચાખી ચૂકયા હતા. બંને ધારી ધારીને એ બાજુ જોઇ રહ્યાં. ત્યાં બંને પાછળથી એકદમ ધીમો ધ્વનિ આવ્યો.

'અંજલિ...શંબલ...'

'અહીં...આ બાજુ.' અવાજ વીરદેવનો હતો. સાંભળી અંજલિએ પણ યોગ્ય જવાબ આપ્યો. વીરદેવ પાસે આવ્યો; અને કહ્યું:

'ત્રીજા પ્રહરનો પ્રારંભ થઇ ચૂક્યો છે. હવે જરાય

વિલંબ કર્યા વિના આપણું કામ શરૂ કરી દેવું જોઇએ.'

'આપણા ગયા પછી એવા સમાચાર મળ્યા છે કે ગુપ્ત દ્વારમાં એક હજાર સુભટો ગોઠવવામાં આવ્યા છે. ત્યાં માત્ર આપણે ત્રણ...'

'નહીં આપણી સાથે ઓછામાં ઓછા સો સુભટો હોવા જોઇએ.' અંજલિએ શંબલની વાતને સમર્થન આપ્યું.

'પરંતુ હવે આપણી પાસે સમય કયાં છે?'

'આ સામે પહાડીમાં સૈનિકોની હલચલ છે, કોણ છે?' અંજલિએ પૂછયું.

'વિક્રમરાજના દશ હજાર સુભટો!

'તો શંબલ જાય અને સો સુભટો લઈ આવે.'

'ભલે, પણ તુરત જ કામ થવુ જોઇએ. વીરદેવે પોતાની મુદ્રિકા શંબલને આપી અને શંબલ તુરત પહાડી તરફ દોડયો.

જલ-ખાઇના કિનારે એક નાવ બાંધેલી હતી. તેમાં એક સાથે પચીસ માણસોથી વધારે માણસો બેસી શકે એમ ન હતા. વીરદેવે નાવિકને બોલાવ્યો. નાવિકે સો સુભટોને બે ફેરામાં જ લઈ જવાથી હામ ભીડી. નાવિક શંબલનો ખાસ વિશ્વાસપાત્ર પુરુષ હતો.

ત્રીજા પ્રહરની બે ઘડી વીતી અને શંબલ આવી પહોંચ્યો. તેની પાછળ એક-એક સુભટ ચુપકીથી આવી રહેલ હતો. સો સુભટો આવી ગયા. વીરદેવે પૂછયું :

'પ્રાણુ હોડમાં મૂકીને સાહસ કરવાનું છે...જેને પ્રાણ વહાલા હોય તે પાછા જઇ શકે છે.'

'સેનાપતિ વીરદેવની આજ્ઞા સામે અમારાં પ્રાણનું સમર્પણ છે.' સુભટોએ જવાબ આપ્યો.

'જય ઋષભદેવ!'

વીરદેવ–અંજલિ અને શંબલ નાવમાં ઊતર્યાં. તેમની પાછળ બરાબર છેતાલીસ સુભટોને લેવામાં આવ્યા. નાવ કિનારેથી છૂટી અને પશ્ચિમ તરફ આગળ વધવા લાગી.

એક ઘડીમાં નાવ પશ્ચિમના ગુપ્ત દ્વારે કિલ્લાની ભીંતને અડીને ઊભી રહી. ગુપ્ત દ્વાર પાણીમાં નીચે પચાસ ગજની ઊંડાઇએ હતું. શંબલ એક સમયે આ ગુપ્ત દ્વારના રક્ષક તરીકે રહી ચૂક્યો હતો, તેથી તેમાં પ્રવેશ કરવાની કળાથી પરિચિત હતો.

શંબલે એક મજબૂત દોરડું નાવમાંથી બહાર કાઢ્યું. તેનો એક છેડો વીરદેવના હાથમાં આપ્યો અને બીજો છેડો પોતાની કમરે બાંધી દઈ તે અગાધ જલમાં કૂદી પડ્યો.

થોડી જ ક્ષણોમાં નીચેથી દોરડું ઢીલું પડ્યું. વીરદેવે દોરડું ખેંચી લીધું અને પોતાની કમરે બાંધી પાણીમાં અદૃશ્ય થઈ ગયો. દોરડું સુભટોના હાથમાં હતું. પુનઃ નીચેથી દોરડું ઢીલું પડ્યું, બહાર ખેંચી કાઢવામાં આવ્યું અને અંજલિ તે બાંધીને પાણીમાં ઊતરી પડી.

એક પછી એક, નાવના બધા જ સુભટો નીચે પહોંચી ગયા. નાવિક દોરડું લઈ, ઝડપથી કિનારે આવ્યો ને



## મગધવિજય

અંધકારમાં સહુ આગળ વધવા લાગ્યાં. ત્યાં અચાનક શંબલ ઊભો રહી ગયો. તેની સામે એક ભીંત આવી ગઇ હતી. તે અંદરનું બીજું દ્વાર શોધવા લાગ્યો. સહુ થંભી ગયા. શંબલ ભીંતે ભીંતે આગળ વધવા લાગ્યો. અડધી ઘડી સુધી દ્વાર ન મળ્યું. સુભટો અંદર ગૂંગળાવા લાગ્યા. વીરદેવ ચિંતાતુર બની ગયો.

ત્યાં એક ધડાકો થયો અને બધા જ સુભટો નીચે ઊતરી ગયા ! કોઇને કંઇ સમજ ન પડી. આખી ને આખી ભૂમિ જ નીચે ઊતરી ગઇ. નીચે પહોંચતાં જ જોયું કે તેઓ સેંકડો માગધ-સુભટોથી ઘેરાયેલા ઊભા હતા.

એક ક્ષણનોય વિલંબ કર્યા વિના અંજલિ એકદમ ઊછળી અને બે હાથમાં બે તલવારો સાથે શત્રુઓ પર તૂટી પડી...બસ, વીરદેવનું અદમ્ય વીર્ય ઊછળ્યું અને સો સુભટો સાથે તે પણ માગધ સૈનિકો પર તૂટી પડયો. થોડી ક્ષણોમાં તો વીરદેવે પાંચ-પચાસ માગધોને ભૂશરણ કરી દીધા. અયોધ્યાના સુભટો પણ અપૂર્વ શૌર્યથી યુદ્ધ કરી રહ્યા હતા.

શંબલ ધીરે ધીરે પશ્ચિમના દ્વાર તરફ ખસતો જતો હતો. તેની પાછળ વીરદેવ પણ સરકી રહ્યો હતો. પરંતુ તેણે જોયું તો અંજલિ શત્રુઓ વચ્ચે ઘેરાઈ ગઈ હતી છતાં ય વિફરેલી વાઘણની જેમ તે શત્રુઓને કાપી રહી હતી. વીરદેવ દોડયો અને શત્રુઓનું લક્ષ પોતાના તરફ ખેંચી અંજલિને ત્યાંથી સરકી જવા ઇશારો કર્યો. અંજલિ શંબલ તરફ વળી. તેણે આકાશ સામે જોયું. ત્રીજા પ્રહરને પૂર્ણ થવામાં માત્ર એક ઘડી ખૂટતી હતી.

વીરદેવના સુભટોએ સેંકડો માગધ-સૈનિકોને પૂરા કરી નાંખ્યા હતા. છતાં હજુ તેમનું કાર્ય પૂર્ણ થયું ન હતું. વીરદેવ પશ્ચિમના દ્વાર તરફ દોડયો. રસ્તામાં જે આવ્યા તે વીરદેવની તલવારનો સ્વાદ ચાખી સદા માટે ભૂમિશયન કરવા લાગ્યા.

વીરદેવે પોતાના સુભટો તરફ દૃષ્ટિ નાખી...લગભગ પંચાસ સુભટો બચેલા હતા. હજુ તેને લગભગ બસો શત્રુઓને યમલોકમાં પહોંચાડવાના હતા. શત્રુઓની મશાલોનો પ્રકાશ કિલ્લાની અંદરની સ્થિતિનું દર્શન કરાવતો હતો.

શંબલ અને વીરદેવ યમરાજની જેમ પુનઃ શત્રુઓ પર તૂટી પડયા...અંજલિએ વીરદેવની રક્ષા પૂરતું જ લક્ષ આપી લડવા માંડયું. દ્વારરક્ષકો મોટી સંખ્યામાં માર્યા ગયા. હવે થોડા રહ્યા હતા. વીરદેવે ગર્જના કરી :

'કાં વીરદેવનું શરણ સ્વીકારો, કાં મોતને ભેટો....'

વીરદેવનું નામ સાંભળી માગધ-સૈનિકો સ્તબ્ધ બની ગયા અને શરણાગતિ સ્વીકારી લીધી. વીરદેવે આજ્ઞા કરી :

'દ્વાર ખોલી નાંખો' કેકા બોલાવતાં દ્વાર ખૂલી ગયાં. વીરદેવે જોયું તો સામે જ સેંકડો મશાલો સળગી રહી હતી. અને સોમપ્રભ દશ હજાર સુભટો સાથે સેંકડો નાવડીઓમાં જલખાઈ વટાવતા આવી રહ્યા હતા. કિલ્લા ઉપરથી સતત તીરોની વૃષ્ટિ થઇ રહી હતી. સેનાપતિ સુગુપ્ત પૂર્વ તરફથી પશ્ચિમમાં આવી રહ્યો હતો. વીરદેવના મનમાં એક વિચાર દોડી ગયો. તેણે શંબલના કાનમાં એક વાત કરી. અને શંબલ પચાસ સુભટોને લઈ કિલ્લા પર ચઢી ગયો... હાથમાં મશાલ લઈને ઊભેલ સેંકડો સુભટોને ઘાસની જેમ કાપવા માંડયા. કિલ્લા ઉપર અંધારું થઇ ગયું. સૈનિકોની દૃષ્ટિમાં નાવો દેખાતી બંધ થઈ ગઈ. સોમપ્રભે ઝડપથી પ્રવેશ કરી દીધો...

વીરદેવ શંબલ અને અંજલિ સાથે ત્યાંથી અદૃશ્ય થઈ ગયો. પૂર્વ દિશામાં ખૂનખાર જંગ ચાલી રહ્યા હતો. ચતુર્થ પ્રહરને પ્રારંભે દશરથે હુમલો કરી દીધો હતો. સમ્રાટ યશોધરે હસ્તિસેના મેદાનમાં ઉતારી હતી તેની સામે મહારાજા શુભમતિ હસ્તિસેના સાથે ઝઝૂમી રહ્યા હતા. હાથીઓના ગગનભેદી હેષારવથી આકાશમંડળ ધ્રૂજી રહ્યું હતું. બીજી બાજુ મહામાત્ય મણિરત્ન પર વિકરાળ સિંહ જેવા દશરથ તૂટી પડયા હતા.

વીરદેવ એક ઊંચી ટેકરી પર ચઢી યુદ્ધનો રંગ નિહાળી રહ્યો હતો. સાથે સાથે વ્યૂહરચના વિચારી રહ્યો હતો.

ત્યાં તેની દૃષ્ટિ સમ્રાટ યશોધર અને મહારાજા શુભમતિ પર પડી. સમ્રાટ યશોધરે શુભમતિને ઘેરી લીધા હતા. શુભમતિ પ્રાણને હોડમાં મૂકી સમ્રાટને હંફાવી રહ્યા હતા. બંને હાથી પર રહ્યા રહ્યા યુદ્ધ કરી રહ્યા હતા.

વીરદેવની વામ—ચક્ષુ સ્ફુરાયમાન થવા લાગી. શંબલ અને અંજલિને ત્યાં જ રાખી વીરદેવ એક હાથમાં તલવાર અને બીજા હાથમાં ભાલો લઈ દોડયો...એક શત્રુ અશ્વારોહીને યમલોકમાં પહોંચાડી તેના અશ્વ પર ચઢી તે આગળ ધસ્યો. તેણે અશ્વને હસ્તિસેનામાં ઘુસાડ્યો... અને બે હાથે હાથીઓની પ્રચંડ સૂંઢને કાપતો તે મહારાજા શુભમતિની નિકટ પહોંચી ગયો.

પરંતુ તે થોડો મોડો પડી ગયો. યશોધરે એક તીક્ષ્ણ ભાલાનો ઘા શુભમતિ પર કર્યો અને શુભમતિ હાથી ઉપર જ ઢળી પડયા. વીરદેવ યશોધરની આ ધૃષ્ટતા પર અતિ રોષાયમાન બની ગયો. શુભમતિનો માવત માલિકને લઈ ત્યાંથી નીકળી ગયો.

વીરદેવે પોતાના અશ્વને સમ્રાટના હાથીની ચારેકોર ઘુમાવવા માંડયો. શત્રુ સૈનિકો વીરદેવને ઘેરી લેવા લાખ પ્રયત્ન કરવા લાગ્યા, પરંતુ વીરદેવની તલવારનો એક ઘા તેમની માટે બસ થઈ જતો હતો. વીરદેવે સમ્રાટના હાથીની સૂંઢ કાપી નાખી હાથીને ઘાયલ કરી લીધો. હાથી ભાગવા લાગ્યો. વીરદેવે ભાગતા હાથીની પીઠમાં ભાલો ભોંકી દઈ સમ્રાટને નીચે ઊતરવા ફરજ પાડી.

સમ્રાટ હાથી પરથી ઊતરી અશ્વારોહી બન્યા. વીરદેવે ગર્જના કરી—

'મને ખ્યાલ હતો કે યુવરાજને લેવા સમ્રાટ આવશે. પરંતુ આજે વીરદેવને સમ્રાટને લેવા આવવું પડ્યું છે !'

'ઓહો, તું જ દુષ્ટ વીરદેવ છે !'

'દુષ્ટ વીરદેવ નહીં પરંતુ યમરાજ વીરદેવ !'

'તો લે...' સમ્રાટે ભાલાનો ઘા વીરદેવ પર કર્યો. વીરદેવે ઘા ચુકાવી વળતો ઘા કરી સમ્રાટના અશ્વને ધરાશાયી કરી દીધો. સમ્રાટ ભૂમિ પર યુદ્ધ કરવા લાગ્યા. વીરદેવે પણ અશ્વ છોડી દીધો અને સમ્રાટ સાથે યુદ્ધ કરવા માંડ્યું.

અચાનક અયોધ્યાના સુભટોએ આનંદનો મહાધ્વનિ કર્યો. મહારાજા દશરથે મગધ–મહામાત્ય મણિરત્નને સખત ઘાયલ કરી, જીવતો પકડી, પોતાની શિબિરમાં મોકલી દીધો હતો.

દશરથ હવે સમ્રાટ તરફ વળ્યા. અયોધ્યાના સૈન્યે પુનઃ જોશપૂર્વક ધસારો કર્યો અને મગધ–સૈનિકોને ત્રાસ પોકારાવી દીધો. જો કે અયોધ્યાનું સૈન્ય પણ ઘણું ખુવાર થઇ ગયું હતું.

સોમપ્રભે પશ્ચિમના દ્વારેથી જેવો પ્રવેશ કર્યો તેવો સેનાપતિ સુગુપ્તે પ્રચંડ સામનો કર્યો. તુમુલ યુદ્ધ મચી ગયું. સોમપ્રભ સાથે દસહજાર સુભટો હતા, જ્યારે સુગુપ્ત વીસહજાર સુભટો સાથે તુટી પડ્યો હતો. માગધ–સૈનિકોએ

પ્રારંભમાં એવું શૂરાતન બતાવ્યું કે સોમપ્રભ ક્ષણભર સ્તબ્ધ જેવા બની ગયા. પરંતુ બે ઘડી પછી સોમપ્રભનું અજબ પરાક્રમ સુગુપ્તને જોવા મળ્યું. જેમ ખેડૂતો ઘાસ કાપે તેમ સોમપ્રભ માગધ–સૈનિકોને કાપવા લાગ્યા અને પૂર્વના દ્વાર તરફ આગળ વધવા લાગ્યા.

સુગુપ્ત ચિંતાતુર બન્યો. તેણે સૈનિકોને આજ્ઞા કરી કે સોમપ્રભને ઘેરી લો; અને પૂર્વ તરફ જતાં અટકાવી દો. પરંતુ અયોધ્યાના સુભટોએ સુગુપ્તની ભાવનાને ધૂળ ભેગી કરી દીધી. સોમપ્રભે હવે સીધું આક્રમણ સુગુપ્ત પર કરી દીધું. એક પ્રહાર કરી સુગુપ્તના ખડ્ગને તોડી નાખ્યું અને વીજળી વેગે તેના પર કૂદી પડી જમીનદોસ્ત કરી દીધો. તેની છાતી પર ખડ્ગ ધરી દીધું.

અયોધ્યાના સુભટો સુગુપ્તને પકડીને પોતાની શિબિરમાં લઈ ચાલ્યા. સોમપ્રભ પૂર્વદ્વારે પહોંચી ગયા અને દ્વાર ખોલી નાંખ્યાં. અયોધ્યાના સુભટો દ્વાર પર ગોઠવાઈ ગયા. ચતુર્થ પ્રહરની અંતિમ ઘટિકા ચાલી રહી હતી. બહાર સમ્રાટનું દશરથ સાથે ઘોર યુદ્ધ ચાલી રહ્યું હતું. વીરદેવે જેયું તો પૂર્વ દ્વાર ખૂલી ગયું છે તે દશરથ પાસે જઈ પહોંચ્યો.

'આપ નગરીમાં પ્રવેશ કરી દો.'

દશરથ પ્રવેશ દ્વાર તરફ વળ્યા. અહીં વીરદેવે સમ્રાટની ખબર લેવા માંડી. શંબલ અને અંજલિ પણ આવી

પહોંચ્યાં. ત્રણ બાજુથી સમ્રાટ પર સખત પ્રહાર થવા લાગ્યા. ઘવાયેલો સમ્રાટ ઊછળ્યો. વીરદેવના માથા પર મુદ્‌ગરનો પ્રહાર કરી દીધો. વીરદેવ લોહી વમતો ભૂમિ પર આળોટવા લાગ્યો. શંખલે વીરદેવને તત્કાલ ઉઠાવી લીધો અને તે ચાલ્યો ગયો. અંજલિ ક્રોધથી ધમધમી ઊઠી. તેણે રણચંડીનું સ્વરૂપ ધારણ કર્યું અને સમ્રાટ સાથે ઝૂમવા લાગી. વીરદેવ ઘવાયાના સમાચાર દશરથને મળ્યા. સોમપ્રભ દશરથ પાસે જ ઊભા હતા. તે દોડયા અને યુદ્ધમેદાન પર આવી પહોંચ્યા. પરંતુ અંજલિએ તેમને રોકયા અને કહ્યું :

'મારા પિતાને ઘાયલ કરનાર અને મારા સાથીદારને ભૂમિ પર પટકનાર અધમ સમ્રાટને હું જ યમલોકમાં પહોંચાડીશ.'

અંજલિએ એક ભાલાનો ઘા કરી સમ્રાટના મુગટને તોડી નાખ્યો...અને બે હાથમાં કરાળ કાળ જેવી તલવારો સાથે તે સમ્રાટને હંફાવવા લાગી. સમ્રાટના એક એક ઘાને ચુકાવી તેણે સમ્રાટને થકવી નાખ્યો...અને એક સખત પ્રહાર કરી સમ્રાટના એક હાથને શરીરથી જુદો કરી દીધો... બીજો પ્રહાર કરી સમ્રાટના ઉદરને ચીરી નાંખ્યું...

સમ્રાટ પડયા. અયોધ્યાપતિ દશરથે રાજગૃહીના દ્વાર પર ફરકતા મગધ–ધ્વજને હટાવી અયોધ્યાના ધ્વજને ફરકાવી દીધો. અયોધ્યાના સૈન્યે મહારાજા દશરથનો જયકાર બોલાવ્યો.

ઉત્તરની પહાડીઓ તરફથી આક્રમણ કરી વિક્રમરાજ

દંડનાયક સુમનને અને એના હજારો સુભટોને પરાજિત કરી આવી પહોંચ્યો. સુમનને પણ જીવતો પકડી લેવામાં આવ્યો હતો.

રાજગૃહીમાં મહારાજા દશરથની આણ વર્તાવી દેવામાં આવી. મહારાજા દશરથે સોમપ્રભ, વિક્રમરાજ અને અંજલિ સહિત રાજગૃહીના રાજમહાલયમાં પ્રવેશ કર્યો. સમ્રાટના અંતઃપુરમાં કારમું આક્રંદ થઈ રહ્યું હતું. દશરથે અંતઃપુરમાં સાન્ત્વનાનો સંદેશ મોકલ્યો અને નગરમાં અભયનો ઢંઢેરો પીટાવી દીધો. પ્રજાજનો ભયમુક્ત બન્યા.

નવા રાજ્યની વ્યવસ્થાનું કાર્ય સોમપ્રભ અને વિક્રમરાજને સોંપી દશરથ અને મહારાજા શુભમતિ વીરદેવ પાસે ગયા. બંનેની હાલતમાં સારો સુધારો હતો. અંજલિ બંનેની સેવામાં તત્પર હતી. સંધ્યા સમયે મગધ-સમ્રાટના શરીરનો સન્માનપૂર્વક અગ્નિ–સંસ્કાર કરવામાં આવ્યો.

બીજે દિવસે સર્વપ્રથમ કાર્ય મહામંત્રી શ્રીષેણને કારાવાસમાંથી મુક્ત કરવાનું કરવામાં આવ્યું. ખુદ મહારાજા દશરથ પોતે કારાવાસમાં જઈને શ્રીષેણને ભેટી પડયા. શ્રીષેણને લઈ દશરથ રાજસભામાં આવ્યા.

રાજસભામાં એકબાજુ બંદી-અવસ્થામાં મગધ–મહાઅમાત્ય, સેનાપતિ સુગુપ્ત, દંડનાયક સુમન તેમ જ અન્ય સૈન્ય–અધિકારીઓને ખડા કરવામાં આવ્યા હતા. બીજી બાજુ મહામંત્રી શ્રીષેણ, સોમપ્રભ, વિક્રમરાજ, વીરદેવ વગેરે પોતપોતાના આસન પર આરૂઢ થયા હતા.

સિંહાસન પર મહારાજા દશરથ બિરાજિત થયા હતા. તેમની પાસે જ બીજા સિંહાસન પર મહારાજા શુભમતિ બિરાજમાન હતા. નગરના અગ્રગણ્ય નાગરિકો પણ મોટી સંખ્યામાં ઉપસ્થિત હતા. રાજસભાનો પ્રારંભ મગધના મંગલ–પાઠકોએ ભગવાન ઋષભદેવની સ્તુતિ દ્વારા કર્યો. ત્યારબાદ મહારાજા દશરથે આજ્ઞા કરી;

'યુદ્ધ–કેદીઓને મુક્ત કરી દો.'

વીરદેવ આગળ આવ્યો અને સર્વ પ્રથમ મગધ-મહામાત્ય મણિરત્નનાં બંધન ખોલી નાંખ્યાં. ત્યાર પછી સુગુપ્ત, સુમન વગેરેને પણ બંધનમુક્ત કરવામાં આવ્યા. મહારાજાની આજ્ઞાથી તેમને ડાબી બાજુનાં આસનો પર બેસાડવામાં આવ્યા. મહારાજા દશરથે મગધ–વિજયમાં જેમણે જેમણે સહાય કરી તેમના પ્રત્યે આભાર પ્રદર્શિત કર્યો. મહારાજા શુભમતિને સર્વ પ્રથમ યાદ કરી ધન્યવાદથી વિભૂષિત કર્યા. ત્યારબાદ વીરદેવનાં સાહસ, શૌર્ય, વફાદારી અને કુશળતાની ભૂરિ ભૂરિ પ્રશંસા કરી, વીરદેવને પાસે બોલાવી રત્નજડિત ખડ્ગ ભેટ કર્યું. પછી સમ્રાટ હરિવાહનના સેનાપતિ વિક્રમરાજના બેજોડ પરાક્રમને બિરદાવી સન્માન કર્યું. મિથિલાના મહામંત્રી સોમપ્રભની અદ્‌ભુત વીરતાની પ્રશંશા કરી દશરથે તેમને વારંવાર ધન્યવાદ આપ્યા.

સહુથી છેલ્લે દશરથે અંજલિદેવીને યાદ કરી..:

'અંજલિની હું કયા શબ્દોમાં પ્રશંસા કરું ? તે વીરપુત્રી છે ..તેની સૂક્ષ્મ બુદ્ધિ, અદ્‌ભુત વીરતા અને ભયાનક

સંકટોનો મુકાબલો કરવાનું સાહસ અવર્ણનીય છે... ખરેખર મહારાજા શુભમતિએ અંજલિને મગધ–અભિયાનમાં અવસર આપી, યોગ્ય સન્માન કર્યું છે... હું એ કન્યારત્નનું કેવું સન્માન કરું ?'

અંજલિ ભૂમિ પર દૃષ્ટિ રાખીને પોતાના પિતા પાસે બેઠી હતી. તેની દૃષ્ટિ વીરદેવ પર ક્યારેક જતી હતી. જાણે કે મગધવિજયનો સંપૂર્ણ યશ તે વીરદેવને આપવા ચાહતી હતી. ત્યાં મહારાજા દશરથે ઘોષણા કરી;

'હું આજથી વીરદેવને મગધ–સામ્રાજ્યના મહામાત્ય તરીકે જાહેર કરું છું...'

સભામાં આનંદના પોકાર થવા લાગ્યા. વીરદેવ આસન પરથી ઊઠીને મહારાજા સમક્ષ આવ્યો. મહારાજાએ મંત્રીપદની મુદ્રિકા અર્પણ કરી. નતમસ્તકે વીરદેવે મંત્રીપદની મુદ્રિકા ગ્રહણ કરી અને કહ્યું :

'હું વીરદેવ, પરમાત્માની અને મારા આત્માની સાક્ષીએ પ્રતિજ્ઞા કરું છું કે જ્યાં સુધી મારા શરીરમાં પ્રાણ રહેશે ત્યાં સુધી હું મગધ–સામ્રાજ્યને અને મગધ સમ્રાટને વફાદાર રહીશ.'

પુનઃ જોરશોરથી આનંદના પોકારો થવા લાગ્યા.

ત્યારબાદ મહારાજા દશરથે મણિરત્નને, સુગુપ્તને અને સુમનને પણ રાજ્યનાં ઉચ્ચ સ્થાનો પર સ્થાપિત કરી, તેમનું યથોચિત સન્માન કર્યું. તેમણે પણ તે સન્માન

સ્વીકારી વફાદારી જાહેર કરી. અંતે મહારાજા દશરથે પોતાની નીતિ જાહેર કરતાં કહ્યું :

'હું જાણું છું કે મગધમાં ધર્મના નામે નિરપરાધી લાખો પશુઓનાં બલિદાન દેવામાં આવે છે. સેંકડો નિરપરાધી નિર્દોષ મનુષ્યોને જીવતા ને જીવતા અગ્નિમાં હોમી દેવામાં આવે છે....આ ભયંકર વિકૃતિને હું તત્કાલ મિટાવવા માગું છું. સર્વ જીવોને જીવવાનો અધિકાર છે. 'જીવો અને જીવવા દો.' ભગવાન ઋષભદેવની આ કલ્યાણકર સંસ્કૃતિને હું ફેલાવવા માગું છું. મને સંપૂર્ણ વિશ્વાસ છે કે આ સંસ્કૃતિમાં સર્વ જીવો સુખી બનશે. તમે સહુ તન–મનથી આ સંસ્કૃતિને સ્વયં જીવનમાં જીવીને તેનો પ્રચાર કરશો તેવી મને શ્રદ્ધા છે.'

'મહારાજાની ભાવના અવશ્ય સફળ થશે.' મહામાત્ય વીરદેવે ઊભા થઈ અનુમોદન કર્યું. સભાનું વિસર્જન થયું. મહારાજા શુભમતિએ કૌતુકમંગલ તરફ પ્રયાણ કર્યું; બીજી બાજુ સોમપ્રભ અને વિક્રમરાજ પણ થોડો સમય રાજગૃહીનું આતિથ્ય ભોગવી પોતપોતાના સ્થાને રવાના થયા. મહામાત્ય શ્રીષેણ તો ક્યારનાય અયોધ્યા પહોંચી ગયા હતા, કારણ કે ત્યાંથી મહારાણી અપરાજિતા તથા સુમિત્રાને રાજગૃહી મોકલવાની હતી.

અંજલિ રાજગૃહીમાં રોકાઈ હતી; કારણ કે કૈકેયી રાજગૃહી આવી રહી હતી.

વીરદેવ મગધના રાજ્યને સુવ્યવસ્થિત કરવામાં પરોવાઇ ગયો હતો. ઘણા દિવસથી તે અંજલિને પણ મળ્યો ન હતો. એક દિવસ અચાનક વીરદેવ અંજલિ સામે આવી ઊભો:

'મગધ–મહામાત્ય વીરદેવનો જય હો !' અંજલિએ વ્યંગમાં ઊભા થઈને સ્વાગત કર્યું !

'મગધ–મહામાત્ય ન કહે, અંજલિ–બંધુ કહે !'

'મારા બંધુનો જય હો !'

'વિચારીને કહે છે ?'

'એમાં શું વિચારવાનું ?'

'એ કે હું તારો ભાઇ છું ?'

અંજલિ વીરદેવ સામે જોઈ રહી. વીરદેવની આંખો ભીની હતી.

'વીરદેવ, તારા જેવા પરાક્રમી અને સાત્ત્વિક પુરુષને ભાઈ બનાવીને હું કૃતાર્થ બની છું...'

'અંજલિ ખરેખર આપણે ભાઇ–બહેન છીએ...'

'હેં ?'

'હા, તારા અને મારા પિતા એક છે...માતા ભિન્ન !' અંજલિ વીરદેવ સામે સ્તબ્ધ બની જોઈ રહી.

'મહારાજ શુભમતિએ અહીંથી જતાં જતાં મને ખાનગીમાં બોલાવી કહ્યું...'

'વીરદેવે વાતને સ્પષ્ટ કરી. અંજલિ ગંભીર વિચારમાં ડુબી ગઈ...થોડી ક્ષણો પછી તેણે કહ્યું:

'વીરદેવ, હું કૌતુકમંગલ જઈશ....'

અંજલિએ બોલી તો નાખ્યું પરંતુ વીરદેવની આંખો આંસુથી ભરાઈ ગઈ હતી.




## રામ–લક્ષ્મણ

'राज्यं सर्वत्र दोष्मताम्' પરાક્રમી પુરુષો જ્યાં જાય ત્યાં તેમનું રાજ્ય સર્જાઈ જાય છે. અયોધ્યાથી છૂપી રીતે નીકળી ગયેલા મહારાજા દશરથે મગધનું સામ્રાજ્ય પ્રાપ્ત કર્યું. અયોધ્યાથી અપરાજિતા વગેરે રાણીઓનું અંતેપુર પણ રાજગૃહીમાં આવી ગયું. આનંદપ્રમોદ અને ભોગવિલાસમાં સમય વિતવા લાગ્યો.

અપરાજિતાએ એક રાત્રિએ ચાર મહાસ્વપ્ન જોયાં. જોઈને તે આનંદિત બની ગઈ. તેણે સ્વપ્નમાં હાથી, સિંહ ચન્દ્ર અને સૂર્ય, આ ચાર જોયાં. આ પ્રકારે ચાર સ્વપ્ન બલદેવના જન્મનું સૂચન કરતાં હોય છે. અપરાજિતાએ મહારાજાને પોતાના સ્વપ્નની વાત કહી. દશરથ ખૂબ પ્રસન્ન થયા.

બ્રહ્મદેવલોકનો એક મહાન ઋદ્ધિમાન દેવ પોતાનું આયુષ્ય પૂર્ણ થતાં, ત્યાંથી ચ્યવીને અપરાજિતાની કુક્ષિમાં અવતર્યો. દિનપ્રતિદિન અપરાજિતાનું સૌંદર્ય અને લાવણ્ય વૃદ્ધિ પામવા લાગ્યું. વિવિધ પ્રકારના ઉત્તમ મનોરથો

જાગવા લાગ્યા. મહારાજા દશરથ પ્રત્યેક મનોરથને પૂર્ણ કરવા લાગ્યા. દિવસો પૂર્ણ થયા. અપરાજિતાએ સંપૂર્ણ લક્ષણયુક્ત પુત્રરત્નને જન્મ આપ્યો. પ્રથમ પુત્રરત્નના જન્મથી મહારાજા દશરથ હર્ષથી નાચી ઊઠયા. પૂર્ણિમાના ચાંદને જોઇ જેમ સમુદ્ર હર્ષથી ઘુઘવે છે! ચિન્તામણીની જેમ દશરથે દાન આપવા માંડયું. પુત્રજન્મના આનંદમાં દાન દેવાની રીતિ હોય છે.

નગરજનોએ તો દશરથ કરતાં પણ મહાન મહોત્સવ ઉજવવા માંડયો. રાજમહેલમાં હજારો નગરવાસીઓ ઊભરાવા માંડયા. દુર્વા-પુષ્પ-ફલ વગેરેથી પરિપૂર્ણ પાત્ર લઈ લઇને રાજાને ભેટ કરવા લાગ્યા. નગરની શેરીઓમાં ઠેર ઠેર કુલવધૂઓ મંગલ ગીતો ગાવા લાગી. રાજમાર્ગો પર સુગંધી જલનો છંટકાવ કર્યો. સર્વત્ર તોરણોની હાર-માળાઓ લાગી ગઇ. અનેક રાજા-મહારાજાઓ ઉત્તમ ભેટણાં લઇને દશરથની સેવામાં ઉપસ્થિત થવા લાગ્યા. શ્રીરામનો પુણ્યપ્રભાવ અત્યારથી જ દૃષ્ટિગોચર થવા લાગ્યો.

શુભ દિવસે પુત્રનું નામ પાડવામા આવ્યું 'પદ્મ.' પદ્મ પૃથ્વી પર 'રામ' નામથી પ્રસિદ્ધ થયો. રાજગૃહીનો રાજમહાલય શ્રી રામના પગલે આનંદવિભોર બની ગયો.

શ્રી રામનો જન્મ થયા બાદ દેવી સુમિત્રાએ સ્વપ્નમાં સાત મહાસ્વપ્ન જોયાં. નિદ્રાનો ત્યાગ કર્યો અને જોયેલા સ્વપ્નનું પુનઃ અવધારણ કરી લીધું. મહારાજા દશરથ પાસે જઇને તેણે સ્વપ્નનું નિવેદન કર્યું. સ્વપ્ન સાંભળીને દશરથ

ખૂબ આનંદિત થયા, અને કહ્યું—

'દેવી, આ રીતે ગજ, સિંહ, ચંદ્ર, અગ્નિ, શ્રીદેવી અને સમુદ્ર, સાત સ્વપ્ન વાસુદેવના જન્મનું સૂચન કરતાં હોય છે. અવશ્ય તમારી કુક્ષીમાં વાસુદેવ બનનાર જીવનું આગમન થયું છે.'

મહારાજાનું કથન સાંભળી સુમિત્રાએ હર્ષ વ્યક્ત કર્યો. ગર્ભનું સુયોગ્ય પાલન કરતી સુમિત્રા કાળ નિર્ગમન કરવા લાગી. નવ મહિના પૂર્ણ થતાં સુમિત્રાએ પુત્રરત્નને જન્મ આપ્યો. જાણે જગતનો મિત્ર પૃથ્વી પર અવતર્યો! રાજાએ નગરનાં સર્વ જિન ચૈત્યોમાં અષ્ટ પ્રકારી પૂજાઓ રચાવી મહાન જિન-જન્માભિષેકનો મહોત્સવ ઉજવ્યો. કારાવાસમાં રહેલા કેદીઓને મુક્ત કરી દીધા. વિપુલ દાન દેવા માંડ્યું. પુરુષોત્તમનો જન્મ સહુ જીવોના સુખ માટે થાય છે. રાજા-પ્રજા સહુએ અપૂર્વ સુખનો અનુભવ કર્યો.

શ્રી રામનો જન્મમહોત્સવ કરતાં પણ સુમિત્રાનંદનનો જન્મમહોત્સવ અતિ ભવ્યતાથી મહારાજા દશરથે ઉજવ્યો. તેમાં કારણ હતું સુમિત્રાનંદનનું વાસુદેવપણાનું પુણ્ય!

પુત્રનું નામ પાડવામાં આવ્યું 'નારાયણ.' નારાયણ વિશ્વમાં 'લક્ષ્મણ' તરીકે પ્રસિદ્ધ થયા.

રામ અને લક્ષ્મણની જોડીએ મગધને મોહી લીધું. જે કોઈ રામ-લક્ષ્મણને જોતું...તેની આંખો ઠરી જતી. હૃદયમાંથી પ્રેમની ધારા વહેવા માંડતી. તેમનું રૂપ, તેમનું લાવણ્ય, તેમની વાણી...બધામાં એવી મોહિની ભરી હતી

કે મહારાજા દશરથ જ નહીં, મહારાણી અપરાજિતા કે સુમિત્રા જ નહીં, પરંતુ અનેક રાજા-મહારાજાઓ અને નગરજનો, રામ-લક્ષ્મણને જોઇ જોઈ આનંદવિભોર બની ગયા.

ધાવમાતાઓ દ્વારા બંનેનું લાલન-પાલન થવા માંડયું. કાળના નિરંતર વહી રહેલા પ્રવાહમાં બંને ભાઇઓનો બાલ્યકાળ વીતી ગયો અને તરુણાવસ્થામાં પ્રવેશ થયો. મહારાજાએ બંનેના વિદ્યાભ્યાસ માટે કુશળ કલાચાર્યો-વિદ્યાચાર્યોની નિયુક્તિ કરી. પરંતુ કલાચાર્યો-વિદ્યાચાર્યો તો સાક્ષી માત્ર રહ્યા, રામ-લક્ષ્મણ તો એવો ક્ષયોપશમ લઇને જ જન્મ્યા હતા કે અલ્પ કાળમાં જ તેમણે સર્વ-કલાઓ અને વિદ્યાઓ પ્રાપ્ત કરી લીધી.

પ્રતિદિન તેઓનું શસ્ત્રકૌશલ્ય પ્રજાજનોને જોવા મળતું. તેઓનું કાયબળ અને શસ્ત્રબળ જોઈને મહારાજા દશરથ અતિપ્રસન્નતા અનુભવવા લાગ્યા ભવિષ્યની અનેક યોજનાઓ તેમના મનમાં સ્ફૂરવા લાગી.

એક દિવસની વાત છે.

મહારાજા દશરથ મગધની ભવ્ય રાજસભામાં સિંહાસનારૂઢ હતા. મંત્રીવર્ગ, શ્રેષ્ઠિવર્ગ અને સેંકડો અગ્રણી પ્રજાજનો રાજસભામાં પોતપોતાના યોગ્ય આસને બેઠા હતા. નૃત્યાંગનાઓનું નૃત્ય ચાલી રહ્યું હતું; ત્યાં દ્વારપાલે રાજસભામાં પ્રવેશ કર્યો અને મહારાજાને પ્રણામ કરી ઊભો રહ્યો. નૃત્ય સમાપ્ત થયું. દ્વારપાલે કહ્યું :

'મગધ સમ્રાટનો જય હો. અયોધ્યાના મહામંત્રી આપનાં દર્શન કરવા ચાહે છે.'

'મહામંત્રીને તુરત જ સન્માનપૂર્વક લઈ આવ.'

મહારાજાએ મગધ મહામાત્ય વીરદેવ તરફ દૃષ્ટિ કરી. મગધમહામાત્ય તો અયોધ્યાના મહામંત્રીના આગમનના સમાચાર સાંભળી ઊભા થઈ ગયા હતા. મહારાજાની અનુમતિ મળી જતાં વીરદેવ રાજસભાની બહાર ચાલ્યા, ત્યાં તો સામે જ મહામંત્રી શ્રીષેણ દેખાયા. એ જ ગંભીર મુખમુદ્રા, વિશાલ ભાલપ્રદેશ અને ધવલ કેશકલાપ! શ્વેત અધોવસ્ત્ર, પીત રેશમી ઉત્તરાસંગ અને રક્તવર્ણીય ઉપાનહ, બે હાથ પર સ્વર્ણમય ભુજાબંધ અને કટીતટ પર સુવર્ણ-મેખલા. વીરદેવ શ્રીષેણનાં ચરણોમાં ઢળી પડયા. શ્રીષેણે વીરદેવને પોતાના બે હાથમાં પકડી ઊભા કરી દીધા. વીરદેવની આંખોમાં આંસુ ઊભરાયાં.

'વીરદેવ, હવે તું માત્ર સૈનિક નથી, પરંતુ મગધના વિશાળ સામ્રાજ્યનો મહામાત્ય છે! મારા તને આશીર્વાદ છે...'

શ્રીષેણ વીરદેવનો હાથ પકડી રાજસભામાં પ્રવેશ્યા. શ્રીષેણે મહારાજા દશરથનું બે હાથ જોડી અભિવાદન કર્યું. દશરથ ઊભા થઈ મહામંત્રીને ભેટી પડયા; અને પોતાની પાસે જ આસન પર બેસાડયા.

થોડી ક્ષણ મૌન પથરાયું.

'કહો, મહામંત્રીજી અયોધ્યા કુશલ છે ને?'

મહારાજા દશરથે પૂછ્યું.

'મહારાજા, આપના પુણ્યપ્રતાપે અયોધ્યામાં કુશળતા છે. પરંતુ અયોધ્યા આપની રાહ જોઈ રહી છે.'

થોડી ક્ષણ મહારાજા દશરથ ઊંડા વિચારમાં ગરકાવ થઈ ગયા. તેમના સ્મૃતિપટ પર અયોધ્યાનાં સંસ્મરણો જાગ્રત થવાં લાગ્યાં. આનંદ અને ગ્લાનિની મિશ્ર લાગણીઓનું સંવેદન અનુભવાવા લાગ્યું.

'મહામંત્રીજી, હવે વિના વિલંબે અહીંથી પ્રયાણ કરીશું.' દશરથે વીરદેવ તરફ અર્થસૂચક દૃષ્ટિ કરી. વીરદેવ અચાનક અયોધ્યાપ્રયાણના નિર્ણયથી કંઈક આશ્ચર્ય અનુભવવા લાગ્યા, કારણ કે મગધમહામાત્ય વર્ષોથી જોઈ રહ્યા હતા કે દશરથ મગધ સામ્રાજ્યને ખૂબ ચાહી રહ્યા હતા. મગધની પ્રજા સાથે દશરથનો આત્મા એકીભૂત બની ગયો હતો. પ્રજાની ઉન્નતિ માટે દશરથે જરાય ખામી રાખી ન હતી. એ દશરથ શું આમ એકાએક મગધને છોડી જશે? વિશેષમાં જ્યારથી રામ-લક્ષ્મણનો જન્મ થયો હતો ત્યારથી તો મગધની પ્રજા રાજકુલ પ્રત્યે પૂર્ણ આત્મીયતા અનુભવી રહી હતી, વીરદેવને એ સંશય પેદા થયો કે 'શું મગધ પ્રજા રાજકુલને અયોધ્યા જવા દેશે? રામ-લક્ષ્મણના વિરહને શું પ્રજા સહન કરી શકશે?'

'વીરદેવ, તમે વિચારસમુદ્રમાં ડૂબી ગયા! હું સમજું છું કે મગધ ભૂમિનો રાગ તોડવો મારા માટે ઘણો દુઃખદ છે. મગધપ્રજાની પ્રીતિનું બંધન અકાટ્ય બની ગયું છે. હું

મગધભૂમિથી ખૂબ પ્રેમ કરું છું...પરંતુ...ઇક્ષ્વાકુ–રાજધાનીમાં જવું આવશ્યક છે. પ્રયોજન ન પૂછશો ! હૃદયનું સંવેદન પ્રયોજન છે ! કેટલાંય પ્રયોજન અપ્રગટરૂપે મનુષ્ય અનુભવે છે. શબ્દોમાં તે સમજી શકતો નથી, સમજાવી શકતો નથી.'

રાજગૃહીમાં વાયુવેગે વાત પ્રસરી ગઈ : 'રાજકુલ અયોધ્યા તરફ પ્રયાણ કરશે !' નગરવાસીઓમાં શોકની ઘેરી લાગણી વ્યાપી ગઈ. રામ–લક્ષ્મણને પણ એ સમાચાર મળી ગયા. પિતાજી આટલો શીઘ્ર નિર્ણય કરશે તેવી કલ્પના તેમને ન હતી. તેઓ જાણતા હતા કે એક દિવસ અયોધ્યા જવાનું છે. અયોધ્યા વિષેની અનેક રસપૂર્ણ વાતો અવસરે અવસરે એમને મહારાજા દશરથ પાસેથી તેમ જ માતાઓ તરફથી સાંભળવા મળતી હતી. અયોધ્યા જોવાની અભિલાષા પણ તેમને હતી. જ્યારે તેમને અયોધ્યા જવાના સમાચાર મળ્યા, તેમને આનંદ થયો. પરંતુ સાથે સાથે મગધભૂમિના ત્યાગની કલ્પનાએ તેમને દુઃખી બનાવી દીધા. મગધભૂમિ પર તેમનો જન્મ થવો...મગધભૂમિ પર તેમનો શૈશવકાળ વીતવો ..મગધભૂમિ પર શસ્ત્રકળામાં નિપુણતા પ્રાપ્ત કરવી અને મગધભૂમિ પર તરુણાવસ્થાનો આનંદ લૂંટવો...મગધની વૈભવપૂર્ણ, પ્રેમમય અને પ્રકૃતિના સૌન્દર્યથી લસલસતી ભૂમિના ત્યાગની કલ્પના તેમને અકળાવી મૂકે તે સ્વાભાવિક છે.

બંને ભાઈઓ અંતેપુરમાં પોતાની માતાઓ પાસે પહોંચ્યા. વિનયપૂર્વક માતાનું અભિવાદન કરીને ઊભા રહ્યા. અપરાજિતાએ કહ્યું :

'કુમારો અયોધ્યાના મહામાત્ય શ્રીષેણને પ્રણામ કરો.'

બાજુમાં એક ભદ્રાસન પર બેઠેલા વયોવૃદ્ધ મહામાત્ય શ્રીષેણ સામે જોઈને બંને કુમારોએ ભક્તિપૂર્વક નમસ્કાર કર્યા. અપરાજિતાએ બંને કુમારોને પોતાની બે બાજુ બેસાડી તેમના માથે વાત્સલ્યભર્યા હાથ મૂકી કહ્યું :

'કુમારો, આ મહામાત્ય શ્રીષેણ છે કે જેમના માટે મેં તમને ઘણી ઘણી વાતો કરી છે. આજે તેઓ આપણને અયોધ્યા લઈ જવા માટે અહીં પધાર્યા છે.'

'એ ઉપરાંત ઈક્ષ્વાકુકુલનાં બે તેજસ્વી રત્નોનાં દર્શન કરવાની પણ અભિલાષા પૂર્ણ કરવા આવ્યો છું...મારી એ અભિલાષા આજે પૂર્ણ થઈ !'

શ્રીષેણ બંને રાજકુમારો તરફ વાત્સલ્યમયી દૃષ્ટિ નાંખતા બોલ્યા, રામ લક્ષ્મણ પણ અયોધ્યાના પીઢ મુત્સદ્દી અને વફાદાર મહામાત્ય તરફ એકીટસે જોઈ રહ્યા.

'પૂજ્ય, મગધનો મોહ જલદી ત્યજાય એવો નથી...' શ્રી રામે કહ્યું.

'કુમાર, મગધને આપનો મોહ એવો લાગી ગયો છે, કે એમના માટે તમારો વિરહ વ્યથા પેદા કરનારો છે.... પરંતુ...'

'પરંતુ શું પૂજ્ય ?'

'પરંતુ આપને અયોધ્યા પધારવું આવશ્યક છે.'

'શાથી ?'

કુમારના પ્રશ્ને મહામંત્રીને વ્યથિત કરી દીધા. વયોવૃદ્ધ મહામંત્રીના મુખ પર ગ્લાનિ ઊપસી આવી. તેમની આંખો સજલ બની ગઈ. તેમની દૃષ્ટિ વાતાયનની બહાર દૂર દૂર રાજગૃહીની પહાડીઓ તરફ દોડી ગઈ...

'કુમાર, ભગવંત ઋષભદેવના ઇક્ષ્વાકુવંશના અસંખ્ય રાજાઓ અયોધ્યાના રાજસિંહાસનને કૃતાર્થ કરતા આવ્યા છે. કુમાર, આજે અયોધ્યાનું રાજસિંહાસન સૂનું છે...વર્ષો વીતી ગયાં...મહારાજા દશરથ જ્યારથી અયોધ્યા છોડી ગયા છે, ત્યારથી અયોધ્યાની પ્રજા આંતરિક મનોવ્યથા અનુભવે છે...વળી...'

'વળી...શું મહામાત્ય ?' અપરાજિતા બોલી.

'મહાદેવી, હવે મારું શરીર પણ જર્જરિત થયું છે. વૃદ્ધાવસ્થાએ મને ઘેરી લીધો છે...ક્યારે હવે આ કાયાનું પિંજર પડી જાય...'

'નહીં', નહીં', મહામંત્રીજી, હજુ અયોધ્યાને આપની સેવા ખૂબ જરૂરી છે...' અપરાજિતાનો સ્વર કોમળ બની ગયો.

'મહાદેવી, જ્યાં સુધી આ શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી તે પ્રાણ અયોધ્યા માટે જ છે...પ્રાણ અને અયોધ્યા

એકમેક બની ગયાં છે...પરંતુ હવે કુદરત એ સંબંધ લાંબો સમય નહીં ટકવા દે.'

'પૂજ્ય, અમે માતાજી અને પિતાજી પાસેથી આપની અયોધ્યા-સેવાની અનેક રોમાંચક...ભવ્ય...તેજસ્વી વાતો સાંભળી છે. પિતાજીની ગેરહાજરીમાં વર્ષો સુધી આપે અયોધ્યાના શાસનને ચલાવ્યું છે. આપની વફાદારી, કર્તવ્યનિષ્ઠા, મહાન બુદ્ધિમત્તા, અદ્ભુત શૌર્ય અને સાહસ આ બધું અમારા હૃદયને ગદ્ગદ કરી નાંખે છે. આ બધું આપના વ્યક્તિત્વને સેંકડો-હજારો-લાખો વર્ષ સુધી અજર-અમર રાખશે. આપની સેવાને અયોધ્યા કદી નહીં ભૂલે.'

'કુમાર, તમારો વિનય ઇક્ષ્વાકુકુલને ઉજ્જવલ કરનાર છે.'

'ભગવાન ઋષભદેવની કૃપા.'

× × ×

આજે રાજગૃહી શોકસાગરમાં ડૂબી ગઈ હતી. લાખ લાખ આંખોમાંથી આંસુઓની ધારા વહી રહી હતી. સ્ત્રી અને પુરૂષ, બાલ અને વૃદ્ધ, તરુણ અને યુવાન...સહુ અમાસની અંધારી રાતના નિગૂઢ અંધકાર જેવી વ્યથા અનુભવી રહ્યાં હતાં. સૂર્ય પણ જાણે નિસ્તેજ બની ગયો હતો. કુલવધૂઓનાં રુદનની હીચકીઓ પથ્થર-હૃદયોને પણ પીગળાવી રહી હતી. આજે મગધ સામ્રાજ્યનાં ગામ-નગરોમાંથી લાખો સ્ત્રી-પુરુષો રાજગૃહીમાં ઊભરાયાં હતાં. શા માટે?

આજે મહારાજા દશરથનું રાજકુલ અયોધ્યા તરફ

પ્રયાણ કરી રહ્યું હતું. જે રાજકુલે માગધ–પ્રજાને પ્રેમનું અમૃતપાન કરાવ્યું હતું...જે માગધ પ્રજાએ રાજકુલને પ્રેમ–સ્નેહની સરિતામાં ભીંજવી નાંખ્યું હતું...તે રાજકુલ આજે મગધભૂમિને છોડી જઈ રહ્યું હતું...ન હતો આનંદ જનારાંઓને, ન હતો આનંદ વિદાય આપનારાંઓને! જનારાંઓને જવું પડતું હતું...વિદાય આપનારાંઓને આપવી પડી રહી હતી. બંનેનાં હૃદય દુઃખી હતાં; બંનેને આ સંસારનાં કર્તવ્યોને અનુસરતાં હૃદય પર પથ્થર મૂકવા પડતા હતા. હાય, આ જ સંસારની અસારતા છે!

આજે લાખો આંખો મગધ–સમ્રાટ દશરથના દેદીપ્યમાન ઉજ્જવલ સુવર્ણ–રજતમય રથ પર નથી મંડાઇ, પરંતુ એ રથમાં શૂન્યમનસ્ક બની બેઠેલા પ્રજાના પરમ પ્રિય દશરથ પર મંડાઇ હતી. એક સમ્રાટ તરીકે દશરથની આંખો દર્દ-ભરી બની ન હતી પરંતુ એક પ્રજાપ્રેમી તરીકે દશરથ દર્દ અનુભવી રહ્યા હતા.

દશરથની આજુબાજુ દેવકુમાર–સદૃશ રામ અને લક્ષ્મણ બેઠા હતા. તેમની આંખોમાં આજે ચમક ન હતી, ઉલ્લાસ ન હતો, ઉમંગ ન હતો. તેઓ રાજગૃહીના રાજ-માર્ગો પર એકઠા થએલા અમાપ માનવ–મહેરામણને જોઈ રહ્યા હતા. માનવ–મહેરામણ જાણે કહી રહ્યો હતો: અમારા વહાલા રાજકુમારો, તમે અમને ન ભૂલી જશો. ભલે મહારાજા અયોધ્યાપતિ હો, તમે તો મગધની માટીમાં જન્મ્યા છો; મગધની માટીમાં ખેલ્યા છો. તમે તો અમારા

મગધસમ્રાટ છો ! મગધને ન ભૂલશો.'

મહારાજા દશરથના રથની પાછળના રથમાં મહાદેવી અપરાજિતા અને સુમિત્રા આરૂઢ હતાં. તેમની પાછળના રથમાં કૈકેયી અને સુપ્રભા બેઠેલાં હતાં. રથો મંદગતિએ ચાલી રહ્યા હતા.

ત્રણે રથોની પાછળ મગધના દંડનાયક વીરદેવ અશ્વારૂઢ બનીને ચાલી રહ્યા હતા. તેમની આંખો સૂજી ગઈ હતી, છતાં તેમાંથી આંસુ સુકાતાં ન હતાં. વીરદેવની સાથે જ અયોધ્યાના મહામાત્ય શ્રાષેણનો અશ્વ ચાલી રહ્યો હતો. તેમની મુખમુદ્રા ગંભીર હતી, જાણે માનવજીવનનાં મૂલ્યોને સમજવા હજુય તેઓ પ્રયત્ન કરી રહ્યા હોય ! નિશ્ચિત કરેલાં મૂલ્યોમાં જાણે પરિવર્તન કરવા તેમનું મન ચેષ્ટા કરી રહ્યું હોય !

પાછળ અશ્વદળ, હસ્તિદળ અને પાયદળની ટુકડીઓ ચાલી આવતી હતી.

રાજગૃહીની સીમા આવી લાગી...કોઇ પાછું જવા તૈયાર ન હતું. 'પાછા વળો' કહેવા કોઈની જીભ ઊપડતી ન હતી. સહુએ ચાલ્યા કર્યું...અચનાક મહારાજાનો રથ અટકી ગયો. તેઓ રથમાં ઊભા થઈ ગયા, પોતાના બંને હાથ ઊંચા કરી મગધપ્રજાને નમસ્કાર કર્યા...અને...પ્રજાનું કરુણ આક્રંદ ફાટી પડયું...મહારાજા અંતિમ સંદેશ દેવા ઊભા થયેલા, પરંતુ તેઓ કંઇ જ ન બોલી શકયા...માત્ર

તેમણે પોતાના હાથથી પ્રજાજનોને પાછા વળવા ઈશારો કર્યો ને તેઓ બેસી ગયા.

રથે ગતિ પકડી...પ્રજાજનો બે બાજુ ઊભાં રહી ગયાં...તેમના દેખતાં દેખતાં જાણે તેમનું સર્વસ્વ ચાલ્યું ગયું...દૂર દૂર ચાલી ગયું.



## સીતાનો જન્મ

અયોધ્યા—આગમન પછી ઘણા દિવસો, ઘણા મહિના વીત્યા હતા, પરંતુ મગધ—સામ્રાજ્યની સ્મૃતિ રાજકુલ પર તેવી જ તાજી હતી, ત્યાં શુભસ્વપ્નથી સૂચિત એક પુત્ર-રત્નનો કૈકેયીએ જન્મ આપ્યો: એનું નામ રાખવામાં આવ્યું ભરત. રાણી સુપ્રભાએ પણ એક સુંદર રાજકુમારને જન્મ આપ્યો. જેનું નામ પાડવામાં આવ્યું શત્રુઘ્ન. ભરત અને શત્રુઘ્નની જોડી એટલે જાણે બીજા બલદેવ—વાસુદેવ! જ્યારે જુઓ ત્યારે બે સાથે જ હોય. આમ રામ—લક્ષ્મણ પણ ભરત—શત્રુઘ્નની જોડીને સુંદર દૂર સુદૂર સ્થાનોમાં લઈ જતા અને અપાર સ્નેહ—મમતાથી સ્વપરના હૃદયને ભરી દેતા.

મહારાજા દશરથ ચાર ચાર પુત્રોને જોઇ અદ્‌ભુત આનંદની અનુભૂતિથી પ્રસન્ન બની જતા.

*

આ જંબૂદ્વીપની વાત છે.

'દારુગ્રામ' નામનું એક નગર હતું. 'વસુભૂતિ' નામનો એક બ્રાહ્મણ 'અનુકોશા' નામની તેની ભાર્યા સાથે ત્યાં વસે.

'અતિભૂતિ' તેમનો એકનો એક લાડકવાયો પુત્ર હતો. 'સરસા' નામની એક ખૂબસૂરત છોકરી સાથે તેનું લગ્ન થયું.

'કયાન' નામનો બ્રાહ્મણ યુવાન અતિભૂતિનો મિત્ર હતો. એકબીજાના ઘરે આવવા-જવાનું સ્વાભાવિક હતું; પરંતુ જ્યારથી અતિભૂતિનું લગ્ન થયું, કયાનની અવર-જવર વધી ગઈ. સરસાનું રસપૂર્ણ સૌન્દર્ય કયાનને સોયાની જેમ કોચવા માંડ્યું. મિત્રપત્ની તેને મીઠી લાગી ગઈ.

સ્મરાતુર મનુષ્ય શું નથી કરતો ! કયાને સરસાને ગમે તે રીતે ભગાડી જવાનો વિચાર કર્યો. તેણે એક યોજના પણ બનાવી લીધી. યોજનાનુસાર એક દિવસ સરસાને લઈ કયાન ભાગી ગયો. અતિભૂતિ મિત્રવિશ્વાસે રહ્યો. કયાને વિશ્વાસઘાત કર્યો.

કયાનને પહેલાં અતિભૂતિ પ્રત્યે સ્નેહ હતો; પરંતુ સરસા પ્રત્યે તેનો રાગ વધી ગયો. એ રાગે સરસાની પ્રાપ્તિ માટે કયાનને ઉશ્કેર્યો...એ ઉશ્કેરાટ કયાન શમાવી ન શકયો...એ ઉશ્કેરાટમાં મિત્રવિશ્વાસને તે ભૂલી ગયો. સરસાને ઉઠાવી જવા પાછળ અતિભૂતિની મનોદશાનો તેણે વિચાર ન કર્યો અથવા તો તે વિચાર કયાન કરી ન શકયો.

જ્યારે અતિભૂતિને ખબર પડી કે તેની પત્ની સરસાને ક્યાન ઉઠાવી ગયો, તેનું ચિત્ત વિહ્વળ બની ગયું. તેના હૃદયને એક ધક્કો લાગ્યો.

તેની આંખ સામે ક્ષણમાં સરસાની સૌન્દર્યભરી દેહલતા આવે છે તો ક્ષણમાં ક્યાનનો ચહેરો દેખાય છે. અતિભૂતિના મનમાં તે બંને પ્રત્યે આગ પ્રગટી ગઈ. તે ઘર છોડીને સરસાની શોધમાં નીકળી પડયો.

ગામ ગામમાં ભટકયો...નગર-નગર શોધી વળ્યો... અનેક પહાડો, અનેક કોતરોમાં ભૂતની જેમ ભટકવા લાગ્યો...પરંતુ સરસા ન મળી...

વસુભૂતિ-અનુકોશા :

પુત્ર અને પુત્રવધૂ-બંનેનો વિયોગ વૃદ્ધ વસુભૂતિ તથા અનુકોશા સહન ન કરી શકયાં. તે બંને પણ ઘર છોડી નીકળી પડયાં...પુત્ર-પુત્રવધૂની ખોજમાં.

ઘણા દિવસો, ઘણા મહિના વીતી ગયા...પુત્રને તેની પત્ની ન મળી, માતા-પિતાને પુત્ર ન મળ્યો કે પુત્રવધૂ ન મળી.

વસુભૂતિ અને અનુકોશાને વનને માર્ગે એક મહાત્મા મળી ગયા.

સૌમ્ય મુખાકૃતિ જોઈને બંનેનાં હૃદય ભક્તિપૂર્ણ બની ગયાં. મુનિચરણોમાં તેઓ વંદન કરી અને નીચે બેસી ગયાં.

જીવનથી તેઓ ઉદ્વિગ્ન હતાં. મહામુનિએ સમગ્ર

સંસારથી તેમને ઉદ્વિગ્ન બનાવ્યાં! સંસારનાં દુઃખ જેવી રીતે અશાન્તિ આપે છે તેવી રીતે સંસારનાં સુખ પણ અશાન્તિ પેદા કરે છે! પુત્ર સંસારનું સુખ ગણાય છે...એ પુત્રનું સુખ આજે વસુભૂતિ–અનુકોશાને દુઃખી બનાવી રહ્યું છે! પત્ની સંસારનું સુખ ગણાય છે. એ પત્નીનું સુખ જ આજે અતિભૂતિને ભૂતની જેમ પૃથ્વી પર ભટકાવે છે!

વૃદ્ધ વસુભૂતિએ મહામુનિનાં ચરણોમાં જીવન સમર્પિત કરી પણ દીધું. ભાગવતી દીક્ષા ગ્રહણ કરી લીધી.

અનુકોશા કમલશ્રી આર્યા પાસે પહોંચી ગઇ અને તેણે પણ ચારિત્ર સ્વીકારી લીધું.

હવે?

મુનિ વસુભૂતિ અને આર્યા અનુકોશાનાં મન પ્રશાન્ત બની ગયાં. સંસારસ્વરૂપના વાસ્તવિક ચિંતનમાં પુત્રવિરહનું દુઃખ ભુલાઇ ગયું. આત્મધ્યાનમાં લીન બની ગયાં.

એક દિવસ તેમણે માટીની કાયા છોડી દીધી. 'સૌધર્મ' નામના પહેલા દેવલોકમાં બંને દેવ થયાં. આયુષ્ય પૂર્ણ થયું અને વૈતાઢ્ય પર્વત પર રથનૂપુર નગરમાં વસૂભૂતિનો જીવ રાજપુત્ર થયો. નામ પાડવામાં આવ્યું ચન્દ્રગતિ. અનુકોશાનો જીવ દેવલોકમાંથી આવ્યો અને તે પણ વૈતાઢ્ય પર્વત પર વિદ્યાધર રાજકુમારી બની. યૌવનમાં આવતાં ચન્દ્રગતિ સાથે તેનું લગ્ન થયું. પુષ્પવતી રથનૂપુર નગરની મહારાણી બની ગઈ.

**સરસા–**

કયાન સરસાને ઉઠાવી ગયો...જ્યારે સરસા કયાન સાથે ચાલી હતી ત્યારે સરસાને કયાનના બૂરા ઇરાદાનો ખ્યાલ ન હતો, કારણ કે કયાન કપટ કરીને સરસાને ભ્રમણામાં નાંખીને ઉપાડી ગયો હતો. બાદમાં કયાને સરસાને પોતાના મનની વાત કહી. સરસાનું હૃદય કંપી ઊઠયું. પતિદ્રોહનું પાપ કરવા તે કેમે ય તૈયાર ન હતી. કયાનની પાપ-વાસનાને સંતોષવા તેણે સ્પષ્ટ ઇન્કાર કરી દીધો. કયાને વિચાર્યું, 'જે સ્ત્રીને મારા પ્રત્યે રાગ નથી, તેના સાથે સંબંધ રાખવાથી શું વિશેષ?' તે એક દિવસ સરસાને છોડીને ચાલ્યો ગયો.

સરસા એકલીઅટૂલી જંગલને માર્ગે આગળ વધી. એક ગામના પાદરમાં પહોંચી. તેને એક પવિત્ર-ચરિત્ર સાધ્વીનો સમાગમ થઇ ગયો. તેને સાધ્વીનું જીવન ગમી ગયું. તેણે પોતાની જિંદગીને સાધુતામાં વ્યતીત કરવાનો નિર્ણય કર્યો અને તે સાધ્વી બની આત્મકલ્યાણમાં જીવ પરોવી...જીવન પૂર્ણ કરી, 'ઇશાન' નામના દેવલોકમાં દેવી બની.

**અતિભૂતિ :**

સરસાના વિરહમાં ઝૂરતો અતિભૂતિ તીવ્ર રાગ... તીવ્ર દ્વેષનો શિકાર બનતો ગયો. દિનપ્રતિદિન તેનું શરીર ક્ષીણ બનતું ગયું...એક દિવસ મૃત્યુએ તેના શરીરને ભસ્મ કરી દીધું.

અતિભૂતિનો આત્મા જાણે બીજી બીજી યોનિઓમાં સરસાને શોધવા લાગ્યો! સંસારની સેંકડો યોનિઓમાં ભટકતો ભટકતો...તે એક સુંદર હંસ બન્યો. હજુ તો તે નાનો હતો...એક કૂતરાના હાથમાં ફસાઈ ગયો, અચાનક એક મહામુનિ ત્યાં આવી ચઢ્યા, કૂતરો હંસને છોડીને ભાગી ગયો. હંસના પ્રાણ કંઠે આવી ગયા હતા. મહામુનિએ હંસને શ્રી નમસ્કાર મહામંત્ર સંભળાવ્યો. હંસના આત્માને શાંતિ મળી. મરીને તે 'કિન્નર' દેવલોકમાં દેવ થયો. શ્રી નમસ્કાર મહામંત્રનો પ્રભાવ અચિન્ત્ય છે.

'કિન્નર'નું દેવલોકમાંથી ચ્યવન થયું, વિદગ્ધનગરમાં જન્મ થયો. 'પ્રકાશસિંહ' રાજા અને 'પ્રવરાવલિ' રાણીનો પુત્ર 'કુંડલમંડિત' બન્યો.

કયાન–

અતૃપ્ત ભોગવાસના લઈને કયાન ભટકતો રહ્યો... તેણે દીર્ઘકાળ સંસારમાં પર્યટન કર્યું. અનેક ભવો ભટકયા પછી ચક્રપુર નગરમાં રાજપુરોહિત ધૂમકેશના ઘેર તેનો જન્મ થયો. તેનું નામ 'પિંગલ' પાડવામાં આવ્યું.

ચક્રપુરના મહારાજા ચક્રધ્વજની પુત્રી અતિસુંદરીનું અધ્યયન જે અધ્યાપક પાસે ચાલતું હતું, પિંગલ એ જ અધ્યાપક પાસે અધ્યયન કરવા આવતો હતો. કેટલાંક વર્ષો વીત્યાં, પિંગલ અને અતિસુંદરી પરસ્પર અનુરાગી બન્યાં. એક દિવસ પિંગલ અતિસુંદરીને લઈને ભાગી ગયો. બંને વિદગ્ધનગરમાં પહોંચ્યાં.

કયાન!

દુર્ભાગી કયાન! પિંગલ બન્યો. રાજ–પુરોહિતનો પુત્ર બન્યો...છતાં ભોગની ભૂખ ભાંગી નહીં! રાજકુમારી અતિસુંદરીને લઈ વિદગ્ધનગરમાં આવ્યો...પણ ત્યાં આજીવિકા કેવી રીતે ચલાવવી, એ સમસ્યા ઊભી થઇ. અતિસુંદરીના દુઃખની કોઈ સીમા ન રહી. પિંગલમાં કોઇ કલાવિજ્ઞાન તો હતું નહીં. તે જંગલમાંથી લાકડાં કાપી લાવી, નગરમાં વેચવા લાગ્યો, અને એ રીતે આજીવિકા ચાલવા લાગી...

અતિસુંદરીનો પ્રેમ ઓસરવા લાગ્યો. પિંગલને તે વારંવાર ટોકવા લાગી, કટુ શબ્દો બોલવા લાગી. બંનેનો ઘરસંસાર દુઃખમય બની ગયો.

એક દિવસ પિંગલ લાકડાં કાપવા માટે જંગલમાં ગયો. અતિસુંદરી ઝુંપડીની બહાર વૃક્ષની નીચે જઈને બેઠી. મધ્યાહ્નની વેળા હતી. તેનું ચિત્ત બાહ્ય દુઃખ અને આંતરિક સંતાપથી સંતપ્ત હતું. તે રાજકુમારી હતી. રાજવૈભવને આવેશમાં ત્યજી દઇ તેણે પિંગલ સાથે ઘરવાસ માંડયો હતો. પરંતુ પિંગલની દરિદ્રતાએ અને વૈભવના આકર્ષણે તેના ચિત્તમાં ચંચળતા પેદા કરી દીધી હતી. તે પોતાના દુર્ભાગ્યને દોષ દઈ રહી હતી; ત્યાં તેની સામે એક અશ્વ આવીને ઊભો રહ્યો. અશ્વ ઉપર પરસેવાથી રેબઝેબ એક રાજકુમાર હતો. વૃક્ષની છાયા નીચે અશ્વ ઊભો રાખી રાજકુમાર નીચે ઊતર્યો; અતિસુંદરીની પાસે આવીને ઊભો.

રાજકુમારની દૃષ્ટિ અતિસુંદરીના સુંદર દેહ પર ચોંટી

ગઈ. અતિસુંદરીની આંખો રાજકુમારની તેજસ્વી મુખમુદ્રા પર સ્થિર થઈ ગઇ...બસ, એકબીજા પ્રત્યે અનુરાગ પ્રગટ થઈ ગયો. પૂર્વભવની પ્રીતિ પુનઃજાગ્રત થઈ ગઈ. અતિસુંદરી રાજકુમાર કુંડલમંડિતની પાસે આવી ઊભી રહી ગઈ.

બંને મૌન હતાં. પરંતુ બંનેની મુખમુદ્રા વાત કરી રહી હતી. બંનેએ એકબીજાને સંમતિ આપી હતી. કુમાર કુંડલમંડિત અતિસુંદરીને રાજમહેલમાં લઈ જવા તૈયાર થયો, ત્યાં તેના મનમાં એક ભય પેદા થયો: 'પિતાજી શું મારો આ સ્નેહસંબંધ કબૂલ કરશે? શું આ સુંદરીને તેઓ રાજમહેલમાં સ્થાન આપશે? પુત્રવધૂ તરીકે તેનો સ્વીકાર કરશે? ના ...એ શકય નથી. પિતાજીના સ્વભાવને હું ઓળખું છું...મારા વિશ્વાસ પર આવેલી આ સુંદરીને ધક્કા મારીને બહાર કાઢવામાં આવે તો શું હું જોઈ રહું?'

કુંડલમંડિતનું ચિત્ત વિચારમાં પડી ગયું. અતિસુંદરીનું મન શંકામાં પડી ગયું—'શું કુમારને મારો પ્રેમ સ્વીકાર્ય નથી?' તે સહસા બોલી ઊઠી.

'કુમાર, શા વિચારમાં પડી ગયા?' કુમાર વિચાર-નિદ્રામાંથી જાગ્યો. તેણે અતિસુંદરી સામે જોયું. અતિ-સુંદરી કુમારની ખૂબ નિકટમાં આવી ગઇ હતી...અનિમેષ નયને તે કુમારના મુખ સામે જોઇ રહી હતી કુમાર અતિ-સુંદરીના લાવણ્યમય મુખ સામે જોઇ ધ્રૂજી ઊઠયો...તેના મુખમાંથી શબ્દો સરી પડયા.

'નહીં સુંદરી, આજથી તું મારી હૃદયેશ્વરી છો...હું

તને છોડી નહિ જાઉં.'

જન્મજન્માંતરના સંસ્કારોનો જ્યારે ઉદય થાય છે, મનુષ્યનું જીવન ક્ષણમાં પલટાઈ જાય છે, ત્યાં એનો પુરુષાર્થ પાછળ રહી જાય છે! દુનિયા એના પુરુષાર્થની ભૂલ બતાવે છે...પરંતુ મનુષ્યના આત્મામાં પડેલા જન્મજન્માન્તરના સંસ્કારોનું પ્રેરક બળ દુનિયા શું જાણે? મનુષ્ય-ના સારા-નરસા પુરુષાર્થ પાછળ તેના આત્મામાં પડેલા જન્મજન્માન્તરના સારા-નરસા સંસ્કારોનું પરિબળ હોય છે. એ સંસ્કારોના ઉદયને નિષ્ફળ કરવાનું સામર્થ્ય-વીર્ય લાખો મનુષ્યમાંથી કોઈ એકાદ મહાપુરુષમાં હોય છે. સારા-નરસા સંસ્કારોનું પરિવર્તન કરવું, એ સામૂલી સામર્થ્યથી શક્ય નથી, તે માટે મહાન્ સામર્થ્ય જોઈએ છે. તે સામર્થ્ય 'વીર્યાન્તરાયકર્મ'ના ક્ષયોપશમથી પ્રાપ્ત થાય છે. બધા જીવોના ક્ષયોપશમ સમાન ન હોઇ શકે. તેમાં કોઈ જીવ ક્ષયોપશમની મંદતાથી બૂરા સંસ્કારોના ઉદયને દબાવી ન શકે, શું તેથી તેનો આત્મા દોષપાત્ર છે? ના! એને તો તે સંસ્કારોને અનુસરવું જ રહ્યું!

રાજકુમાર કુંડલમંડિતે અતિસુંદરીને પોતાના અશ્વ પર બેસાડી દીધી અને તેણે જંગલની વાટ પકડી. અતિ-સુંદરી ન સમજી શકી કે કુમારે રાજમહેલ તરફ ન જતાં

જંગલનો રસ્તો કેમ પકડયો? પરંતુ અશ્વ વાયુવેગે દોડી રહ્યો હતો. અત્યારે કુમારને પ્રશ્ન કરવો ઉચિત ન લાગ્યો. અતિસુંદરી પોતાની જિજ્ઞાસાને મનમાં દબાવી રાખીને બેસી રહી. એને એટલો સંતોષ હતો કે હવે એક સમર્થ પુરુષના હાથમાં સુરક્ષિત છે. એક પ્રેમી કુમાર તેને પત્ની-તરીકે સ્વીકારી ચૂકયો છે.

સૂર્ય અસ્ત થયો ત્યાં સુધી કુમારે અશ્વને વિશ્રામ ન-આપ્યો. સૂર્ય અસ્ત થઈ ગયો. કુમાર એક ગાઢ નિર્જન વનમાં આવી ગયો હતો. જો કે કુમાર માટે આ વન-અપરિચિત ન હતું. તે પૂર્વે પણ અહીં એક–બે વાર આવી ગયો હતો.

કુમારે એક વિશાળકાય વૃક્ષની નીચે અશ્વને બાંધ્યો. અને અતિસુંદરીને નીચે ઉતારી. કુમારે એક લાંબો શ્વાસ છોડયો અને નિરાંત અનુભવી.

'સુંદરી, તું અહીં નિશ્ચિત અને નિર્ભય છે...'

'જયારથી કુમારનાં દર્શન થયાં ત્યારથી હું નિશ્ચિંત અને નિર્ભય બની ચૂકી છું...'

'તું અહીં બેસ, હું વનમાં જઈને ફળ લઈ આવું તથા પાણી પણ લઈ આવું.'

કુમારે ઘોડા પર બાંધેલી પાણીની મશક લીધી અને તે વનમાં ચાલ્યો ગયો. અતિસુંદરી કુમારનાં સાહસ, શૌર્ય અને સૌન્દર્ય પર મુગ્ધ બનતી જતી હતી. હજુ અતિસું-

દરીએ પોતાનો પરિચય કુમારને આપ્યો ન હતો કે કુમારનો પરિચય અતિસુંદરીએ લીધો ન હતો. છતાં જાણે ચિર–પરિચિત હોય તે રીતે તેમનો સંબંધ થઇ ગયો હતો.

કુમાર અલ્પ સમયમાં જ પાછો આવ્યો. પાણીની મશક અતિસુંદરીના હાથમાં આપી અને પોતાના ઉત્તરીય વસ્ત્રમાં બાંધી લાવેલાં ફળોનો ઢગલો કરી દીધો !

'પ્રિયે ! ક્ષુધા લાગી હશે !'

'નાથ, નથી ક્ષુધાનો અનુભવ, નથી તૃષાનો અનુભવ. આપને પામીને હું તો બધું ભૂલી ગઈ છું !'

'મને વિના ઓળખ્યે મારી સાથે...'

'તો મને આપે ઓળખીને સાથે લીધી ?'

'મેં તો તને ઓળખી લીધી હતી.'

'એ રીતે મેં પણ આપને ઓળખી લીધી હતા !'

'સુન્દરી, તારી બુદ્ધિ સૂક્ષ્મ છે...'

'નાથ આપની સમક્ષ તો હું અબુધ છું...'

'ચાલો હવે, આ ફળોને ન્યાય આપીએ...'

કુમાર પોતાની કમરેથી છૂરી કાઢીને ફળોને કાપવા લાગ્યો. અતિસુંદરીએ કુમારના હાથમાંથી છૂરી લઈ લીધી અને ફળના ટુકડા કરી કરી કુમારને ખવરાવવા લાગી.

બન્નેએ પેટ ભરીને ફળો ખાધાં અને પાણી પીધું. કુમાર જંગલમાંથી સૂકું ઘાસ લઈ આવ્યો અને શય્યા

બનાવી. અશ્વ ઉપર બિછાવેલું રક્તવસ્ત્ર કાઢીને તેણે શય્યા પર બિછાવી દીધું. બંનેએ રાત્રિ ત્યાં વ્યતીત કરી.

પ્રભાત થયું. કુમારે આ જંગલમાં મંગલ કરવા વિચાર્યું. અતિસુંદરીએ સંમતિ આપી. ત્યાં ઘાસની અને પર્ણની એક સુન્દર ઝુંપડી બનાવી; બન્ને રહેવા લાગ્યાં.

કુમાર સવારે ચાલ્યો જતો, સંધ્યા સમયે પાછો આવતો. પાછો આવતો ત્યારે કંઈ ને કંઇ સંપત્તિ લઇને આવતો. ક્યારેય અશ્વ પર ધાન્યનાં પોટલાં ઉપાડી લાવતો, તો ક્યારેક સુંદર વસ્ત્રો લઈ આવતો.

અતિસુન્દરી ક્યારેક પૂછતી કે આ બધું તે ક્યાંથી લાવે છે. પરંતુ કુમાર તેનો ઉત્તર ટાળી દેતો, અતિસુંદરીને શંકા પડી ગઈ હતી. પછી તેની શંકા દૃઢ બનતી ગઈ કે કુમારે લૂંટનો ધંધો પકડયો છે.

કુમારે ધીરેધીરે આજુબાજુના લૂંટારાઓને એકઠા કરવા માંડયા. કુમારની પલ્લીમાં પાંચસો લૂંટારાઓનાં ઝુંપડાં વસી ગયાં. સહુનો સરદાર કુમાર. લૂંટારાઓ કુમારની ખૂબ મર્યાદા જાળવતા. ધીરેધીરે પલ્લીમાં કુમારનું ઝુંપડું એક મહેલમાં ફેરવાઈ ગયું. કુમાર પોતાના સાથીદારોને સદૈવ પ્રસન્ન રાખતો. કોઇને કોઇ પણ પ્રકારની તકલીફ ન પડે તેની પૂરી કાળજી રાખતો. અતિસુંદરી પણ ડાકુઓની સ્ત્રીઓ વચ્ચે હળીમળી ગઈ હતી અને એમના સુખે સુખી અને એમના દુઃખે દુઃખી બનતી.

કુમારે લૂંટફાટના ક્ષેત્ર તરીકે અયોધ્યાના રાજ્યની ભૂમિ પસંદ કરી. રોજ તે અયોધ્યાના રાજ્યની સીમમાં ચાલ્યો જતો અને લૂંટ કરી પાછો પોતાની પલ્લીમાં આવી જતો.

તે શા માટે આ બધું કરતો હતો? કારણ કે તેને પુનઃ પિતાનું રાજ્ય પ્રાપ્ત કરવું હતું. આજીજીપૂર્વક નહીં પરંતુ બળપૂર્વક! તે પોતાનું એક સૈન્ય તૈયાર કરવા માગતો હતો. એ માટે વિપુલ ધનરાશિ તે ભેગી કરી રહ્યો હતો.

રોજ ને રોજ લૂંટફાટના સમાચાર મહારાજા દશરથને મળવા લાગ્યા. તેમણે તુરત બાલચન્દ્ર નામના સામન્તને પાંચસો સુભટો સાથે રવાના કર્યો. કુંડલમંડિતને પણ સમાચાર મળી ગયા. પરંતુ તેણે સુભટો સાથે લડી લેવાનો નિર્ણય કર્યો. પોતાના સાથીદારોને તેણે નિર્ણય કહ્યો. સાથીદારો પણ કબૂલ થયા.

પરંતુ ભાગ્યે કુમારને સહારો ન આપ્યો. લડતાં... લડતાં કુમાર બાલચન્દ્રના હાથમાં પકડાઈ ગયો. કુમારના સાથીદારોમાંથી ઘણા યુદ્ધમાં ખપી ગયા હતા. જે બચી ગયા હતા તે પલ્લીમાં ચાલ્યા ગયા. અતિસુંદરીને કુમારના પકડાવાના સમાચાર મળતાં મૂર્ચ્છિત થઈ ગઈ. ચોરોની સ્ત્રીઓ ભેગી થઈ ગઈ. મૂર્ચ્છા દૂર થતાં તે રૂદન કરવા લાગી. ચોર સ્ત્રીઓએ તેને આશ્વાસન આપ્યું અને કહ્યું, 'સરદાર, ક્ષેમકુશળ પાછો આવી જશે.'

સુભટો કુમારને લઈને અયોધ્યા પહોંચ્યા. દશરથે કુમારને જેલમાં પૂરી દેવા આજ્ઞા કરી. કુમારના વ્યક્તિ-ત્વથી દશરથ થોડા પ્રભાવિત તો થયા જ હતા. પાછળથી એ પણ ખબર પડી કે કુમાર તો વિદગ્ધનગરનો રાજ-કુમાર છે! દશરથનો રોષ ઉતરી ગયો, તેમણે કુમારને સન્માન સહિત મુક્ત કર્યો.

કુમાર ત્યાંથી પલ્લી તરફ ચાલ્યો. રસ્તામાં જ મુનિ-ચંદ્ર મહામુનિનો સંપર્ક થયો. માનવજીવનનું મૂલ્ય સમજાયું. જીવનનો આદર્શ સમજાયો. તેણે પોતાના જીવનમાં આમૂલ પરિવર્તન કર્યું. તેણે શ્રાવકનાં બાર વ્રત સ્વીકાર્યાં અને તે પલ્લીમાં આવ્યો.

પલ્લીવાસીઓના હર્ષનો પાર ન રહ્યો. અતિસુન્દરી કુમારને ભેટી પડી. ખૂબ રડી. કુમારે સાન્ત્વન આપ્યું અને પોતાના જીવનપરિવર્તનની વાત કરી. ચોરી-લૂંટને તિલાં-જલિ આપ્યાની વાત કરી. સુંદરી ખુશ થઈ ગઈ. ચોરોની પલ્લી જોતજોતામાં તો આદર્શ ગામ બની ગયું.

જો કે કુમારના હૃદયમાં પિતૃરાજ્ય લેવાની અભિલાષા જાગ્રત જ હતી, પરન્તુ એ અભિલાષા પૂર્ણ થાય તે પૂર્વે જ તેનું મૃત્યુ થઈ ગયું. પતિના વિરહમાં અતિસુંદરીએ પણ પ્રાણત્યાગ કર્યો.

*

પેલો બિચારો પિંગલ? અતિસુંદરીના વિરહમાં ઝુરતો ઉન્મત્ત બની ગયો. ભમતાં ભમતાં એને ગુપ્તાચાર્ય નામના મહામુનિ મળી ગયા. પિંગલ સાધુ બની ગયો...પરંતુ

અતિસુંદરીને તે ભૂલી ન શક્યો. 'અતિસુંદરીના પ્રેમને હૃદયમાં સંઘરીને તે મર્યો...મરીને તે સૌધર્મ દેવલોકમાં દેવ થયો.

કુંડલમંડિત અને અતિસુંદરીના જીવ એક સાથે મિથિલાપતિ જનકની પત્ની વિદેહાની કુક્ષિમાં આવ્યા.

નવ માસ પૂર્ણ થયા. વિદેહાએ પુત્ર-પુત્રીના જોડલાને જન્મ આપ્યો.



## મિથિલા ભયમાં

પિંગલ દેવલોકમાં ગયો; પરંતુ અતિસુંદરીની સ્મૃતિને આત્માની સાથે લેતો ગયો...દેવલોકમાંથી તેણે અવધિ-જ્ઞાનના લોચનથી પોતાનો પૂર્વભવ જોયો.

અતિસુંદરીને ઉપાડી લઈ જનાર કુંડલમંડિત તેની જ્ઞાનદૃષ્ટિમાં ઝડપાઈ ગયો. તેણે કુંડલમંડિતને અને અતિ-સુંદરીને મહારાજા જનકના અંતેપુરમાં જન્મ પામેલાં જોયાં.

દ્વેષથી તે ધમધમી ઊઠયો. એક ક્રૂર વિચાર તેના હૃદયમાં જાગ્રત થયો. તે આવી પહોંચ્યો મર્ત્યલોકમાં. જનકની મિથિલા ત્યારે રાત્રિની શ્યામ સાડી પહેરીને નિદ્રાધીન હતી. જો કે દરવાજા પર જાગ્રત સૈનિકો ચોકી કરી રહ્યા હતા, પરંતુ દુષ્ટ દેવને તે સૈનિકો રોકી શકે એમ ક્યાં હતા ! એ તો પહોંચી ગયો સીધો અંતેપુરમાં.

વિદેહાની સોડમાં તેનો લાડલો કુમાર અને પ્રિય કુંવરી ઊંઘી ગયેલાં હતાં. પિંગલ–દેવે કુમારને ઉઠાવ્યો...

જે કુમારને જોઈ રાજા-રાણી રાજીના રેડ થઈ જતાં હતાં તે જ કુમારને જોઈ પિંગલ-દેવ દ્વેષનો દૈત્ય બની ગયો. આ છે જીવોના નસીબનાં નખરાં! એક ચાહે ને એક દ્વેષ કરે! એક સન્માન આપે ને એક અપમાન કરે! એક ગુણ ગાય અને એક દોષો જુએ!

પિંગલે બાલુડા એવા જન્મજાત કુમારને પથ્થરની શિલા પર પટકીને ખત્મ કરી દેવાનો વિચાર કર્યો... પરંતુ આ ક્રૂર વિચારની સામે દયાનો અંકુર પ્રગટ્યો... કારણ? પૂર્વભવમાં અંતિમ અવસ્થામાં સાધુજીવન જીવીને આવ્યો છે! તેના સંસ્કારો પણ થોડાઘણા સાથે લેતો આવ્યો છે! તે વિચારે છે:

'પૂર્વભવોમાં કરેલાં દુષ્કર્મોનું ફળ મેં અનેક ભવોમાં ભોગવ્યું છે. દેવયોગે સાધુપણું પામ્યો, જેના પરિણામે આજે મને દેવપણું મળી ગયું. હજુ જો આ બાળહત્યાનું પાપ કરીશ તો અનંત ભવમાં મારો છુટકારો નહીં થાય.'

આ વિચારે તેના રોષને ઓગાળી નાંખ્યો, કુમારને તે પ્રેમભરી દૃષ્ટિએ જોવા લાગ્યો. કુમારના કાનમાં કુંડલ પહેરાવ્યાં. ગળામાં હાર પહેરાવ્યો...બે હાથમાં રત્નનાં કંકણ પહેરાવ્યાં. કુમારનું શરીર વિદ્યુતની જેમ ચમકવા લાગ્યું.

વૈતાઢ્ય પર્વત પર રથનૂપુર નગરના નન્દનવનમાં આવીને દેવે કુમારને એક સુંદર પુષ્પશય્યા પર સુવાડી દીધો અને દેવ ચાલ્યો ગયો.

પાપ અને પુણ્યના ઉદય આવા ક્ષણક્ષણ પરિવર્તનશીલ હોય છે. થોડી ક્ષણો પૂર્વે કુમારના ઘોર પાપનો ઉદય હતો...મૃત્યુના મુખમાં ધકેલાઈ જવાની તૈયારીમાં હતો! થોડી ક્ષણો પછી અપૂર્વ પુણ્યનો ઉદય જાગ્રત થયો! નન્દનવનમાં ફૂલોની શય્યા પર તેને સ્થાન મળ્યું. સમ્રાટ ચન્દ્રગતિને સમાચાર મળ્યા, અવિલંબ ચન્દ્રગતિ ઉદ્યાનમાં પહોંચ્યા. દિવ્ય અલંકારોથી વિભૂષિત કુમારને જોઈ સમ્રાટ આનંદમગ્ન બની ગયા.

ચન્દ્રગતિના ઘરસંસારમાં સર્વ પ્રકારનું સુખ હતું. પરન્તુ એક સુખ ખૂટતું હતું—પુત્રનું સુખ. તે સુખ આજે તેના સન્મુખ આવીને ઊભું હતું. ચન્દ્રગતિએ કુમારને બે હાથમાં ઉઠાવ્યો...કુમારનું મુખ હસી ઊઠ્યું...સમ્રાટે કુમારને સ્નેહનું આલિંગન દીધું.

સમ્રાટ જલદી જલદી અંતેપુરમાં આવી પહોંચ્યા. મહારાણી પુષ્પાવતીની ગોદમાં કુમારને આપી સમ્રાટ પુષ્પાવતીના મુખ સામે જોઈ રહ્યા.

'દેવી, આ આપણો પુત્ર છે. કુદરતની બક્ષિસ છે... કેમ, તમને ગમ્યો?'

'ખૂબસૂરત છે! અતિપ્રિય લાગે છે. .' પુષ્પાવતીના હૃદયમાં પુત્રસ્નેહનું વાત્સલ્ય ઊભરાયું. તેની છાતીમાંથી દૂધની ધારા વહેવા લાગી.

રથનૂપુરમાં ઘોષણા થઈ, 'મહારાણી પુષ્પાવતીએ પુત્રને જન્મ આપ્યો છે.' રાજા ને પ્રજાએ પુત્રજન્મનો

મહોત્સવ ઉજવ્યો. પુત્રનું નામ 'ભામંડલ' રાખવામાં આવ્યું.

*

જ્યારે વિદેહા જાગી, તેણે બાજુમાં કન્યાને જોઈ, પરંતુ કુમારને ન જોયો.

'અરે કુમારને કોણ લઈ ગયું ?' વિદેહા પલ્યંકમાં બેઠી થઇ ગઈ. દીપકોની મંદ રોશની શયનકક્ષમાં ફેલાયેલી હતી. વિદેહાનો અવાજ આવતાં બાજુમાં જમીન પર સૂઈ ગયેલી દાસીઓ જાગી ઊઠી અને વિદેહા પાસે આવી ઊભી.

'અરે બોલો તો...મારા કુમારને કોણ લઈ ગયું ?'

'દેવી, કુમારનું કુશલ હો. રાત્રે તો કોઈ શયનગૃહમાં આવ્યું નથી...શું મહારાજા પાસે તો કુમાર નથી ? શંકા-કુશંકાથી ભયભીત દાસીઓએ રાજમહેલમાં દોડાદોડ કરી મૂકી. એક એક ક્ષણ વીતે છે ને વિદેહાની બેચેની વધે છે.

'હાય...મારા કુમારને કોણ લઈ ગયું ? મને પૂછયા વિના કુમારને લઈ જનારને ભારે સજા કરાવીશ.. જલદી કુમારને લઈ આવો...' વિદેહાનો રોષ આંખમાંથી આંસુ-રૂપે વહી રહ્યો.

મહારાજા જનકને સમાચાર મળતાં જનક અવાક્ બની ગયા. 'કુમાર નથી ?' તેમની આંખો પહોળી થઈ ગઈ. તરત જ તેઓ ઊઠયા અને ત્વરાથી અંતેપુરમાં જઈ પહોંચ્યા. જનકને જોતાં જ વિદેહા દોડી આવી અને જનકનાં ચરણોમાં માથું મૂકી ધ્રૂસકે ધ્રૂસકે રોવા લાગી.

'મારા કુમારને કોણ ઉપાડી ગયું...' આંસુનીતરતી આંખે વિદેહાએ જનકની સામે જોઈ કહ્યું. જનકનો કંઠ રૂંધાઈ ગયો. તેમની આંખો પાણીથી છલકાઈ ગઈ.

'હું હમણાં જ તપાસ કરાવું છું.'

જનકે આશ્વાસન આપ્યું અને ગુપ્તચર સૈનિકોને તુરત બોલાવ્યા. સૈનિકોને કુમારના અપહરણની વાત કરી અને ત્વરાથી શોધ કરી લાવવા આજ્ઞા આપી. સૈનિકો વિના વિલંબ ત્યાંથી રવાના થયા. ચારે દિશાઓમાં સેંકડો ગાઉ સુધી શોધ કરવા પહોંચી ગયા. દિવસો પર દિવસો વીતવા લાગ્યા. વિદેહાના હૃદયમાં ભારે ઊથલપાથલ મચી ગઈ. તેણે ખાવા-પીવાનું ત્યજી દીધું...સ્નાન શૃંગાર ત્યજી દીધા, નિરંતર આંખમાંથી આંસુ વહાવતી, મારા લાડલા કુમારને કોણ ઉપાડી ગયું ? એનું શું થયું હશે ? એને ગોદમાં સુવાડી સ્નેહથી આલિંગન કોણ આપતું હશે ? હાય...કોઈ દુષ્ટે એને મારી તો નહીં નાંખ્યો હોય?... એ ધ્રૂજી ઊઠી...બાવરી બનીને શયનગૃહના વાતાયન પાસે દોડી ગઈ. દૂર દૂર દૃષ્ટિ કરી પરંતુ પુત્રઆગમનનાં કોઈ ચિહ્ન ન દેખાયાં. તે ઊભી રહી...તેનું મુખ સફેદ પૂણી, જેવું બની ગયું. તેની આંખો-વેદનાથી ભરાઈ ગઈ ત્યાં સીતાના રુદનનો અવાજ આવ્યો...તે દોડી અને સીતાને ગોદમાં લઈ લીધી.

મહારાજા જનક પાસે રોજ નિરાશાજનક સમાચાર આવવા લાગ્યા. ક્યાંય કુમારનો પત્તો ન લાગ્યો. જનક-

વિદેહાએ હવે આશા છોડી દીધી. પોતાના દુર્ભાગ્ય પર ફિટકાર આપતાં તેઓ દિવસે દિવસે શોકમુક્ત બનવા લાગ્યા. સીતાએ તેમના દુઃખને ઘણું હળવું કરી દીધું. આમેય સંસારમાં શોક અને હર્ષ આવે છે ને જાય છે! નથી શોક સદૈવ ટકતો...નથી હર્ષ સદા માટે રહેતો.

સીતા!

સીતાનો જન્મ-મહોત્સવ મહારાજા જનક ન ઉજવી શક્યા. જન્મતાંની સાથે જ પુત્રવિરહનો શોક મિથિલાને ઘેરી વળ્યો હતો. જેમ પુત્રવિરહનું દુઃખ ભુલાવા માંડ્યું તેમ તેમ સીતા પ્રત્યેનું મમત્વ વધવા લાગ્યું.

રૂપ અને લાવણ્યથી સીતાનું વ્યક્તિત્વ ખૂબ વિકસવા માંડ્યું, અનેક કલાઓ અને શાસ્ત્રજ્ઞાનથી તેનામાં તેજસ્વિતા-પ્રભાવકતા વિકસી ઊઠી. પુણ્યપ્રકૃતિઓના વિવિધ ઉદયોથી સીતાની ચોતરફ સ્વર્ગ સર્જાઈ ગયું.

જનકનું હૃદય અતીવ પ્રસન્નતા અનુભવવા લાગ્યું. વિદેહા તો એક ક્ષણ પણ સીતાને દૂર કરી શકતી ન હતી. પરંતુ જ્યાં સીતાનું યૌવન ઈન્દુલેખાની જેમ પૂર્ણકલાથી ખીલી ઊઠ્યું, જનક-વિદેહાના ચિત્તમાં એક ચિંતા પ્રવેશી. જનક દિનરાત આ વિચાર કરવા લાગ્યા—'સીતાને અનુરૂપ વર કોણ બનશે?' ચરપુરુષો દ્વારા અનેક રાજાઓ અને રાજકુમારોનાં ચિત્ર તેમની પાસે આવવા લાગ્યાં. મહામાત્યની સાથે એક એક ચિત્ર પર પરામર્શ થવા લાગ્યા. પરંતુ કોઈ ચિત્ર પસંદ ન પડ્યું. એક ચિંતા તો સતાવી રહી હતી

ત્યાં વળી બીજી ચિંતા ઊભી થઈ ગઈ.

રાજસભા ભરાઇ હતી.

એક દૂતે રાજસભામાં પ્રવેશ કર્યો.

મહારાજા જનકને પ્રણામ કરી તે બાજુમાં ઉભો રહ્યો. દૂત સીમાવર્તી ક્ષેત્રમાંથી આવી રહ્યો હતો. તેના મુખ પર ચિંતા ફેલાયેલી હતી.

'મહારાજા, સીમાવર્તી ક્ષેત્ર પર અનાર્ય રાજાઓએ ભારે આક્રમણ કરી દીધું છે. અર્ધબર્બર દેશના આતરંગતમ રાજાએ બીજા અનેક રાજાઓને પોતાના સહયોગમાં લઈને ભીષણ સંગ્રામ શરૂ કરી દીધો છે.'

'સીમા–પ્રાન્તમાં આપણું કેટલું સૈન્ય છે?' જનકે સેનાપતિ સામે જોયું.

'મહારાજા, સીમા પર આપણું વિશાળ સૈન્ય શત્રુ-ઓને રોકી રાખવામાં આજ દિન સુધી સમર્થ નીવડ્યું છે. પરંતુ સૈન્યખૂવારી પણ ઘણી થઈ ગઇ છે. શત્રુસૈન્ય લાખોની સંખ્યામાં છે...જો કે શત્રુસૈન્યનો નાશ પણ ઘણો કરવામાં આવે છે. પરંતુ કીડિયારાની જેમ એ તો ઊભરાયા જ કરે છે.'

'રાષ્ટ્રની રક્ષા તોં ગમે તે ભોગે કરવી રહી. આપણે એકલા શત્રુઓને હાંકી કાઢવા સમર્થ નથી તો મિત્રરાજ્યની સહાયતા લઈશું.'

જનકની દૃષ્ટિ અયોધ્યા ઉપર ગઈ. મહારાજા દશરથની સ્મૃતિ તાજી થઈ આવી. તેમણે દૂતને કહ્યું:

'અહીંથી તું અયોધ્યા જા. મહારાજા દશરથને મારો સંદેશો આપજે, અને સમાચાર લઇને શીઘ્રતયા પાછો વળજે'

જનકે એક વિસ્તૃત સંદેશ આપ્યો, દૂત મિથિલાથી અયોધ્યા તરફ રવાના થઇ ગયો.

*

'અયોધ્યાપતિ મહારાજા દશરથનો જય હો....'

દૂતે રાજસભામાં પ્રવેશ કર્યો. મિથિલાપતિના દૂતનું અયોધ્યાપતિએ ઊભા થઇને સ્વાગત કર્યું. તેનો હાથ પકડી તેને પોતાની આગળ આસન આપ્યું, સંભ્રમપૂર્વક અતિપ્રસન્નતાથી દશરથે પૂછ્યું :

'મારા પરમ સુહૃદ્દ મિથિલાપતિ દૂર છે....પરંતુ દૂત તારા આગમનથી મને એટલો આનંદ થયો છે....જાણે ખુદ મિથિલાપતિ મળ્યા! અમારી મિત્રતા અદ્વિતીય છે....'

'દૂત, એ તો કહે, મિત્રનું રાષ્ટ્ર–નગર...કુલ તો કુશલ છે ને? મહારાજા જનકનું સ્વાસ્થ્ય તો સારું છે ને?'

દૂત દશરથના પ્રેમપૂર્ણ વ્યવહારથી અને સ્નેહ–ગદ્ગદ શબ્દોથી ખૂબ પ્રભાવિત થયો. તેને પોતાનું પ્રયોજન સિદ્ધ થવાનું આસાન લાગ્યું.

'સ્વામિન્! અનેક આપ્તજનોથી સંકળાયેલા મારા માલિકના આત્મા, હૃદય કે મિત્ર...આપ જ છો, હે પરાક્રમી! આપની સ્મૃતિ મારા સ્વામીને નિરંતર સ્નેહપ્લાવિત બનાવી રહી છે. આજે વિશેષરૂપે અરે, કુલદેવતાની જેમ આપની સ્મૃતિ કરી રહ્યા છે.'

'પ્રયોજન ?' ઉત્સુકતાથી દશરથે પૂછયું.

'નાથ, આપ જાણો છો કે વૈતાઢય પર્વતની દક્ષિણે અને હિમાલયની ઉત્તરે અનેક અનાર્ય જનપદ આવેલાં છે. એ જનપથ કરોડો ભીષણ મનુષ્યોથી ભરેલાં છે. ત્યાંના આચાર-વિચાર ક્રૂર, દુષ્ટ અને અતિ દારુણ છે.

'એ જનપદોમાં 'અર્ધબર્બર' જનપદ ક્રૂરતાની ટોચે પહોંચેલો છે. તે દેશની રાજધાની 'મયૂરમાલ' નગરમાં 'આતરંગતમ' મ્લેચ્છ રાજા વસેલો છે. તેના પુત્રો, આજુ-બાજુના પ્રદેશો પર રાજ્ય કરે છે. આતરંગતમ રાજાએ આજુબાજુના રાજાઓને ભેગા કરી, સૈન્યનું એકીકરણ કરી અમારી ભૂમિ પર આક્રમણ કરી દીધું છે.

'મિથિલાના હજારો સુભટો માતૃભૂમિની રક્ષા કરતા યુદ્ધમાં હોમાઈ રહ્યા છે...અનાર્યો દિન-પ્રતિદિન આગળ વધી રહ્યા છે...મંદિરોને તોડી રહ્યા છે, બલાત્કારો કરી રહ્યા છે, અનાર્ય સંસ્કૃતિનો પ્રચાર કરતા આગળ આવી રહ્યા છે. મહારાજા જનકને સંપત્તિના ધ્વંસ કરતાં પણ સંસ્કૃતિનો ધ્વંસ ખૂંચી રહ્યો છે.

'મહારાજા, હવે આપના પર સર્વ આધાર છે. સંસ્કૃતિની રક્ષા માટે આપની સહાયતા આવશ્યક છે.'

દૂતની વાત સાંભળી અયોધ્યાપતિ સમસમી ઊઠયા: તેમનું મુખ ક્રોધથી લાલચોળ બની ગયું. તુરત જ તેમણે યુદ્ધની ભેરી વગાડવાનો આદેશ આપી દીધો. સેનાપતિઓને

ચતુરંગી સેના તૈયાર કરવા આજ્ઞા આપી દીધી.

મહારાજા દશરથ સ્વયં નેતૃત્વ કરવા તૈયાર થયા. વાત શ્રીરામ–લક્ષ્મણ પાસે આવી. બંનેએ એકબીજા સામે જોયું.

'લક્ષ્મણ, આપણે અહીં બેસી રહીશું અને પિતાજી યુદ્ધયાત્રાએ જશે ?'

'જેવી વડીલની આજ્ઞા, અનુજ તૈયાર છે.' લક્ષ્મણે હાથ જોડી વંદના કરી. 'ચાલો પિતાજી પાસે.'

બંને ભાઈઓ સીધા રાજમહેલમાં આવ્યા. દશરથ યુદ્ધવેશમાં સજ્જ થઈ રહ્યા હતા. બંને ભાઈઓએ પિતાજીના ચરણે સ્પર્શ કર્યો અને નતમસ્તક ઊભા રહ્યા. દશરથે બંને પુત્રોના માથે હાથ મૂક્યો અને સ્નેહભરી દૃષ્ટિથી બંને સામે જોયું.

'પિતાજી, અમારી એક વિનંતી છે.' રામ બોલ્યા.

'કહો.'

'યુદ્ધયાત્રામાં આપના સ્થાને આપના પુત્રોને જવાની અનુમતિ મળવી જોઈએ.'

'આ યુદ્ધમાં તમને મોકલવા મન નથી માનતું.'

'પુત્રસ્નેહથી પ્લાવિત મન ન માને તે બનવાજોગ છે, પરંતુ ઈક્ષ્વાકુવંશમાં જન્મેલાઓનું પરાક્રમ આજન્મ પ્રસિદ્ધ છે. મહારાજા ભરતથી આજ સુધીનો ઇતિહાસ તેમાં સાક્ષી છે. આપ કૃપા કરો; અમને અનુજ્ઞા આપો. અલ્પ સમયમાં જ મ્લેચ્છોને આર્ય ભૂમિમાંથી હાંકી કાઢી.... વિજયશ્રી વર્યાના શુભ સમાચાર આપને મળશે.'

દશરથ વિચારમાં પડી ગયા. રામ–લક્ષ્મણના પરાક્રમમાં તેમને જરાય સંદેહ ન હતો...પરંતુ અતિસ્નેહ સંદેહ પેદા કર્યા વિના નથી રહેતો.

'અનુજ લક્ષ્મણ મારી સાથે છે, પિતાજી! આપ નિશ્ચિંત રહો અને આ યુદ્ધયાત્રાનો આનંદ અમને બક્ષવા કૃપા કરો.'

દશરથે રામ સામે જોયું...લક્ષ્મણ સામે જોયું...બંનેને પોતાના બાહુપાશમાં લઈ દશરથે કૃતાર્થતા અનુભવી.

'પુત્ર, મને તમારા બંનેના પરાક્રમમાં પૂર્ણ વિશ્વાસ છે. મ્લેચ્છોનો પરાભવ કરી તમે વિજયશ્રી વરશો, તે નિર્વિવાદ છે. જાઓ, મારા તમને આશીર્વાદ છે...તમારો માર્ગ નિર્વિઘ્ન હો!'

ત્યાં મહારાણી અપરાજિતાએ પ્રવેશ કર્યો...દશરથના છેલ્લા શબ્દો અપરાજિતાએ સાંભળી લીધા હતા; પરંતુ તેને ખ્યાલ ન હતો કે યુદ્ધમાં રામ–લક્ષ્મણને જવાની અનુમતિ દશરથે આપી દીધી છે! પરંતુ એ કંઈ પૂછે તે પહેલા તો રામ–લક્ષ્મણ અપરાજિતાના ચરણોમાં લપટાઈ ગયા.

'માતા, તું પણ આશીર્વાદ આપ. તારા પુત્રોની પ્રથમ યુદ્ધયાત્રા શરૂ થાય છે...'

અપરાજિતાએ દશરથ સામે જોયું. દશરથ બોલ્યા :

'મહારાજા જનકની સહાયે હું જવા તૈયાર થતો હતો, ત્યાં આ બંનેએ મને રોકી દીધો અને તેઓ જવા તૈયાર થઇ ગયાં!'

'ને પિતાજીએ આશીર્વાદ પણ આપી દીધા !'

'પુત્રોએ આશીર્વાદ લઇ લીધા. તમારે પણ આપવા પડશે...એ છોડશે નહીં !' દશરથ હસી પડયા.

'રામ, વિલંબ ન કરવો જોઇએ. 'सन्तः सतां परित्राणाय विलम्बन्ते न जातुचित्' સજ્જન પુરુષોની રક્ષામાં વિલંબ ન થવો જોઇએ.

'બસ, માતા તિલક કરે એટલો જ વિલંબ !'

એક યુવાન રાજરમણી સુવર્ણપાત્રમાં સ્વસ્તિક, શ્રીફળ અને કુમકુમ લઇને ઉપસ્થિત થઈ. અપરાજિતાએ પુત્રોના લલાટમાં તિલક કર્યાં...ઉપર સ્વસ્તિક લગાવ્યા અને હાથમાં શ્રીફળ આપ્યાં...

'ઇક્ષ્વાકુવંશનાં રત્નો ! તમારો વિજય થાઓ. ભગવાન ઋષભદેવ તમારી રક્ષા કરો.'

રામ–લક્ષ્મણે પુનઃ માતાનાં ચરણોમાં પ્રણામ કર્યાં અને મહેલની બહાર નીકળ્યા. સેનાએ જયઘોષ કર્યો. સેનાપતિઓએ રામ–લક્ષ્મણનું અભિવાદન કર્યું. પ્રયાણની ભેરી બજી ઊઠી. બંને ભાઇઓ રથમાં આરૂઢ થયા અને રથ અયોધ્યાના રાજમાર્ગ પર દોડવા લાગ્યો. નગરજનોએ જયજયકાર કર્યો. નરનારીઓએ પુષ્પની વૃષ્ટિ કરી.

પચાસ હજાર સુભટોના સૈન્યને લઈ રામ–લક્ષ્મણ મિથિલા તરફ ઝડપથી આગળ વધવા લાગ્યાં.




## અણધારી આફત

રામ–લક્ષ્મણના સખત સંઘર્ષના પરિણામે મ્લેચ્છ રાજાઓને બુરી રીતે પરાજિત બની સ્વદેશ ભાગવું પડ્યું... તેમના મન પર યુવાન રામ–લક્ષ્મણની છબી અંકિત થઇ ગઇ. ભારતીય રાજકુમારોનું અભૂતપૂર્વ શૌર્ય–સાહસ તેમના અભિમાની વ્યક્તિત્વ પર કારી ઘા સમાન હતું. શ્રીરામના દૂરાપાતી, દૃઢઘાતી તથા શીઘ્રવેધી પ્રહારોની વેદનાઓ મ્લેચ્છ રાજાઓ તથા તેમના યુદ્ધઘેલા સૈનિકો વર્ષો સુધી ન ભૂલ્યા.

મહારાજા જનક, શ્રી રામ તથા લક્ષ્મણના અદ્વિતીય પરાક્રમને જોઇ અતીવ પ્રસન્ન બની ગયા. શ્રી રામના નેતૃત્વમાં તેમણે ભારતીય પ્રજાને વર્ષો સુધી સુરક્ષિત જોઇ. મહારાજાએ યુદ્ધની વિજયમાળા શ્રી રામના કંઠમાં આરોપી, સ્નેહથી શ્રી રામને ભેટી પડયા.

મહારાજાની બંને ચિંતાઓ એક સાથે દૂર થઇ ગઇ. શત્રુઓ પર વિજય મળી ગયો અને સીતા માટે સુયોગ્ય

વર મળી ગયો ! જેમણે રણભૂમિ પર શ્રી રામનું યુદ્ધકૌશલ્ય નજરે જોયું, કાને સાંભળ્યું...તેઓ શ્રી રામની પ્રશંસા કરતાં ધરાતા ન હતા. મિથિલાની કરોડો જબાનો પર શ્રી રામનું નામ ગવાવા લાગ્યું. મિથિલાના અંતેપુરમાં રહેલી વિદેહાએ પણ જ્યારથી શ્રી રામના શૌર્ય-સાહસની રોમાંચક વાતો સાંભળી...ત્યારથી રામના તેજસ્વી મુખને જોવા તે ઉતાવળી બની રહી હતી. સીતાએ પણ જ્યારથી પોતાની માતૃભૂમિની રક્ષા કરનાર પુરુષસિંહ રામનું નામ સાંભળ્યું હતું, તેના હૃદયસિંહાસન પર તે શ્રી રામને બિરાજિત કરી તેની માનસપૂજા કરવા લાગી ગઈ હતી.

મિથિલાના રાજમાર્ગો પર રણવાદ્યોનો વિજયધ્વનિ ગૂંજી ઉઠ્યો. મહારાજા જનકે રામ—લક્ષ્મણ સાથે નગરપ્રવેશ કર્યો. મિથિલાની કુલવધૂઓએ મહારાજાનું સ્વાગત કર્યું. પુષ્પોની વૃષ્ટિથી અને વિજયધ્વનિથી જાણે મિથિલા ઉન્મત્ત બની ગઈ.

રાજમહેલના ઝરૂખેથી અનિમેષ...કુતૂહલપૂર્ણ અને વિકસ્વર બે આંખો યુદ્ધવિજયનાં અભિનંદન તો આપતી જ હતી, સાથે સાથે જીવન—સમર્પણ પણ કરી રહી હતી .. પણ એ તો દાન લેનારના હાથ લંબાય તો દાન અપાય ને ?

મિથિલાની રાજસભામાં મહારાજા જનકે, મહામંત્રીએ, સેનાપતિઓએ શ્રીરામ—લક્ષ્મણની પ્રશંસા કરી...વારંવાર અભિનંદન આપ્યાં. અયોધ્યા—મિથિલાની મિત્રતાને સુદૃઢ બનાવી. શ્રી રામે પણ સુંદર, સ્વચ્છ અને મધુર ભાષામાં

પ્રત્યુત્તર આપી મિથિલાને ગાંડીઘેલી બનાવી દીધી. તેમણે કહ્યું :

'પિતાતુલ્ય મહારાજા મિથિલાપતિ અને પ્યારાં પ્રજાજનો, આપ સહુનો અપાર સ્નેહ અને વાત્સલ્ય યુદ્ધવિજયના આનંદ કરતાં પણ વિશેષ આનંદાનુભૂતિ કરાવે છે. પૂજનીય પિતાજી અયોધ્યાપતિની આ ક્ષણે સ્મૃતિ કરી તેમના ચરણે વંદના કરું છું. તેઓશ્રીએ મહાન કૃપા કરી આ યુદ્ધ માટે અમને અવસર આપ્યો.

'ભૂમિભૂખ્યા મ્લેચ્છ રાજાઓએ ભારતની ભૂમિ પર આક્રમણ કરી ભારતની પ્રજામાં ભય અને ગ્લાનિ પેદા કરી દીધાં હતાં, આજે તેમને શસ્ત્ર ત્યજી દઈને શ્વાનની જેમ ભાગવું પડ્યું છે...આ વિજય અમારો નથી, પરંતુ સમગ્ર ભારતીય પ્રજાનો છે. પરમાત્મા ઋષભદેવથી ચાલી આવતી ત્યાગપ્રધાન સંસ્કૃતિનો આ વિજય છે. અસંખ્યકાળથી આ સંસ્કૃતિ ચાલી આવે છે. અસંખ્યકાળપર્યંત એ સંસ્કૃતિની શીતલ છાયામાં પ્રજા મોક્ષ તરફ આગળ વધતી જશે.

'મ્લેચ્છ રાજાઓ એવા ખરાબ રીતે પરાજિત થઈને ભાગ્યા છે, હવે વર્ષો સુધી ભારતભૂમિ પર પગ મૂકવાની હિંમત નહીં કરે. તેમની દયાહીન, ત્યાગરહિત સંસ્કૃતિની છાયા પણ વર્ષો સુધી નહીં આવે...'

સભાનું વિસર્જન થયું. મહારાજા જનક રામ-લક્ષ્મણને લઈ પોતાના મહેલમાં આવ્યા. દ્વાર પર વિદેહાએ સહુનો સત્કાર કર્યો, વિશેષરૂપે શ્રી રામનો.

વિદેહા રામને જોઈને હર્ષિત થઈ ગઈ 'મારી સીતાને યોગ્ય કુમાર મળી ગયો...' આ વિચારે તેને આનંદઘેલી બનાવી દીધી. તેમાં જ્યારે મહારાજાએ પોતે પણ એ વાત વિદેહાને કહી ત્યારે વિદેહા બોલી ઊઠી :

'એમાં પૂછવાનું હોય? આવો વર દુનિયામાં બીજો નહીં મળે, આજે જ નક્કી કરી લેવું જોઈએ.'

વાત સીતા પાસે પહોંચી. સીતા ચાહતી હતી તેમ જ બનતું જાણી ખુશ ખુશ થઈ ગઈ. બીજા દિવસે તેને સમાચાર મળી ગયા કે શ્રી રામ સાથે તેનો વિવાહ નક્કી થઈ ગયો છે!

સીતા ભવિષ્યના સુખની કલ્પનામાં નિમગ્ન બની ગઈ. મનુષ્યનો આ સ્વભાવ જ છે...અને આ સ્વભાવ જ જાણે એનાં દુઃખોનું મૂળ છે! પોતાની એક ઊંચી કલ્પના...અભિલાષા પૂર્ણ થતી લાગે છે અથવા પૂર્ણ થાય છે ત્યારે મનુષ્ય માની લે છે કે હવે તે મહાન સુખી બની જશે! તેના સુખભોગમાં કોઈ વિઘ્ન નહીં આવે! પૂર્ણ થયેલી અભિલાષા પુનઃ નષ્ટ નહીં થઈ જાય... કેવી ભ્રમણામાં જીવ અટવાય છે! પરસાપેક્ષ સુખ સુખ નથી...દુઃખ છે. અનેક અપેક્ષાઓ પૂર્ણ કરવા કઠોર પરિશ્રમ કરો, પછી એક સુખનો અનુભવ કરો! તે પણ અલ્પ કાળ માટે! પણ આ

**જ તો સંસારની પદ્ધતિ છે...સુખ અને દુઃખ, આનંદ અને ઉદ્વેગ, હર્ષ અને શોક...આ દ્વન્દ્વ સંસારમાં ચાલ્યા જ કરે છે. જ્ઞાનદૃષ્ટિથી આ દ્વન્દ્વોથી જે પર બની જાય છે તે જ તો યોગી કહેવાય છે.**

શ્રી રામની યશકીર્તિ દુનિયાના ખૂણેખૂણે ફેલાઈ ગઈ. તેની સાથે સીતાના રૂપ–લાવણ્યની વાત પણ જોડાઈ ગઈ.

નારદજીએ સીતાના અનુપમ રૂપલાવણ્યની વાત કર્ણોપકર્ણ સાંભળી...તેમને સીતાનું પ્રત્યક્ષ દર્શન કરવાની ઇચ્છા જાગી. નારદજી એટલે સર્વતંત્રસ્વતંત્ર વ્યક્તિ! તેમણે મિથિલાનો રસ્તો પકડ્યો. આકાશમાર્ગે નારદજી મિથિલાની સીમમાં આવી પહોંચ્યા.

પીળા કેશ ને પીળી આંખો, મોટું પેટ અને કૃશ કાયા, હાથમાં તંબુર અને માથે છત્ર, શરીર પર કોપીન અને હવામાં ઊડતી ચોટી! નારદજીએ સીતાના આવાસમાં પ્રવેશ કર્યો. નારદજીની ભીષણ આકૃતિ જોઇ સીતા કંપી ઊઠી...પોતાના આસન પરથી ઊભી થઇ ગઇ અને 'ઓ મા...' કરતી તે અભ્યન્તર ગૃહમાં દોડી ગઇ.

સીતાની ચીસ સાંભળી દાસીઓ દોડી આવી. આવાસમાં નારદજીને ઊભેલા જોયા. કોઇ નારદજીને ઓળખી શક્યું નહીં. દાસીઓએ બૂમાબૂમ કરી મૂકી, દ્વારરક્ષકો અને સશસ્ત્ર સુભટો આવી પહોંચ્યા. નારદજી સ્તબ્ધ બની ગયા; કલ્પનાતીત ઘટના બની ગયેલી જોઇ નારદજીને તત્કાળ શું કરવું, કંઇ ન સૂઝ્યું, ત્યાં તો દાસીઓએ નારદજીને ઘેરી

લીધા. કોઈ નારદજીને ધક્કા મારવા માંડયા. કોઈ નારદજીનું ગળું પકડી બહાર ખેંચવા લાગ્યા. કોઇએ દંડપ્રહાર કર્યો...કોઈએ કટુ શબ્દો સંભળાવ્યા.

અચાનક આવી પડેલી આફતથી ઊગરી જવા માટે નારદજીએ પલાયન કરી જવાનો માર્ગ પસંદ કર્યો. આકાશ-માર્ગે નારદજી ભાગી છૂટયા. તેઓ વૈતાઢયના શિખર પર જઈ પહોંચ્યા.

નારદજીના જીવનમાં આવી ઘટના પહેલી જ વાર બની. આજ દિન સુધી નારદજી જ્યાં ગયા હતા ત્યાં તેમનું સ્વાગત થયું હતું, સન્માન થયું હતું...આજે મિથિલાના રાજ-મહેલમાં તેમની જે અવહેલના થઈ, તિરસ્કાર અને તાડન થયું...નારદજીના મન પર તેની ગંભીર અસર થઈ. મનમાં અદૃશ્ય રોષ અને પ્રબળ પ્રતિક્રિયાની ભાવના પેદા થઇ ગઈ. તેમનું મન વિચારવા માંડયું:

'શું હું સીતાને ડરાવવા માટે ગયો હતો ? શું હું એનું અપહરણ કરવા ગયો હતો ? પોતાના ઘેર આવેલા ગમે તેવા પણ અતિથિ સાથે શું આવો દાનવી વ્યવહાર કરી શકાય ? અને તે મિથિલાપતિ જનકના રાજમહેલમાં ? હું એનો બદલો લઈશ...હું આ ઘોર અપમાનને જરાપણ સહન કરનાર નથી...ભલે સીતા મને ન ઓળખી શકી; શું જનકે પણ મને ન ઓળખ્યો ? અરે, એને તો મારી પાસે આવવાની પણ ફુરસદ ન મળી...ખેર, હવે એ મને ઓળખશે...જો હું ત્યાં જરા પણ વધુ સમય રોકાયો હોત

તો શસ્ત્રધારી સુભટો મારા શરીરના ટુકડા કરી નાખત. વાઘણ જેવી દાસી મારા શરીરને ચીરી નાંખત...સારું થયું; હું બચીને ભાગી નીકળ્યો...'

નારદજીનું શરીર કંપી રહ્યું હતું. તેઓ વૈતાઢ્ય પર્વતના શિખર પર બેસી ગયા. પ્રતિક્રિયાની યોજના વિચારવા લાગ્યા. તેઓ જાણતા હતા કે સીતાનું સગપણ દશરથનંદન શ્રી રામ સાથે કરવામાં આવ્યું છે...એક વિચાર તેમના મનમાં જાગી ગયો. ને આનંદથી તેઓ નાચી ઊઠયા.

તેમણે રથનૂપુરને રસ્તો લીધો. રથનૂપુરના ઉદ્યાનમાં એક એકાંત જગામાં તેમણે મુકામ કર્યો. ઉદ્યાનના માળીને ખબર પડી કે, 'ઉદ્યાનમાં નારદજી પધાર્યા છે...' તે દોડતો આવ્યો ને નારદજીના પગમાં પડી ચરણરજ માથે ચડાવી બે હાથ જોડી, મસ્તક નમાવી માળીએ નારદજીને વિનંતી કરીઃ

'દેવર્ષિ, આજ મહારાજા ચન્દ્રગતિનું ઉદ્યાન પાવન થયું.'

નારદજી માળી તરફ બે ક્ષણ જોઇ રહ્યા. માળીને કહ્યું :

'મહારાજા ચન્દ્રગતિને થોડા દિવસ સમાચાર ન મળવા જોઈએ કે હું અહીં આવેલો છું.'

'જેવી દેવર્ષિની આજ્ઞા.'

'અને તારે એક કામ કરવાનું છે.'

'સેવક આપની સેવામાં સદૈવ ઉપસ્થિત છે.'

'મારે એક કાષ્ટ–ફલક જોઈએ, સાથે સર્વ પ્રકારના રંગો જોઈએ અને પીંછી જોઈએ.'

'એક પ્રહરમાં સર્વ આપની સેવામાં ઉપસ્થિત થઈ જશે.'

'દેવાનુપ્રિય, તારું કલ્યાણ હો.'

વનપાલક ત્યાંથી વિદાય થયો. નારદજી ઉદ્યાનમાં ટહેલવા લાગ્યા. આજે તેમને ઉદ્યાનની શોભા જોવામાં રસ ન હતો. વિહંગમોના મધુર કલરવનું શ્રવણ કરવામાં તેમને આનંદ ન હતો. સુવાસ–ભરપૂર પુષ્પોની માદક સુગંધમાં તેમનું દિલ ખુશી અનુભવતું ન હતું. એમના મન પર સીતા દ્વારા થયેલા અપમાનનો બદલો ચૂકવવાનો રોષ સવાર થયેલો હતો.

એક પ્રહરને અંતે વનપાલક આવી પહોંચ્યો. તેણે નારદજી માટે એક પર્ણકુટિર તૈયાર કરી દીધી. પૂજાપાઠની સામગ્રી ગોઠવી દીધી. કાષ્ટફલક, રંગો અને પીંછી પણ યોગ્ય સ્થાને મૂકી દીધાં. હાથ જોડી નારદજીની સામે ઉપસ્થિત થયો.

'બસ, આજનું કામ સમાપ્ત થયું. તું જઈ શકે છે.'

વનપાલક પોતાને સ્થાને જવા રવાના થયો. નારદજીએ પર્ણકુટિરમાં પ્રવેશ કર્યો. તંબુરને એક ખૂણામાં મૂકી દીધો. વનપાલકે બિછાવેલા વ્યાઘ્રચર્મ પર નારદજીએ આસન લીધું. આંખો બંધ કરી, તેઓ મિથિલાના રાજભવનને

કલ્પનાસૃષ્ટિમાં લાવ્યા. રાજભવનમાં બેઠેલી દેવકન્યા સદૃશ સીતાનું કલ્પનાચિત્ર ઉપસ્થિત કર્યું. સીતાનાં વસ્ત્રો, અલંકારો અને એની નીચે છુપાયેલી તેની દેહલતાનાં અંગપ્રત્યંગ તેમની કલ્પનામાં સાકાર બન્યાં.

પણ આટલી કલ્પનાથી જ નારદજીનું કાર્ય પૂર્ણ થઈ શકે એમ ન હતું. તેમણે સીતાના મુખ પર પથરાયેલી દિવ્ય કાંતિ અને ભવ્ય ભાવભંગીને સાક્ષાત્કાર કરી. સીતાની કાયા સાથે એકીભૂત થઈ રહેલ યૌવનની માદકતાને ઉપસાવી...

તેમની આંખ ખૂલી, પૃથ્વી પર અંધકાર છવાઇ ગયો હતો. માત્ર દૂર દૂર રથનૂપુરની ગગનચુંબી હવેલીઓના દીપકોનો પ્રકાશ અને પર્ણકુટિરમાં વનપાલકે મૂકેલા ઘૃત-દીવડાનો પ્રકાશ નારદજી જોઈ શકયા...તેમણે કાષ્ટફલકને દીપકની પાસે ગોઠવી દીધું. રંગોને ભિન્ન ભિન્ન કાંસ્યપાત્રોમાં ઘોળી નાંખ્યા અને હાથમાં પીંછી લીધી.

કલ્પનાને તેમણે કાષ્ટફલક ઉપર ઉતારવા માંડી... અવિરત તેમની પીંછી કામ કરતી રહી...રાત્રિના અંતિમ પ્રહરમાં નારદજીની આંખો ઘેરાવા લાગી. એક પ્રહર નિદ્રા લઈ પુનઃ નારદજીએ પીંછી પકડી લીધી.

ત્રણ દિવસ અને ત્રણ રાતને અંતે કાષ્ટફલક પર નારદજીએ સીતાનું અવતરણ કર્યું. બસ, જાણે સાક્ષાત્ સીતા! નારદજી નાચી ઊઠયા. એક અઠંગ કલાકારની અદાથી તેમણે કાષ્ટફલકને ઉઠાવ્યું...ઘડીકમાં નજીકથી તો ઘડીકમાં

દૂરથી ચિત્રને જોઈ તેની પરિપૂર્ણતાનો નિર્ણય કરી...એક રેશમી વસ્ત્રમાં કાષ્ટફલકને આવરી લીધું.

ત્યાં વનપાલકે નારદજીની પર્ણકુટિરમાં પ્રવેશ કર્યો. નારદજી એકદમ ઊભા થઈ ગયા અને વનપાલકને ખૂબ ખૂબ ધન્યવાદ આપ્યા.

'દેવર્ષિ ! એક નિવેદન કરવા આવ્યો છું.'

'કહે'

'ઉદ્યાનમાં મહારાજકુમાર ભામંડલ પધાર્યા છે. જો આપની આજ્ઞા હોય તો આપની ઉપસ્થિતિની વાત તેમને કરું.'

'બહુ સરસ દોસ્ત !' નારદજી ઊછળી પડયા. તેમને પોતાની યોજના પાર પડતી દેખાઈ. વનકપાલક નારદજીના હર્ષોન્માદનું કારણ ન સમજી શક્યો...પરંતુ એવા વિચાર કરવાનું માંડી વાળી એ સીધો ભામંડલ પાસે પહોંચ્યો.

'મહારાજકુમાર ! આપને એક શુભ સમાચાર !'

'કહે.'

'દેવર્ષિ નારદ રથનૂપુરના ઉદ્યાનને પાવન કરી રહ્યા છે!'

'કયાં છે ?'

'પધારો.'

આગળ વનકપાલક અને પાછળ ભામંડલ. ભામંડલને એ જાણવા મળેલું કે નારદજી વિશ્વભ્રમણ કરતા રહે છે. તેમની પાસે વિશ્વની અજાયબ વાતોનો ભંડાર હોય છે. આજે પ્રત્યક્ષ નારદજીનાં દર્શન પ્રાપ્ત થવાથી ભામંડલને હર્ષ થયો.

નારદજીએ સીતાના ચિત્રને એવી જગાએ પર્ણકુટિરમાં રાખ્યું કે જેથી ભામંડલના દૃષ્ટિપથમાં આવતાં વાર ન લાગે.

'દેવર્ષિનાં પાવન ચરણોમાં પ્રણામ...' ભામંડલે બે હાથ જોડી, મસ્તક નમાવી પર્ણકુટિરમાં પ્રવેશ કર્યો.

'વત્સ, તારું કુશલ હો!' નારદજીએ ભામંડલના માથે હાથ મૂકી આશીર્વાદ આપ્યા. ભામંડલ નારદજીની સામે ભૂમિ પર બેસી ગયો.

'પ્રભુ, જો આપના તન-મનને પ્રસન્નતા હોય તો કંઈક પૂછું.'

'અવશ્ય. વત્સ, પૂછી શકે છે.'

'દેવર્ષિ, આપ વિશ્વની યાત્રા કરી રહેલા છો. અનેક નગરો, અનેક સ્ત્રી-પુરુષો, અનેક ગિરિગુફાઓ, અનેક મંદિરો...આપના દૃષ્ટિપથમાં આવે તે સ્વાભાવિક છે. એમાં કોઈ અજાયબ આશ્ચર્યકારી વાત હોય તો જાણવાની ઉત્સુકતા છે.'

'કુમાર, વિશ્વ વિચિત્રતાઓથી ભરપૂર છે. અજાયબીઓથી ભરેલું છે, શું કહું ને શું ન કહું!'

'તત્કાલમાં કોઇ એવું આશ્ચર્ય...' બોલતાં બોલતાં ભામંડલની દૃષ્ટિ કાષ્ટફલક પર પડી.

'પ્રભુ, આ શું કોઇ ચિત્ર છે?'

'હા, આ એક ચિત્ર છે; અને તારી જિજ્ઞાસાને તૃપ્ત

કરે તેવું છે. મેં તત્કાલમાં આ જ એક વિશ્વની અજાયબ ચીજ જોઇ છે!'

નારદજીએ રેશમી વસ્ત્રનું આવરણ હટાવી ચિત્ર ભામંડલના હાથમાં આપ્યું. ભામંડલની આંખો ચિત્ર પર ચોંટી ગઈ...નારદજી સૂક્ષ્મ દૃષ્ટિથી ભામંડલના મુખ પર થતા ભાવપરિવર્તનની નોંધ લઇ રહ્યા હતા.

'કુમાર, ત્રણ ભુવનમાં મેં આવું રૂપ જોયું નથી!'

'સત્ય...બિલકુલ સત્ય છે પ્રભુ, વિદ્યાધરોની દુનિયામાં મેં પણ આવી સુંદરી જોઈ નથી...' દૃષ્ટિને ચિત્રફલક પર સ્થિર રાખી ભામંડલ બોલ્યા. તે ચિત્રને જોતો જ રહ્યો. ઘડી સુધી તેણે ચિત્રને પોતાના બે હાથમાં પકડી રાખ્યું, મંત્રમુગ્ધ બનીને.

'કુમાર, હું આ ચિત્ર તમને ભેટ કરું છું.'

'મહાન્ કૃપા!'

કુમારે નારદજીને અભિવાદન કર્યું અને ચિત્ર લઈ તેણે રાજમહેલનો રસ્તો પકડયો. કુમારના ગયા પછી નારદજી ખડખડાટ હસી પડયા. મનોમન તેઓ બોલ્યા: 'સીતાને મારા અપમાનનું મોંઘું મૂલ્ય ચૂકવવું પડશે! વિદ્યાધર-કુમાર હવે સીતાને નહીં છોડે!'

વનપાલક રાજકુમારને ઉદ્યાનના દ્વાર સુધી વળાવીને પાછો નારદજી પાસે આવ્યો. તેના મનમાં નારદજીના આચરણ પર અનેક પ્રશ્ન ઊભા થયા હતા, પરંતુ, નારદજીને એ પ્રશ્ન પૂછવાનું સામર્થ્ય બિચારા વનપાલકમાં કયાંથી હોય?

બીજી બાજુ નારદજી આગળની યોજના વિચારતા બોલી ઊઠયા :

'હજુ મારે થોડા દિવસ અહીં જ સ્થિરતા કરવી પડશે.'

'ઘણી જ ખુશીની વાત છે દેવર્ષિ! પરંતુ હવે તો આપની ઉપસ્થિતિની વાત નગરમાં...'

'ના, જરાય નહીં. કોઈને વાત કરવાની નથી. કુમાર પણ હમણાં કોઈને વાત નહિ કરે...હવે એનું મન...' નારદજી બોલતા બોલતા અટકી ગયા અને વનપાલકને થોડાંક ફળો અને દૂધ લાવવાનો આદેશ કરી, પર્ણકુટિરની બહાર અશોકવૃક્ષની નીચે જઈ આડા થયા.

ભામંડલને સીતાના મોહમાં ફસાવી નારદજી તેના પરિણામની આશામાં રથનૂપુરમાં જ રોકાઈ ગયા. વનપાલક દ્વારા ભામંડલની ગતિવિધિના સમાચાર મેળવતા રહ્યા. જ્યારથી...જે ક્ષણથી ભામંડલે સીતાના ચિત્રને જોયું ત્યારથી તેના મન પર મદનનું સામ્રાજ્ય છવાઈ ગયું. અવ્યક્તરૂપે તેના આત્મામાં પડેલા, સીતા સાથેના પૂર્વભવના સંસ્કારો, ઉદ્દબુદ્ધ થઈ ગયા. દિન અને રાત સીતાના ચિત્રને છાતી પર રાખી તે કામવિહ્વળ બની ગયો. તેની નિદ્રા ચાલી ગઈ. ખાવાપીવાનું ભૂલી ગયો...બસ, એક યોગી જેવી રીતે બ્રહ્મના ધ્યાનમાં લીન થઈ જાય, ભામંડલ સીતાના ધ્યાનમાં દિવસો સુધી મૌનપણે બેસી રહ્યો.

ચન્દ્રગતિને ભામંડલના આવા એકાએક થયેલા પરિવર્તનથી ચિંતા થઈ. તેમણે ભામંડલને પોતાની પાસે બોલાવ્યો. પુત્રના ગ્લાનિપૂર્ણ મુખને જોઈ, અસ્તવ્યસ્ત વસ્ત્રો જોઈ, સુકાઈ ગયેલો દેહ જોઈ, ચન્દ્રગતિનું હૃદય દુઃખી બની ગયું.



## જનકનું અપહરણ

'શું કોઈ વ્યાધિ પીડે છે?'

મૌન.

'શું કોઈએ તારું અપમાન કર્યું છે?'

મૌન.

'શું કોઈ શત્રુનો ભય લાગે છે?'

મૌન.

રાજા ચન્દ્રગતિ ભામંડલના મૌનથી વ્યથિત બની ગયા. ભામંડલ ભૂમિ પર દૃષ્ટિ સ્થાપિત કરીને ઊભો હતો. તેના મનમાં દ્વિધા પેદા થઈ ગઈ હતી. વાત એવી હતી કે સહેવાય નહીં અને કહેવાય નહીં. ગુરુજનો સમક્ષ આવી વાત કેમ કહેવાય? તેને પોતાની મર્યાદાનું ભાન હતું. ચન્દ્રગતિ ભામંડલની આંતરિક સ્થિતિ જાણતા ન હતા; પરંતુ ભામંડલના મુખના ભાવો ઉપરથી એ એટલું સમજી શકયા કે 'જરૂર ભામંડલના મનમાં એવી કોઈ વાત છે કે

જે એ મને કહી શકતો નથી. તેને કહેવામાં સંકોચ અને શરમ આવી રહેલ છે.'

ભામંડલને વિદાય કરી ચન્દ્રગતિએ તેના મિત્રોનો સંપર્ક કર્યો. મિત્રો ભામંડલના આવાસમાં સીતાના ચિત્રને જોઈ ચૂકેલા હતા અને જ્યારથી એના આવાસમાં એ ચિત્ર આવ્યું ત્યારથી ભામંડલના આચરણમાં પરિવર્તન આવેલું છે, એ વાત પણ તેઓ જાણતા હતા. તેમણે ભામંડલને આ ચિત્ર વિષે પૃચ્છા પણ કરેલી, તેના ઉત્તરમાં ભામંડલે માત્ર એટલું કહેલું–'દેવર્ષિ નારદ પાસેથી મને આ ચિત્ર ભેટ મળેલું છે.' જેટલી વિગત મિત્રો પાસે હતી, ચન્દ્રગતિને જાણવા મળી...પણ જ્યારે એ જાણવા મળ્યું કે નારદજી રથનૂપુરમાં છે, એમને આશ્ચર્ય સાથે આનંદ પણ થયો. તુરત જ નારદજીને સન્માનપૂર્વક રાજમહેલમાં લઈ આવવા રાજપુરુષોને ઉદ્યાનમાં મોકલ્યા.

નારદજી તો આમંત્રણની રાહ જ જોઈ રહ્યા હતા; જ્યાં રાજપુરુષોએ આવીને મહારાજા ચન્દ્રગતિ તરફથી રાજમહેલમાં પધારવાનું આમંત્રણ આપ્યું, નારદજી તુરત તૈયાર થઈ ગયા; અને રાજપુરુષો સાથે રાજમહેલમાં આવી પહોંચ્યા. ચન્દ્રગતિએ ઊભા થઈ નારદજીનું સ્વાગત કર્યું અને ઉચિત આસન આપ્યું.

'દેવર્ષિ! આપ રથનૂપુરમાં પધાર્યા છો. મને ખબર જ ન પડી...નહીંતર અહીં આપનાં દર્શન વહેલાં થાત.'

'રથનૂપુરનું ઉદ્યાન મને ખૂબ ગમી ગયું તેથી ત્યાં જ

મુકામ કર્યો...નહીંતર અહીં આવવામાં મને ક્યાં પ્રતિબંધ છે ?'

'પ્રભુ, ભામંડલને આપે જે ચિત્ર ભેટ કર્યું છે, એના વિષે હું કંઈક વિશેષ પૂછવા માગું છું.' ચન્દ્રગતિ મૂળ વાત પર આવ્યા.

'જરૂર રાજન્, આપ પૂછી શકો છો.' નારદજી પણ એ જ વાત ચાહતા હતા !

'એ ચિત્ર કઈ કન્યાનું છે ? એના પિતા કોણ છે ? એનો દેશ કયો...?'

'રાજન્, મિથિલાપતિ મહારાજા જનકની પુત્રી સીતાનું એ ચિત્ર છે. વિદેહાપુત્રીને જેવી મેં જોઈ છે, ચિત્રમાં હું સંપૂર્ણ ન્યાય આપી શકયો નથી. હું ચિત્રકલામાં, નિપુણ કલાકાર નથી. આ તો જેવું મને આવડ્યું તેવું ચીતરી નાખ્યું છે. બાકી હે વિદ્યાધરપતિ, સાચે જ એ લોકોત્તર કન્યા છે.

'હું સમગ્ર મનુષ્યલોકમાં ફર્યો છું, અનેક દેવીઓ અને નાગકન્યાઓ પણ મેં જોઈ છે...પરંતુ જે રૂપ–સૌન્દર્ય સીતામાં છે, તે મેં ક્યાંય જોયું નથી. એના મુખ પર સૌન્દર્યની છટા છે, એની વાણીમાં મધુરતા છે, એના હાથમાં કમલની લાલિમા છે. અને પદતલમાં કેળની કોમળતા છે...

'વિશેષ શું કહું ? મારી પાસે શબ્દો નથી કે જેથી હું તેના યથાર્થ રૂપનું વર્ણન કરી શકું. મારી પાસે એવા રંગો નથી કે જેથી તેનું યથાર્થ રૂપ ચિત્રમાં બતાવી શકું...'

નારદજી બોલતા જતા હતા અને વચ્ચે વચ્ચે ભામંડલ તરફ જોતા હતા.

'રાજન્, જ્યારથી મેં એ કન્યારત્ન જોયું, મને લાગ્યું કે આ રત્ન તો ચન્દ્રગતિના નંદન ભામંડલના કંઠમાં જ શોભે, તેથી મેં એનું ચિત્ર બનાવ્યું, અને કુમારને ભેટ કર્યું.'

'જરૂર દેવર્ષિ, એ કન્યારત્ન મારા ભામંડલને પ્રાપ્ત થશે. આપની ભાવના સફળ બનશે.'

'રાજન્ તમારું કલ્યાણ હો...'

નારદજી ઊઠયા, તેમનું હૃદય પ્રતિકારની ભાવનાની પૂર્ણતા પર ખુશ બની ગયું. ચન્દ્રગતિએ નારદજીને ભક્તિપૂર્વક વિદાય આપી અને નારદજી વૈતાઢ્યનાં બીજાં નગરોની સફરે ઊપડી ગયા. તેમણે માની લીધું કે 'વિદ્યાધર રાજા ચન્દ્રગતિ પોતાના એકના એક પ્રાણપ્રિય પુત્ર માટે હવે જરૂર સીતાનું અપહરણ કરશે. ચન્દ્રગતિની અગાધ શક્તિ આગળ જનકને ઝૂકવું પડશે... બસ ! સીતાના મનનો સ્વપ્નલોક નષ્ટભ્રષ્ટ થઈ જશે ! મારા અપમાનનો બદલો પૂરો મળી જશે !' ભવિતવ્યતાના ઊંડા ભેદ નારદજી પણ શું જાણે !

ચન્દ્રગતિએ ભામંડલના માથે હાથ મૂકી કહ્યું :

'વત્સ, ચિંતા ન કર, સીતા તારી જ પત્ની બનશે...' ભામંડલને આશ્વાસન આપી ચન્દ્રગતિ પોતાના મંત્રણાગૃહમાં ગયા બે ઘડી સુધી ચન્દ્રગતિ સ્વતઃ વિચારમાં

ગરકાવ થઈ ગયા. સૂર્ય અસ્ત થઈ ગયો. ચન્દ્રગતિએ પ્રતિહારીને હાક મારી.

'જાઓ, ચપલગતિને તુર્ત બોલાવી લાવો.'

પ્રતિહારી ગયો અને અલ્પ સમયમાં ચપલગતિને બોલાવી પાછો આવ્યો. ચપલગતિએ ચન્દ્રગતિનું અભિવાદન કર્યું અને યોગ્ય આસને બેસી ગયો. ચપલગતિ રથનૂપુર રાજ્યના ગુપ્તચરવિભાગનો સેનાપતિ હતો.

'તમારે અત્યારે મિથિલા જવાનું છે.' ચન્દ્રગતિએ કહ્યું.

'આજ્ઞા શિરોધાર્ય છે.'

'મિથિલાપતિ મહારાજા જનકનું અપહરણ કરી અહીં લઈ આવવાના છે.'

ચપલગતિ ક્ષણભર ચન્દ્રગતિના સામે જોઈ રહ્યો, 'જનકનું અપહરણ ?' મનોમન તે વિચારી રહ્યો.

'અપહરણ સન્માનપૂર્વક કરવાનું છે. આપણા અતિથિ તરીકે તેમને લઈ આવવાના છે.' ચંદ્રગતિની સ્પષ્ટતાથી ચપલગતિ વિશેષ દ્વિધામાં પડી ગયો. 'જો જનકનું સન્માન જાળવવું છે તો અપહરણ શા માટે ? જેનું અપહરણ કરવાનું આવશ્યક છે તેનું સન્માન શા માટે ? જો સન્માનપૂર્વક અહીં લાવવા છે તો વિધિવત્ જનકને આમંત્રણ આપી, વિમાનમાં બેસાડી લાવી શકાય...' ચપલગતિને વિચારમાં ગરકાવ થઇ ગયેલો જોઇ ચંદ્રગતિના મુખ પર સ્મિત આવી ગયું.

'ચપલગતિ, તમે જનકને લઈ આવો, પછી એના અપહરણનું અને સન્માનનું પ્રયોજન તમને સમજાઈ જશે.'

ચપલગતિ ત્યાંથી વિદાય થયો. પોતાના નિવાસસ્થાને આવી, વસ્ત્રપરિપવર્તન કરી, શસ્ત્રો ધારણ કરી, પોતાના વિમાનને લઈ તેણે મિથિલા તરફ પ્રયાણ કર્યું.

મધ્યરાત્રિના સમયે ચપલગતિએ મિથિલામાં પ્રવેશ કર્યો. રાજમહેલના બગીચામાં વિમાન મૂકી ચપલગતિ જનકના શયનકક્ષમાં પહોંચી ગયો.

જનક નિદ્રાધીન હતા. મ્લેચ્છોનો વિજય અને સીતા માટે શ્રીરામની પ્રાપ્તિથી જનક સાવ ચિંતામુક્ત હતા. જનક જ નહીં, સમગ્ર રાજપરિવાર અને પ્રજાજનો પણ નિર્ભયતાથી આનંદપ્રમોદમાં મગ્ન હતાં. શ્રી રામ અને લક્ષ્મણ પણ મિથિલામાં જ રોકાયેલા હતા.

ચપલગતિએ નિદ્રાધીન જનક પર વિદ્યાપ્રયોગ કર્યો. જનક ગાઢ નિદ્રાને આધીન થઈ ગયા. બસ, ચપલગતિએ ચપળતાથી જનકને ઉઠાવ્યા અને ઉદ્યાનમાં આવી, વિમાનમાં જનકને યોગ્ય જગ્યાએ સુવાડી દઈ, વિમાનને, રથનૂપુર તરફ હંકારી દીધું.

રાત્રિના અંતિમ પ્રહરમાં તો ચપલગતિ રથનૂપુરના બાહ્ય ઉદ્યાનમાં આવી પહોંચ્યો. અને જનક ઉપરથી વિદ્યા-પ્રયોગનું સંહરણ કરી લીધું. જનકે આળસ મરડી અને બેઠા થયા. સામે જોયું તો અપરિચિત સશસ્ત્ર ચપલગતિ બે હાથ જોડી મસ્તક નમાવી ઊભો હતો. આજુબાજુ જોયું

તો નંદનવન સદૃશ પ્રદેશ હતો. દૂર દૂર દૃષ્ટિ નાંખી તો વિદ્યાધરોની ગગનચુંબી હવેલીઓની હારમાળાઓ હતી... તેની પાછળ વૈતાઢ્યનાં શિખરો હતાં. જનકને ભ્રમ થયો. 'શું હું જાગ્રત અવસ્થામાં છું કે સ્વપ્નાવસ્થામાં !' તેમણે પોતાની જાતને સંભાળી.

'મિથિલાપતિનો જય હો! આપ વિદ્યાધરેન્દ્ર મહારાજા ચન્દ્રગતિના સન્માનનીય અતિથિ છો.'

'આ રીતે અપહરણથી અતિથિ બનાવવાનું પ્રયોજન ?'

'એ તો ખુદ મહારાજા ચન્દ્રગતિ બતાવશે. હું તો મહારાજાનો અનુચર છું. હું આપને મહારાજાની મુલાકાત કરાવીશ.'

જનક આશ્ચર્યમાં પડી ગયા. તેઓ ચપલગતિ સાથે ચન્દ્રગતિના મહેલે પહોંચ્યા, ચન્દ્રગતિ રાજમહેલના દ્વારે ઊભા હતા. જનકનું આગમન થતાં જ ચન્દ્રગતિ સામે આવ્યા અને જનકને સ્નેહથી ભેટી પડયા. ચપલગતિ ત્યાંથી દૂર હટી ગયો. ચન્દ્રગતિ જનકનો હાથ પકડી મહેલમાં લઇ આવ્યા. ખૂબ જ પ્રેમપૂર્વક અપૂર્વ સૌહાર્દથી ચન્દ્રગતિએ જનક સાથે વ્યવહાર કર્યો. જનકને રત્નજડિત આસન પર બિરાજિત કરી ચન્દ્રગતિ બોલ્યા :

'રાજન્, આપને આશ્ચર્ય–કુતૂહલ થતું હશે!'

'જરૂર!'

'શા માટે આપને અહીં લાવવામાં આવ્યા છે, આપ કળી શકયા નહીં હો.'

'નહિ.'

'મેં સાંભળ્યું છે કે આપની પુત્રી સીતા અદ્વિતીય રૂપસંપદાને ધારણ કરી રહી છે. મને એનું ચિત્ર અહીં જોવા મળ્યું, જ્યારથી મેં એનું ચિત્ર જોયું અને એની પ્રશંસા સાંભળી, મને લાગ્યું કે સીતા મારા પુત્ર ભામંડલની પત્ની થવા માટે સુયોગ્ય છે.'

જનક સંપૂર્ણ વાતને સમજી ગયા. શા માટે તેનું અપહરણ કરવામાં આવ્યું, શા માટે એની સાથે અત્યધિક સ્નેહ–સન્માનથી વ્યવહાર કરવામાં આવ્યો...વગેરે ઉપસ્થિત પરિસ્થિતિ તેમના ધ્યાનમાં આવી ગઈ.

'એટલું જ નહીં રાજન્, સીતા-ભામંડલના સંબંધથી મિથિલા–રથનૂપુરનો સંબંધ જોડાશે. વિદ્યાધર દુનિયા સાથે સ્નેહસંબંધ થશે. આપણી મિત્રતા દૃઢ બનશે.' ચન્દ્રગતિએ સીતા-ભામંડલના સંબંધ સાથે જોડાયેલા લાભ પણ બતાવ્યા.

'વિદ્યાધરપતિ, આપની વાત સુયોગ્ય છે. આપના જેવા સાથે સંબંધ બંધાય, તે મારા માટે ઘણું જ ઉત્તમ હું માનું છું. પરંતુ આ પ્રસ્તાવ થોડા સમય પૂર્વે મળ્યો હોત તો સ્વીકાર થઈ જાત...'

'હજુ શું બગડી ગયું છે?'

'મહારાજા ચન્દ્રગતિ, આપે કદાચ નહીં જાણ્યું હોય કે સીતાનું સગપણ અયોધ્યાપતિ મહારાજા દશરથના સુપુત્ર શ્રી રામ સાથે નક્કી થઈ ગયું છે; અને એ રીતે હું સીતા શ્રી રામને આપી ચૂકયો છું!'

ચન્દ્રગતિ માટે આ વાત નવી હતી. નારદજીએ એ વાત ચંદ્રગતિને કહી ન હતી. તેઓ વિચારમાં પડી ગયા.

'વળી, કન્યાનું દાન એક વાર થાય છે. શ્રી રામને મનથી વરી ચૂકેલી સીતા ભામંડલને કેવી રીતે સ્વીકારે?'

'રાજન્, તમારી વાતનો હું અસ્વીકાર નથી કરતો. પરંતુ એનો એ અર્થ નથી કે હું મારી માંગણી છોડી દઉં છું. આ તો સ્નેહવૃદ્ધિ માટે તમને સન્માનપૂર્વક અહીં તેડી મંગાવ્યા. શું એ જ રીતે સીતાનું અપહરણ હું ન કરાવી શકત? ત્યારે તમે શું કરત? અલબત તમે સીતા શ્રી રામને સમર્પિત કરી ચૂકયા છો, પરંતુ રામ એ રીતે સીતા સાથે વિવાહ નહીં કરી શકે.

'રાજન્, વાસ્તવમાં આવા કન્યારત્નને તમે તમારી ઇચ્છાપૂર્વક કોઇને આપી શકો નહીં. તમારે સ્વયંવરની રચના કરવી જોઇએ. તેમાં કન્યા પોતાને યોગ્ય પતિને વરી શકે. તમે ભૂલ કરી છે તે છતાં હું એક ભૂલ પર બીજી ભૂલ કરવા માંગતો નથી.'

'તો પછી આપ શું કરવા માંગો છો?'

'શ્રી રામ અમને પરાજિત કરીને સીતાને ગ્રહણ કરી શકે છે.'

'શું યુદ્ધ?'

'નહીં', એ માટે હું તમને એક ઉપાય બતાવું છું. મારી આયુધશાળામાં વજ્રાવર્ત અને અર્ણવાવર્ત નામનાં બે ધનુષ્ય છે. એક હજાર યક્ષથી તે અધિષ્ઠિત છે. તે ધનુષ્યોનું

તેજ દુઃસહ છે. અમારા માટે તે ધનુષ્ય એટલાં જ પૂજનીય છે, જેટલા ગોત્રદેવતા ! જો એ ધનુષ્યમાંથી એક પણ ધનુષ્ય શ્રી રામ ઉઠાવી શકે અને તેના પર તીર ચઢાવી શકે તો તેઓ જીત્યા ! ભલે સીતા સાથે તેમનો વિવાહ થાય !'

જનક વિચારમાં પડી ગયા. ચિંતાતુર બની ગયા. તેમના માથે જાણે નવી આફતનાં વાદળ મરડાઇ રહ્યાં.

'રાજન્, એમાં લાંબું વિચારવાનું શું છે ? મારી વાત ન્યાયપૂર્ણ છે. સ્વીકારવામાં સંકોચ શા માટે ?'

ચન્દ્રગતિ સિંહાસન પરથી ઊઠી, મંત્રણાગૃહમાં આંટા મારવા લાગ્યા. જનક ચિત્રવત્ સિંહાસન પર બેસી રહ્યા. પ્રભાતનો સમય પૂર્ણ થવા આવ્યો હતો. જનકને જલદી મિથિલા પહોંચવું જરૂરી હતું. જો વિલંબ થાય તો મિથિલામાં જનક–અપહરણની વાત ફેલાઇ જતાં વાર ન લાગે.

'હું આપની વાત પર વિચાર કરીશ.'

'હવે વિચારને અવકાશ જ નથી રાજન્, મારો પુત્ર ભામંડલ સીતાની પાછળ પાગલ બની રહ્યો છે; આપે મારી સ્થિતિનો પણ વિચાર કરવો જોઇએ.'

જનક નિરુત્તર બની ગયા. થોડી ક્ષણ મૌન પથરાયું, અચાનક ચન્દ્રગતિ જનકની નિકટમાં આવી ગયા અને કહ્યું.

'જ્યાં સુધી મારી વાતનો સ્વીકાર નહીં કરો, ત્યાં સુધી તમે ચન્દ્રગતિના મહેલમાંથી બહાર નહીં જઇ શકો.'

જનક સ્તબ્ધ બની ગયા. તેમણે અનુભવ્યું કે ચન્દ્ર-

ગતિ જાણે બલાત્કાર કરી રહેલ છે, તેમણે ચન્દ્રગતિની શર્ત–ઉપાય ઉપર પુનઃ વિચાર્યું. 'શું ચન્દ્રગતિનાં બે ધનુષ્યો મહાન પરાક્રમી રામ નહીં ઉપાડી શકે ? જે રામના પરાક્રમ આગળ લાખો મ્લેચ્છ સૈનિકોને ભાગી જવું પડયું તે રામનું બાહુબળ, પુણ્યપ્રકર્ષ અદ્ભુત છે. જરૂર તે ધનુષ્યને ઉપાડી લેશે...પરંતુ કદાચ ભાગ્યે યારી ન આપી તો ? સીતા ભામંડલને વરશે ? કે આત્મહત્યા કરશે ?...' જનક કંપી ઊઠયા, પરંતુ પરિસ્થિતિનું માપ કાઢતાં તેમને ચન્દ્રગતિની શર્ત સ્વીકાર્યા સિવાય છૂટકો લાગતો ન હતો...તેમનું મન શર્ત સ્વીકારવા તૈયાર થતું ન હતું, તો બીજી બાજુ અહીંથી મુક્ત થવાનો બીજો કોઇ માર્ગ દેખાતો ન હતો. છેવટે તેમણે નિરધાર્યું : અહીંથી એક વાર મુક્ત થઇને મિથિલા પહોંચ્યા પછી બીજો કોઇ માર્ગ મેળવી શકાશે. રામ-લક્ષ્મણ મિથિલામાં જ છે; તેમની સાથે પરામર્શ થઈ શકશે; ને સુયોગ્ય માર્ગ મળી આવશે.'

જનકે ચન્દ્રગતિની વાત સ્વીકારી લીધી. ચન્દ્રગતિની ખુશીનો પાર ન રહ્યો. તે આનંદથી જનકને ભેટી પડયો; તુરત જ ચપલગતિને બોલાવી મિથિલા-પ્રયાણ માટે આદેશ કર્યો. વિમાન તૈયાર થઈ ગયાં. ચંદ્રગતિ, ભામંડલ અને બીજા સેંકડો વિદ્યાધર સુભટો વિમાનમાં આરૂઢ થઈ ગયા. વજાવર્ત અને અર્ણવાવર્ત ધનુષ્યોને પણ વિમાનમાં ગોઠવી દેવામાં આવ્યાં.

જનકને રાજમહેલમાં ઉતારી દેવામાં આવ્યા. ચન્દ્ર-ગતિ રાજ-પરિવાર સહિત મિથિલાની બહાર પડાવ નાખીને રહ્યા.

જનકની દુવિધાનો પાર ન રહ્યો. ચન્દ્રગતિ છાતી પર જ આવીને બેઠા હતા! જનકની પ્રત્યેક ગતિવિધિ પર ચન્દ્રગતિના ગુપ્તચરો ધ્યાન રાખતા હતા.

જનકે વિદેહાને રાત્રિની ઘટના કહી સંભળાવી. વિદેહા શોકાકુલ બની ગઇ. તેની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી.

'ખરેખર, મારા પર તો દુર્દૈવ રૂઠયો છે. પુત્રનું અપહરણ કરીને એને સંતોષ નથી થયો, હવે પુત્રીનું પણ અપહરણ કરી જશે...હાય, હવે હું કયાં જાઉં...કોને કહું? મારા દુઃખની કોઈ સીમા નથી...વરની પસંદગી તો અમારે સ્વેચ્છાથી કરવાની હોય. શું બલાત્કારે વરની પસંદગી દુનિયામાં થાય છે? દુર્ભાગ્યવશ આજે બલાત્કારે વરની પસંદગી કરવાનો પ્રસંગ ઊભો થઈ ગયો...'

'દેવી, ધૈર્ય ધારણ કરો. રામના બળ–પરાક્રમ પર વિશ્વાસ રાખો.'

'પરંતુ દુર્ભાગ્યના ઉદયમાં બધું ખરાબ જ બની આવે છે...કદાચ શ્રી રામ ધનુષ્યને ઉઠાવી ન શકયા તો, આ તો વિદ્યાધરની માયા...! હાય, મારી સીતાનું શું થશે?'

'વિદેહા, મને શ્રી રામના પરાક્રમમાં પૂર્ણ વિશ્વાસ છે. અશુભની શંકા ન કરો. ભગવાન ઋષભદેવની કૃપાથી બધું સારું બની આવશે.'

વિદેહાને આશ્વાસન આપી જનક સ્વયંવર-રચના માટે પોતાના કક્ષમાં રવાના થયા. સ્વયંવર કરવા પૂર્વે તેમણે રામ-લક્ષ્મણ સાથે બનેલી ઘટના અંગે પરામર્શ કરી લેવો ઉચિત માન્યો. એક રાજપુરુષને રામ-લક્ષ્મણ પાસે મોકલી જનક તેમની રાહ જોવા લાગ્યા.



## સીતા-સ્વયંવર

શ્રી રામ અને લક્ષ્મણે જનકને સ્વયંવરનું આયોજન નિર્ભયતાથી કરવા માટે પોતાની સંમતિ દર્શાવી. બીજી બાજુ સીતાને પણ વિદેહાએ નવી ઉપસ્થિત થયેલી સંકટ-સ્થિતિ સમજાવી દીધી. સીતાએ તો પોતાનો નિર્ધાર મનમાં કરી જ લીધો હતો. આ ભવમાં સિવાય રામ, બીજા કોઈને પોતાની કાયાનું અને મનનું સમર્પણ તે કરનાર ન હતી. પરંતુ તેને વિશ્વાસ હતો : સ્વયંવરમાં શ્રી રામ જ વિજયી બનશે.

મહારાજા જનકે સીતા-સ્વયંવરની ઘોષણા કરી દીધી. દેશ-વિદેશમાં દૂતોને રવાના કરી દીધા. વિદ્યાધર દુનિયામાં ચન્દ્રગતિના દૂતોને જનકે મોકલી દીધા. સમાચાર જ્યાં જ્યાં પહોંચ્યા, અનેક રાજાઓ અને રાજકુમારો મિથિલામાં આવવા લાગ્યા.

મિથિલાપતિએ રાજમહેલના સુવિશાલ પટાંગણમાં સ્વયંવર-મંડપની રચના કરાવી. મિથિલાના કુશળ કલાકારોએ મંડપને દર્શનીય બનાવી દીધો. આમંત્રિત રાજા-મહા-

રાજા અને રાજકુમારો માટે કલાત્મક અને યોગ્યતાનુસાર સિંહાસનો ગોઠવી દીધાં. ભૂમિતલને સુગંધી જલથી અને સુગંધી દ્રવ્યોથી મઘમઘાયમાન બનાવી દીધું. મંડપના સ્તંભો પર મણિ–માણેક ને રત્નોનાં સુશોભન કર્યાં. ઉપરની છત પર ચોસઠ અને બહોત્તર કળાઓનું રેખાંકન કર્યું. વચ્ચે વચ્ચે ઇન્દ્રચાપ–વર્ણનાં ઝુમ્મરો લટકાવવામાં આવ્યાં. દરેક સિંહાસન પાસે બહુમૂલ્ય નાનાં આસનો મૂકવામાં આવ્યાં હતાં. તેના પર તાજાં પુષ્પોના ગજરા અને ધૂપ-દાન સ્થાપિત કરવામાં આવ્યાં હતાં. મંડપના મધ્ય ભાગમાં એક સુશોભિત વેદિકા ઉપર બે ધનુષ્યની સ્થાપના કરવામાં આવી હતી.

સ્વયંવરનો દિવસ આવી લાગ્યો. રાજમહેલમાં બ્રાહ્મ-મુહૂર્તે વાજિંત્રો બજી ઊઠયાં. મિથિલા સેંકડો રાજામહા-રાજાઓ અને રાજકુમારોના આગમનથી ધમધમી ઊઠી હતી. સહુ પ્રાભાતિક કાર્યોથી પરવારી સ્વયંવર–મંડપની તરફ પોતપોતાના આડંબરસહિત આવવા લાગ્યા.

સહુ પ્રથમ વિદ્યાધરેન્દ્ર ચન્દ્રગતિએ યુવરાજ ભામંડલની સાથે મંડપમાં પ્રવેશ કર્યો. મહારાજા જનકે પૂર્ણ સૌહાર્દથી સ્વાગત કર્યું. ત્યાર પછી વિદ્યાધર રાજાઓ અને કુમારોએ પ્રવેશ કર્યો. ત્યારબાદ દેશ–દેશાંતરથી પધારેલા અન્યાન્ય રાજા-મહારાજાઓએ પ્રવેશ કર્યો. સહુ પોતાના યોગ્ય આસને આરૂઢ થયા.

જનકે આદેશ કર્યો અને સીતા સખીઓના પરિવાર

સાથે સ્વયંવર-મંડપમાં પ્રવેશી. દિવ્ય દેહ ઉપર બહુમૂલ્ય વસ્ત્રો અને તેજસ્વી અલંકારો...સીતા સ્વર્ગલોકની અપ્સરાને પરાજિત કરી રહી હતી. તેણે મંડપના મધ્યમાં આવી ધનુષ્યપૂજા કરી અને મનોમન શ્રી રામને પ્રણામ કરી પૂર્વનિર્દિષ્ટ સ્થાને જઈ તે ઊભી રહી.

ભામંડલ સીતાને સાક્ષાત્ જોઈ મુગ્ધ બની ગયો. તેનો દેહ રોમાંચિત થઈ ગયો. અંગઅંગમાં કામની વેદના જાગી ગઈ...તે અનિમેષ નયને સીતાને જોઈ રહ્યો.

એક ઊંચા મંચ ઉપર ઉપસ્થિત થઈને મહારાજા જનકે નિવેદન કર્યું : 'હે વિદ્યાધરેન્દ્રો, હે નરેન્દ્રો ! મિથિલાપતિ રાજા જનક નિવેદન કરે છે કે જે કોઈ આ ધનુષ્યને ઉઠાવી તેના પર તીર ચઢાવશે તે મારી પુત્રી સીતા સાથે વિવાહ કરી શકશે.'

એક પછી એક વિદ્યાધર રાજાઓ ધનુષ્યની પાસે જવા લાગ્યા. ભયંકર સર્પોથી આવેષ્ટિત અને તીવ્ર તેજથી જાજવલ્યમાન ધનુષ્યોનો સ્પર્શ કરવો પણ તેમના માટે દુષ્કર બની ગયો! ઉઠાવવાની તો વાત દૂર રહી. ધનુષ્યોમાંથી સ્ફુરાયમાન અગ્નિજ્વાલાઓ જ્યારે તેમને સ્પર્શતી... તેઓ પાછળ હટી જતા...શરમથી તેમનું મુખ નીચું પડી જતું અને પુનઃ પોતાના સિંહાસન પર જઈ બેસી જતા.

જેવી દશા વિદ્યાધર રાજાઓની થઈ, રાજકુમારોની પણ તેવી જ સ્થિતિ બની. ચન્દ્રગતિએ ભામંડલને ઈશારો કર્યો. ભામંડલ સિંહાસન પરથી ઊભો થયો. જનક, વિદેહા,

સીતા વગેરેના શ્વાસ ઊંચા થઇ ગયા. ચન્દ્રગતિ પોતાની પ્રતિષ્ઠાની બાજી લગાવી રહ્યા હતા.

ભામંડલ ધીમી ગતિએ ધનુષ્યની પાસે પહોંચ્યો. ધનુષ્યના તીવ્ર તેજની આગળ ભામંડલ ઝંખવાઇ ગયો. ધનુષ્યમાંથી ઊઠતા સ્ફૂલિંગો અને નીકળતી ધખધખતી જ્વાલાઓને તે પરાજિત ન કરી શક્યો. એક વાર, બે વાર, ત્રણ વાર તેણે પ્રયત્ન કર્યો...પરંતુ નિષ્ફળ ! તેના અંગે પ્રસ્વેદબિંદુઓ બાઝી ગયાં. તેના મુખ પર શ્યામતા છવાઈ ગઇ. તેને પોતાની તમામ આશાઓ પર પાણી વળી જતું દેખાયું. જે ઉપાય સફળતા માટે કર્યો હતો, તે જ ઉપાય તેની નિષ્ફળતા માટે નીવડયો ! ભામંડલ જ્યારે વિલખો બનીને પાછો વળ્યો, રાજા ચન્દ્રગતિનું મુખ નીચું થઇ ગયું. તેમને ન સમજાયું કે આમ કેમ થયું ! તેમને વિશ્વાસ હતો કે ભામંડલ જરૂર એ ધનુષ્યને ઉઠાવી શકશે. પરંતુ તે વિશ્વાસભગ્ન થઈ ગયો.

હવે જ્યારે કોઈ રાજા કે કુમાર ધનુષ્ય પાસે જવા તૈયાર ન થયા ત્યારે શ્રી રામ સિંહાસન પરથી ઊભા થયા. ચન્દ્રગતિ, ભામંડલ અને બીજા સહુ રાજાઓ રામ સામે જોઇ રહ્યા, કોઇ કુતુહલથી તો કોઈ મૌન ઉપહાસથી ! વિદેહા અને સીતા, જનક અને જનકનો પરિવાર સહુનાં મન અદ્ધર થઇ ગયાં. લક્ષ્મણ નિશ્ચલતાથી બેઠા હતા. નિર્ભયતા, નિશ્ચલતા અને શ્રદ્ધાપૂર્વક રામ ધનુષ્યની પાસે પહોંચ્યા, એટલી જ સ્વસ્થતાથી અને નિર્ભીકતાથી રામે

વજ્રાવર્તને સ્પર્શ કર્યો. જેમ ઇન્દ્ર વજ્રને સ્પર્શે!

જ્યાં સ્પર્શ થયો...અગ્નિની જ્વાલાઓ શાંત થઈ ગઈ, સર્પો પ્રશાંત બની ગયા.

લોહપીઠ પર વજ્રાવર્ત સ્થાપિત કર્યું અને વેત્ર-યષ્ટિવત્ શ્રીરામે ધનુષ્યને વાળી દીધું! જોતજોતામાં ધનુષ્ય પર અધિજ્યાને પણ ચઢાવી. આકર્ણાન્ત અધિજ્યાને ખેંચી ધનુષ્યનું આસ્ફાલન કર્યું...તેનો ધ્વનિ સમગ્ર મિથિલામાં સંભળાયો...લોકોનાં ટોળેટોળાં રાજભવન સમક્ષ ભેગાં થઈ ગયાં.

સ્વયંવર-મંડપમાં ઉપસ્થિત નરેન્દ્રોએ જયજયકાર બોલાવી દીધો. મૈથિલીના અંગેઅંગે રોમાંચ થઈ ગયો... તે દોડી...હાથમાં પુષ્પોની માળા લઈને દોડી...રામના ગળામાં આરોપી દીધી...! રામે ધનુષ્ય પરથી દોરી ઉતારી નાખી. ધનુષ્યને પુનઃ તેના સ્થાને સ્થાપિત કરી દીધું.

રામે ઘોષણા કરી-'અર્ણવાવર્ત ધનુષ્યને અનુજ લક્ષ્મણ ગ્રહણ કરશે.' શ્રીરામ ત્યાં જ ઉભા રહી ગયા. લક્ષ્મણ પોતાના આસન પરથી ઊભા થયા અને અગ્રજ સમક્ષ આવી પ્રણામ કર્યા. રામે લક્ષ્મણને આશીર્વાદ આપ્યા. લક્ષ્મણ આગળ વધ્યા...અર્ણવાવર્તને ઉઠાવ્યું, દોરી સાંધી દીધી, આસ્ફાલન કર્યું...એટલી ત્વરાથી આ બધું બની ગયું, વિદ્યાધરેન્દ્રો ચકિત થઇ ગયા. અર્ણવાવર્તના ટંકારથી એવો પ્રબળ ઘોષ થયો કે કાનના પડદા પણ હાલી ઊઠયા.

લક્ષ્મણના આવા અદ્વિતીય પરાક્રમને જોઈ વિદ્યાધર

રાજાઓએ પોતાની અઢાર કન્યાઓનું લક્ષ્મણ સાથે પાણિગ્રહણ કરાવ્યું! વિદ્યાધરેન્દ્રો અને નરેન્દ્રોની દુનિયામાં રામ-લક્ષ્મણનું નામ સુપ્રસિદ્ધ બની ગયું. દેશદેશમાં અને દૂર દૂરના પરદેશમાં રામ-લક્ષ્મણની કીર્તિ ફેલાઇ ગઇ.

સીતાના આનંદની કોઇ સીમા ન રહી.

ભામંડલના વિષાદની કોઇ સીમા ન રહી!

ભામંડલ! એને ક્યાં ખબર હતી કે સીતા એની બહેન છે! એ ક્યાંથી જાણે કે ધનુષ્યના અધિષ્ઠાયક દેવોએ એને ધનુષ્ય ન ઉઠાવવા દઈ તેના પર મોટો ઉપકાર કર્યો છે! જો ભામંડલ ધનુષ્યને ઉઠાવી શકત તો કેવો મોટો અનર્થ સર્જાઈ જાત!

ભામંડલ વિષાદભર્યા હૈયે મિથિલાથી વિદાય થયો પરંતુ એનો એ વિષાદ ભવિષ્ય માટે આનંદરૂપે હતો; એની નિષ્ફળતા ભવિષ્યની સફળતા માટે હતી.

**મનુષ્યના જીવનમાં આવતી સફળતા-નિષ્ફળતાઓ ભવિષ્ય માટે વિપરીત પણ સિદ્ધ થાય છે. વર્તમાનની સફળતા ભવિષ્ય માટેની નિષ્ફળતા પણ હોય છે. વર્તમાનની નિષ્ફળતા ભવિષ્ય માટેની સફળતા પણ હોય છે.**

જનકે મહારાજા ચન્દ્રગતિને સીતાના વિવાહમહોત્સવ પર્યંત રોકાઇ જવા આગ્રહ કર્યો પરંતુ ભામંડલની સ્થિતિ જોઈ ચન્દ્રગતિ ન રોકાયા. બીજા કેટલાક વિદ્યાધર રાજાઓ રોકાયા. બીજી બાજુ જનકે રાજપુરુષોને અયોધ્યા રવાના

કર્યા અને દશરથને સપરિવાર મિથિલા પધારવાનું આમંત્રણ મોકલ્યું.

મ્લેચ્છ રાજાઓ પર વિજય પ્રાપ્ત કર્યાના સમાચાર તો દશરથને મળી ચૂકયા હતા. સ્વયંવરમાં સીતાની પ્રાપ્તિના સમાચાર સાંભળી દશરથ આનંદિત થઈ ગયા; સાથે સાથે રાજપુરુષો દ્વારા એ પણ જાણવા મળ્યું કે વિદ્યાધર રાજાઓ લક્ષ્મણ સાથે અઢાર કન્યાઓનો વિવાહ કરવાના છે; દશરથ બંને પુત્રોનાં પરાક્રમ અને પ્રબલ પ્રારબ્ધ પર ખુશી થયા.

તુરત જ પરિવાર સહિત દશરથ મિથિલા તરફ રવાના થયા. થોડા દિવસોની મુસાફરીના અંતે મિથિલા આવી પહોંચ્યા. મહારાજા જનકે મહાન આડંબરપૂર્વક મિત્ર દશરથનું સ્વાગત કર્યું. દશરથનો હાથ પકડી જનક બોલ્યા;

'પહેલાં મને લઈ જવા આવ્યા હતા, હવે સીતાને લઈ જવા પધાર્યા! લઈ જવા માટે જ મિથિલા જોઈ છે!'

બંને મિત્રો હસી પડચા અને એકબીજાને ભેટી પડચા, આખી રાત જનકે દશરથને રામ–લક્ષ્મણના મ્લેચ્છો સાથેના યુદ્ધમાં જોયેલા પરાક્રમની પેટ ભરીને વાતો કરી, ચન્દ્રગતિએ કરેલા પોતાના અપહરણની પણ વાત કરી...

'રાજન્, ભલે ચન્દ્રગતિએ તમારું અપહરણ કર્યું... પરંતુ રાજા તો ન્યાયી અને પ્રતિજ્ઞાના પાલનમાં ચુસ્ત મને લાગ્યો!' મહારાજા દશરથે ચન્દ્રગતિની પ્રશંસા કરતાં કહ્યું.

'નહીંતર એણે જેવી રીતે તમારું અપહરણ કરાવ્યું એ રીતે સીતાને પણ ઉપાડી જઈ શકત! પણ તેણે તેમ ન કર્યું', તમારી સાથે સન્માનપૂર્વક વ્યવહાર કર્યો; એટલું જ નહીં જ્યારે તમે સીતાનું સગપણ રામ સાથે થઈ ગયાની વાત કરી, તો એણે એવો ઉપાય બતાવ્યો કે જેમાં એના પુત્ર ભામંડલનું મન પણ જળવાયું અને તમારી વાત પણ રહી! વળી, જ્યારે રામે અને લક્ષ્મણે ધનુષ્યો ઉઠાવી લીધા પછી ચન્દ્રગતિએ ન તો રોષ કર્યો કે ન પોતાના બલનો પ્રયોગ કર્યો! આ ચન્દ્રગતિની ઉત્તમતા છે...હું આ વાત કરી રહ્યો છું, એનું કારણ મારો પોતાનો પણ અનુભવ છે કૈકેયીના સ્વયંવરનો! અરે, તમે પણ સાથે જ હતા ને! જોયું હતું ને ત્યાં અન્ય રાજાઓનું વર્તન?'

બંને મિત્રો પોતાના ભૂતકાળનાં સંસ્મરણોમાં ઊતરી પડ્યા. કોઈ જૂની વાતો સંભારી...હસ્યા...ગંભીર બન્યા અને સુખ–દુઃખનાં સંવેદન અનુભવ્યાં.

'રાજન્, મનુષ્યની કેવી જિંદગી છે! જાણે આ સંસાર એક અભિનયમંચ છે, દરેક મનુષ્ય અમુક ચોક્કસ પ્રકારના સંસ્કારોના પાઠ લઈને મંચ પર આવે છે અને તે તે સંસ્કારોથી પ્રેરણા પામી અભિનય કરે છે. હસે છે, રડે છે, ખાય છે, પીએ છે, હિંસા કરે છે. અહિંસાનું પાલન કરે છે, જૂઠ બોલે છે, સત્ય બોલે છે...આ બધું શું છે? એક અભિનય! એની પાછળ કર્મસત્તાનું

**દિગ્દર્શન છે. પ્રેરક કર્મસત્તા છે. એ કર્મસત્તાની ગુલામીમાં રહેલા જીવને આ રીતે ભિન્ન ભિન્ન વેશમાં...ભિન્ન ભિન્ન દેહમાં...ભિન્ન ભિન્ન ભાવોમાં આ સંસારના રંગમંચ ઉપર આવીને અભિનય કરવા પડે છે...સારાઈ અને બૂરાઇ... એ પણ અભિનય છે. ઉચ્ચતા અને નીચતા...અભિનય છે. કર્મસત્તા જે જે પાઠ આપે છે, જીવને તે ભજવવો પડે છે.**

આનો અંત ત્યારે જ થઈ શકે, કર્મસત્તામાંથી મુક્ત બનવામાં આવે. તે મુક્ત બનવાનો પુરુષાર્થ કરવાનો અવસર આ માનવજીવનમાં જ છે. તે માટેનો કાળ પણ હવે આવી લાગ્યો છે.'

દશરથ પલંગ પર બેઠા હતા. તેમના મુખ પર દીપકોનો પ્રકાશ પડતો હતો. મહારાજા જનક દશરથના મુખ પર થતા ભાવપરિવર્તનને જોઈ રહ્યા હતા. જનકે દશરથની વાતમાં સંમતિ આપતાં કહ્યું: 'સાચી વાત છે. આ જીવન એટલે એક લાંબું નાટક જ છે. આપણે સહુ અભિનેતા છીએ...અનંત કાળથી અભિનય કરી રહ્યા છીએ.'

જનકે એક લાંબો નિઃશ્વાસ નાંખ્યો અને દશરથને થોડો સમય આરામ કરી લેવા કહી, બંને સૂઇ ગયા. અંતિમ પ્રહર નિદ્રા લઈ જ્યારે તેઓ જાગ્યા ત્યારે સામે નતમસ્તકે રામ-લક્ષ્મણ ઊભા હતા. બંનેએ પ્રથમ દશરથનાં

ચરણોમાં શિર ઝુકાવી ચરણસ્પર્શ કર્યો, પછી જનકનાં ચરણોમાં. દશરથ અને જનકે આશીર્વાદ આપ્યા.

આજે શ્રી રામનો સીતા સાથે વિવાહ હતો; મિથિલા-અયોધ્યાનો સંબંધ ઘનિષ્ઠ બની રહ્યો હતો. મિથિલા...અયોધ્યાની સંસ્કૃતિનો સંગમ થઈ રહ્યો હતો.

રામ–સીતાના વિવાહ સાથે લક્ષ્મણનો અઢાર વિદ્યાધર કન્યાઓ સાથે વિવાહ થઈ ગયો. જનકના લઘુભ્રાતા કનકે ભરત સાથે પોતાની પુત્રી ભદ્રાનો વિવાહ કર્યો.

જનકના અતિ આગ્રહથી વિવાહ પછી પણ દશરથ કેટલોક કાળ મિથિલામાં રોકાયા, છેવટે જવાનું તો હતું જ! દશરથ–પરિવાર સાથે જનક પરિવાર એવો હળીમળી ગયો હતો કે જ્યારે જ્યારે દશરથ અયોધ્યા જવાની વાત કાઢતા, જનક–પરિવારને કાંટાની જેમ ખૂંચતી અને આંખો આંસુભીની બની જતી.

છેવટે પુત્રીને વિદાય આપવાનો અવસર આવી જ લાગ્યો. જનકના મુખ પર ઉદાસીનતા છવાઇ ગઈ. વિદેહાની આંખો વારંવાર આંસુથી છલકાઇ જવા લાગી. દાસ-દાસીઓ અને સખીઓ સીતાની આસપાસ ઘેરાઈ ગઈ અને રોવા લાગી. સીતાનો કંઠ રુંધાઈ ગયો. એ કંઇ બોલી ન શકી. વિદેહાએ સીતાને છાતી સાથે લગાવી તેના માથે આંસુનો વરસાદ વરસાવી દીધો. સીતાનાં આંસુથી વિદેહાનું વક્ષઃસ્થળ ભીંજાઈ ગયું. ગદ્‌ગદ્ સ્વરે વિદેહા બોલી, 'બેટી, તું મારી એકની એક પુત્રી છો, પ્રાણથી અધિક પ્રિય છો...તું આજે

જાય છે...તારા પિતાના સ્થાને મહારાજા દશરથને સમજજે. મારા સ્થાને દેવી અપરાજિતાને સમજજે. તારે મન સર્વસ્વ શ્રી રામને રાખજે. પતિના સુખે સુખ અને દુઃખે દુઃખ એ આર્યનારીના ગુણને અનુસરજે. વિશેષ તને શું કહું ? તું સુશીલ છે. મારા અને તારા પિતાના કુલની તું શોભા છે...તું બેટી, જ્યાં જાય, એક ગુલાબની કળીની જેમ સુવાસ પાથરજે...ભગવાન જિનેશ્વરદેવને અને શીલને પ્રાણથી પણ વિશેષ માનજે.'

આજ દિન સુધી સીતાએ દુઃખ શી ચીજ છે, અનુભવ્યું ન હતું. આજે તેને સમજાયું, અનુભવથી સમજાયું કે વિયોગનું દુઃખ, પ્રિયજનોના વિયોગનું દુઃખ કેવું કારમું, અસહ્ય અને ભારે હોય છે. આજ દિન સુધી માતાપિતાના ઘેર સીતાને માત્ર સુખ...આનંદ, પ્રેમ...સ્નેહ અને મમતા જ મળ્યાં હતાં. જીવનનો સંઘર્ષ શી વસ્તુ છે તેનો અનુભવ તેને મળ્યો ન હતો.

વિદેહાએ શ્રી રામના માથે હાથ મૂકયો અને વારંવાર માથું સૂંઘી...વિદેહાએ ખૂબ પ્રેમ–સ્નેહનું દાન કર્યું અને કહ્યું : 'હે પરાક્રમી, તમને હું શું કહું ? તમે ઇક્ષ્વાકુકુલની લાજ છો...દશરથ–કુલના શણગાર છો. ગુણોની સાક્ષાત્ મૂર્તિ છો....બસ, મારી તમને એક જ પ્રાર્થના છે: મારી પુત્રીના તન–મન તમને સમર્પિત છે. એના કેળથીય વિશેષ કોમળ તનને કષ્ટ ન પહોંચે અને એના મુલાયમ મનને જરાય ઠોકર ન વાગી જાય...બસ ! ભગવાન ઋષભદેવ તમારું કલ્યાણ કરો.'

શ્રી રામે વિદેહાને પ્રણામ કર્યા અને તે રથારૂઢ થયા. પાછળ સીતાએ રથમાં આરોહણ કર્યું અને શ્રી રામની સાથે બેસી ગઈ. બીજા રથમાં શ્રી લક્ષ્મણ આરૂઢ થયા. અને અઢાર વિદ્યાધર કન્યાઓ બેસી ગઈ. ત્રીજા રથમાં ભરત અને ભદ્રા બેઠાં.

સહુથી આગળ મહારાજા દશરથનો રથ ગતિશીલ થયો. તેમની પાછળ અયોધ્યાનું મંત્રીમંડળ અને પરિવાર ચાલ્યો. તેની પાછળ રામ–લક્ષ્મણ અને ભરતના રથો ચાલવા લાગ્યા. સહુની પાછળ મિથિલાના સેનાપતિ વિશેષ અશ્વદળ સાથે ચાલ્યા.

રથ દેખાતા બંધ થયા. વિદેહા કરુણ રુદન કરતી ભૂમિ પર પટકાઈ પડી, ઊભા ઊભા જનક હૃદયમાંથી ઊછળતા વેદનાના પ્રવાહને રોકવાનો મિથ્યા પ્રયત્ન કરી રહ્યા હતા, વિદેહાની મૂર્છા સાથે તેમનું ધૈર્ય તૂટી ગયું અને ખુલ્લે મુખે તે રડી પડચા.



## ભેદ ખૂલે છે

મહારાજા દશરથ પુત્રો અને પુત્રવધૂઓને લઇ અયોધ્યા પધાર્યા. અયોધ્યાનાં નગરજનોએ મહાન આનંદોત્સવ ઉજવ્યો.

સમયનો પ્રવાહ અસ્ખલિત ગતિએ વહી રહ્યો છે. સૂર્ય ઊગે છે અને આથમે છે, વર્તમાન અતીતમાં ડૂબી જાય છે, ભવિષ્ય વર્તમાનરૂપે પ્રગટ થાય છે...અનંતકાળથી આ ક્રમ ચાલી રહ્યો છે...અનંતકાળ પર્યન્ત ચાલ્યા કરવાનો. જેમ કાળ અનાદિ—અનંત છે, આત્મા પણ અનાદિ-અનંત છે. બન્નેનું અસ્તિત્વ સમાન છે.

દશરથનું યૌવન પૂર્ણ થયું હતું. પ્રૌઢાવસ્થા પણ પૂર્ણ થવા આવી હતી. જીવનનો દીર્ઘકાળ અતીતના સંભારણારૂપે બની ગયો હતો. ભવિષ્યનાં સ્વપ્નાં ઘણાં ઓછાં રહી ગયાં હતાં...માત્ર એક સ્વપ્ન અવશિષ્ટ હતું!

એક દિવસે પરમાત્મા જિનેશ્વરદેવના દેવાલયમાં મહારાજાએ એક ઉત્સવનું નિર્માણ કર્યું...ઉત્સવનો વિશિષ્ટ

કાર્યક્રમ તરીકે 'શાંતિસ્નાત્ર'નું આયોજન કર્યું. મહારાજા પોતે શાંતિસ્નાત્રની પવિત્ર ક્રિયામાં ઉપસ્થિત રહ્યા અને પરમાત્માની દ્રવ્ય-ભાવ ભક્તિ કરી આત્માને આનંદથી ભરી દીધો. શાંતિસ્નાત્ર પૂર્ણ થયું. શાંતિસ્નાત્રનું જલ લઈ ભક્તજનોએ શ્રદ્ધાપૂર્વક મસ્તકે ચઢાવ્યું.

મહારાજા દશરથે ચાર સુવર્ણકળશ મંગાવ્યા, ચારેમાં શાંતિજલ ભર્યું અને તેમાંથી પ્રથમ કળશ લઈ, પટ્ટરાણી અપરાજિતા(કૌશલ્યા)ને મોકલવા માટે કંચુકીને આપ્યો; કે જે અંતેપુરમાં વરિષ્ઠ અધિકારી હતો. બીજા ત્રણ કળશો ત્રણ દાસીઓને આપવામાં આવ્યા કે જે સુમિત્રા, કૈકયી અને સુપ્રભાને પહોંચાડવાના હતા.

ત્રણ દાસીઓ યુવાન હતી. કળશ લઈને ઝડપથી તે રાણીઓ પાસે પહોંચી ગઈ. સુમિત્રા, કૈકેયી અને સુપ્રભાએ બહુમાનપૂર્વક શાંતિજલને મસ્તકે ચઢાવ્યું અને કૃતાર્થતા અનુભવી.

મહારાણી અપરાજિતાએ જોયું કે શાંતિજલ પોતાની બહેનો પાસે પહોંચી ગયું...પોતાની પાસે ન આવ્યું... તેના ચિત્તમાં માનવસહજ વિચારોની આંધી ચઢી આવી 'શું મહારાજાની સ્મૃતિમાંથી હું નીકળી ગઈ? ત્રણ રાણીઓની સાથે શું હું તેમને યાદ ન આવી? વાસ્તવમાં તો શાંતિજલ સર્વ પ્રથમ મને મળવું જોઈતું હતું...અરે, પ્રથમ નહિ તો સહુની સાથે તો મળવું જ જોઈએ ને? પણ ન મળ્યું...ખરેખર મારું ભાગ્ય ફૂટ્યું છે. મહારાજાના

હૃદયમાંથી મારું સ્થાન હઠી ગયું છે...હું અપમાનિત બની છું...અપમાનભરી સ્થિતિમાં જીવવાનો શો આનંદ છે? જીવનનો આનંદ સન્માનપૂર્વક જીવવામાં સમાયેલો છે. મારું સન્માન હણાઈ ગયું...' અપરાજિતાનું હૃદય ટુકડે-ટુકડા થઇ ગયું. તેની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી. તેનું મન રોષે ભરાયું...જીવતર પર રોષ ભરાયો... તેણે જીવનનો અંત લાવી દેવાનો સાહસિક વિચાર કરી લીધો ને તુરત જ અમલમાં મૂકવા અપરાજિતા પોતાના અંતર્ગૃહમાં દોડી ગઇ. તેણે રેશમી વસ્ત્રનો પાશ પોતાના ગળામાં નાખ્યો અને તેને કસવા લાગી...ત્યાં અચાનક મહારાજા દશરથ પોતે પધારી ગયા. અપરાજિતા સદ્ભાગ્યે અંતર્ગૃહનો દરવાજો બંધ કરવાનું ભૂલી ગઇ હતી. દશરથે અંદરનું દૃશ્ય જોયું...તેમનો ચહેરો સફેદ પડી ગયો, ભયથી તેમની આંખો પહોળી થઈ ગઈ. તેઓ દોડયા અને અપરાજિતાના ગળામાંથી વસ્ત્ર દૂર કર્યું. અપરાજિતાને સ્નેહથી પોતાના બે હાથે પકડી, પોતાની પાસે ભદ્રાસન પર બેસાડી. દશરથે શોકાકુલ સ્વરે પૂછ્યું :

'મનસ્વિની! શા માટે આવું દુઃસાહસ?' અપરાજિતા પોતાના બે હાથમાં માથું પકડી રડી પડી, દશરથે તેના માથે હાથ ફેરવતાં કહ્યું :

'દેવી, શું મારા દ્વારા કોઈ અપમાન થયું છે?' દશરથની આંખો સજળ હતી.

'જિનસ્નાત્ર-જલ આપે દરેક રાણીને જુદું જુદું મોકલ્યું, મને નહીં...'

ત્યાં જ વૃદ્ધ કંચુકીએ પ્રવેશ કર્યો.

'મહાદેવી! મહારાજાએ આપના માટે આ શાંતિજલ મોકલ્યું છે.'

તુરત જ દશરથે શાન્તિજલનો કળશ પોતાના હાથમાં લઇ લીધો અને શાન્તિજલથી અપરાજિતાનો માથે અભિસિંચન કર્યું. અપરાજિતાનું મન પ્રસન્ન બની ગયું. તેને પોતાના અધૈર્ય પર પશ્ચાત્તાપ થયો. દશરથે કંચુકીને પૂછ્યું :

'આટલો વિલંબ રસ્તામાં કેમ થયો?'

'સ્વામિન્, હવે આ દેહનું માળખું ખખડી ગયું છે. કોઈપણ કામ કરવા માટે સમર્થ નથી, વૃદ્ધાવસ્થાએ મારી કાર્યશક્તિને હણી નાંખી છે.'

દશરથે કંચુકીની કાયા તરફ જોયું. કાયા કંપી રહી હતી. શરીરની રોમરાજી સફેદ થઈ ગઈ હતી. ભ્રમરના શ્વેતકેશથી આંખો ઢંકાઇ ગઇ હતી...માંસ સુકાઇ ગયું હતું અને હાડકાં બહાર ઊપસી આવ્યાં હતાં. એક એક પગલું ભરતાં તે સ્ખલના પામતો હતો.

દશરથ જોઈ જ રહ્યા...કંચુકી પ્રણામ કરીને ધીરે ધીરે જઈ રહ્યો હતો. દશરથ તેને જોતા જ રહ્યા. તેમના ચિત્તમાં ભારે દ્વંદ્વ જામી પડ્યું. તેઓ ગહન ચિંતામાં પડી ગયા. 'શું આ વૃદ્ધાવસ્થા દરેક મનુષ્ય માટે નિયત છે? હા, વૃદ્ધાવસ્થા કોઇને છોડતી નથી...પરંતુ કેવી આ

અવસ્થા છે ! કેવી કરુણાપાત્ર ! શરીરની શિથિલતા... ઇન્દ્રિયોની શિથિલતા...મનની શિથિલતા...ન કોઈ કાર્ય કરી શકે...ન કોઈ મહાન્ પુરુષાર્થ થઈ શકે. બિચારો વૃદ્ધ કંચુકી...એના જેવી અવસ્થા મારી પણ આવવાની. પરંતુ એ પૂર્વે મારું એક અવિશિષ્ટ સ્વપ્ન પૂર્ણ કરી લઉં...મોક્ષમાર્ગની ઉત્તમ આરાધના કરી લઉં...બસ, આ જગતમાં એટલું જ બાકી છે. જો એટલું થઈ જાય તો જીવન ધન્ય બની જાય; જીવનની સફળતા સાંપડી જાય. વળી, હવે આ સંસારમાં મારા માટે કયું કર્તવ્ય બાકી છે ? અયોધ્યાના સામ્રાજ્યને સંભાળવા માટે રામ–લક્ષ્મણ તથા ભરત–શત્રુઘ્ન સમર્થ છે. મેં મારું કર્તવ્ય પૂર્ણ કર્યું છે.'

'અરે, આપ ખૂબ ઊંડા વિચારમાં પડી ગયા...... જુઓ, આપના મુખ પર કેવી ઉદાસીનતા છવાઇ ગઈ. અહો, મેં અભાગિનીએ આપને ચિંતામાં પટકી દીધા .! બિચારો વૃદ્ધ કંચુકી શું કરે ! આપે તો તેને સહુથી પહેલાં વિદાય કર્યો પરંતુ એનું શરીર જ એવું...એનો શો દોષ ?' અપરાજિતાએ દશરથનો હાથ પોતાના હાથમાં લેતાં કહ્યું. દશરથ અપરાજિતાના નિર્દોષ મુખ તરફ જોઈ રહ્યા.

'નહીં દેવી, હું ચિંતામાં નથી. તમે મને ચિંતામાં નથી પટકયો : આ તો આ વૃદ્ધ કંચુકીના શબ્દોની અને એની કાયાએ મને વિચાર કરતો કરી દીધો. ખરેખર, હવે તો આજ દિન સુધી નહિ કરેલ પુરુષાર્થ–મોક્ષ પુરુષાર્થ કરી લેવો જોઇએ. આ વિચાર આવી ગયો...'

અપરાજિતા પણ વિચારમાં પડી ગઈ; પરંતુ તેને કામ હતું. તેણે શાન્તિજલનો કળશ ઉઠાવ્યો અને સર્વ પુત્રવધૂઓને બોલાવી. સીતાની સાથે સહુ પુત્રવધૂઓ ઉપસ્થિત થઇ. અપરાજિતાએ પવિત્ર શાન્તિજલથી દરેકના માથે સિંચન કર્યું અને કહ્યું : 'ભગવંતના આ અભિષેકજલથી તમારું કલ્યાણ હો, અપમંગલ દૂર હો...' સહુ પુત્રવધૂઓએ સહર્ષ અભિષેકજલને સ્વીકાર્યું અને કૃતાર્થતા અનુભવી.

મહારાજા દશરથ પોતાના આવાસગૃહમાં ગયા પરંતુ ત્યાંય તેમની સામે સર્વત્ર વૃદ્ધ કંચુકી જ દેખાવા લાગ્યો. તેને ભૂલી જવા માટે દશરથ પલંગમાં સૂઈ ગયા, પરંતુ તેમને નિદ્રા ન આવી. વૃદ્ધ કંચુકીની કાંપતી કાયા દશરથને કંપાવી રહી હતી તેઓ સૂક્ષ્મ ભયનો અનુભવ કરવા લાગ્યા. ગત જીવન પર તેમની દૃષ્ટિ ફરી વળી. સમગ્ર જીવન ભોગ-ઐશ્વર્ય અને સત્તા–મહત્તાની મૂર્તિસમું દેખાયું. પરંતુ એ મૂર્તિ પર સૌન્દર્ય ન હતું. શોભા ન હતી. એના પર એક પ્રકારની બીભત્સતા અને કુરૂપતા હતાં! દશરથનું મન એ ભોગ–ઐશ્વર્ય અને સત્તા–મહત્તાની મૂર્તિને તોડી નાંખવા વિગ્રહશીલ બની ગયું.

તે દિવસથી અપરાજિતા વગેરે રાણીઓએ જોયું કે મહારાજા દશરથ ભોગથી વિરક્ત બનતા જાય છે. તે દિવસથી શ્રી રામ–લક્ષ્મણ વગેરેએ અનુભવ્યું કે દશરથ રાજકાજથી અલિપ્ત બનતા જાય છે. તેમણે રાજસભામાં બહુ થોડી હાજરી આપવા માંડી. રાજ્ય અંગેનાં લગભગ તમામ કાર્ય

શ્રી રામને સોંપી દીધાં. લોકસંપર્ક ઘણો ઓછો કરી નાંખ્યો. કેટલોક કાળ આ રીતે વીત્યો. એક દિવસ વનપાલકે આવીને વધામણી આપી.

'મહારાજા, ઉદ્યાનમાં એક મહાત્મા પધાર્યા છે. સાથે અનેક સાધુઓ છે. મહાત્માનું નામ 'સત્યભૂતિ' છે. મેં સાંભળ્યું છે કે મહાત્મા બીજા મનુષ્યના મનની પણ વાતો કહી દે છે. દૂરદૂરના પ્રદેશને જોઈ શકે છે. તેમનું જ્ઞાન દિવ્ય છે. જન્મજન્માંતરની વાતો પણ તેઓ કહી શકે છે.'

મહારાજાએ વનપાલકને ઉત્તમ વસ્ત્રાલંકારોનું દાન દીધું. વનપાલક રાજી થઇને ગયો. મહારાજાએ રામ-લક્ષ્મણને સમાચાર મોકલીને ઉદ્યાનમાં જવાની તૈયારી કરવા સૂચવી દીધું. અલ્પ સમયમાં સમગ્ર રાજપરિવાર તૈયાર થઇને આવી ગયો. રથ તૈયાર હતા. પરિવારસહિત દશરથ ઉદ્યાનમાં આવી પહોંચ્યા.

એક વિશાળ અશોકવૃક્ષની નીચે મહાત્મા સત્યભૂતિ બિરાજતા હતા. આજુબાજુના અનેક મુનિવરો વિનયપૂર્વક સત્યભૂતિનાં વચનામૃતનું પાન કરી રહ્યા હતા. દશરથ-પરિવારે વિનયપૂર્વક વંદના કરી. મહાત્મા સત્યભૂતિએ 'ધર્મલાભ'ના આશીર્વાદ આપ્યા. દશરથના શરીરે રોમાંચ થઈ રહ્યો હતો. તેનું હૃદય આનંદથી ઉલ્લસિત બની ગયું હતું. સત્યભૂતિના સામે મહારાજા બેસી ગયા. તેમની પાછળ રામ–લક્ષ્મણ–ભરત અને શત્રુઘ્ન બેસી ગયા. તેમની બાજુમાં અપરાજિતા વગેરે સ્ત્રીવર્ગ બેસી ગયો. એક બાજુ

મંત્રીગણે જગા લીધી. જોતજોતામાં અયોધ્યાના સેંકડો રથપતિ, સાર્થવાહપુત્રો અને કુલવધૂઓથી ઉદ્યાન ભરાવા માંડયું. મહામુનિએ ધર્મદેશના શરૂ કરી.

*

ચન્દ્રગતિ ભામંડલને લઈ રથનૂપુર પહોંચ્યા, પરંતુ ભામંડલના મનમાં ઘોર નિરાશા અને વિષાદ છવાઇ ગયાં હતાં. ચન્દ્રગતિએ એને સમજાવવાની ઘણી કોશિશ કરી પરંતુ તેનો કોઈ પ્રભાવ ભામંડલ પર ન પડયો. ભામંડલની માનસિક બીમારીએ ચન્દ્રગતિના—પરિવારનાં સુખ—શાન્તિ હણી લીધાં.

ભામંડલે કેટલાય દિવસથી ભોજનનો ત્યાગ કરી દીધો. એકલો પોતાના શયનગૃહમાં રહેવા લાગ્યો. મિત્રો સાથે બોલવાનું ત્યજી દીધું, ફરવાનું છોડી દીધું...દિનપ્રતિ-દિન તે મોત તરફ દોડી રહ્યો હતો. તેના મુખ પર સફેદાઈ પથરાવા માંડી હતી. તેનું માંસલ શરીર સુકાઈ જવા માંડયું હતું. તેની કમળ જેવી આંખો કરમાઈ ગઈ હતી. સ્નાન, સુંદર વસ્ત્રો, કીમતી અલંકારો...બધું તેણે ત્યજી દીધું હતું.

ચન્દ્રગતિ ભામંડલની ભયંકર પરિસ્થિતિ જોઈ ખૂબ દુઃખી હતા. તેમણે ભામંડલને સીતાની આશા છોડી દઈ, બીજી રાજકુમારીઓ સાથે વિવાહ કરી લેવા સમજાવ્યો. પરંતુ તેના મનમાંથી સીતા એક ક્ષણ માટે પણ દૂર થતી ન હતી.

'ભામંડલ, સીતા હવે પરાઇ બની ચૂકી છે... તેનો નિર્ણય ધનુષ્યના અધિષ્ઠાયક દેવો દ્વારા જ થયો છે. જો સીતા સાથે તારો સંબંધ થવાનો હોત તો અધિષ્ઠાયક દેવો ધનુષ્યને ઉઠાવી લેવા તને અનુમતિ આપત. પરંતુ તેમ ન બન્યું...કારણ કે સીતાનો સંબંધ રામ સાથે જ થવો જરૂરી હશે. હવે તું સીતાની આશા છોડી દે. તેનો વિચાર પણ ત્યજી દે. વળી હવે સીતાનું અપહરણ કરવું તે પણ અન્યાયપૂર્ણ છે...કદાચ તે અન્યાયથી થનારી અપકીર્તિને સહન કરીને પણ સીતાનું અપહરણ કરવાનું સરળ નથી. શ્રી રામ અને લક્ષ્મણ અજેય છે. તેમનું અતુલ-બળ સ્વયંવરમંડપમાં જ આપણે જોયું છે...'

આવી અનેક વાતો અનેક વાર ભામંડલને કહેવા છતાં ભામડંલની અશાંતિ દૂર ન થઇ, ત્યારે ચન્દ્રગતિએ કોઈ તીર્થયાત્રાએ ભામંડલને લઇ જવાનો નિર્ણય કર્યો. બીજા સ્નેહી વિદ્યાધર રાજાઓને પણ તીર્થયાત્રામાં સાથે ચાલવા આમંત્રણ આપ્યું. અનેક વિદ્યાધર રાજકુમારો અને રાજકુમારીઓને પણ ચન્દ્રગતિએ સાથે લીધાં. વિમાનોના કાફલા સાથે ચન્દ્રગતિએ 'રથાવર્ત'ગિરિ તરફ પ્રયાણ કર્યું.

રથાવર્ત પર્વત પર પરમાત્મા જિનેશ્વરદેવની ભક્તિ કરી, કેટલોક સમય ત્યાંના સૌન્દર્યભરપૂર પ્રદેશમાં વ્યતીત કર્યો. ભામંડલના મનનું પરિવર્તન થાય છે કે નહિ, પ્રતિદિન ચન્દ્રગતિ એ વાતનું ધ્યાન રાખતા; પરંતુ નિરાશા...

ભામંડલની સ્થિતિ જેવી વૈતાઢ્ય પર્વત પર હતી તેવી જ રથાવર્ત પર્વત પર રહી. એવું જ એનું મૌન...ઉદાસી, ખેદ...નિઃશ્વાસ અને આહ...! ચન્દ્રગતિનું ચિત્ત ખિન્ન થઈ ગયું. અનેક વિદ્યાધર રાજાઓએ ભામંડલના ચિત્તને પ્રસન્ન કરવા પ્રયત્ન કર્યા, અનેક વિદ્યાધર કુમાર–કુમારીઓએ એના ચિત્તને આનંદિત કરવા ચેષ્ટાઓ કરી. પરંતુ કોઇને સફળતા ન મળી; તે ન જ મળી.

એક દિવસ ચન્દ્રગતિએ પુનઃ રથનૂપુર જવા આદેશ કર્યો અને વિમાનો રથનૂપુર તરફ ગતિશીલ બન્યાં. ચન્દ્રગતિ ગંભીર હતા. તેમની દૃષ્ટિ પૃથ્વી પર પથરાયેલાં નગરો પર હતી. વિમાનો અયોધ્યાની સીમમાં આવી પહોંચ્યાં. ચન્દ્રગતિએ અયોધ્યાને ઓળખ્યું. અયોધ્યાની બહાર ઉદ્યાનમાં હજારો સ્ત્રી–પુરુષોને એકઠાં થયેલાં તેણે જોયા. વિમાનોનું ઉડ્ડયન નીચેથી કરવામાં આવ્યું. ચંદ્રગતિએ મહાત્મા સત્યભૂતિને સમવસરેલા જોયા. તેમણે આજ્ઞા કરી.

'વિમાન અયોધ્યાના સીમાડામાં ઉતારો.'

વિમાનોનો કાફલો નીચે ઊતર્યો. ચન્દ્રગતિ ભામંડલને લઈને સહુથી આગળ ચાલ્યા. સમગ્ર પરિવાર તેમની પાછળ આવવા લાગ્યો. મહાત્મા સત્યભૂતિનાં ચરણોમાં વંદન કરી, ચન્દ્રગતિએ અગ્રસ્થાને આસન લીધું.

જ્ઞાની ગુરુવરે જ્ઞાનના પ્રકાશમાં ચન્દ્રગતિના પરિવારની પરિસ્થિતિ જાણી લીધી. ભામંડલના સીતા અભિલાષથી

સંતપ્ત હૃદયને તેમણે જોયું, તેઓશ્રીએ દેશનાના પ્રવાહને એ દિશામાં પ્રવાહિત કર્યો.

તેઓશ્રીએ ચન્દ્રગતિના અને પુષ્પાવતીના પૂર્વભવો પર પ્રકાશ પાથર્યો. તેઓશ્રીએ સીતા અને ભામંડલના પૂર્વભવોના સંબંધનું યથાર્થ વર્ણન કર્યું, એટલું જ નહીં, આ ભવમાં વિદેહાની કુક્ષીએ ભામંડલ–સીતાનું યુગલપણે જન્મવું; પિંગલ–દેવ દ્વારા ભામંડલનું અપહરણ થવું, નારદજીનું સીતાના આવાસમાં આગમન થવું, સીતાનો ભય, સખીઓ અને રક્ષકો દ્વારા નારદજીની પીટાઇ...નારદજીનું વૈતાઢ્ય પર રથનૂપુરમાં ગમન, અપમાનનો બદલો લેવાનો સંકલ્પ...ચિત્રનું સર્જન અને ભામંડલને સમર્પણ...જનકનું અપહરણ...વગેરે ઘટનાઓને જ્ઞાની ભગવંતે યથાસ્થિત બતાવી દીધી.

પોતાના પૂર્વભવોનો વૃત્તાંત સાંભળી ભામંડલ મૂચ્છિંત થઇ ગયો. ભૂમિ પર ફસડાઈ પડયો...જ્યારે તેને મૂર્છા ઊતરી. તેને જાતિસ્મરણજ્ઞાન થઈ ગયું હતું. તેણે પોતાના પૂર્વભવોને જોયા. સત્યભૂતિ મહાત્માએ કહેલી વાતો બરાબર મળી આવી.

'પ્રભો, જે પ્રમાણે આપે મારા ભવોનો વૃત્તાંત બતાવ્યો, તે યથાર્થ છે. હું પણ તે જોઇ રહ્યો છું.' ભામંડલે સત્યભૂતિનાં ચરણોમાં વંદના કરી.

ભામંડલે આજે જાણ્યું કે 'જેના રૂપ–સૌંદર્ય પાછળ તે મોહિત થઇ ગયો હતો તે સીતા તેની બહેન હતી. તે

સીતાની નિકટ ગયો અને સીતાને પ્રણામ કર્યા. સીતા પોતાના ભાઈને અનિમેષ નયને જોઈ રહી. 'જન્મતાંની સાથે જ જેનું અપહરણ થયું હતું, એ જ આ મારો સહોદર છે.' સીતા આનંદથી પુલકિત બની ગઈ. સીતાએ ભામંડલને આશિષ આપી.

ભામંડલ શ્રી રામની તરફ વળ્યો. તેણે શ્રી રામનાં ચરણોમાં પોતાનું મસ્તક મૂકી દીધું. શ્રી રામે તુરત જ ભામંડલને પોતાના બાહુમાં ભરી લીધો અને અતીવ સૌહાર્દથી ભામંડલને ભેટી પડયા.

ચન્દ્રગતિની પ્રસન્નતાનો પાર ન હતો. ભામંડલના ભેદનું નિરાકરણ એના વિષાદને દૂર કરનારું બન્યું, તેથી ચન્દ્રગતિના હૃદયને સંતોષ થયો. પરંતુ જન્મજન્માંતરની કથા સાંભળીને સંસારની વિચિત્ર અને હૃદયદ્રાવક સ્થિતિ સાંભળીને ચન્દ્રગતિનું મન વૈરાગી બની ગયું. ચન્દ્રગતિએ વિદ્યાધર મહામંત્રીને આજ્ઞા કરી.

'તમે મિથિલા જાઓ અને તુરત જ મહારાજા જનકને સપરિવાર અહીં લઈ આવો, જેથી ભામંડલને તેનાં માતાપિતાનું મિલન થઇ જાય.'

મહામંત્રી વિમાન લઈને તુરત મિથિલા પહોંચ્યા અને જનક–વિદેહાને લઈને વિનાવિલંબે અયોધ્યા આવી ગયા. ચન્દ્રગતિ અને દશરથે જનકનું સ્વાગત કર્યું અને ભામંડલનો જે વૃત્તાંત પૂજ્ય ગુરુદેવે બતાવ્યો હતો તે કહી સંભળાવ્યો. જનક–વિદેહા ભામંડલને જોઈ રહ્યાં.

વિદેહાના હૃદયમાં પુત્રસ્નેહનું વાત્સલ્ય છલકાયું અને તેની છાતીમાંથી દૂધની ધારા છૂટી પડી.

ભામંડલે આવી જનક–વિદેહાનાં ચરણોમાં વંદના કરી. વિદેહા ભામંડલને પોતાના ઉત્સંગમાં લઈ વારંવાર આલિંગન દઈ કૃતાર્થતા અનુભવવા લાગી. જનકે ભામંડલને પોતાના બાહુપાશમાં જકડી લીધો અને સ્નેહનાં આંસુથી તેના માથે અભિષેક કર્યો.

જનક–વિદેહાને પોતાનો ખોવાયેલો પુત્ર મળી ગયો.
સીતાને પોતાનો સહોદર મળી ગયો.
ભામંડલની મનોવ્યથાનો અંત આવી ગયો.

સહુનાં હૃદય આનંદથી નાચતાં જોઈ ચન્દ્રગતિના મનને સંતોષ થયો. સંસારવાસ પ્રત્યે તેનું ચિત્ત ઉદ્વિગ્ન બન્યું. રથનૂપુરની રાજગાદી પર ભામંડલનો અભિષેક કરવાનું સૂચન કરી ચન્દ્રગતિ–પુષ્પાવતીએ સત્યભુતિ મહાત્માનાં ચરણમાં ચારિત્ર અંગીકાર કરી લીધું.



## દશરથ–વૈરાગ્ય

'કૃપાવંત, મારા પૂર્વભવોનો વૃત્તાંત પણ મને કહેવા કૃપા ન કરો ?'

મહારાજા દશરથે સત્યભૂતિ અણગારને પ્રાર્થના કરી. મહારાજા ચન્દ્રગતિ અણગાર બની ગયા હતા. ભામંડલ પોતાના પરિવાર સાથે રથનૂપુર ચાલ્યો ગયો હતો. જનક અને વિદેહા શ્રી દશરથના આગ્રહથી અયોધ્યામાં રોકાયાં હતાં. સત્યભૂતિ અણગાર પણ થોડા દિવસની સ્થિરતા કરી રહ્યા હતા. અયોધ્યાનાં નરનારીઓની ખૂબ ભીડ જામેલી રહેતી.

એક દિવસ જ્યારે મહારાજા દશરથે પોતાના પૂર્વભવો જાણવાની જિજ્ઞાસા વ્યક્ત કરી, સત્યભૂતિ અણગારે ભૂતકાળના અંધકારમય પ્રદેશ પર અવધિજ્ઞાનનો પ્રકાશ ફેંક્યો અને ભૂતકાળ પ્રકાશપુંજથી સુસ્પષ્ટ બની ગયો.

'રાજન્, સોનાપુરનગરથી તમારા પૂર્વભવનો ઇતિહાસ શરૂ કરું છું. એ પૂર્વેના અનંતભવોને કહેતાં પાર ન આવે !

સોનાપુરમાં 'ભાવન' નામનો સજ્જન વણિક રહેતો હતો. તેની પત્નીનું નામ 'દીપિકા' હતું. તેમની એકની એક પુત્રી 'ઉપાસ્તિ' હતી. ઉપાસ્તિ તરીકે તમારો જ જીવ હતો, દશરથ !

ઉપાસ્તિ જ્યારથી સમજમાં આવી, સાધુઓની શત્રુ બની ગઈ ! સાધુને જુએ ને તેના હૃદયમાં દ્વેષ જાગે. તેનો આ સ્વભાવ જિંદગીના છેડા સુધી રહ્યો. એ સ્વભાવ લઈને તે મરી...રાજન્ ! તેણે પશુ...પક્ષી...કીડા વગેરેના સેંકડો ભવ કર્યાં...વિવિધ દુઃખ ભોગવ્યાં. એ દુઃખના અગ્નિમાં જ્યારે પેલું સાધુ-દ્વેષથી ઉપાર્જેલું પાપ બળી ગયું ત્યારે તેનો જન્મ ચન્દ્રપુરમાં થયો.

ચન્દ્રપુરમાં ધન સાર્થવાહની પત્ની સુન્દરીએ તેને જન્મ આપ્યો; તેનું નામ 'વરુણ' પાડવામાં આવ્યું. દશરથ, આ તમારો બીજો ભવ કહેવાય. આ વરુણના ભવમાં તમે સાધુઓ પ્રત્યે સદ્ભાવભર્યું વર્તન કર્યું. નિરંતર શ્રદ્ધાપૂર્વક દાનધર્મનું પાલન કર્યું. સાધુસદ્ભાવના સંસ્કાર દૃઢ પડી ગયા, મૃત્યુ થયું.

ધાતકી ખંડમાં ઉત્તરકુરુપ્રદેશમાં 'યુગલિક' મનુષ્ય તરીકે જન્મ્યા. ત્યાંથી મૃત્યુ પામી દેવલોકમાં ગયા...દેવલોકનું આયુષ્ય પૂર્ણ થતાં પુષ્કલાવતી વિજયમાં પુષ્કલાનગરીમાં રાજપુત્ર તરીકે તમારો જન્મ થયો.

નન્દિઘોષ રાજા અને પૃથ્વીદેવી રાણીના પુત્ર નન્દિવર્ધન તરીકે તમે ઉચ્ચ શ્રાવક જીવન જીવ્યા અને પુનઃ

દેવલોકમાં ગયા. દેવલોકમાંથી આવ્યા વૈતાઢ્ય પર્વત પર, શશિપુરનગરમાં.

વિદ્યાધર રાજા રત્નમાલીની રાણી વિદ્યુલ્લતાની કુક્ષિએ તમે સૂર્યજય નામે રાજકુમાર થયા.

દશરથ ! અહીં બેઠેલા એક તમારા સ્નેહીનો પણ સંબંધ આ ભવથી શરૂ થાય છે.

વિદ્યાધરેન્દ્ર રાજા રત્નમાલીને સમાચાર મળ્યા કે સિંહપુરનો વિદ્યાધર રાજા વજ્રનયન ઉદ્ધતાઈભર્યું વર્તન કરી રહ્યો છે. તુરત જ રત્નમાલીએ સિંહપુર ઉપર આક્રમણ કરી દીધું. વજ્રનયને સિંહપુરના દરવાજા બંધ કરી દીધા અને કિલ્લા પરથી યુદ્ધ કરવા લાગ્યો. કેટલાય દિવસો વીતી ગયા...રત્નમાલી ચીડાઈ ગયો, તેણે દરવાજા તોડી નાંખી નગરમાં પ્રવેશ કરી, સમગ્ર નગરને આગ લગાડી દેવા હુકમ કરી દીધો.

સૈનિકોએ અપૂર્વ સાહસથી નગરના દરવાજા તોડી નગરમાં પ્રવેશ કર્યો; અને ઠેરઠેર આગ ચાંપવી શરું કરી. નગરમાં હાહાકાર વર્તાઈ ગયો. બાલ, યુવાન, વૃદ્ધ...સ્ત્રી અને પુરુષો, પશુઓ ને પક્ષીએ ભડકે બળવા લાગ્યાં.

ત્યાં આકાશમાર્ગે એક દિવ્ય પ્રકાશ થયો, પ્રકાશ-માંથી એક દેવ પ્રગટ થયો. દેવ રત્નમાલીની સામે આવી બોલ્યો :

'મહાનુભાવ રત્નમાલી, તું આ રૌદ્ર પાપ તત્કાલ બંધ કરી દે. જો તારી સળગાવેલી આગમાં મનુષ્યો, પશુઓ,

પંખીઓ...કારમો હાહાકાર કરતાં બળી રહ્યાં છે...એક ઘોર પાપનું ફળ તો તું ભોગવી ચૂકયો છે, શા માટે પુનઃ આવું ઘોર કૃત્ય કરી તારા આત્માને નરકનો મહેમાન બનાવે છે?

'તું ભૂરિનંદન નામનો રાજા હતો. તું માંસભક્ષી હતો. એક દિવસ કોઈ મહાત્માના ઉપદેશથી તેં માંસભક્ષણ ત્યજી દીધું. પરંતુ ઉપમન્યુ નામના તારા પુરોહિતે તને પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ કર્યો અને તું પુનઃ માંસભક્ષણ કરવા લાગ્યો.

સ્કંદ નામના એક પુરુષે તારા પુરોહિતની હત્યા કરી. પુરોહિત મરીને હાથી થયો. તેં એ હાથીને તારી હસ્તિશાલામાં પકડી મંગાવ્યો. એક વાર યુદ્ધમાં એ હાથી માર્યો ગયો. તે મરીને તારી જ રાણી ગંધારાની કુક્ષિએ પુત્ર તરીકે ઉત્પન્ન થયો. તેનું નામ અરિસૂદન પાડવામાં આવ્યું. યૌવનમાં તેને જાતિસ્મરણ જ્ઞાન થયું. તેણે પ્રવ્રજ્યા સ્વીકારી, મૃત્યુ પામી તે દેવ થયો! હે રત્નમાલી, તે દેવ હું પોતે છું.

ભૂરિનંદન રાજા મરીને વનમાં અજગર થયો. એ વનમાં દાહ પ્રગટયો. તે દાહમાં અજગર બળી મર્યો અને બીજી નરકમાં પહોંચી ગયો. મેં મારા જ્ઞાનથી જોયું...પૂર્વ-ભવના સ્નેહથી હું નરકમાં ગયો અને પ્રતિબોધ આપ્યો. નરકનું આયુષ્ય પૂર્ણ કરી તું રત્નમાલી રાજા થયો.

રત્નમાલી, આ તારી દુઃખપૂર્ણ કથા છે. હવે બોધ પામ. નગરને સળગાવી દેવાનું બંધ કર...અનંત દુઃખને આમંત્રણ ન આપ.'

રત્નમાલીએ તુરત જ આગ બંધ કરાવી, યુદ્ધવિરામ કર્યો અને દેવને પ્રણામ કરી તે પોતાના રાજ્યમાં પાછો આવ્યો. રત્નમાલીએ સૂર્યજયનો રાજગાદી પર અભિષેક કરવા માટે સૂર્યજયને પૂછ્યું.

'તું આ રાજ્ય સંભાળ, હું સંયમ સ્વીકારી આત્મ-હિત કરવા ચાહું છું.'

'પિતાજી, હું પણ આપની સાથે જ સંયમ સ્વીકારી આત્મહિત કરવા ચાહું છું...મને આ ભવના ભોગોમાં આસક્તિ નથી.'

સૂર્યજયની સાથે રત્નમાલીએ સંયમ સ્વીકારી લીધું. રાજ્યગાદી પર સૂર્યજયના બાલપુત્ર કુલનંદનનો અભિષેક કરવામાં આવ્યો.

તિલકસુન્દર આચાર્ય ભગવંતની નિશ્રામાં રત્નમાલી અને સૂર્યજયે નિરતિચાર ચારિત્રનું પાલન કર્યું. કાળધર્મ પામીને બન્ને મહાશુક્ર વિમાનમાં મહર્દ્ધિક દેવ થયા.'

સત્યભૂતિ અણગાર થોડી ક્ષણ અટકી ગયા અને દશરથ સામે જોઈ પુનઃ બોલ્યા :

'રાજન્, હવે ધ્યાનપૂર્વક અનુસંધાન કરજો. દેવલોક-માંથી રત્નમાલીના જીવનું ચ્યવન થયું. તે મિથિલાપતિ જનક બન્યા.

દેવલોકમાંથી સૂર્યજયના જીવનું ચ્યવન થયું. તે

અયોધ્યાપતિ દશરથ બન્યા.

રત્નમાલીને નગરદાહ કરતો અટકાવવા આવનાર દેવ, તેનું ચ્યવન થયું, તે જનકનો અનુજ કનક બન્યો. દશરથ ! તમારા નંદિવર્ધનના ભવમાં તમારા પિતા નન્દિઘોષ કે જે ગ્રૈવેયકમાં ગયા હતા, તેમનું ચ્યવન થયું અને તે હું પોતે સત્યભૂતિ !'

દશરથના આનંદની સીમા ન રહી...પોતાના જ પૂર્વભવના પિતા જાણે ભવમાં ભૂલા પડેલા પુત્રને મોક્ષમાર્ગ બતાવવા માટે અહીં આવી ગયા ! દશરથે વારંવાર સત્ય-ભૂતિ અણગારનાં ચરણોમાં વંદના કરી.

'કૃપાનાથ, આપે મારા પર અનહદ અનુગ્રહ કર્યો; આપે મારા પૂર્વભવો કહી મને સંસારથી વિરક્ત બનાવી દીધો છે. મારું મન સંસારનાં ભોગસુખોથી વિમુખ બની ગયું છે. આપ હવે આપના પુત્રને સંયમી બનાવીને આપની સાથે જ લઈ પધારો.'

'દશરથ, શુભકાર્યમાં વિલંબ ન કરવો જોઈએ.'

'પ્રભુ, વિના વિલંબે હું આપનાં ચરણોમાં ઉપસ્થિત થઈશ.

પોતાના પૂર્વભવો સાંભળીને જાણે નવી જ દુનિયામાં પ્રવેશ કર્યો હોય તેમ નિરંતર તેમની કલ્પનામાં પૂર્વભવોની ઘટનાઓ ઉપસ્થિત થવા લાગી. બીજી બાજુ સત્યભૂતિ અણ-ગાર સાથેનો પૂર્વભવનો સંબંધ, તે પણ પિતાપુત્ર તરીકેનો

નિકટનો સંબંધ જાણીને દશરથનું હૃદય ખુશીથી નાચી ઊઠ્યું.

આ ભવના સંબંધો દશરથને નીરસ લાગ્યા...જ્યારે પૂર્વભવના સંબંધે દશરથના મનને આકર્ષી લીધું! કારણ કે પૂર્વભવનો સંબંધ જે સ્વરૂપે પ્રગટ થયો હતો તે સ્વરૂપ ભવ્ય, પવિત્ર અને આકર્ષક હતું! સત્યભૂતિમાં ચાર જ્ઞાનની ભવ્યતા હતી. સંયમની પવિત્રતા હતી અને પુણ્યકર્મનું આકર્ષણ હતું.

વિચારમાં ને વિચારમાં દશરથ રાજમહેલમાં આવી ગયા.

રાત્રિના પ્રારંભે મહારાજા દશરથે સમગ્ર પરિવારને પોતાની પાસે ભેગો કર્યો. રાણીઓ, પુત્રો, પુત્રવધૂઓ, મંત્રીગણ...વગેરે ઉપસ્થિત થયાં. સહુ પોતાને યોગ્ય સ્થાને બેસી ગયાં. સહુ જાણતાં હતાં કે મહરાજાએ કુટુંબને શા માટે ભેગું કર્યું છે. લાંબા સમયથી દશરથની અલિપ્તતા, નિઃસ્પૃહતા અને ભોગવિમુખતાથી કુટુંબ જ નહી, અયોધ્યાવાસી નગરજનો પણ દશરથને 'ઘરમાં રહેલા યોગી' તરીકે જાણતા હતા.

દશરથે સહુના સામે દૃષ્ટિ કરી, એક એકને વ્યક્તિગત રીતે જોઇ લીધાં. તેમણે ક્ષણ વાર આંખો બંધ કરી દીધી. પુનઃ આંખોને ખોલતાં તેઓ બોલ્યા :

'રામ!'

'પિતાજી...'

'હું ચાહું છું કે નિવૃત્તિમાર્ગને ગ્રહણ કરી પરમ આત્મશાંતિ પ્રાપ્ત કરું,

દશરથે શ્રી રામના સામે જોઈ કહ્યું. રામની દૃષ્ટિ ભૂમિ પર સ્થિર હતી. દશરથનાં વચનો સાંભળી રામની આંખમાંથી બે–ચાર આંસુ જમીન પર ટપકી પડયાં. રામ જવાબ ન આપી શકયા. પાસે જ બેઠેલા દશરથે રામના માથે હાથ મૂકી પુનઃ કહ્યું,

'રામ, આ તો ભગવંત ઋષભદેવથી ચાલી આવતી ઇક્ષ્વાકુવંશના રાજાઓની રીતિ જ છે! વાસ્તવમાં જોવા જઈએ તો પૂર્વના રાજર્ષિઓ કરતાં હું તો મોડો છું! શ્રી રામ કંઇ જ ન બોલી શકયા. પિતાનો સ્નેહ પિતાને નિવૃત્તિમાર્ગે જવાની અનુમતિ આપવા દેતો ન હતો. જ્યારે આત્મપ્રેમ પિતાને નિવૃત્તિમાર્ગે જતાં રોકી શકતો ન હતો. દશરથે લક્ષ્મણ સામે જોયું...

લક્ષ્મણની આંખમાં આજદિન સુધી ક્યારેય આંસુ આવ્યાં ન હતાં. આજે લક્ષ્મણનું વજ્ર હૃદય પીગળી રહ્યું હતું. શ્રી રામની આંખોમાં આંસુ જોઈ લક્ષ્મણની આંખો સજળ બની ગઇ હતી. ભરત લક્ષ્મણની બાજુમાં અને શ્રી દશરથના પગ આગળ માથું જમીન પર ઢાળીને બેસી ગયો હતો. તેના મુખ પર ઉદાસીનતા...ગંભીરતા...ગહનતા છવાઈ હતી...શત્રુઘ્ન મૌન ધારણ કરી શૂન્યમનસ્ક

જેવો દશરથની પાછળ ઊભો રહી ગયો હતો.

દશરથે કૌશલ્યા સામે જોયું.

'દેવી તમારે કંઈ કહેવું છે ?'

'નાથ, મોહ તો હંમેશાં આત્માના શ્રેયોમાર્ગમાં આડો આવીને ઊભો જ રહે છે... મોહની ગતિ ન્યારી છે... પરંતુ અમે આપના આત્મકલ્યાણના માર્ગમાં આડે આવવા માગતાં નથી. આપનો શ્રેયોમાર્ગ નિર્વિઘ્ન બનો.'

'દેવી, ઈક્ષ્વાકુકુળને શોભે એ રીતના તમારા શબ્દો છે. મને પ્રસન્નતા થાય છે...'

ખંડમાં પુનઃ શાન્તિ સ્થપાઈ ગઈ... કોઈ કંઈ બોલતું ન હતું... ત્યાં ભરતે ભૂમિ પરથી પોતાનું માથું ઊંચું કર્યું... દશરથ સામે જોયું... તે બોલ્યો :

'પિતાજી, મારી એક પ્રાર્થના છે.

સહુની દૃષ્ટિ ભરત પર ચોંટી ગઈ, ઉત્સુકતાથી અને કંઈ સંશયથી.

'કહે ભરત !' દશરથ ભરત તરફ કંઈક નીચા વળ્યા અને ભરતનો હાથ પોતાના હાથમાં લઈ બોલ્યા.

'પિતાજી, હું પણ આપની સાથે જ નિવૃત્તિમાર્ગ લેવા ચાહું છું... લઈશ... આપના વિના...'

ભરતની આંખોમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં... તેનો કંઠ ભરાઈ આવ્યો... બે પગ વચ્ચે મુખ છુપાવી તે રડી પડયો.

'ભરત, તું વિવેકી છે. પ્રાજ્ઞ છે....તારે તો સ્વસ્થતા જાળવવી જોઇએ...'

'પિતાજી, હું સ્વસ્થ છું. હું આપની સાથે ચાલીશ... મારા પર કૃપા કરો...'

'ભરત...'

'પ્રભો, મને સંસારસુખોનું કોઈ પ્રયોજન નથી... મને એના પ્રત્યે રાગ નથી...હું આત્મસાધનાના માર્ગે આપની સાથે જ રહીશ.'

ઉત્તરીય વસ્ત્રથી પોતાની આંખો લૂછી, ભરત દૃઢતાથી ભૂમિ પર બેસી ગયો. દશરથ વિચારમાં પડી ગયા. રામ ભરત સામે જોઈ રહ્યા. ભરતના શબ્દોની અસર સહુથી વિશેષ કૈકેયી પર પડી. કૈકેયીનો આત્મા વિહ્વળ બની ઊઠયો.

રાત્રિનો સમય ઘણો વીતી ગયો હતો. અંતે બીજા દિવસથી રામના રાજ્યાભિષેકની તૈયારી કરવાની સૂચના મંત્રીગણને આપી, દશરથે સહુને પોતાના સ્થાને જવાની અનુજ્ઞા આપી વિસર્જન કર્યું.

'દશરથની સાથે ભરત પણ ચારિત્ર અંગીકાર કરશે.' આ વાતે સહુને વિશેષ દુઃખી બનાવ્યા. પરંતુ એનો નિષેધ કોણ કરી શકે? સહુ અંતરાત્માથી નિવૃત્તમાર્ગને ચાહતા હતા, નિવૃત્તિમાર્ગની મહત્તા સમજતા હતા. અલબત્ત, આ બધી પરિસ્થિતિમાં લક્ષ્મણજીને બહુ રસ નહોતો. છતાં એ તો શ્રી રામના અનુગામી હતા. પોતાને નાપસંદ વાતં

પણ જ્યાં સુધી શ્રી રામ પોતાની નાપસંદગી ન બતાવે ત્યાં સુધી લક્ષ્મણ તે બોલતા ન હતા.

ભરતના નિર્ણયથી શત્રુઘ્નને ઘણું દુઃખ થયું. તે ભરતના ખંડમાં જઈ...ભરતનાં ચરણોમાં ઢળી પડયો અને ધ્રૂસકે ધ્રૂસકે રોવા લાગ્યો. તેના માટે ભરતનો વિરહ અસહ્ય હતો. ભરતે તેને બે હાથે ઊભો કરી, છાતી સરસો દબાવી, શાન્ત કરવા પ્રયત્ન કર્યો.

'શત્રુઘ્ન ! આટલું બધું દુઃખ શા માટે ! શું નિવૃત્તિ-માર્ગ તને પ્રિય નથી ? પ્રિય તો છે...પરંતુ એથી વિશેષ પ્રેમ તને ભરત પર છે...હું જાણું છું...માટે તું દુઃખી છે.'

શત્રુઘ્ન મૌન હતો. તે કંઈ પણ બોલી શકવાની સ્થિતિમાં ન હતો. ભરતે શત્રુઘ્નના બંને હાથ પોતાના હાથમાં લીધા હતા. ભરત કંઈક વિચારમાં પડી ગયો.

'શત્રુઘ્ન, એક દિવસ આમેય આપણો વિરહ તો થવાનો જ છે ને ! આ સંસારના સંબંધો કેવા ક્ષણિક છે ? કોઈ સંબંધ શાશ્વત નહીં ! ક્ષણિકને શાશ્વત માની લઈ મનુષ્ય પાપ આચરે છે...પાપથી કર્મ બાંધે છે...તેથી ભવોમાં ભટકે છે ! શત્રુઘ્ન, પારમાર્થિક દૃષ્ટિએ વિચારવું જરૂરી છે. આત્માના સ્વરૂપનો વિચાર કરવાની આવશ્યકતા છે...આ શરીર...ઇન્દ્રિયો...શબ્દ, રુપ, રસ, ગંધ...સ્પર્શ આ બધું તો કર્મની લીલા છે ! આત્માનું એમાં કંઇ નથી !'

ભરતની આ બધી વાતો શત્રુઘ્ન સાંભળતો હતો, પરંતુ તેના વિહ્વળ હૃદયને તેથી શાંતિ મળતી હોય તેમ લાગતું

ન હતું. તે ચાહતો હતો કે ભરત તેની સાથે રહે; ચાહે વનમાં કે નગરમાં ! તે ચાહતો હતો કે ભરત સંસાર છોડી હાલ નિવૃત્તિમાર્ગ ન સ્વીકારે; ભલે પિતાજી નિવૃત્તિમાર્ગે જાય. તે બોલ્યો :

'આપની વાત સત્ય છે, આપના માટે સત્ય છે...પરંતુ હું ચાહું છું કે આપ હમણાં આ માર્ગે ન જાઓ.'

મધ્યરાત્રિનો સમય થઈ ગયો હતો. રાજમહેલના પ્રહરીઓની આલબેલ સંભળાઇ હતી...બાકી નીરવ શાંતિ હતી. બાહ્ય વાતાવરણમાં શાંતિ ન હતી...અયોધ્યાના રાજકુલમાં હૃદયમાં પણ શાંતિ ન હતી.

અહીં શત્રુઘ્ન અશાંત હતો, અંતેપુરમાં કૈકયી અશાંત હતી. નિદ્રા આવતી ન હતી. ગંભીર વિચારમાં પડી ગઈ હતી. પતિનું નિવૃત્તિમાર્ગે જવું એને જેટલું દુઃખી નહોતું કરતું એટલું ભરતની વાતથી થતું. હતું. 'ભરતને આ શું સૂઝયું ? એ જાય તો પછી મારા જીવનમાં શું રહ્યું ? પતિ જાય અને પુત્ર પણ જાય...પછી ?' પતિ અને પુત્રના વિરહની કલ્પનાએ તેને બેબાકળી–બહાવરી બનાવી દીધી. 'ભરતને જઇને સમજાવું ? ના, એ આગ્રહી છે, એને એના પિતા પ્રત્યે અતિ સ્નેહ છે, એ મારી વાત નહિ માને...' એ પુનઃ વિચારસાગરમાં ડૂબી ગઈ...અંતિમ પ્રહર ચાલી રહ્યો હતો. એક વિચાર કૈકયીના મનમાં આવ્યો... તે કંપી ઊઠી. પણ તે કંપનમાં આનંદ હતો !



## વરદાન

'સ્વામી, આપને યાદ છે, સ્વયંવર વખતે...જ્યારે પાછળથી યુદ્ધ ઉપસ્થિત થયું...મને આપની સારથિ બનવાનું સૌભાગ્ય મળ્યું હતું...તે પછી આપે પ્રસન્ન થઇ 'વર' માગવા કહેલું ?'

'હા, યાદ છે દેવી !' દશરથને ભૂતકાળના એ પ્રસંગની સ્મૃતિ આવી.

'તો નાથ, હું આજે એ 'વર' માગવા ચાહું છું. આપની પ્રતિજ્ઞા સત્ય હોય છે. प्रस्तरोत्कीर्णरेखेव प्रतिज्ञा हि महात्मनाम्' મહાત્માઓની પ્રતિજ્ઞા પથ્થર પર કોરેલી રેખા સદૃશ હોય છે.'

'કૈકેયી, તમારું કહેવું યથાર્થ છે. તમે વર માગી શકો છો, પરંતુ એમાં બે વાતનો ખ્યાલ રાખવાની જરૂર છે. જે મારા માટે સ્વાધીન છે, એ માંગજો અને હું જે માર્ગે જવા ચાહું છું, એનો નિષેધ ન કરશો. એ સિવાય તમે માગો. '

કૈકેયીના મુખ પર આનંદ છવાઈ ગયો. તેની અભિલાષા પૂર્ણ થતી લાગી. એ પુત્રસ્નેહના અગાધ પ્રવહમાં તણાઇ રહી હતી. એ જે માંગવાની હતી, તેનાં પરિણામોનો વિચાર પ્રાયઃ તેણે કર્યો ન હતો, કર્યો હતો, તો બહુ જ સ્થૂલદૃષ્ટિએ. તેણે પોતાની માંગણી ખુલ્લી કરી.

'નાથ, જો આપ ચારિત્રના માર્ગે જાઓ છો, તો આ રાજ્ય ભરતને આપો...રાજ્યાભિષેક ભરતનો કરો...'

દશરથ કૈકેયીના સામે જોઈ રહ્યા; ક્ષણભર જોઈ રહ્યા અને તુરત બોલ્યા :

'ઓહો, દેવી, રાજ્ય? આજે જ મારું રાજ્ય ગ્રહણ કરો.'

દશરથે તુરત જ રામ–લક્ષ્મણને બોલાવી લાવવા પ્રતિહારીને રવાના કર્યો. કૈકેયીની ઇચ્છા પૂર્ણ થઇ હતી.

પુત્ર ભરત નિવૃત્તિમાર્ગે તેના પિતાની સાથે ન ચાલ્યો જાય અને પોતાની પાસે જ રહે, આ જ વિચારથી પ્રેરાઇને, કૈકેયીએ આ યોજના બનાવી હતી. તેણે વિચાર્યું હતું કે ભરત પર અયોધ્યાના સામ્રાજ્યની જવાબદારી આવશે, તેથી તેને સંસારમાં રહેવું જ પડશે! તે સાધુ નહીં બની શકે; અને આ રીતે પુત્રનું સુખ બન્યું રહેશે! આ સિવાય ભરતને સંસારમાં રોકી રાખવાનો બીજો કોઈ ઉપાય તેને ન જડયો.

શ્રી રામ તરફથી તે નિર્ભય હતી. તે જાણતી હતી કે અયોધ્યાના રાજ્ય પર અધિકાર શ્રી રામનો છે, ભરતનો

નહીં. પરંતુ રામ જેવી રીતે કૌશલ્યા પ્રત્યે પ્રેમ અને આદર ધરાવતા હતા, તેટલો જ પ્રેમ અને આદર કૈકેયી, સુમિત્રા અને સુપ્રભા પ્રત્યે પણ રાખતા હતા. કૈકેયીની એ પણ ધારણા હોઈ શકે કે પોતે રામને પાછળ સાચી પરિસ્થિતિ સમજાવી રામના મનનું સમાધાન કરી દેશે કે કયા આશયથી ભરતને અયોધ્યાનો રાજા બનાવવા માટે તેણે દશરથ પાસે વરદાન માંગ્યું! વળી કૈકેયી એ પણ જાણતી હતી કે શ્રી રામને ભરત પ્રત્યે અત્યંત સ્નેહ છે. ભરતને રાજા બનતો જોઈ રામનું હૃદય પ્રસન્ન થશે, નારાજ નહીં થાય.

અયોધ્યાપતિ મહારાજા દશરથની ધર્મપત્ની કૈકેયી એક સુશીલ, સંસ્કારી અને સર્વ પુત્રો પ્રત્યે સમાન વાત્સલ્ય ધારણ કરનારી આદર્શ આર્યસન્નારી હતી. રામ પ્રત્યે એને દ્વેષ ન હતો. રામ પ્રત્યે તેને ઈર્ષ્યા ન હતી. અલબત્ત ભરત પ્રત્યે તેનું માતાસુલભ વાત્સલ્ય વિશેષ હતું, અને હોય તે સ્વાભાવિક છે.

દશરથનો સંદેશ મળતાં જ રામ–લક્ષ્મણ આવી પહોંચ્યા, પિતાને પ્રણામ કરી, વિનયપૂર્વક ભૂમિ પર બેસી ગયા. તરત જ દશરથે રામને કહ્યું:

'રામ, તારી માતાના સ્વયંવર સમયે,–કૈકેયી સામે અંગુલીનિર્દેશ કરી કહ્યું: 'મેં એમના સારથિપણાથી સંતુષ્ટ થઈ વરદાન માગવા કહેલું. તેમણે તે વરદાન અવસરે માગવાનું કહી એ સમયે કંઇ માંગેલું નહીં...આજે એણે વરદાન માગ્યું અને મેં આપી દીધું...'

દશરથનો સ્વર ભારે થતો જતો હતો,

'યોગ્ય છે, પિતાજી. ઈક્ષ્વાકુકુલના રાજાઓનું વચન અપરિવર્તનીય હોય છે!'

'તેણે માંગ્યું...કે રાજ્ય ભરતને મળે...આપી દીધું...'

'બહુ સરસ! ઘણું જ સુંદર! પિતાજી...' રામ ઊભા થઇ ગયા અને દશરથનાં ચરણોમાં નમસ્કાર કર્યો.

'પિતાજી! મારી માતાએ યોગ્ય વરદાન માંગ્યું છે... મહાન તેજસ્વી ભાઇ ભરત માટે રાજ્ય માંગીને માતાએ સુયોગ્ય પ્રશસ્ય વરદાન માંગ્યું છે. મને ખુશી છે...' રામના મુખ પર નિર્દમ્ભ ખુશી અને પ્રસન્નતા આવી ગયાં. તેઓ બોલ્યા:

'પિતાજી, આપની મારા પર કૃપા છે...આપે મને આ વિષયમાં પૂછ્યું...પરંતુ લોકમાં મારી નિંદા થશે....! મારો અવિનય પ્રગટ થશે...કે પિતા દશરથ રામને પૂછ્યા વગર ભરતને રાજ્ય ન આપી શક્યા.

'નાથ, આપ સંતુષ્ટ થઇને એક રંકને પણ રાજા બનાવી શકો છો...આપ સર્વેસર્વા છો, નિષેધ કે અનુમતિ હું શું આપી શકું? હું તો આપનો અદનો સેવક છું... ચરણરજ છું, વળી તાત!, ભરત એ હું જ છું. આપના માટે અમે બંને સમાન છીએ...આપ પરમ આનંદથી ભાઈ ભરતનો અયોધ્યાના સિંહાસન પર અભિષેક કરો.'

રામના શબ્દોએ દશરથના હૃદયને પ્રેમથી ભરી દીધું.

દશરથે રામને છાતી સાથે લગાવી...આનંદાશ્રુથી રામને ભીંજવી નાંખ્યા.

'પુત્ર, તારું હૃદય સ્વચ્છ–પવિત્ર છે. તેં જે કહ્યું, તારા માટે ઉચિત અને ગૌરવશાલી છે.'

ત્યાં ભરતે ખંડમાં પ્રવેશ કર્યો. તેને આ વાતની ખબર પડી ગઈ હતી. તેના મુખ પર ગભરાટ હતો...દુઃખ હતું... ગ્લાનિ હતી.

'પિતાજી, આપની સાથે જ સંયમ સ્વીકારવાની પ્રાર્થના મેં પહેલાં કરી છે. હું એ નિશ્ચય પર દૃઢ છું... કોઈના કહેવાથી આપ મારા એ નિર્ણયને નહીં ફેરવી શકો.'

'ભરત, મારી પ્રતિજ્ઞાને તું સ્હેજે મિથ્યા ન કર. તારી માતાને હું વચન આપી ચૂકયો છું. તારે વચન ખાતર...'

'તાત, ક્ષમા કરો મને. હું કોઈ પણ સંયોગમાં રાજ-ગાદી પર બેસવા તૈયાર નથી.'

કૈકેયી મૌન ઊભી હતી. ભરતનું દુઃખ જોઈ કૈકેયી મનમાં દુઃખી થઈ રહી હતી. દશરથ ગંભીર હતા... જ્યારે દશરથની વાતનો ભરતે સ્પષ્ટ ઈન્કાર કરી દીધો, ત્યારે શ્રી રામ બોલ્યા :

'ભરત, તારે રાજગાદી પર બેસવું છે, માટે તને રાજગાદી પર બેસવા નથી કહેવામાં આવતું...માત્ર પિતા-જીનું વચન સત્ય કરવા માટે તારે રાજ્ય સ્વીકારવું જોઈએ.'

અત્યાર સુધી રોકી રાખેલો અશ્રુપ્રવાહ ખળખળ વહી નીકળ્યો...ભરત એક નાના બાળકની જેમ રડી પડ્યો...

તેણે શ્રી રામના પગ પકડી લીધા...ગદ્ગદ્ સ્વરે તે બોલ્યો:

'તાતપાદ અને આર્યપાદ મને રાજ્ય આપે તે આપની મહાનતા છે...મહાન ઉદારતા છે...જો હું એ રાજ્ય લઉં તો મારી તેટલી જ અધમતા છે...શું હું તાતપાદનો પુત્ર નથી ? શું જ્યેષ્ઠાર્યનો અનુજ નથી ? જ્યેષ્ઠાર્ય, મને રાજ્ય સ્વીકારવા વિવશ ન કરો.'

લક્ષ્મણજી તો ક્યારનાય અહીંથી ખસી ગયા હતા. તેમના સ્વભાવ અનુસાર આ બધી વાતો 'ખટપટ' હતી. કે જેને તેઓ પસંદ કરતા ન હતા. કૈકેયીની સ્થિતિ વિષમ બની ગઇ હતી. તેને કલ્પના પણ ન હતી કે ભરત આ રીતે રાજ્ય લેવાનો સાફ ઇનકાર કરી દેશે. દશરથનું હૃદય વ્યથિત હતું. તેમને ખ્યાલ પણ ન હતો કે આ રીતે સંયમ માર્ગે જવા પૂર્વે નવી જ પરિસ્થિતિ પેદા થઇ જશે....

સહુથી વિશેષ સૂંઝવણ શ્રી રામની હતી. એક બાજુ પિતાજી ભરતને રાજ્ય આપી ચૂકયા હતા. કૈકેયીને વરદાન આપી દીધું હતું. બીજી બાજુ ભરત રાજ્ય સ્વીકારવા જરાય તૈયાર ન હતો, એટલું જ નહીં, પિતાજીના સાથે જ ચારિત્રમાર્ગે જવા ઉત્સુક હતો. જ્યાં સુધી ભરત રાજ્ય ગ્રહણ ન કરે, પિતાજીનું વચન સફળ ન થાય, અને ત્યાં સુધી પિતાજી નિવૃત્તિમાર્ગે પણ ન જઇ શકે...ભરતના શબ્દો, ભરતનું હૃદય જોતાં હવે એને વિશેષ સમજાવવા જતાં વધારે આઘાત લાગે તેમ હતો. આવી માગણી કરવા બદલ કૈકેયીને કંઈ પણ કહેવા જતાં કૈકેયીના અંતઃકરણને ઠેસ

લાગે તેમ હતી...શ્રી રામ કોઇના પણ હૃદયને દુઃખી કર્યા વિના માર્ગ કાઢવા માગતા હતા...બસ, તેમણે એ વિચાર્યું કે 'ભરત કેવી રીતે રાજ્ય ગ્રહણ કરે?' ખૂબ વિચારતાં તેમને સમજાયું કે 'જ્યાં સુધી અયોધ્યામાં મારી ઉપસ્થિતિ છે, ત્યાં સુધી ભરત રાજ્યગાદી પર નહીં બેસે. કારણ કે તે મને પિતાતુલ્ય ગણે છે...મારા પ્રત્યે તેને નિઃસીમ સ્નેહ છે...લાખ ઉપાય કરવા છતાં એ મારી અયોધ્યામાં હયાતી હશે ત્યાં સુધી રાજ્ય ગ્રહણ નહીં કરે. હા, હું અહીંથી ખસી જાઉં...ચાલ્યો જાઉં ..અયોધ્યાને છોડીને દૂર દૂર જાઉં...તો સંભવ છે કે ભરત રાજ્યને ગ્રહણ કરે.'

પિતાના વચનને સફળ બનાવવા માટે શ્રી રામે રાજ્ય પરનો પોતાનો હક્ક જતો કર્યો...એટલું જ નહીં પરંતુ અયોધ્યા છોડીને વનવાસ સ્વીકારવાનો દૃઢ સંકલ્પ કર્યો. શા માટે? એક માત્ર પિતૃભક્તિ ખાતર!

'પિતાજી...' શ્રી રામ બોલ્યા, 'જ્યાં સુધી હું અયોધ્યામાં છું. ભરત રાજ્યને સ્વીકાર નહિ કરે. એટલા માટે હું વનવાસમાં જઇશ.'

રામે દશરથનાં ચરણોમાં ભક્તિપૂર્વક વંદના કરી. અને ત્વરાથી ખંડની બહાર નીકળી શ્રી રામના શબ્દો... અને વનવાસગમન જોઇ ભરત પોકેપોકે રડી પડયો. તેનું હૈયું કરુણ આક્રંદ કરવા લાગ્યું. દશરથ મૂર્ચ્છિત થઇ ગયા અને ભૂમિ પર પટકાઇ પડયા...'રામ...રામ...' કરતાં દશરથની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી. વારંવાર તે મૂર્ચ્છિત થઇ જવા લાગ્યા.

શ્રી રામ માતા અપરાજિતા પાસે ગયા અને માતાનાં ચરણોમાં વંદન કરી, અપરાજિતાના આશીર્વાદ માગ્યા.

'માતાજી, જેવી રીતે હું તમારો પુત્ર છું, ભરત પણ તમારો જ પુત્ર છે. પોતાના વચનનું પાલન કરવા પિતાજીએ ભરતને રાજ્ય આપ્યું...પરંતુ ભરત રાજ્ય લે ? જ્યાં સુધી હું અયોધ્યામાં છું, ભરત રાજ્ય ગ્રહણ નહીં કરે અને ત્યાં સુધી પિતાજીનું વચન સફળ ન બને. માટે મારે વનમાં જવું જોઇએ.'

રામ કહ્યે જતા હતા, અપરાજિતા ધડકતે હૃદયે વિહ્‌વળ થઇને સાંભળ્યે જતી હતી.

'માતાજી, ભરત પ્રત્યે તમે વિશેષરૂપે કૃપાદૃષ્ટિથી જોજો. એમાં જ રામનું દર્શન કરજો... પરંતુ ક્યારેય મારા વિયોગથી વિચલિત બની અસાધારણ અધૈર્ય ધારણ ન કરશો.'

હવે કૌશલ્યા સહન ન કરી શકી. રામવિરહની કલ્પનાએ જ તેને તત્કાલ બેચેન બનાવી દીધી...તેના શ્વાસ ગરમ ગરમ ચાલવા લાગ્યા....તેનું હૃદય કંપવા લાગ્યું....તે મૂર્છા ખાઇને જમીન પર પડી ગઇ...રામે તુરત માતાને પકડી લઇ...જમીન પર સુવાડી દીધી. દાસીઓએ તુરત શીતલ જલ લાવી કૌશલ્યા પર ધીરેધીરે સિંચ્યું...વિંઝણાથી વાયુ નાખ્યો...શ્રી રામ કૌશલ્યાના માથે હાથ મૂકી નીચે બેસી ગયા. થોડી ક્ષણોમાં મૂર્છા ઊતરી ગઇ,...મૂર્છા ઊતરતાં જ બોલી :

'કોણે મારી મૂર્છા દૂર કરી ?...મૂર્છા મારા માટે સારી હતી...સુખે હું મૃત્યુ પામત...જીવંત રહીને હું કેવી રીતે રામના વિરહનું દુઃખ સહન કરીશ ? પુત્ર વનમાં જશે...પતિ નિવૃત્તિમાર્ગે જશે...અને આવી વાતો સાંભળી મારું હૃદય વિદીર્ણ કેમ નથી થઇ જતું ? ખરેખર હૃદય નિષ્ઠુર છે...વજ્રમય છે.'

કૌશલ્યા મોટા સ્વરે રડી પડી...બાજુમાં ઊભેલી દાસીઓની આંખો આંસુથી ઊભરાઇ ગઈ...દૂર એક ખૂણામાં ઊભેલી સીતા પણ વારંવાર ઉત્તરીય વસ્ત્રથી આંખો સાફ કરતી હતી.

'માતા ! મહારાજા દશરથની સહધર્મિણી... અયોધ્યાની સામ્રાજ્ઞી...તારે આ પ્રમાણે એક સાધારણ સ્ત્રીની જેમ વિલાપ કરવો શું ઊચિત છે ? સિંહણનો જાયો વનમાં એકાકી ભ્રમણ કરવા નીકળી પડે છે ત્યારે શું સિંહણ શોક-સંતાપ કરે છે ?'

'રામ,' ડૂસકાં ભરતી કૌશલ્યા બોલી ઊઠી, 'માતાના હૃદયની વેદના તું ન જાણે બેટા...તારા વિરહને સહન કરવાની શક્તિ મારામાં નથી.'

'બીજો કોઈ ઉપાય નથી. માતા-પિતાજીના મહાન ઉપકારનું મહાન ઋણ અદા કરવાનો આ પ્રસંગ...જીવનમાં ક્યારેક મહાન આદર્શના જતન માટે માનવીય કામનાઓ, અભિલાષાઓ અને સુખોનો ત્યાગ કરવો આવશ્યક બની જાય છે. ભગવાન ઋષભદેવથી આર્યાવર્તમાં

આ આદર્શ પ્રજાની સામે રહ્યો છે કે : પોતાનાં મહાન કર્તવ્યોને બજાવવા માટે સર્વસ્વનો ત્યાગ કરવો પડે તો કરી દેવો. પિતા દશરથના વચનને સિદ્ધ કરવા અને માતા કૈકેયીની અભિલાષા પૂર્ણ કરવા મારે વનમાં જવું અનિવાર્ય છે અને આ અનિવાર્ય ફરજનું પાલન કરતાં મને માતાના આશીર્વાદ મળવા જોઇએ.'

શ્રી રામે પુનઃ અપરાજિતાનાં ચરણોમાં વંદના કરી અને સુમિત્રા પાસે ગયા. સુમિત્રાને વંદન કરી. મૌન... ગંભીર અને ગદ્‌ગદ્ હૃદયે સુમિત્રાએ રામની શુભકામનાઓ કરી. રામ કૈકેયી પાસે પહોંચ્યા. કૈકેયીની આંખો રડી રડીને સૂઝી ગઇ હતી. તે પલંગમાં પોતાનું મુખ છુપાવીને ડૂસકાં ભરી રહી હતી...દૂરથી જ શ્રી રામે કૈકેયીની સ્થિતિ જોઈ, વંદના કરી...કૈકેયીની કામનાઓ સફળ બને તેવી ભાવના ભાવી. ત્યાંથી રામ સુપ્રભા પાસે ગયા. સુપ્રભાનાં ચરણોમાં શિર મૂકી વંદના કરી. સુપ્રભાએ ગ્લાનિપૂર્ણ મુખે શ્રી રામને વિદાય આપી.

રામ અયોધ્યાનો રાજમહેલ છોડી જ્યારે બહાર નીકળ્યા....સેંકડો પ્રતિહારીઓ....દ્વારપાલો...દાસીઓ... કરુણ સ્વરે રડી પડયાં. ગીતગાન, આનંદપ્રમોદ, હાસ્યવિલાપ...બધું જ સ્થગિત થઇ ગયું. રાજમાર્ગો પર લાખો નગરવાસીઓ આંખમાં આંસુ ભરી દોડી આવ્યાં...વનવાસે જતા પોતાના પ્યારા શ્રી રામને જોઇ, એ દિવસે કોણ નહોતું રડયું ? કોનું હૃદય દ્રવિત નહોતું થયું ? શ્રી

રામની પિતૃભક્તિ પર એ દિવસે કોણે લાખ લાખ અભિનંદન નહોતાં આપ્યાં? સહુ હાથ જોડીને, મસ્તક નમાવીને મૌન રીતે શ્રી રામને વિદાય આપી રહ્યાં હતાં અને શ્રી રામની પાછળ ચાલવા લાગ્યાં હતાં.

રામ જ્યાં રાજમહેલમાંથી બહાર નીકળ્યા, સીતાએ દૂરથી શ્રી દશરથને પ્રણામ કર્યા અને અપરાજિતા પાસે આવી, અપરાજિતાનાં ચરણોમાં ઢળી પડી....દુઃખી અપરાજિતા સીતાને જોઇ મુક્તકંઠે રડી પડી...સીતાને વળગી પડી, અપરાજિતા નાના બાળકની જેમ ડૂસકાં ભરવા લાગી.

'માતાજી, મને આજ્ઞા આપો, હું આર્યપુત્રની સાથે જઇશ.' સીતાએ પ્રાર્થના કરી.

'વત્સ, તું આ શું બોલે છે?' કૌશલ્યાનો સ્વર ગદ્ગદ હતો.

'આપ આશીર્વાદ આપો...આર્યપુત્ર દૂર નીકળી જશે.'

'સીતા, બેટી, જન્મથી માંડીને આજ દિન સુધી તેં જમીન પર પગ નથી મૂક્યો...ઉત્તમ વાહનોથી તારું શરીર ટેવાયું છે...તું પદવિહાર કેવી રીતે કરીશ? વળી ...કાંટા, કાંકરા અને જંગલની ભયાનકતા તું કેવી રીતે સહન કરીશ? મારો પુત્ર રામ તો નરસિંહ છે બેટી! એના માટે કંઈ દુષ્કર નથી...પરંતુ તારું સુકોમલ...કમલની પાંખડી જેવું શરીર...શીત-તાપનાં કષ્ટ કેવી રીતે ઉઠાવશે?' સીતાને માથે હાથ ફેરવતી કૌશલ્યા કહી રહી

હતી, તે ક્ષણભર ગંભીર બની ગઇ. તેણે સીતાના મુખ પર પથરાયેલી દૃઢતા અને રામ–અનુસરણની તીવ્ર ઇચ્છા વાંચી. તેણે કહ્યું:

'તે છતાં પતિનું અનુસરણ કરતી તને હું રોકી શકતી નથી...તું સતી છો...પતિની છાયામાં રહેવા તારું મન તલસે છે...હું જાણું છું બેટી, પરંતુ વનનાં કષ્ટોની કલ્પના પણ તને જવા દેવાની આજ્ઞા આપવા ઇન્કાર કરે છે.'

સીતા ઊભી થઇ; તેના મુખ ઉપરથી શોક દૂર થઇ ગયો. પ્રફુલ્લતા છવાઇ ગઇ. પુનઃ કૌશલ્યાને વંદના કરીઃ

'માતાજી! આપના પ્રત્યેની ભક્તિ નિશદિન મારા માર્ગમાં ક્ષેમંકરી બનશે...હું આર્યપુત્રનું અનુસરણ કરીશ.'

સીતા ત્વરાથી મહેલ છોડી, રાજમાર્ગ પર આવી અને શ્રી રામને પહોંચી વળવા ઝડપથી તે ચાલવા લાગી.

નગરની સ્ત્રીઓ, રામની પાછળ સીતાને પણ વન-વાસમાં જતી જોઇ ગદ્‌ગદ્ થઈ ગઈ.

'સીતાની પતિભક્તિ કેવી અદ્‌ભુત છે:..!'

'ખરેખર, પતિભક્તિનું આવું ઉદાહરણ આ પહેલું જ છે!'

'પોતાના શીલ–સતીત્વ દ્વારા સીતા પોતાના માતૃ-કુલ અને શ્વસુરકુલ, બંનેને ધન્ય બનાવી રહી છે...'

'વનવાસનાં કષ્ટોનો એને ડર નથી!'

ભિન્ન ભિન્ન શબ્દોમાં...કરુણ વાણીમાં...નગર-સ્ત્રીઓ બોલી રહી હતી. અને લાખ લાખ શુભેચ્છાઓ વરસાવી રહી હતી.

લક્ષ્મણજી પોતાના મહેલમાં હતા. તેમને ખબર ન હતી કે રામ અને સીતા વનવાસ માટે નીકળી ગયાં છે. જ્યારે દાસ-દાસીઓને ધ્રૂસકે ધ્રૂસકે રોતાં જોયાં ત્યારે લક્ષ્મણજીએ પૂછ્યું.

'કેમ, શું છે આજે? કેમ રડો છો?'

કોઈએ જવાબ ન આપ્યો ને વધુ આક્રંદ કરવા લાગ્યાં. લક્ષ્મણજી અકળાયા. તેમણે પુનઃ પૂછ્યું :

'કહો તો ખરાં, શી વાત છે? આટલું બધું રુદન કેમ?'

એક દાસીએ કહ્યું :

'મહારાજકુમાર, જ્યેષ્ઠાર્ય અને મહાદેવી સીતાજી વનવાસમાં ગયાં.'

'હેં? ગયાં?' લક્ષ્મણજી બેબાકળા બની ગયા. તેમનું મન ધૂંધવાઈ ઊઠ્યું. તે મહેલની અટ્ટાલિકામાં ગયા ...હાથની મુષ્ટિઓ વાળી તે જોરથી આંટા મારવા લાગ્યા. તેમનું મન બોલી ઊઠ્યું :

'પિતાજી સ્વભાવથી જ સરળ છે...જ્યારે સ્ત્રીઓ સ્વભાવથી જ કુટિલ હોય છે...નહીંતર કૈકેયીએ અત્યાર સુધી વરદાન કેમ ન માગ્યું? અત્યારે જ, કે જ્યારે જ્યેષ્ઠાર્યનો રાજ્યાભિષેક થવાનો હતો, ત્યારે જ વરદાન

માંગવાનું સૂઝ્યું ? ખેર, પિતાએ તો ભરતને રાજ્ય આપી દીધું અને ભરત પણ કેવો કુલાંગાર ? અહો, માતા–પુત્રે મળીને અયોધ્યાના ઉજ્જવલ ઇતિહાસ પર કાળો ધબ્બો લગાવી દીધો...પરંતુ હવે પિતાજીનું વચન તો જળવાઈ ગયું...હવે કોઈ ભય નથી...હું દુષ્ટ ભરત પાસેથી રાજ્ય છીનવી લઈશ અને રાજસિંહાસન પર શ્રી રામને બિરાજિત કરીશ ત્યારે જ મારો ક્રોધ શાંત થશે...ત્યારે જ મારા આત્માને શાંતિ મળશે...' લક્ષ્મણજીના અંગેઅંગે ક્રોધ વ્યાપી ગયો હતો. દાસ–દાસીઓ લક્ષ્મણજીના સ્વભાવથી પરિચિત હતાં. લક્ષ્મણજીના મુખ પર તીવ્ર રોષ જોઈ સહુ કંપી ઊઠયાં અને કોઇ નવા અનિષ્ટ બનાવની શંકાથી ભયભીત બની ગયાં.

લક્ષ્મણજી અટ્ટાલિકામાં પડેલા ભદ્રાસન પર બેસી ગયા અને આકાશ તરફ દૃષ્ટિ માંડી, વિચારમાં ગરકાવ થઈ ગયા.

'માનો કે ભરતને રાજગાદી પરથી ઉઠાડી દઉં.... તો પણ શ્રી રામ રાજગાદી સ્વીકારશે ? તેઓ મહાસત્ત્વશાળી છે. તણખલાની જેમ રાજ્ય ત્યજી દઈ તેઓ ચાલી નીકળ્યા છે. તેઓ રાજ્ય નહીં સ્વીકારે...વળી પિતાજીને પણ દુઃખ થશે...પિતાજીને દુઃખ ન હો...ભરત ભલે રાજા હો...હું અહીં નહીં રહું. જ્યેષ્ઠાર્યની પાછળ...એમનો એક અનુચર બની, તેમની સાથે સાથે વનોમાં ફરીશ... સર્યું અયોધ્યાથી...'

લક્ષ્મણજીના મુખ પર ગંભીરતા છવાઇ ગઈ. તેઓ ઊઠયા.

જ્યાં દશરથ ભગ્નહૃદય બની કરુણ આક્રંદ કરી રહ્યા હતા ત્યાં લક્ષ્મણજી આવ્યા અને કહ્યું :

'પિતાજી, હું જ્યેષ્ઠાર્યની સાથે જઇશ.' પ્રણામ કરીને જેવા આવ્યા તેવા નીકળી ગયા અને માતા સુમિત્રાની પાસે પહોંચ્યા. સુમિત્રાનાં ચરણોમાં મસ્તક નમાવી લક્ષ્મણજી બોલ્યા :

'માતા જ્યેષ્ઠાર્ય વનમાં જશે...હું પણ તેમના સાથે જઇશ. મર્યાદા–મહોદધિ શ્રી રામના વિના લક્ષ્મણ એક ક્ષણ પણ અહીં રહી શકશે નહીં.'

સુમિત્રાએ ઘણી મહેનતે ધૈર્ય ધારણ કર્યું. મનોમન કંઈક વિચાર્યું અને કહ્યું :

'વત્સ, તારી વાત યથાર્થ છે. સુંદર વાત છે કે મારો પુત્ર જ્યેષ્ઠાર્યનું અનુસરણ કરશે! મને નમસ્કાર કરીને રામને ગયે સમય થયો. તે બહુ દૂર ન ચાલ્યા જાય, માટે વત્સ, વિલંબ ન કર.'

'સરસ...સરસ...માતા! મારી માતા, તારા આશીર્વાદ અમારા સહુની રક્ષા કરશે.'

લક્ષ્મણજી ત્યાંથી અપરાજિતાને પ્રણામ કરવા માટે ગયા...સુમિત્રા 'હા...લક્ષ્મણ...' કરતી ભૂમિ પર મૂર્છિત બની ઢળી પડી.



## વન—ગમન

'બેટા લક્ષ્મણ, તું ન જા, તું અહીં જ રહે બેટા...'

ચરણોમાં નમસ્કાર કરી રહેલા લક્ષ્મણજીના માથે આંસુઓનો અભિષેક કરતી કૌશલ્યાનું હૃદય વ્યથિત હતું. રામ અને સીતાને પગલે લક્ષ્મણજીને પણ વનવગડાની વાટે જતા જોઈ કૌશલ્યાનું કલ્પાંત વધી ગયું.

'લક્ષ્મણ, રામના અસહ્ય વિરહમાં મારા મનનું આશ્વાસન તું છે...રામના વિરહમાં મારા પ્રાણ કેવી રીતે ટકશે...એ હું નથી જાણતી...મારા માટે લક્ષ્મણ... બેટા તું ન જા, ન જા.'

કૌશલ્યાની આંખો સૂઝી ગઈ હતી...સૂઝેલી આંખોમાંથી અવિરત અશ્રુધારા વહી રહી હતી. તેનું લાવણ્યભર્યું મુખ કરમાઈ ગયું હતું. તેનાં કિંમતી વસ્ત્રો પણ ચોળાઇ ગયાં હતાં.

'માતા, તું રામની જનની છે! રામચન્દ્રજીને અપૂર્વ ધૈર્યનું અમૃત પાનારી માતા તું આજે આટલી બધી અધીરઃ

કેમ બની ગઈ છે ? સંસારની સામાન્ય માતાઓ ભલે અધીર બને આવા પ્રસંગે, પરંતુ તું ?' લક્ષ્મણજીએ કૌશલ્યાની આંસુભીની આંખો સામે અનિમેષ નયને જોયું. 'મોટાભાઇ દૂર ન નીકળી જાય...મારે એમને જલદી ભેગા થઇ જવું જોઈએ.'

'નહીં લક્ષ્મણ...નહીં...' કૌશલ્યા ઊભી થઈ ગઈ અને દ્વારની વચ્ચે જઇને માર્ગ રૂંધીને ઊભી રહી.

બાવરી કૌશલ્યા લક્ષ્મણજીના માર્ગમાં દૃઢ બનીને ઊભી રહી ગઈ. મહેલનાં દાસ–દાસીઓ કોઈ લક્ષ્મણજીના માર્ગમાં આવવાની હિંમત કરી શકે તેમ ન હતાં. એ હિંમત માત્ર હતી કૌશલ્યામાં. ભલે લક્ષ્મણજીની જનની સુમિત્રા હતી પરંતુ કૌશલ્યા અને સુમિત્રા વચ્ચે લક્ષ્મણજીએ અભેદ દર્શન કરેલું હતું.

'મા, મારા માર્ગમાં આડે ન આવો...આર્યપુત્ર દૂર નીકળી જશે...એમના વિના એક ક્ષણ પણ મારા માટે અસહ્ય છે. જ્યાં શ્રી રામ ત્યાં લક્ષ્મણ... શ્રી રામ વિના લક્ષ્મણની જિંદગી જ નથી...સદૈવ હું રામાધીન છું મા.' લક્ષ્મણજીના મુખ પરથી દૃઢતા ઓસરી ગઈ અને આર્દ્રતા આવી ગઈ. એ વિહ્વળ બની ગયા. માતા કૌશલ્યાનાં ચરણોમાં પડી ગયા. કૌશલ્યાના બે હાથ પકડી ગદ્ગદ બની ગયા.

કૌશલ્યા ! લક્ષ્મણની માતા ! લક્ષ્મણનું દુઃખ એ ન જોઇ શકી. રામ વિનાની લક્ષ્મણની સ્થિતિ કૌશલ્યાએ અનેક-

વાર અનુભવી છે. કૌશલ્યા દ્વારમાંથી દૂર ખસી ગઇ... પરંતુ એ દ્વારમાંથી નીકળી જતા લક્ષ્મણને જોવાની હિંમત હારી ગઈ અને પલંગમાં મોં દબાવીને રોવા લાગી.

અયોધ્યાના...અદ્વિતીય અયોધ્યાના એ મનોહર ભવ્ય મહેલમાંથી શ્રી રામ, લક્ષ્મણ અને સીતા નીકળી ગયાં...એ કેવો દિવસ હશે? આકાશમાં પ્રકાશી રહેલો સૂર્ય વાદળોમાં છુપાઈ ગયો હશે...અયોધ્યાપતિ દશરથની મનઃસ્થિતિ કેવી અસ્વસ્થ અને દુઃખપૂર્ણ હશે? કૌશલ્યા, સુમિત્રા અને સુપ્રભાના વિરહકલ્પાંતે મહેલના એક એક પથ્થર અને ઇંટમાં પણ વિષાદ અને શોક ભરી દીધાં હશે. ભરત અને શત્રુઘ્નની હૃદયદ્રાવક વેદનાઓએ એ દિવસે કોને ગદ્ગદ નહીં બનાવ્યાં હોય? અયોધ્યાનો રાજમહેલ એ દિવસે શોકસાગરમાં ડૂબી ગયો હશે...એનું યથાર્થ વર્ણન આજે આપણને મળતું નથી...જો કોઇ કેવળજ્ઞાની એનું વર્ણન આજે કરે તો હજારો...લાખો વર્ષ પછી આજે પણ આપણે ધ્રૂસકે ધ્રૂસકે રડી પડીએ અને એ અયોધ્યાના શોકાકુલ રાજપરિવારના મહાદુઃખમાં સહાનુભૂતિ ધરાવીએ.

લક્ષ્મણજી બાણમાંથી છૂટેલા તીરની ત્વરાથી શ્રી રામ અને સીતાજીને જઇ મળ્યા.

સાદાં વસ્ત્રોમાં સજ્જ થઇને નીકળી પડેલા શ્રીરામના મુખમંડળ પર પ્રતિજ્ઞા–પાલનના આનંદની અનુભૂતિ અંકિત હતી. સીતાજીનું મુખકમલ પતિચરણોમાં પ્રફુલ્લિત

હતું. લક્ષ્મણજીના મુખ ઉપર રામાનુસરણની પ્રસન્નતા પ્રસ્ફુરિત હતી. જાણે ત્રણે સ્વજનો વિલાસોપવનમાં ક્રીડા કરવા ન જતાં હોય! વનવાસની વાટે ત્રણે ચાલી નીકળ્યાં હતાં.

પરંતુ અયોધ્યાનાં લાખો નરનારીઓના જાણે પ્રાણ ચાલ્યા જતા હોય તેવી દુઃખી દશા સર્જાઇ ગઇ. જે સ્ત્રીએ, પુરુષે અને જે બાળકે જાણ્યું કે રામ–લક્ષ્મણ–સીતા વનવાસની વાટે ચાલ્યાં જાય છે...સહુ ઘરમાંથી નીકળીને તેમની પાછળ દોડી આવ્યાં. 'કેમ શ્રી રામ વનમાં જાય છે? સીતાજીને પણ વનવાસ!? આવા પરાક્રમી લક્ષ્મણજીને વનમાં જવાનું શું કારણ?...' અનેક પ્રશ્નો જનમાનસમાં ઊઠવા લાગ્યા અને એકબીજાને પૂછવા લાગ્યાં.

'મેં સાંભળ્યું કે ભરતની માતા કૈકેયીએ જ આ તોફાન ઊભું કર્યું છે. કૈકેયી દુષ્ટ નીકળી...' એક નવજવાન બોલી ઊઠયો. એના મુખ પર રોષ અને વિષાદ ઊભરાયો હતો. તેની પાસે ઊભેલો શોકમગ્ન પુરુષ કે જે આધેડ વયનો હતો; તેણે પેલા નવજવાનના શબ્દો સાંભળ્યા. તેણે આકાશ સામે જોયું. એક દીર્ઘ નિસાસો નાંખ્યો, અને બોલ્યો.

'બિચારી કૈકેયીનો શો દોષ? દુષ્ટ કર્મોનો જ્યારે ઉદય આવે છે ત્યારે જ આવું બને છે...' અને તેની આંખમાંથી મોટાં મોટાં આંસુ ટપકી પડયાં.

મહારાજા દશરથની મૂર્છા દૂર થઈ; રામ–લક્ષ્મણ અને સીતા વનવાસે જાય છે, એ સમાચાર મળતાં જ મહારાજા સ્નેહાકુલ બની ગયા અને તુર્ત પરિવાર સાથે શ્રી રામની પાછળ ચાલ્યા. દશરથની સાથે ભરત, શત્રુઘ્ન, ચારે મહારાણીઓ, મંત્રીઓ અને અન્ય દાસ–દાસીઓ ચાલ્યાં. શ્રી રામચન્દ્રજી વગેરે અયોધ્યાની બહાર નીકળી ગયા હતા. મહારાજા દશરથ ત્વરિત ગતિથી નગર બહાર આવ્યા. શ્રી રામચન્દ્રજીને ખબર પડતાં જ તેઓ ઊભા રહી ગયા. મહારાજાનાં ચરણોમાં ત્રણેએ વંદના કરી. ત્રણેને જોતાં જ દશરથ રડી પડચા; કૌશલ્યા આદિ પણ રડી પડચાં.

પિતાજી, આપ મહાન્ રાજેશ્વર છો. ધૈર્યસંપન્ન મહાન વૈરાગી છો. આપે આ રીતે શોક કરવો ઉચિત છે ? માતા કૈકેયીને આપે આપેલા વચનનું પાલન થવું જોઈએ. ઇક્ષ્વાકુ વંશના રાજાઓએ હમેશાં આપેલાં વચનનું પાલન કર્યું છે. મારા વનવાસથી જ ભરત રાજ્ય ગ્રહણ કરશે, એ સિવાય બીજો કોઈ માર્ગ નથી.' શ્રી રામ બોલ્યે જતા હતા, દશરથની દૃષ્ટિ નીચે હતી. 'આપના વચનનું પાલન થાય છે. માતાની અભિલાષા પૂર્ણ થાય છે, એ માટે મારે વનમાં જવું પડે, શું એથી મને રંજ થાય ? ના રે, મને ખુશી છે, મારું મન પ્રસન્ન છે. આપ અમને આશીર્વાદ આપો કે વનની વાટે પણ અમે અમારાં કર્તવ્યોમાં દૃઢ રહીએ.'

શ્રી રામે દશરથનાં ચરણોમાં પુનઃ વંદના કરી. દશરથને પાછા નગરમાં જવા માટે વિનંતિ કરી, પરંતુ કૌશલ્યાએ શ્રી રામના બે હાથ પોતાના હાથમાં લઈ રામના માથે વાત્સલ્યનો ઝરો વહાવવા માંડયો. રામને પાછા નગરમાં આવવા માટે કૌશલ્યાએ અતિ આગ્રહ કર્યો.

રામચંદ્રજીએ વિનય-વિવેકભરી વાણીથી સમગ્ર પરિવારને પાછા વળવા માટે મજબૂર કર્યાં. નગરજનોને એમણે ખૂબ વાત્સલ્યથી સંબોધ્યાં; 'મને મારા કર્તવ્યનું પાલન કરવા દો; એ કરવા દેવામાં તમે તમારું કર્તવ્ય અદા કરો છો. અયોધ્યાના રાજાઓની પરંપરા એટલે ત્યાગ અને બલિદાનની ગૌરવગાથા છે. હું કંઇ જ વિશેષ નથી કરતો. એક માત્ર પિતાજીના વચનનું પાલન થાય એ માટે વનમાં જઇ રહ્યો છું. તમે કુશળ રહો.'

સહુ ઊભાં થઇ ગયાં. સૌની આંખો સજલ હતી. કંઠ ગદ્ગદ હતા. કોઇ કંઇ બોલી શકતું ન હતું. બોલવાની શક્તિ જ હણાઈ ગઈ હતી. અને બોલે તો પણ શું બોલે?

શ્રી રામ લક્ષ્મણજી અને સીતાજી સાથે ત્વરાથી આગળ વધ્યા જ્યાં સુધી દૃષ્ટિપથમાં રહ્યા ત્યાં સુધી સહુ નગરજનો અને રાજપરિવાર ઊભો રહ્યો...જ્યાં દૃષ્ટિમાંની દૂર થયા, સૌ સો-સો નિસાસા નાંખતા પાછા વળ્યા. અયોધ્યા સૂની સૂની થઈ ગઈ હતી. આનંદનો કોલાહલ શાંત થઇ ગયો હતો.

રાજપરિવાર મહેલમાં આવી ગયો. દશરથ ગંભીર

ચિંતામાં હતા. સંસાર–સ્વરૂપના ચિંતનથી તેમનો વૈરાગ્ય દૃઢ બની ગયો હતો રામ–વનવાસના આ પ્રસંગે દશરથને સંસારની અસારતા, સંબંધોની ચંચળતા અને રાગદશાની ભયંકરતાનું ભાન કરાવ્યું. તેમણે હવે ભરતનો રાજ્યાભિષેક કરી દઈ અવિલંબ ચારિત્ર સ્વીકારવાનો નિર્ણય કર્યો. દ્વારે ઊભેલા દ્વારપાલને બોલાવ્યો. દ્વારપાલે આવીને મહારાજાનાં ચરણોમાં નમન કર્યું.

'ભરતને બોલાવી લાવ.'

'જી.' દ્વારપાલ રવાના થયો; અલ્પસમયમાં જ ભરતને લઈને તે પાછો આવી ગયો. ભરતે મહારાજાના ખંડમાં પ્રવેશ કર્યો. તે શાંત હતો છતાં ઉદ્વિગ્ન હતો. તેનું હૃદય રામ–વિરહના વિષાદથી દુઃખી હતું. તેને જીવતર નીરસ લાગી ગયું હતું. આમેય તે વૈરાગી હતો. આ પ્રસંગે તેને સંસારથી અતિ વિરક્ત બનાવી દીધો.

સંસારમાં બનતી આવી ઘટનાઓ વિચારક મનુષ્યનાં અંતઃચક્ષુઓ ખોલી નાખે છે. અનેક ઉપદેશો જે કામ ન કરી શકે તે કામ આવી ઘટનાઓ કરે છે. રામ–વનવાસના પ્રસંગે દશરથ અને ભરત પર એવી ઘેરી અસરો નાખી કે બંને સંસારથી વિરક્ત બની ગયા.

'ભરત, હવે તારો રાજ્યાભિષેક કરી દઉં અને હું ચારિત્રના માર્ગે ચાલું.'

'નહીં પિતાજી, મારો રાજ્યાભિષેક નહીં થઈ શકે, હું તો આપના સાથે જ ચારિત્રને માર્ગે ચાલીશ.'

'ભરત, તારી માતાની અભિલાષા સંતોષવા પણ તારે રાજ્યગાદી પર બેસવું જોઈએ.'

'કદાપિ નહીં.' મારી માતાએ અવિચારી પગલું ભર્યું છે; એણે અયોધ્યાના રાજકુલને લાંછન લગાડયું છે... પિતાજી હું શું કરું? એ મારી માતા છે. જો બીજું કોઈ હોત તો...'

'ભરત...' મહારાજા દશરથે ભરતના મુખ પર હાથ મૂક્યો.

'શ્રી રામ, સીતાજી અને લક્ષ્મણજી જંગલોમાં ભટકશે... અને એમનો આ નાલાયક ભાઇ ભરત અયોધ્યાની ગાદી પર બેસશે... વાહ... એથી અયોધ્યાના રાજકુલની કેટલી બધી શોભા વધશે? માતાએ માંગણી કરતાં એટલું પણ ન વિચાર્યું?'

'ભરત, રામ પ્રત્યેના રોષથી કૈકેયીએ આ પગલું નથી ભર્યું... તારા પ્રત્યેના મમત્વથી આ પગલું ભર્યું છે.'

'તો શું રામચન્દ્રજી પુત્ર નથી? હું જ પુત્ર છું? એક પુત્ર પરનું એવું મમત્વ શા કામનું કે જેમાં બીજા

પ્રત્યે હડહડતો અન્યાય થતો હોય. આજે રાજકુલ રડે છે. આખી અયોધ્યા રડે છે. સહુનાં ચિત્ત ખિન્ન...ઉદાસીન છે.'

'પરંતુ ભરત, તું એ ન ભૂલીશ કે તારી માતાએ તને રાજગાદી મળે એટલું જ માગ્યું છે. એ માગતી વખતે એને એ કલ્પના ન હતી કે રામને વનવાસ સ્વીકારવો પડશે. એ તો તેં રાજગાદી સ્વીકારવાની વાત નકારી કાઢી ત્યારે રામે પોતે જ વનવાસ સ્વીકારી લીધો. તું જાણે છે ને કે રામ–લક્ષ્મણ અને સીતાના વનવાસ–ગમનથી કૈકેયી કેટલી દુઃખી છે? તેનાં આંસુ સુકાતાં નથી.'

'ભરત હીબકી હીબકીને રોતો હતો. તેણે દશરથના ઉત્સંગમાં પોતાનું મોં છુપાવી દીધું. દશરથના પ્રેમભર્યા હાથ તેના મસ્તકે ફરવા લાગ્યા.

'પિતાજી, હું જ અધમ છું...મારી ખાતર મોટાભાઈને વનમાં જવું પડ્યું. પરંતુ હું શું કરું? શ્રી રામના વિરહની વેદના મારાથી સહી જતી નથી...આવી સ્થિતિમાં હું કેમ કરી રાજગાદીએ બેસું? નહીં હું રાજગાદી નહીં સ્વીકારું, એ રાજગાદીએ શ્રી રામ જ આરૂઢ થશે. હું તો એમનાં ચરણકમળની સેવા કરતો બેસીશ.'

દશરથ મૌન રહ્યા, ભરત રોતો રહ્યો. ત્યાં ખંડમાં કૈકેયીએ પ્રવેશ કર્યો. દશરથે ઇશારાથી બેસવા આસન બતાવ્યું. કૈકેયી મૌનપણે બેસી ગઈ. તેના મુખ ઉપર ઉદાસીનતા છવાઈ ગઈ હતી. તેની આંખો જોઈને લાગતું હતું કે એ ખૂબ રડી હોય.

'ભરત રાજ્યાભિષેક માટે ના પાડે છે; હવે શું કરવું ?' ચિંતામગ્ન ચહેરે દશરથે કૈકેયી સામે જોયું. કૈકેયી સાંભળતી રહી.

'અને જ્યાં સુધી રાજ્યાભિષેક ન થાય ત્યાં સુધી હું પ્રવ્રજ્યા કેવી રીતે લઈ શકું ?' દશરથ બોલ્યા.

'રાજ્યાભિષેક તો આર્યપુત્ર શ્રી રામનો જ થશે.' ભરતે મક્કમ સ્વરે રજૂઆત કરી.

'રાજ્યાભિષેક રામનો થવો જોઇએ.' કૈકેયીએ પોતાની સંમતિ આપી.

'દેવી, તમારું વચન ?' દશરથના મુખ પર ઉત્સુકતા ઊઠી આવી.

'નાથ, મારું વચન પૂર્ણ થઈ ગયું...આપે મારી માંગણી, વચન પૂર્ણ કર્યું છે. ભરતને આપે રાજ્ય આપ્યું, એ ન સ્વીકારે તેથી આપનું વચન અધૂરું નથી રહેતું. હવે રામને બોલાવી લાવવા માટે સચિવોને અને સામન્તોને મોકલવા જોઇએ. રામ આવે એટલે રાજ્યાભિષેક કરી દેવાય અને આપની પ્રવ્રજ્યાની ભાવના પણ સફળ બને.' કૈકેયીએ શ્રી રામને બોલાવી લાવવા માટે સૂચન કર્યું કે તુરત જ મહારાજા દશરથે સચિવોને તથા સામંતોને બોલાવ્યા અને શ્રી રામ–લક્ષ્મણ અને સીતાને પાછાં લઇ આવવાની આજ્ઞા કરી.

જ્યારે કૈકેયીએ ભરત માટે રાજ્યની માગણી કરી હતી ત્યારે તેને કલ્પનામાં પણ ન હતું કે આવી પરિસ્થિતિ

સર્જાશે. રામ વનવાસમાં જશે અને ભરત રાજ્ય નહીં સ્વીકારે તથા દશરથના ચારિત્ર–માર્ગમાં મોટું વિઘ્ન આવી પડશે! કૈકેયી એક સુયોગ્ય સન્નારી હતી. મહારાજા દશરથની એ ધર્મપત્ની હતી અને મહારાજા શુભમતિની સુપુત્રી હતી. ભરત માટે રાજ્ય માંગવા પાછળ પણ કૈકેયીનો કોઈ દુષ્ટ ઇરાદો ન હતો. પતિ પણ ચારિત્રમાર્ગે જાય છે અને પુત્ર પણ ચારિત્ર લઇ લે, તો પછી મારા જીવનમાં કોણ? આ વિચારે તેને અકળાવી હતી. જો ભરત ચારિત્ર લેવા તત્પર ન થયો હોત તો કૈકેયી ભરત માટે રાજ્ય ન માંગત. રામને વનની વાટે ન જવું પડત અને મહારાજા દશરથના ચારિત્રમાર્ગમાં વિઘ્ન ઉપસ્થિત ન થાત.

સચિવો અને સામંતોને તપાસ કરતાં ખબર મળી કે શ્રી રામ પશ્ચિમ દિશા તરફ ઝડપથી આગળ વધી રહ્યા છે; તેઓ પશ્ચિમ દિશામાં આગળ વધ્યા. થોડા દિવસોમાં જ તેઓ શ્રી રામ, લક્ષ્મણજી અને સીતાજીનાં દર્શન પામી શક્યા. શ્રી રામ, સચિવોના આગમનું રહસ્ય પામી ગયા હતા. શ્રી રામે તેમનું ઉચિત સ્વાગત કર્યું. શ્રી રામને જંગલોમાં ફરતા જોઈ સચિવોને આંખમાં આંસુ ઊભરાયાં. થોડો સમય તેઓ કંઈ જ બોલી ન શક્યા.

શ્રી રામ એક ઘટાદાર વૃક્ષના અધો ભાગમાં પથ્થરની શિલા પર બેઠેલા હતા. લક્ષ્મણજી તેમની પાછળ ઊભેલા હતા; જ્યારે સીતાજી અભ્યાગતો માટે ફળોને કાપી રહ્યાં

હતાં. સચિવો અને સામંતો શ્રી રામની સામે ગોઠવાઈ ગયા હતા; શ્રી રામના મુખ પર પ્રસન્નતા છવાયેલી હતી. જ્યારે સચિવો અને સામંતોના મુખ પર ગંભીર ગ્લાનિ હતી અને તેઓ મુખ નીચું કરીને બેઠા હતા.

ફલાહાર અને જલપાન કરીને મુખ્ય સચિવે વાતને આરંભી.

'સ્વામિન્, આપને અયોધ્યા લઈ જવા માટે જ અમને તાતપાદે આપની પાસે મોકલ્યા છે. આપ કૃપા કરીને અયોધ્યા પધારો.'

'મહામંત્રી, તાતપાદની આજ્ઞાથી તમે અહીં આવ્યા છો, તે તમારું કર્તવ્ય છે. જેમ તમે તમારા કર્તવ્યોને પાળો છો, મને મારા કર્તવ્યને નભાવવા દો. અયોધ્યાના સિંહાસને ભરતનો રાજ્યાભિષેક કરી દો.'

'હે કુમારે, ભરતજી તો આપના ગયા પછી શોક'આક્રંદ અને વિલાપ જ કરતા રહ્યા છે. તેમણે રાજ્યાભિષેક માટે સાફ ના પાડી દીધી છે.

રામચંદ્રજી વિચારમાં પડી ગયા. મંત્રીવર્ગ તેમના સામે જોઈ રહ્યો.

'તો શું મારા આવવાથી ભરત રાજ્ય સ્વીકારશે એમ માનો છો ?'

'નહીં કુમાર.'

'તો પછી મારું પુનરાગમન શા માટે ?'

'મહારાજા આપનો રાજ્યાભિષેક કરવા ચાહે છે.'

'તે મને ઉચિત લાગતું નથી. પિતાજીએ આપેલા વચનનું પાલન થવું જ જોઈએ.'

'પરંતુ વચન–પાલન તો થઈ જ ગયું ને, કુમાર! મહારાજાએ રાણી કૈકેયીએ માંગ્યા મુજબ ભરતને રાજ્ય આપ્યું. હવે ભરત તે ન સ્વીકારે, અને મહારાજા આપને રાજ્ય આપે, તેમાં વચનભંગ કેવી રીતે કહેવાય?' મહામંત્રીએ બુદ્ધિને કસી તર્ક મૂકયો.

'જયાં સુધી ભરત રાજ્ય સ્વીકારે નહીં ત્યાં સુધી પિતાજીએ રાજ્ય આપ્યું ન કહેવાય. ભરતે રાજ્ય સ્વીકારવું જ જોઈએ.'

'એ નથી સ્વીકારતા એ મોટી સમસ્યા છે ને...'

'ભરતે પિતાજીના વચનની ખાતર રાજ્ય સ્વીકારવું જ જોઈએ.'

'કુમાર, અમે આપને વિશેષ શું કહીએ? આપના વિરહથી માતા કૌશલ્યાનાં આંસુ સુકાતાં નથી. મહારાજાના ચારિત્ર–માર્ગે મોટું વિઘ્ન ઊભું થયું છે.'

'માતા કૈકેયીએ પણ કબૂલ્યું છે કે 'હવે મારું વચન પૂર્ણ થઈ ગયું છે. રામને ગાદી પર આરૂઢ કરો. અમારી આપને આજીજી ભરી વિનંતિ છે કે આપ અયોધ્યા પધારો...' મહામંત્રીનો સ્વર ભારે થઈ ગયો. એમની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં...તેમણે શ્રી રામનાં ચરણ પકડી લીધાં. શ્રી રામચન્દ્રજીએ મહામંત્રીના હાથ પકડી લીધા અને ભેટી પડયા.

'મહામાત્યજી, આપ વિવેકી છો. ઉત્પન્ન થયેલી પરિસ્થિતિને વિવેકદૃષ્ટિથી સમજવી જરૂરી છે હું અયોધ્યામાં રહું તો ભરત કદાપિ રાજ્યગાદી પર ન બેસે. એનો મારા પર કેટલો સ્નેહ છે? મને એ પિતાતુલ્ય માને છે...એ આજે નહીં તો કાલે, રાજગાદી પર બેસશે...જો હું અયોધ્યામાં નહીં હોઉં તો ! માટે જ મેં વનવાસની પ્રતિજ્ઞા કરી છે.'

મંત્રીઓ મૌન રહ્યા. રામચન્દ્રજીના કથન પર વિચારમાં પડી ગયા. વળી એક નવો વિચાર મહામંત્રીના મનમાં જાગ્યો.

'કુમાર, વરદાન માંગનાર જ્યારે કહી દે 'મારું વરદાન મળી ગયું', પછી એને વરદાન આપ્યું ન કહેવાય? પોતે કૈકેયી હૃદયથી ચાહે છે કે આપ અયોધ્યા પધારો અને રાજગાદી સ્વીકારો.'

'એ શક્ય નથી. પ્રતિજ્ઞા મેં કરી છે અને એમાં પરિવર્તન શક્ય નથી. આપ સહુ મને આગ્રહ ન કરો અને અયોધ્યા પાછા વળો.'

શ્રી રામે ત્યાંથી પ્રયાણ કર્યું. મંત્રીઓ અને સામંતો સાથે ચાલવા લાગ્યા. એમને પાછા વળવા માટે વારંવાર શ્રી રામે સમજાવ્યું છતાં એ પાછા ન વળ્યા. તેમને આશા કે 'રામ પાછા વળશે.' આશામાં ને આશામાં તેઓ સાથે ચાલવા માંડ્યા.

'પારિયાત્ર' નામની અટવીના નાકે સહુ આવી

પહોંચ્યા. 'પારિયાત્ર' પર્વતની આ અટવી એટલે જ્યાં એક પણ મનુષ્ય ન મળે! ક્રૂર-ભયંકર પશુઓનાં ટોળે-ટોળાં જ્યાં દેખાય!

પારિયાત્ર અટવીમાં પ્રવેશ કરવા પહેલા 'ગંભીરા' નદીને ઓળંગવી પડે. ભીષણ આવર્તો અને અમર્યાદ જલરાશિ! રામ–લક્ષ્મણ અને સીતાજી ગંભીરાને કાંઠે ઊભાં રહી ગયાં. શ્રી રામે સૌને સંબોધીને કહ્યું:

'અહીંથી તમે પાછા વળો, કારણ કે અહીંથી વિકટ માર્ગ શરૂ થાય છે. પિતાજીને અમારી કુશળતાના સમાચાર કહેજો અને ભરતની આજ્ઞાનું અનુસરણ કરજો, જેવી રીતે તાતપાદની અને મારી સેવામાં તમે તત્પર છો એવી રીતે ભરતની સેવામાં તત્પર બનજો.'

સચિવો રડી પડ્યા. ગંભીરાનો જલપ્રવાહ પણ ગંભીર બનીને વહી રહ્યો હતો.

'અમને ધિક્કાર હો...અમે શ્રી રામ–ચરણોની સેવા માટે સાવ અયોગ્ય છીએ...અપાત્ર છીએ...' આંસુઓથી સચિવો–સામંતોનાં વસ્ત્રો ભીંજાઈ ગયાં હતાં.

કમલવત્ કોમલ હૃદયના શ્રી રામ આજે વજ્રવત્ કઠોર બની ગયા હતા. સચિવો અને સામંતોને રડતા ઊભા રહેવા દઈ શ્રી રામ, લક્ષ્મણજી અને સીતાજી સાથે નાવમાં બેસી ગયાં. જ્યા સુધી નાવ સામા કિનારે પહોંચી ત્યાં સુધી સચિવો અને સામંતો ત્યાં જ ઊભા રહ્યા... સંપૂર્ણ મૌન ધારણ કરીને...અને જ્યાં દૃષ્ટિપથમાંથી તેઓ દેખાતા દૂર થયા, ભાંગેલા હૈયે સચિવો ને સામંતોએ ત્યાંથી વિદાય લીધી.




## ભરતનો રાજ્યાભિષેક

મંત્રીઓએ અને સામંતોએ આવીને મહારાજા દશરથને બધી વાત કરી. દશરથ ખિન્ન થઈ ગયા. ચારિત્રમાર્ગે પ્રયાણ કરવામાં વિલંબ થઈ રહ્યો હતો. રાજગાદી પર શ્રી રામ કે ભરત, આરૂઢ થવા માંગતા ન હતા. દશરથે ભરતને બોલાવ્યો.

'ભરત, જો આ મંત્રીઓ ને સામંતો પાછા આવ્યા. શ્રી રામ ન આવ્યા. હવે તું રાજગાદી સ્વીકારી લે... મારા માર્ગમાં તું વિઘ્નરૂપ ન બન.'

ભરતે નિરાશ વદનવાળા મંત્રીઓ અને સામંતો સામે જોયું. એને ખાતરી થઈ કે તેઓ ખૂબ પ્રયત્નને અંતે નિરાશ થયેલા છે.

'પિતાજી, મને વિશ્વાસ છે કે હું પોતે જઈને અગ્રજને પાછા લઈ આવીશ. તેઓ દયાનિધિ છે. મારા પર વાત્સલ્યથી ભરેલા છે. હું જાતે જઈશ. હા, રાજગાદી પર હું ક્યારેય બેસીશ નહીં...મને આગ્રહ ન કરો.

'ભરત...' દશરથની આંખો ચિંતાથી વ્યાકુળ હતી.

'તાતપાદ, હું અગ્રજને પ્રસન્ન કરીશ.' ભરત ઊઠીને જવા તૈયાર થાય છે ત્યાં ખંડમાં કૈકેયીએ પ્રવેશ કર્યો. કૈકેયીના મુખ ઉપર ગંભીરતા હતી. આંખોમાં વેદના હતી. તેણે ઉચિત આસન લીધું. બે ક્ષણ મૌન રહી તે બોલી:

'નાથ...' દશરથે કૈકેયી સામે જોયું. 'આપે ભરતને રાજ્ય આપીને વચન પાળ્યું...પરંતુ આપનો વિનયી પુત્ર રાજ્ય નથી સ્વીકારતો...અને તેથી જે પરિસ્થિતિ સર્જાઈ ગઈ છે, તેથી અમે દુઃખી છીએ. ભરતની બીજી માતાઓને અને મને ઘણું દુઃખ છે.'

કૈકેયીની આંખો આંસુથી ભીની થઈ ગઈ.

'મેં દીર્ઘદૃષ્ટિથી વિચાર્યું નહીં...ટૂંકી બુદ્ધિથી મોટું સાહસ કરી બેઠી...કેવું ઘોર પાપ કર્યું...આપને ચાર પુત્રો હોવા છતાં રાજ્ય કોને આપવું...એની ચિંતા મેં ઊભી કરી દીધી...આપને ચિંતાની આગમાં ધક્કો માર્યો સ્વામિનાથ, મને ક્ષમા કરો...કૌશલ્યા, સુમિત્રા અને સુપ્રભાનાં કારમાં કલ્પાંત મારા હૃદયના ટુકડા કરી નાખે છે...આનંદ અને ઉલ્લાસમાં ઝીલતી અયોધ્યાને મેં પાપિણીએ શોક અને આક્રંદમાં પટકી દીધી.'

કૈકેયી ધ્રુસકે ધ્રુસકે રડી પડી. દશરથની આંખો પણ આંસુભીની થઈ ગઈ. સામંતો અને મહામંત્રીઓનાં હૃદય પણ કૈકેયી પ્રત્યે સહાનુભૂતિવાળાં બની ગયાં.

'નાથ, મને આજ્ઞા આપો, હું ભરતની સાથે વનમાં

જાઉં...વત્સ રામ-લક્ષ્મણને વિનવીને હું પાછા લઈ આવીશ.' મારા રામ-લક્ષ્મણ માની વિનવણીને નહિ ધિક્કારે.'

મહારાજા દશરથે કૈકેયીને અનુમતિ આપી. દશરથને આશા બંધાણી, તેનું ખિન્ન વદન પ્રફુલ્લ બની ગયું. ખુદ કૈકેયી અને ભરતના જવાથી રામ-લક્ષ્મણ માની જશે; એવી ધારણાથી દશરથને ધૈર્ય બંધાયું.

'કૈકેયી ભરતને લઈ વનમાં જાય છે-રામ, લક્ષ્મણને સીતાને પાછાં અયોધ્યામાં લઈ આવવા.' આ સમાચાર વાયુવેગે અયોધ્યામાં ફેલાઈ ગયા. સર્વત્ર આનંદ ફેલાઈ ગયો. કૈકેયી પ્રત્યે લોકહૃદયમાં પુનઃ આદરની જ્યોત પ્રગટી.

કૈકેયીએ ભરત અને મંત્રીઓની સાથે ત્વરાથી પ્રયાણ કર્યું. માર્ગમાં વિશ્રામ કર્યા વિના સતત તેઓ ચાલતા રહ્યા. છ દિવસ સુધી ચાલ્યા કર્યું...અંતે તેમણે શ્રીરામચંદ્રજી, લક્ષ્મણજી અને સીતાજીને દૂરથી જોયાં...એક ઘટાદાર વૃક્ષની નીચે.

કૈકેયી રથમાંથી ઊતરી પડી...એની પાછળ ભરત પણ રથમાંથી ઊતરી પડ્યો. 'હા વત્સ ! હા વત્સ !' કરતી કૈકેયી રામચંદ્રજી તરફ દોડી.

અહીં લક્ષ્મણજીએ દૂરથી જ જાણી લીધું હતું કે 'ભરત આવી રહ્યો છે. કૈકેયીને દોડતી આવતી જોઈને શ્રી રામચંદ્રજી અવિલંબ ઊભા થયા અને કૈકેયીની સામે ગયા... નજીકમાં આવતાં જ રામચંદ્રજીએ માતૃચરણોમાં નમસ્કાર

કર્યાં. કૈકેયી રામચંદ્રજીના મસ્તકને બે હાથે પકડી લઈ, મસ્તક પર સ્નેહની વર્ષા કરવા લાગી.

લક્ષ્મણજીએ કૈકેયીનાં ચરણોમાં પ્રણામ કર્યાં. કૈકેયીએ લક્ષ્મણજીને પણ સ્નેહથી નવરાવી નાંખ્યા. પ્રણામ કરતી સીતાને પોતાની છાતી સરસી ચાંપીને કૈકેયી મોટેથી રડી પડી. તેની આંખમાંથી ચોધાર આંસુ વરસવા લાગ્યાં.

ભરત શ્રી રામચંદ્રજીનાં ચરણોમાં ઢળી પડયો...આંસુઓથી શ્રી રામનાં ચરણોનું પ્રક્ષાલન કરતો હીબકી હીબકીને રોવા લાગ્યો. રોતો ભરત ત્યાં જ મૂચ્છિંત થઇ ગયો.

સીતાજી વનપત્રમાં પાણી લઈ આવ્યાં, ભરતના મસ્તકે જલ–છંટકાવ કર્યો અને ઉત્તરીય વસ્ત્રથી વાયુ નાખ્યો... ભરતની મૂર્ચ્છા દૂર થઇ...તેણે રામચંદ્રજીનાં ચરણો પકડી લીધાં. વિનયથી ગદ્ગદ વચનો ઉચ્ચારતો ભરત બોલ્યો :

'શત્રુની જેમ મને ત્યજીને આપ કેમ અહીં આવી ગયા ? મારો શો અપરાધ છે ? આપ અયોધ્યા પધારો... મારી હાલત બૂરી છે. અયોધ્યાવાસીઓની દૃષ્ટિમાં 'ભરત રાજ્યનો લોભી છે' એવો ખ્યાલ બંધાયો છે...ભૂલ માતાની છે...દોષારોપણ મારા પર થયું છે...આપ મને અયોધ્યામાં લઇ ચાલો અને મારું દોષારોપણ દૂર કરો.'

ભરતના કંઠમાં દર્દ હતું. તેના સ્વરમાં કંપન હતું. હૃદય અપાર અકથ્ય વેદનાથી ભરેલું હતું. તે એકીટસે રામચન્દ્રજી સામે જોઈ રહ્યો હતો.

રામચન્દ્રજી મૌન હતા. લક્ષ્મણજી મૌન હતા. સીતાજી પૃથ્વી પર દૃષ્ટિ રાખીને ઊભાં હતાં. કૈકેયી અને મંત્રીઓ-

સામંતો...સહુની દૃષ્ટિ શ્રી રામચન્દ્રજી પર મંડાયેલી હતી.

'આપ અયોધ્યા પધારીને રાજ્યશોભા ધારણ કરો, જગન્મિત્ર લક્ષ્મણ આપના અમાત્ય બનશે; હું આપનો પ્રતિહારી બનીશ અને શત્રુઘ્ન આપનો છત્રધર બનશે.'

શ્રી રામનું મૌન ચાલુ રહ્યું. ભરતની વાત તેઓ સાંભળતા રહ્યા. ભરતની વાતનું અનુસંધાન કરતી કૈકેયી બોલી :

'વત્સ, અનુજની વિનતિનો સ્વીકાર કર. તું ભરતને ચાહે છે, તું માતૃવત્સલ છે. મારી એક વાત માન. અયોધ્યામાં જે કંઇ બન્યું છે તેમાં તારા પિતાજીનો કોઇ દોષ નથી. ભરતનો કોઇ ગુનો નથી. અપરાધ છે આ પાપી કૈકેયીનો...' કૈકેયી ગદ્દગદ કંઠે બોલ્યે જતી હતી—'રામ, સ્ત્રી–જાતમાં આવા બધા દોષો સ્વાભાવિક નથી હોતા? એક કુલટાપણું છોડીને સ્ત્રીસુલભ બધા દોષો મારામાં છે... હું દોષોની ખાણ છું...બધા જ દોષો મારામાં મૂર્તિમંત બન્યા છે. હું તને શું વિશેષ કહું?' કૈકેયી રોઇ પડી...બે હાથમાં મુખ છુપાવીને...આંસુનીતરતી આંખે તેણે રામ તરફ જોયું ને પુનઃ બોલી : 'વત્સ, મેં પતિને દુઃખી કર્યા. એમના ચારિત્રમાર્ગે પથ્થર બનીને હું પડી. ભરતના હૃદય પર દારમા ઘા કરનારી બની...તારા અને લક્ષ્મણના પ્રત્યે તો હું ઘોર અન્યાય કરનારી બની. પેલો શત્રુઘ્ન પણ કેવું કાળું રુદન કરે છે. અને આ'...સીતા તરફ દૃષ્ટિ કરીને...'કમળથી પણ કોમળ કાયાવાળી પુત્રવધૂને મેં વન–વન ભટકતી

કરવાનું પાપ કર્યું", કૌશલ્યા, સુમિત્રા અને સુપ્રભાનાં કારમાં કલ્પાંતને હું સાંભળી શકતી નથી. રામ, વત્સ રામ,' શ્રી રામનો હાથ પોતાના હાથમાં લઈને-'મને ક્ષમા કર...' કૈકેયી છાતીફાટ રૂદન કરવા લાગી.

કૈકેયીના રુદને સહુને રડાવ્યાં...પણશ્રી રામ ન રડયા, લક્ષ્મણજી મૌન રહ્યા. સીતાજી સ્વસ્થ હતાં.

'આપ અયોધ્યા પધારો, આપના વિના અયોધ્યામાં સૂનકાર છવાયો છે. રાજગાદી પર આપ આરૂઢ થાઓ.' ભરતે આજીજી કરી.

શ્રી રામચન્દ્રજીના મુખ પર દૃઢતા તરવરતી હતી; તેમના પર કૈકેયીની કાકલૂદી કે ભરતની આજીજીની કોઈ અસર વર્તાતી ન હતી. તેઓ ગંભીર અવાજે બોલ્યા:

'હું મહારાજા દશરથનો પુત્ર છું. કરેલી પ્રતિજ્ઞાને કેવી રીતે છોડું? પિતાજીએ સ્વમુખે ભરતને રાજ્ય આપ્યું છે અને મેં મારી અનુમતિ આપી છે. હવે એમાં ફેરફાર કેમ જ કરાય? માતા, તમારો કોઈ દોષ નથી. તમે મને વનમાં મોકલ્યો નથી કે ભરતે મને વનમાં જવા ફરજ પાડી નથી. હું સ્વેચ્છાથી વનમાં આવ્યો છું. આપનો આશય ભરત ચારિત્ર ન લે અને સંસારમાં રહે, એટલો જ હતો. મારો આશય ભરત રાજગાદી પર બેસે એટલો જ છે. તમારા પ્રેમને....લાગણીઓને હું કચડવા માગતો નથી; પરંતુ એ પ્રેમ કરતાં કર્તવ્ય....પ્રતિજ્ઞા મહાન છે. કર્તવ્યને નભાવવા માટે પ્રેમને જતો કરવો પડે તો કરવો, પરંતુ પ્રતિજ્ઞાનું

પાલન થવું જ જોઈએ. પ્રતિજ્ઞાનો ભંગ કેવી રીતે થાય? હજુ પિતાજી જીવંત છે અને હું પણ જીવંત છું.'

રામચન્દ્રજી ભરત તરફ ફરીને બોલ્યા, 'ભરત, તારે પિતાજીની અને મારી આજ્ઞાનું પાલન કરવું પડશે. રાજા બનવું પડશે.' કૈકેયી તરફ જોઇને બોલ્યા :

'માતા, જેવી રીતે ભરત માટે પિતાજીની આજ્ઞા અનુસરણીય છે એવી રીતે મારી આજ્ઞાનું પાલન પણ એના માટે અનુલ્લંઘનીય છે.'

રામચન્દ્રજી ઊભા થયા. સીતાજી પાણી લઇ આવ્યાં અને રામચન્દ્રજીએ ત્યાં જ ભરત ઉપર રાજ્યાભિષેક કરી દીધો, સર્વ સામંતો અને મંત્રીઓએ 'મહારાજા ભરતનો જય' પોકાર્યો.

સર્વ સામંતોને અને મંત્રીઓને ઉદ્દેશીને શ્રી રામ બોલ્યા :

'આજથી અયોધ્યાનું રાજ્યસુકાન ભરતને સોંપવામાં આવે છે. પિતાજીને સ્થાને ભરત આજથી સર્વમાન્ય મહારાજા બને છે. તમે સહુ ભરતની આજ્ઞાનું પાલન કરજો. જે રીતે પિતાજી તથા મારા પ્રત્યે તમે વિનયમર્યાદા જાળવો છો તેવી જ રીતે ભરત પ્રત્યે વર્તજો.

'પિતાજીનું વચન આ રીતે પૂર્ણ થાય છે. તેઓ ચારિત્રમાર્ગની આરાધના–ઉપાસના કરી આત્માનું કલ્યાણ કરે.'

ભરતને ઉદ્દેશીને રામ બોલ્યા :

'ભરત, પિતાજીના ચરણે અમારી વંદના કહેજે. ભગવાન ઋષભદેવથી ચાલી આવતી અયોધ્યાની રીતિનીતિ અને સંસ્કૃતિનું જતન કરજે. પ્રાણથી પણ પ્રજાને વધુ ચાહજે. તારામાં ગુણો અને શક્તિનો પાર નથી. તું જન-પ્રિય રાજા બનીશ, એ નિઃશંક વાત છે. તારો માર્ગ કુશળ રહો.'

શ્રી રામે કૈકેયીનાં ચરણોમાં વંદના કરી. લક્ષ્મણજી તથા સીતાજીએ પણ વંદના કરી. ભરતે શ્રી રામનાં ચરણોમાં વંદના કરી, લક્ષ્મણજી તથા સીતાજીનાં ચરણોમાં પણ વંદના કરી આશીર્વાદ લીધા.

સહુને સ્નેહભીની વિદાય આપી શ્રી રામે દક્ષિણ દિશામાં પ્રયાણ કર્યું.

*

શ્રી રામે પિતૃવચનના પાલન ખાતર વનવાસ સ્વીકાર્યો.

ભરતે ભ્રાતૃ–આજ્ઞાના પાલન ખાતર અનિચ્છાએ રાજ્ય સ્વીકાર્યું !

શ્રી રામે, પિતા દશરથે કૈકેયીને આપેલા વચનની યોગ્યતા–અયોગ્યતાની ચર્ચા ન કરી. કૈકેયીએ માંગેલું વચન ન્યાયી છે કે અન્યાયી છે તેનો નિર્ણય કરવાની ઝુંબેશ ન ઉઠાવી. એમણે તો એટલું જ વિચાર્યું કે 'પિતાજીએ કૈકેયીને આપેલા વચનનું પાલન થવું જ જોઇએ.' તે પાલન કરવા માટે રાજ્ય ઉપરનો પોતાનો અધિકાર તો જતો કર્યો જ, ઉપરાંતમાં વનવાસ સ્વયં સ્વીકારી લીધો.

પિતાના એક વચનનું પાલન થાય, એ માટે શ્રી રામે કેટલાં સુખ જતાં કર્યાં ? કેટલાં કષ્ટ ઉઠાવી લીધાં ? પિતૃ–ભક્તિનો આ મહાન્ આદર્શ છે. શ્રી રામે આ આદર્શ જીવી બતાવ્યો.

પતિભક્તિથી પ્રેરાઇને સીતાજીએ વનનો મારગ પસંદ કર્યો.

સીતાજી અયોધ્યામાં કૌશલ્યા પાસે ન રહ્યાં તેવી રીતે મિથિલા પણ ન ગયાં ! જ્યાં પતિ ત્યાં પત્ની ! તેમણે શ્રી રામને સલાહ આપવાનું પસંદ ન કર્યું કે 'શા માટે વનમાં જાઓ છો ? ભલે રાજ્ય ભરતને મળે, આપણે શા માટે વનમાં જવું ? અયોધ્યા નહીં તો બીજા નગરમાં જઈને વસીએ...આવાં વચન તે અપાતાં હશે ને લેવાતાં હશે ? તે છતાં ભલે આપના પિતાજીએ વચન આપ્યું ને કૈકેયીએ લીધું...હવે ભરત પોતે રાજ્ય ન સ્વીકારે એમાં આપણે વનમાં જવાનું શું કામ ?...' આવી કોઈ સલાહ ન આપી ! એ તો શ્રી રામના માર્ગે ચાલી નીકળ્યાં.

ભ્રાતૃભક્તિ-પ્રેમનું જ્વલંત ઉદાહરણ લક્ષ્મણજીએ પૂરું પાડ્યું. અપરિમેય પરાક્રમના સ્વામી હોવા છતાં...તેમણે મોટાભાઈને પગલે જ ચાલવાનું પસંદ કર્યું. આ બધી બનેલી ઘટના પસંદ ન હોવા છતાં અંતિમ નિર્ણય શ્રી રામનો સ્વીકાર્યો.

ભરત, કૈકેયી વગેરે અયોધ્યામાં પાછા આવી ગયાં.

સામંતોએ અને મંત્રીઓએ મહારાજા દશરથને સમાચાર આપ્યા :

'મહારાજા, આર્યપુત્રે ભરતનો રાજ્યાભિષેક કરી દીધો છે.'

'રામ ક્યાં ?' ઉત્સુકતાથી દશરથે પૂછ્યું.

'તેઓ દક્ષિણ દિશામાં આગળ વધ્યા છે. અને પાછા ફરવાનો તેમણે ઇન્કાર કર્યો.' દશરથ ખિન્ન થયા...પરંતુ હવે તેમણે ચારિત્રમાર્ગે પ્રયાણ કરવાની તૈયારીઓ આરંભી દીધી. મહાત્મા સત્યભૂતિ અયોધ્યાના ઉદ્યાનમાં જ બિરાજેલા હતા.

આખા નગરમાં મહારાજા દશરથના ચારિત્રપ્રયાણની ઘોષણા કરવામાં આવી. બીજી બાજુ ભરતનો રાજ્યાભિષેક-મહોત્સવ મનાવવામાં આવ્યો.

વિશાળ પરિવારની સાથે મહારાજા દશરથે ચારિત્ર સ્વીકાર્યું. ભરતે સર્વે જિનમંદિરોમાં અષ્ટાહ્નિકા મહોત્સવ ઉજવ્યો. ગરીબોને દાન દીધાં. બંદીજનોને કારાવાસમાંથી મુક્ત કર્યા.

અયોધ્યાનાં હજારો નર-નારીઓએ એ દિવસે મહારાજા દશરથની સાથે ચારિત્ર લીધું. નિવૃત્તિમાર્ગની આવી અપૂર્વ ચાહના હતી એ કાળે.

ભરતે રાજ્યભાર સંભાળી લીધો. શત્રુઘ્ને ભરતના કાર્યમાં સહયોગ આપવા માંડ્યો. કૌશલ્યા, સુમિત્રા, કૈકેયી અને સુપ્રભા – ચારે રાજમાતાઓ અયોધ્યાનું રાજ્ય

ફૂલેફૂલે અને અયોધ્યાની પ્રજા સુખી–સમૃદ્ધ બને, તેવી શુભ કામનાઓ કરવા લાગી.

ભરત રાજ્ય કર્યે જતો હતો. પરંતુ શ્રી રામ, લક્ષ્મણ અને સીતાનું સ્મરણ તેના હૃદયને હંમેશાં દુઃખી કરી રહ્યું હતું. તેના વૈરાગી આત્માને આ શલ્ય હંમેશાં ખૂચતું હતું.

શ્રી રામચન્દ્રજીના એક સેવક તરીકે ભરત રાજ્ય કરતો હતો. ચિત્તની અશાંતિ દૂર કરવા તે અરિહંત પરમાત્માના પૂજનમાં દિલ લગાવતો અને પોતાના વિરાગભાવને વૃદ્ધિંગત કરતો હતો.

એ દિવસે...જ્યારે મહારાજા દશરથે સંયમ સ્વીકાર્યું હતું...ભરતનું સંસારવિરક્ત હૃદય કેવું રડયું હશે ? પરંતુ એના હૃદયનો કલ્પાંત સાંભળનાર ત્યાં કોણ હતું ? એના પર પિતા અને ભ્રાતાનું દબાણ થયું અને અયોધ્યાના સિંહાસને બેસવું પડયું...એનું હૃદય સંસારના ભાવોથી વિરક્ત હતું. એની સંસારત્યાગની અભિલાષા મનમાં રહી ગઈ... છતાં જ્યારે એવો સુઅવસર આવી મળે ત્યારે એ અભિલાષાને સફળ બનાવવાનો દૃઢ સંકલ્પ એણે કરેલો હતો.

મનમાં વૈરાગી ભરતજી અયોધ્યાનું રાજ્ય સંભાળે છે. શ્રી રામચન્દ્રજી, લક્ષ્મણજી અને સીતાજી અવન્તીદેશમાં પ્રવેશે છે.




## પહેલો વિસામો

અવન્તીદેશના પ્રદેશમાં શ્રી રામે પ્રવેશ કર્યો. તેઓ આગળ ને આગળ વધતા જાય છે. પ્રભાતનો સમય વીતી જાય છે અને સૂર્યનો તાપ વધતો જાય છે. સીતાજીની ગતિ ધીમી પડે છે.

'આર્યપુત્ર, આપણે થોડો સમય અનુકૂળ જગાએ વિશ્રામ કરીએ.'

સીતાજીએ શ્રી રામને પ્રાર્થના કરી.

'સામે દેખાય છે ત્યાં વટવૃક્ષની ઘેરી છાયા છે, ત્યાં ચાલીએ.' ત્રણે એ દિશામાં ચાલ્યાં. વટવૃક્ષ નીચે પડાવ નાખ્યો. સીતાજીએ પોતાનું ઉત્તરીય વસ્ત્ર બિછાવ્યું. એના ઉપર શ્રી રામ બેઠા અને એક બાજુએ સીતાજી પરિશ્રમ દૂર કરવા બેઠાં.

રામચંદ્રજી આજુબાજુના પ્રદેશનું અવલોકન કરે છે. તેમને લાગ્યું કે, 'આ પ્રદેશ હમણાં જ ઊજડી ગયો લાગે છે...આ ખાલી મકાનો અને બગીચાઓ...કોઈના ભયથી

અચાનક નાસભાગ થઇ હોય તેવું લાગે છે...' તેમણે લક્ષ્મણજીને કહ્યું.

'સૌમિત્રી ! જુઓ આ ઉદ્યાનો, ઇક્ષુવાટિકાઓ, ધાન્ય ભરેલાં ખળાંઓ...આ બધું જોતાં એમ લાગે છે કે આ પ્રદેશ તાજેતરમાં જ નિર્જન થયો છે. કોઈ ભયથી બધું જેમનું તેમ પડતું મૂકીને લોકો ભાગી ગયા છે.'

'આર્યપુત્ર જે કહે છે તે સાચું છે. આ પ્રદેશને જોતાં એમ જ લાગે છે.'

બંને ભાઇઓ પુનઃ એ પ્રદેશને નિહાળવા લાગ્યા. ત્યાં કોઈ મુસાફરને જતો જોઈ શ્રી રામ એની નિકટ ગયા, મુસાફર ઊભો રહ્યો. શ્રી રામે એને પૂછ્યું :

'પુણ્યશાળી, હું તારી પાસે કંઈક જાણવા માગું છું.'

મુસાફરે શ્રી રામ સામે જોયું. રામચન્દ્રજીના પુણ્ય-પ્રભાવથી તે પ્રભાવિત થયો.

'મહાપુરુષ પૂછો. હું જાણતો હઈશ તે બધું કહીશ.'

રામચન્દ્રજી મુસાફરને વટવૃક્ષની નીચે લઈ આવ્યા. સહુ ત્યાં બેઠાં. રામચન્દ્રજીએ પૂછ્યું.

'આ પ્રદેશ નિર્જન કેમ બન્યો ? ક્યારથી બન્યો ? અને તું ક્યાં જઇ રહ્યો છે ?'

'મહાપુરુષ આપની આકૃતિ સૂચવે છે કે આપ કોઈ ઉત્તમ કુળના શણગાર છો. આપના પ્રશ્નોના જવાબ હું આપું છું પરંતુ...'

'પરંતુ શું ? કેમ અચકાય છે ?'

'વાત લાંબી છે...'

'કોઈ ચિન્તા ન કર, અમારો સમય વ્યતીત થશે અને વાત જાણવા મળશે.'

'સાંભળો ત્યારે.' મુસાફરે કપડાના છેડાથી પસીનો લૂછી, ગળું સાફ કરી વાતનો પ્રારંભ કર્યો.

'આ અવન્તીદેશ છે. અવન્તીદેશની રાજધાની અવન્તી-નગરી છે. અવન્તીનો રાજા છે સિંહોદર. સિંહ જેવો એ પરાક્રમી છે, શત્રુઓ તેના નામથી ફફડે છે.

'આ જ અવન્તીદેશમાં દશાંગપુર નગર છે. નગરનો સામંત રાજા છે વજ્રકર્ણ. બુદ્ધિમાન અને બાહોશ સામંત છે. વજ્રકર્ણ શિકારનો ભારે રસિયો!

'એક દિવસે શિકાર માટે તે જંગલમાં ગયો. હજુ એને શિકાર મળ્યો ન હતો. એણે વૃક્ષ નીચે એક મુનિને ધ્યાન-દશામાં ઊભેલા જોયા. વજ્રકર્ણને આશ્ચર્ય થયું...'આવા જંગલમાં...ઝાડની જેમ આ સાધુ કેમ ઊભો હશે?' તે મુનિની પાસે ગયો અને પૂછયું :

'અહીં અરણ્યમાં આમ ઝાડની જેમ કેમ ઊભા છો?'

મહામુનિએ ધ્યાન પૂર્ણ કરી જવાબ આપ્યો :

'આત્મહિત માટે.'

'આત્મહિત? અહીં અરણ્યમાં આત્મહિત? જ્યાં કંઈ ખાવાનું–પીવાનું ન મળે...જ્યાં કોઇ મનુષ્ય જોવા ન મળે ...ત્યાં આત્મહિત કેવી રીતે થાય?'

વજ્રકર્ણ ત્યાં બેઠો અને મુનિ શો જવાબ આપે છે તે સાંભળવાની આતુરતા બતાવી.

'મહાભાગ, ધ્યાન દઈને સાંભળજો. આત્મહિત ધર્મથી થાય છે. ધર્મની ઉપાસના કરવા માટે અમે સાધુ બન્યા છીએ અને ધ્યાનરૂપી ધર્મની આરાધના કરવા માટે અરણ્યમાં આવીને ધ્યાન ધરીએ છીએ.'

મુસાફર રામચન્દ્રજીને કહે છે:

'પુણ્યપુરુષ, ત્યાં એ મહામુનિએ વજ્રકર્ણને શરીરથી આત્મા જુદો છે એ સમજાવ્યું. આત્માનું હિત ખાવા-પીવાથી કે ભોગવિલાસથી નથી થતું બલકે એનાથી અહિત થાય છે એ વાત સમજાવી. અહિંસા, સંયમ અને તપથી આત્માનું કલ્યાણ થાય, પરલોક સુધરે અને જન્મ–મરણનો અંત આવી જાય, એ વાત જણાવી. અહિંસા, સંયમ અને તપ – ત્રિવિધ ધર્મની ઉપાસના કરવા માટે આ મનુષ્ય-જીવનનો કાળ જ ઉપયુક્ત છે, એનું હૃદયસ્પર્શી વિવેચન કર્યું. હિંસા, જૂઠ, ચોરી, દુરાચાર અને પરિગ્રહથી આત્માને નરક–પશુ અને મનુષ્યની હલકી અવસ્થાઓ ભોગવવી પડે છે. ઘોર દુઃખ, ભયંકર ત્રાસ અને વિચિત્ર વિટંબણાઓના ભોગ બનવું પડે છે – એ હકીકત વજ્ર-કર્ણના હૃદયમાં ઉતારી.

'મહામુનિ ખરેખર કરુણાસાગર હોય છે...' રામ-ચન્દ્રજી બોલી ઊઠ્યા.

'પછી શું થયું ?'

'પછી ? વજ્રકર્ણના હૃદયના દરવાજા ખૂલી ગયા.

એને ધર્મ સમજીને ધર્મમય જીવન જીવવાની અભિલાષા જાગી. મહામુનિએ વજ્રકર્ણને પરમાત્મા વીતરાગ સર્વજ્ઞનું સ્વરૂપ સમજાવ્યું. નિર્ગ્રંથ મુનિનું જીવન બતાવ્યું અને અહિંસામૂલક ધર્મનું સ્વરૂપ બતાવ્યું. દેશવિરતિ શ્રાવક-પણાનાં કર્તવ્યો સમજાવ્યાં અને સર્વવિરતિ સાધુજીવનની આરાધના સમજાવી.'

મુસાફરનું ગળું સુકાતું હતું. સીતાજીએ પાણી લાવી આપ્યું, કૃતજ્ઞભાવ દર્શાવતો મુસાફર પાણી પીને વાત આગળ લંબાવે છે.

'સામન્ત વજ્રકર્ણ શ્રાવક બન્યો. બાર વ્રતોનો સ્વીકાર કર્યો. એણે એક મહાન પ્રતિજ્ઞા કરી!'

'શાની પ્રતિજ્ઞા?' રામચન્દ્રજીએ ઉત્સુકતાથી પૂછ્યું.

'હું અરિહંત પરમાત્માને જ નમીશ. હું નિર્ગ્રન્થ સાધુને જ નમીશ. એ સિવાય બીજા કોઈ દેવ કે મુનિને નહીં નમું.'

'સરસ નિયમ કર્યો!' રામચન્દ્રજી બોલી ઊઠ્યા.

'પછી ત્યાંથી વજ્રકર્ણ રાજા દશાંગપુર નગરમાં પાછો આવ્યો. શ્રાવકપણાનું ઉત્તમ પાલન કરવા લાગ્યો ...પરન્તુ એના મનમાં એક ચિંતા પેસી ગઇ.'

'શાની ચિન્તા?' લક્ષ્મણજીએ પૂછ્યું.

એને વિચાર આવ્યો: 'મારે અભિગ્રહ છે કે વીત-રાગદેવ અને નિર્ગ્રન્થ મુનિ સિવાય બીજો કોઇને નમસ્કાર ન કરવો. એટલે સિંહોદર રાજાને હું નમન નહિ કરું. એ

વીતરાગનો અનુયાયી નથી. એની સાથે શત્રુતા બંધાશે. એ બળવાન છે. એની શક્તિ મારાથી મહાન છે,' આ પ્રમાણે વિચાર આવવાથી તે ચિંતાતુર બની ગયો. પરન્તુ આ ચિંતામાંથી ઉગારનાર એક નવો વિચાર તેને સ્ફુર્યો! તેણે પોતાની વીંટીમાં શ્રી મુનિસુવ્રતસ્વામીની મૂર્તિ જડાવી લીધી! પછી જ્યારે જ્યારે સિંહોદર રાજા પાસે જાય ત્યારે મસ્તક નમાવે...રાજા એમ સમજે કે 'મને નમે છે' જ્યારે વજ્રકર્ણ વીંટીના મુનિસુવ્રત સ્વામીને નમતો હતો!

'मायोपायो बलीयसि ।'

બળવાનની સામે બળ નહીં પણ કળથી કામ કરાય. વજ્રકર્ણે આ રીતે પોતાનું કામ ધપાવ્યે રાખ્યું. પરંતુ આ માયા લાંબો સમય ન ટકી

વજ્રકર્ણ પ્રત્યે દ્વેષ ધરાવતા કોઈ ખલપુરુષે સિંહોદર રાજા સમક્ષ ભેદ ખોલી નાખ્યો! 'વજ્રકર્ણ આપને નમસ્કાર નથી કરતો. આપને નમન નહીં કરવાની તેણે પ્રતિજ્ઞા કરી. છે. એ તો નમે છે એના ભગવાનને, ભગવાનની નાની મૂર્તિ એણે પોતાની વીંટીમાં જડાવી રાખી છે.' સિંહોદર રાજા આ વાત સાંભળીને ક્રોધથી સળગી ઊઠયો...કાળા નાગની જેમ સિંહોદર રોષથી ધમધમી ઊઠયો!

મુસાફર શ્રી રામની સામે જોઈ રહ્યો. રામચન્દ્રજી, લક્ષ્મણજી અને સીતાજી એકાગ્રતાથી અવન્તીદેશના એ ઉજડાયેલા પ્રદેશ પાછળ છુપાયેલા ઇતિહાસને સાંભળતાં હતાં. મુસાફર પણ એકેય વાત છુપાવ્યા વિના, જે તેણે જાણ્યું હતું તે બધું કહી રહ્યો હતો.

'સિંહોદરના રોષની જાણ એક માણસને થઈ ગઈ...

એ પણ વિચિત્ર સંયોગમાં જાણ થઈ...તે પહોંચ્યો વજ્રકર્ણની પાસે, વજ્રકર્ણને સમાચાર આપ્યા. વજ્રકર્ણ ચોંકી ઊઠયો. તેણે પેલા માણસને પૂછ્યું, 'તને કેવી રીતે ખબર પડી કે મારા પર સિંહોદર રોપે ભરાયો છે ?' પેલા માણસે વજ્રકર્ણને કહ્યું :

'કુંદપુર નગરમાં 'સમુદ્ર સંગમ' નામના એક શ્રદ્ધાસંપન્ન શ્રાવક રહે છે. તેમને યમુના નામની સુશીલ પત્ની છે. તેમને 'વિદ્યુત્–અંગ નામનો પુત્ર છે. અને તે હું પોતે.' પોતાની આટલી ઓળખાણ આપી વિદ્યુત્–અંગે વાત આગળ લંબાવી.

'મારા પિતાનો ધંધો તાંબાપિત્તળનાં વાસણો વેચવાનો છે. હું જ્યારે યૌવનમાં આવ્યો, પિતાએ ધંધાનો ભાર મારા માથે મૂકયો. હું ધંધામાં નિપુણ થયો. એક દિવસની વાત છે. હું વાસણોનાં ગાડાં ભરીને વેચવા માટે ઉજ્જયિની નગરીમાં આવ્યો. મેં સારા ભાવમાં વાસણો વેચીને ધન મેળવ્યું. પછી હું ઊજ્જયિની નગરીમાં ફરવા માટે નીકળ્યો, રાજમાર્ગ ઉપરથી હું ઉજ્જયિનીની શોભા જોતો પસાર થતો હતો ત્યાં મારી દૃષ્ટિ એક ઊંચી સુંદર હવેલી પર પડી. હવેલીના કલાત્મક ગોખમાં એક ખૂબસૂરત યૌવના બેઠી હતી. મેં એના સામે જોયું. એણે મારા સામે જોયું. એના કટાક્ષોથી હું વિંધાઇ ગયો. કામવશ બની ગયો.

'એ હતી વેશ્યા. એનું નામ કામલતા. એણે ઇશારો કર્યો. એના ઇશારાએ મને ખેંચ્યો. એક રાતનો સમાગમ-

કરવાની અભિલાષાથી હું ગયો. એક રાતના છ મહિના થઈ ગયા ! છ મહિનામાં મારું સર્વસ્વ ગુમાવ્યું. ઘરેથી ધન મંગાવતો ગયો, પુત્રવત્સલ પિતાજી ધન મોકલતા ગયા. અને મેં પિતાજીની સર્વ સંપત્તિ ગુમાવી દીધી. વેશ્યાના મોહમાં હું એવો બંધાઇ ગયો હતો કે તે મોહબંધનથી છૂટવું મારા માટે મુશ્કેલ હતું. એક દિવસ વેશ્યાએ મને કહ્યું :

પ્રિય, મારી એક ઇચ્છા પૂર્ણ કરીશ ?'

'તારા માટે હું સર્વસ્વ સમર્પણ કરવા તૈયાર છું... બોલ તારી શું ઇચ્છા છે ?'

'સિંહોદરની રાણી શ્રીધરા પાસે જેવાં કુંડલ છે, તેવાં કુંડલ તું મને લાવી આપ.'

કામલતાની વાત સાંભળી હું વિચારમાં પડી ગયો. મારી પાસે જે સંપત્તિ હતી તે સર્વ હું ખોઈ બેઠો હતો. કામલતાને આપી ચૂકયો હતો. મારી પાસે કંઇ ન હતું. કામલતાને મારી નિર્ધન દશાની ખબર ન પડે, તેમ હું ચાહતો હતો. કારણ કે મને ભય હતો કે જો મને નિર્ધન જાણે તો મારી સાથે પ્રેમ ન કરે, મને કાઢી મૂકે. તેથી મેં એને કુંડલ લાવી આપવાનું વચન આપ્યું. તે વચન પૂર્ણ કરવા મેં શ્રીધરા રાણીનાં જ કુંડલ ચોરી લાવીને કામલતાને આપવાનું વિચાર્યું.'

'એક રાતે હું રાજમહેલ તરફ ઊપડયો. ચાલાકીથી રાજાના મહેલમાં પ્રવેશ કર્યો. શ્રીધરાના શયનખંડ સુધી

પહોંચી ગયો...પરંતુ શયનખંડમાંથી રાજા–રાણીના વાર્તા–લાપનો અવાજ આવતો હતો, તેથી હું બહારના ભાગમાં છુપાઇ રહ્યો, અને વાર્તાલાપ સાંભળવા લાગ્યો.'

મુસાફર વાત કર્યે જતો હતો. સીતાજી શ્રી રામની વધુ નિકટમાં આવી વાત સાંભળવા લાગ્યાં. લક્ષ્મણજી પણ વાત સાંભળવામાં એકાગ્ર બની ગયા હતા.

વાત આગળ વધી.

શ્રીધરા સિંહોદર રાજાને પૂછતી હતી.

'નાથ આપને આજે નિદ્રા આવતી નથી. આપ ઉદ્વિગ્ન દેખાઓ છો. એવી તે શી ચિન્તા આપને વળગી છે ?'

સિંહોદરનો અવાજ સંભળાયો.

'દેવી, મને નિદ્રા કેવી રીતે આવે ? જ્યાં સુધી પેલા વજ્રકર્ણને હું મારું નહિ ! તે મને પ્રણામ પણ કરતો નથી. હું કાલે સવારે તેને હણીશ. તેના પરિવારનો નાશ કરીશ...આ એક રાત વીતી જવા દે.'

'આ સાંભળીને...રાજાના આ શબ્દો સાંભળી મને વિચાર આવ્યો. 'વજ્રકર્ણ મારો સાધર્મિક છે, મારે એને કુલનાશમાંથી બચાવી લેવો જોઇએ. મેં ચોરીનું કામ પડતું મૂક્યું અને અહીં દોડયો આવ્યો છું.'

વજ્રકર્ણને સમાચાર આપનાર વિદ્યુતઅંગે પોતાની વાત સમાપ્ત કરી. વજ્રકર્ણે તુર્ત નગરમાં ધાન્ય અને

બળતણનો વિશાળ જથ્થો ભરી દેવરાવ્યો અને નગરના દરવાજા બંધ કરી દેવા આજ્ઞા ફરમાવી. દૂરથી વજ્રકર્ણે જોયું તો આકાશ ધૂળથી ઢંકાયે જતું હતું. સિંહોદરની અપાર સેના ચઢી આવતી હતી. દશાંગપુર નગર ભયથી વ્યાકુળ બની ગયું. મધ્યાહ્ન થતાંમાં તો સિંહોદરે દશાંગપુરને ચારેકોરથી ઘેરી લીધું. જેમ ચંદનના વૃક્ષને સર્પો ઘેરી લે છે.'

સિંહોદરનો દૂત વજ્રકર્ણની રાજસભામાં આવીને ઊભો.

'હે માયાવી વજ્રકર્ણ, મહારાજા સિંહોદર સાથે તેં ભયંકર માયા ખેલી છે. તેમને પ્રણામ કરવાનો ઢોંગ કરી, સાચેસાચ તું તારી આંગળીમાં રાખેલા ભગવાનને નમે છે. હવે તારો વિનાશ નજીક છે. જો તું એ વીંટીને કાઢી નાખી સાચેસાચ મહારાજા સિંહોદરનાં ચરણે નહીં નમે તો આખા કુટુંબ સાથે યમસદનમાં પહોંચી જઇશ.'

દૂતનાં કટુ-વચનોનો સામો પ્રત્યાઘાત આપ્યા વિના, શાંત ચિત્તે અને શાંત શબ્દોમાં વજ્રકર્ણ રાજાએ કહ્યું :

'દૂત, મહારાજા સિંહોદરને કહેજે; વજ્રકર્ણને એના બળનું અભિમાન નથી, પરંતુ ધર્માભિમાન છે! વિના અરિહંત, હું કોઈ ને નમતો નથી. એ મારો ધાર્મિક અભિગ્રહ છે. મહારાજા સિંહોદરને શું જોઇએ છે? એક નમસ્કાર વિના જે કંઈ જોઇએ, મારુ સર્વસ્વ તેઓ લઈ શકે છે. હા, વજ્રકર્ણ સિંહોદરને નમસ્કાર તો નહીં જ કરે!'

દૂત સાંભળતો જાય છે. વજ્રકર્ણ કંઈક અટકીને આગળ બોલે છે–'દૂત, અથવા તો મારે આ રાજ કે ઋદ્ધિ કંઈ જ જોઈતું નથી; મને ધર્મદ્વાર આપો...મને ધર્મની ખાતર...ધર્મના અભિગ્રહનું પાલન કરવા ખાતર અહીંથી જવા દો. મારા માટે ધર્મ એ જ ધન છે.'

દૂત ત્યાંથી રવાના થઈ ગયો. મહારાજા સિંહોદરની પાસે જઈ વજ્રકર્ણના જવાબને કહ્યો. અભિમાની સિંહોદરે વજ્રકર્ણે કહેલી હકીકતનો ઇન્કાર કર્યો, પ્રાર્થનાનો તિરસ્કાર કર્યો. એ બરાડી ઊઠયો.

'હું ધર્મ...અધર્મ ગણતો નથી...પાપ–પુણ્ય માનતો નથી. વજ્રકર્ણે મને નમવું જોઈએ.'

તેણે સૈનિકોને આજ્ઞા ફરમાવી દીધી. દશાંગપુરને સખત રીતે ઘેરી લેવામાં આવ્યું.

'હે સત્પુરુષ, નગરને ઘેરીને સિંહોદર હજુ ઊભો જ છે. સિંહોદરના ભયથી અવન્તીનો આ પ્રદેશ ઉજડી ગયો છે, પ્રજાએ નાસભાગ શરૂ કરી છે.'

મુસાફરે શ્રી રામના સામે જોયું અને ખેસના પાલવથી મુખ પરનો પસીનો સાફ કર્યો. શ્રી રામ, લક્ષ્મણજી અને સીતાજી મુસાફર સામે જ જોઈ રહ્યાં! મુસાફરની આંખો એ ઊડી ગયેલા ગામના બગીચાઓ અને ખાલી પડેલાં મકાનો તરફ મંડાઇ ગઇ, અચાનક તે બોલી ઊઠયો.

'અને હા, એક વાત ભૂલી ગયો. આ લડાઇમાં હું પણ મારા કુટુંબ સાથે ભાગી ગયો હતો. જુઓ મહાપુરુષ

પેલી...દેખાય છે ને ? તે મારી ઝૂંપડી છે !' હાથ લાંબો કરી, આંખો ઝીણી કરી, મુસાફરે તેનું મકાન બતાવવા પ્રયત્ન કર્યો.

'પણ તું પાછો અહીં કેમ આવ્યો ?' સીતાજીએ પૂછયું.

'શું કરું મહાદેવી ! ઘરમાં કાળકા માતા બેઠેલી છે. અમે અહીંથી ભાગી ગયાં ત્યારે ઘરનો સામાન નહોતાં લઇ ગયાં. તેણે મને પાછો ધકેલ્યો. ક્રૂર છે ! એ લેવા હું આ બાજુ આવ્યો છું ! કોણ એની સાથે ઝઘડો કરે !'

મુસાફરે સીતાજી સામે જોઇ કહ્યું :

'માતા, પરંતુ એ આખાબોલી સ્ત્રીનાં વચનોથી હું અહીં આવ્યો, એ મારા માટે તો સારુ થયું ! આપ પુણ્યવંત મહામાનવોનાં દર્શન થયાં ! મારું ભાગ્ય !'

રામચન્દ્રજીએ પોતાના ગળામાંથી રત્નજડિત સુવર્ણ-માળા કાઢી મુસાફરના ગળામાં પહેરાવી દીધી. મુસાફરને પ્રસન્ન કરી તેને વિદાય કર્યો.

શ્રી રામે લક્ષ્મણજી અને સીતાજી સાથે દશાંગપુર તરફ પ્રયાણ કરી દીધું.



## વજ્રકર્ણ-મુક્તિ

શ્રી રામચંદ્રજીએ દશાંગપુર તરફ પ્રયાણ કર્યું. સિંહોદરના ભયથી વજ્રકર્ણ મહાશ્રાવકને મુક્ત કરવાના મનોરથો કરતા શ્રી રામ દશાંગપુરના બહિર્ભાગમાં આવી પહોંચ્યા. ભગવંત ચંદ્રપ્રભસ્વામીના રમણીય પ્રાસાદને જોઈ સીતાએ જિનદર્શનની ભાવના વ્યક્ત કરી. શ્રી રામે સીતાજીની ભાવના વધાવી લીધી. સહુ ચન્દ્રપ્રભ-પ્રાસાદે ગયાં. પરમાત્માના દર્શન કરી પ્રસન્નતા અનુભવી.

સૂર્ય અસ્તાચળે હતો. શ્રી રામે રાત નગરના બહિર્ભાગમાં વ્યતીત કરવા વિચાર્યું. લક્ષ્મણજીએ સુયોગ્ય જગા શોધી લીધી અને રાત ત્યાં પસાર કરી. પ્રભાતે શ્રી રામે લક્ષ્મણજીને આદેશ કર્યો :

'લક્ષ્મણ, તું દશાંગપુરમાં પ્રવેશ કર અને રાજા વજ્રકર્ણને મળી તેની પરિસ્થિતિનો યથાર્થ ખ્યાલ કર.'

શ્રી રામની આજ્ઞાને વધાવી લઈ લક્ષ્મણજીએ વિલંબ કર્યા વિના નગરમાં પ્રવેશ કર્યો. દિવસોથી દશાંગપુરને

સિંહોદરે ઘેરી લીધેલું હતું. નગરના દરવાજાઓ બંધ કરી દેવામાં આવ્યા હતા. નગરજનો ચિંતામગ્ન હતાં. તેમની ખુમારી તેમના મુખ ઉપર અને તેમની વાણીમાં તરવરતી હતી. લક્ષ્મણજી દશાંગપુરનું દર્શન કરતા કરતા રાજદ્વારે પહોંચી ગયા. રાજમહાલયના ગોખે બેઠેલા વજ્રકર્ણ રાજાએ લક્ષ્મણજીને જોયા.

'આ પુરુષ ઉત્તમ લાગે છે.' તેનું મન બોલી ઊઠ્યું. દ્વારરક્ષકો લક્ષ્મણજીને રોકટોક કરે તે પૂર્વે જ વજ્રકર્ણ રાજા સ્વયં દ્વારે પહોંચી ગયા.

'હે ભાગ્યવંત, દશાંગપુરનો સ્વામી આપનું સ્વાગત કરે છે. આપ પધારો.' લક્ષ્મણજીએ વજ્રકર્ણના તેજસ્વી દેહ પર દૃષ્ટિ નાંખી. વજ્રકર્ણે લક્ષ્મણજીની ભવ્ય કાયા અને દેદીપ્યમાન મુખ જોઇ પ્રસન્નતા અનુભવી. લક્ષ્મણજીનો હાથ પકડી વજ્રકર્ણ રાજા મહેલમાં ગયો. લક્ષ્મણજીને સુયોગ્ય આસને બેસાડી વજ્રકર્ણે કહ્યું :

'હે નરોત્તમ, આપ મારું ભોજન–આતિથ્ય સ્વીકારો.'

'રાજન્, આપનું સદ્વર્તન જોઈ મને આનંદ થયો છે. પરંતુ મારા માલિક બહિર્ભાગના ઉદ્યાનમાં રહેલા છે, તેમને ભોજન કરાવીને પછી હું ભોજન કરું છું.'

'બહુ સરસ. ઉત્તમ પુરુષો માટે એ જ સુયોગ્ય છે.' વજ્રકર્ણે પ્રસન્નવદને કહ્યું અને મોટો થાળ ભરીને સ્વાદુ-ભોજન લક્ષ્મણજીને સુપ્રત કર્યું. લક્ષ્મણજી ભોજનનો થાળ લઈ શ્રી રામ પાસે આવ્યા. ત્રણેએ ભોજન કર્યું.

વજ્રકર્ણે કરેલી ભોજન–ભક્તિથી સહુ પ્રસન્ન થયાં. રામે લક્ષ્મણજીને કહ્યું :

'લક્ષ્મણ, રાજા સિંહોદરને સમજાવી દેવો જોઈએ કે એણે વજ્રકર્ણ સાથે વિરોધ ત્યજી દેવો જોઈએ.'

બસ, લક્ષ્મણજીને તો માત્ર અગ્રજનો ઈશારો જ જોઈતો હતો. વસ્ત્રપરિધાન કરી, શસ્ત્રસજ્જ બની લક્ષ્મણજી સિંહોદર પાસે પહોંચ્યા. સિંહોદર પોતાની સૈન્ય–શિબિરમાં રહેલો હતો. લક્ષ્મણજી સીધા એની શિબિરમાં પ્રવેશ્યા. સિંહોદર અને એના મંત્રીઓ અચાનક આવી ચઢેલા લક્ષ્મણજી સામે આશ્ચર્યથી જોઈ રહ્યા.

'રાજન્, અયોધ્યાપતિ દશરથનંદન ભરતે કહેવરાવ્યું છે કે વજ્રકર્ણ સાથે તમારે વિરોધ ન કરવો.'

'ભરત, શું જે ભક્ત નથી તેવા ભૃત્યો પર પ્રસાદ કરે છે? ભક્ત અને આજ્ઞાંકિત મનુષ્યો પર પ્રસાદ કરવામાં આવે. મારો સામંત રાજા વજ્રકર્ણ દુરાશય છે. મારો આજ્ઞાંકિત હોવા છતાં મને નમતો નથી. કહો, હું એના પર કેવી રીતે પ્રસાદ કરું? શું ભરત પોતાના અવિનયી સામંત પર પ્રસાદ કરે છે?'

'વજ્રકર્ણ તમારા પ્રત્યે અવિનયી નથી. તે ધર્મના અનુરોધથી તમને પ્રણામ કરતો નથી; તમારા પ્રત્યેના અવિનયથી નહીં.'

લક્ષ્મણજીએ સિંહોદરને વજ્રકર્ણના નિયમનો ખ્યાલ આપ્યો; પરંતુ સિંહોદરે તેનો અનાદર કરતાં કહ્યું :

'હું એવા ધર્મને નથી માનતો. દરેક મનુષ્યે પોતાના માલિકને નમવું જ જોઇએ. ધર્મે તેમાં વચ્ચે ન આવવું જોઇએ.'

'સિંહોદર, વજ્રકર્ણ ઉપરના રોષને ત્યજી દે. ભરતનું શાસન માન્ય કર, સમુદ્રપર્યન્ત પૃથ્વી ભરતથી શાસિત છે. બોલ તારો શો પ્રત્યુત્તર છે ?' લક્ષ્મણજીમાં રોષનો સંચાર થયો. તેમના શબ્દોનો ધ્વનિ બદલાયો. અભિમાની સિંહોદર પણ રોષથી ધમધમી ઊઠયો.

'કોણ છે એ ભરત ? વજ્રકર્ણનો પક્ષપાતી બની વાયડો થઈ મને શિખામણ આપવા નીકળી પડયો છે ? એવા તો અનેક ભરતો મારી ચરણસેવા કરે છે...'

આ શબ્દોએ લક્ષ્મણજીને રોષથી ધમધમાવી નાખ્યા. તેમની આંખો લાલચોળ બની ગઈ. તેમના ઓષ્ઠ સ્ફુરાયમાન થવા લાગ્યા, તેમનું શરીર હલી ઊઠયું. તેમણે ત્રાડ પાડી.

'દુષ્ટ નરાધમ, તું ભરતને નથી ઓળખતો ? હમણાં જ હું તને ઓળખ પાડું છું. ઊઠ, ઊભો...થા, આખા શરીરની રક્ષા કરી લે, મારી વજ્રભુજાઓના પ્રહારથી તું કચ્ચડાઈ જઈશ.'

સિંહોદરે પગ પછાડયા; તેના રોષની સીમા ન રહી, તેણે પોતાના સૈનિકોને આજ્ઞા કરી :

'આ વિવેકહીન ઉદ્ધત મનુષ્યને પકડી લો.' ચારે બાજુ સૈનિકો શસ્ત્રો લઇને ઊભરાઇ ગયા. સિંહોદર પણ

ખુલ્લા ખડ્ગ સાથે લક્ષ્મણજી સામે ધસી ગયો. મેરુવત્ નિશ્ચલ લક્ષ્મણજીએ સિંહોદરને કહ્યું :

'તારા હસ્તિરત્ન પર બેસીને સામે આવ...આમ શું બાળકની જેમ દોડયો આવે છે!'

સિંહોદર હસ્તિરત્ન પર આરૂઢ થયો...લક્ષ્મણજી રાજ-સભામાંથી નીકળી ગયા અને દોડતા હસ્તિરત્ન બાંધવાની શાળામાં પહોંચ્યા. સનિકોએ એમના પીછો પકડયો. પરંતુ જ્યાં આલાન સ્તંભને એક ઝટકે ઊખેડી નાંખી, બે હાથમાં આલાન સ્તંભને ઘુમાવતા લક્ષ્મણજી હસ્તિશાળા-માંથી બહાર નીકળ્યા, સિંહોદરના સૈનિકોમાં હાહાકાર મચી ગયો. કરાલ કાળવત્ લક્ષ્મજીણએ સૈનિકોને પીટવા માંડયા. સેંકડો સૈનિકો જોતજોતામાં ભૂશરણ બની ચિર-નિદ્રામાં પોઢી ગયા. લક્ષ્મણજીએ સૈનિકોને છોડી સિંહોદરની ખબર લેવા માંડી, સિંહોદરના હાથીને ખૂબ હંફાવી નાખી, આલાન–સ્તંભને દૂર ફેંકી દઇ, લક્ષ્મણજીએ છલાંગ મારી, સીધા હાથીની અંબાડી પર! સિંહોદરની છાતી પર ચઢી બેઠા. તેના જ વસ્રથી તેને ગળેથી બાંધ્યો. હાથી પરથી નીચે ફેંકયો : અને જેમ ગાયને ગોવાળ દોરી જાય તેમ લક્ષ્મણજી સિંહોદરને દોરી ચાલ્યા! સિંહોદરના સાથીદારો અનાથ બની આંખો ફાડી ફાડીને જોઈ રહ્યા.

સિંહોદર લક્ષ્મણજીને ઓળખી ન શકયો, જો એ જાણી શકયો હોત કે 'આ લક્ષ્મણજી છે.' તો આવું

સાહસ તે ન કરત. તેણે લક્ષ્મણજીને તેમનો પરિચય પણ ન પૂછયો. પરંતુ કેવી રીતે પૂછે ? અભિમાન પૂછવા ન દે.

લક્ષ્મણજીને પોતાનો પરિચય સામે ચલાવીને આપવાનું ઉચિત ન લાગ્યું; એટલું જ નહીં વજ્રકર્ણ જેવા ધર્માત્મા સામંતને પરેશાન કરવા બદલ તેને શિક્ષા કરવાનું ઉચિત લાગ્યું.

લક્ષ્મણજી સિંહોદરને શ્રી રામચંદ્રજીનાં ચરણોમાં લઈ ગયા. શ્રી રામને જોતાં જ સિંહોદર આશ્ચર્યમગ્ન થઈ ગયો. હવે લક્ષ્મણજીને ઓળખતાં વાર ન લાગી. સિંહોદર શ્રી રામનાં ચરણોમાં નમી પડયો.

'આપ અહીં ? મેં જાણ્યું નહીં કે રઘુકુલપતિ અવન્તીની ભૂમિને પાવન કરી રહેલ હશે !' સિંહોદરનું હૃદય શ્રી રામના દર્શનથી ગદગદ્ બની ગયું. તે પોતાના પરાજયનું દુઃખ ભૂલી ગયો. પરાજયનું કારણ સમજી ગયો.

'શું મારી પરીક્ષા કરવા માટે આમ કર્યું ? હું ક્ષમા ચાહું છું. મારી અજ્ઞાનતા...પામરતાને ક્ષમા કરો. મારું કર્તવ્ય બતાવો. હું આપનું શું પ્રિય કરું ? સેવક ઉપર રોષ થાય પરંતુ ગુરુનો શિષ્ય પર રોષ થાય તેવો ! શિક્ષા થઈ ગઈ એટલે રોષ ગયો ! કૃપા કરો, મને આદેશ કરો.'

સિંહોદરનાં વિનયપૂર્ણ વચનોએ શ્રી રામના હૃદયમાં પ્રીતિ પ્રગટાવી. તેમણે આદેશ કર્યો :

'વજ્રકર્ણ સાથે સમાધાન કરો.'

'તથાસ્તુ,' કહીને સિંહોદરે શ્રી રામના આદેશને

વધાવી લીધો. બીજી બાજુ વજ્રકર્ણ પણ શ્રી રામ પાસે આવી પહોંચ્યો. વિનયપૂર્વક મસ્તકે અંજલી જોડીને વજ્રકર્ણે કહ્યું.

'હે ઋષભદેવના વંશમાં ઉત્પન્ન થયેલા બલદેવ-વાસુદેવ! હું આપને દીર્ઘકાળથી જાણું છું. આપનાં દર્શન કરવાનો તો આ પ્રથમ જ અવસર મળ્યો છે. અર્ધ-ભરતના આપ સ્વામી છો, અમે સહુ રાજાઓ ને સામંતો આપના સેવકો છીએ.'

વજ્રકર્ણનાં પ્રીતિ-વચનોથી સહુ પ્રસન્ન થયા. શ્રી રામે વજ્રકર્ણને પૂછ્યું :

'હે દેવાનુપ્રિય, હું તમારું શું પ્રિય કરું?'

'પ્રભુ, આ મારા માલિક સિંહોદર રાજાને બંધનથી મુક્ત કરો, પછી હું પ્રાર્થના કરું.'

શ્રી રામે લક્ષ્મણજીને ઇશારો કર્યો. સિંહોદરને બંધનમુક્ત કરવામાં આવ્યો. વજ્રકર્ણે શ્રી રામચરણમાં નમસ્કાર કરી કહ્યું :

'ગુરુદેવ પ્રીતિવર્દ્ધન મુનિ પાસે મેં પ્રતિજ્ઞા કરી છે કે અરિહંત પરમાત્મા અને નિર્ગ્રન્થ સાધુ પુરુષો સિવાય હું બીજા કોઈને નમસ્કાર નહીં કરું. મારી આ પ્રતિજ્ઞાનું પાલન કરવા માટે આપ સિંહોદર રાજા પાસે કબૂલાત લો કે તેઓ મને પ્રતિજ્ઞા પાળવામાં સહાયક બને.'

શ્રી રામે સિંહોદર સામે ભ્રૂસંજ્ઞા કરી. સિંહોદરે સ્વીકૃતિ આપી; અને તે વજ્રકર્ણને ભેટી પડ્યો.

'વજ્રકર્ણ, મને ખ્યાલ ન હતો કે તમારે આવી ઉચ્ચ પ્રતિજ્ઞા છે. પ્રતિજ્ઞાનું પાલન કરવા માટે તમે મને નથી નમતા. હું તો સમજી બેઠો હતો કે તમે અભિમાનથી મને પ્રણામ નથી કરતા! તમે ખરેખર ધન્યવાદને પાત્ર છો. પ્રતિજ્ઞાનું પાલન કરવા માટે તમે તો સર્વસ્વ જતું કરી દેવા તૈયાર થયા! પ્રતિજ્ઞા ખાતર સર્વસ્વ જતું કરીને તમે તો સર્વસ્વ કમાઈ લેત, જ્યારે તમારું સર્વસ્વ હરી લઈને હું મારું સર્વસ્વ ગુમાવી બેસત. સારું થયું કે શ્રી રામચન્દ્રજી અહીં પધારી ગયા અને મને ઘોર પાપમાંથી બચાવી લીધો. તમારા પ્રત્યે થતા મોટા અન્યાયથી મને ઉગારી લીધો. આજથી તમે મારા લઘુ બંધુ છો.'

શ્રી રામની સાક્ષીએ સિંહોદરે ત્યાં જ વજ્રકર્ણને પોતાનું અડધું રાજ્ય ભેટ આપ્યું. રાજ્ય ગ્રહણ કરતાં વજ્રકર્ણને, સાધર્મિક ચોર વિદ્યુતઅંગ સ્મૃતિપટ પર આવ્યો. આ સમગ્ર ઘટનોમાં મુખ્ય કડીરૂપ તો વિદ્યુતઅંગ હતો! વજ્રકર્ણે સિંહોદર સામે સૂચક દૃષ્ટિથી જોયું.

'કહો, શું કહેવા માગો છો?'

'એક બીજી વસ્તુ જોઈએ છે!'

'એક નહીં, અનેક!'

'મહારાણી શ્રીધરાનાં કુંડલ!'

'કુંડલ? મહારાણીનાં?'

'જી હા.'

'સમજાયું નહીં. કોના માટે?'

'વિદ્યુત્અંગ માટે.'

'એ કોણ ?'

'મને સમાચાર આપનાર કે, સિંહોદર આવતી કાલે તમારો વધ કરવા આવનારા છે.'

'એણે કેવી રીતે જાણ્યું ?'

'એ આપના મહેલમાં મહારાણીનાં કુંડલની ચોરી કરવા માટે આવ્યો હતો. મહારાણીને આપ જે કહી રહ્યા હતા, એ સાંભળીને, કુંડલ કરતાં એક સાધર્મિકના પ્રાણ વધુ કિંમતી ગણી, રાતોરાત તે મારી પાસે આવેલો અને સમાચાર આપી ગયેલો.'

'આ પણ ગજબ ઘટના કહેવાય !'

'કહો, એને હવે કુંડલ ભેટ આપવાં જોઇએ ને ?'

'જરૂર.'

ત્યાં જ સિંહોદરે મહારાણીનાં કુંડલ મંગાવ્યાં અને વજ્રકર્ણને સુપ્રત કર્યાં. વજ્રકર્ણે વિદ્યુત્અંગને ત્યાં શ્રી રામની સમક્ષ તેડાવીને કુંડલ ભેટ કર્યાં. શ્રી રામચન્દ્રજીએ વિદ્યુત્અંગને ખૂબ ધન્યવાદ આપ્યા.

વજ્રકર્ણે શ્રી રામને દશાંગપુર નગરમાં પધારવા પ્રાર્થના કરી. શ્રી રામે પ્રાર્થના સ્વીકારી. સિંહોદર અને એના બીજા સામંતો પણ શ્રી રામ સાથે દશાંગપુરમાં પધાર્યા. વજ્રકર્ણે ખૂબ ધામધૂમથી શ્રી રામનું સ્વાગત કર્યું. દશાંગપુરનાં નરનારીઓ શ્રી રામ–લક્ષ્મણજી અને સીતાજીનાં દર્શન કરી કૃતકૃત્યતા અનુભવવા લાગ્યાં. લક્ષ્મણજીનું પરાક્રમ તો ઘેરઘેર ગવાવા લાગ્યું હતું,

વજ્રકર્ણે પોતાની આઠ કન્યાઓને સ્વીકારવા શ્રી રામને વિનંતી કરી. શ્રી રામે લક્ષ્મણજી સાથે આઠ કન્યાઓનું પાણિગ્રહણ કરાવવાની સંમતિ આપી.

સિંહોદરે પણ આ અવસર ઝડપી લીધો. પોતાની અને બીજા સામન્ત રાજાઓની ત્રણસો રાજકન્યાઓનું લક્ષ્મણજી સાથે પાણિગ્રહણ કરાવવા શ્રી રામને પ્રાર્થના કરી. શ્રી રામે પ્રાર્થના માન્ય કરી. ત્રણસો—આઠ કન્યાઓ સાથે લક્ષ્મણજીનું પાણિગ્રહણ નક્કી થયું, પાણિગ્રહણ નક્કી થયા પછી લક્ષ્મણજીએ સિંહોદર, વજ્રકર્ણ આદિ રાજાઓને કહ્યું :

'તમારી રાજકન્યાઓ હાલ તમારી પાસે જ રાખો. અમારા પિતાજીએ રાજગાદી પર અમારા ભાઇ ભરતને બેસાડયો છે, જ્યારે હું રાજ્ય ગ્રહણ કરીશ, પછી તમારી કન્યાઓ સાથે લગ્ન કરીશ. હમણાં તો અમે મલયાચલ પર જઈ રોકાવાનાં છીએ...'

લક્ષ્મણજીએ કહેલી વાત રાજાઓએ માન્ય કરી.

સિંહોદર વગેરે રાજાઓને પોત-પોતાના નગરે જવાની રામે અનુજ્ઞા આપી અને પોતે પણ ત્યાં વધુ સમય ન રોકાતાં આગળ પ્રયાણ કરવાની તૈયારી કરી. શ્રી રામના ચરણોમાં વંદન કરી સહુએ અશ્રુપૂર્ણ આંખે વિદાય લીધી.

શ્રી રામે લક્ષ્મણજી તથા સીતાજી સાથે મલયાચલ તરફ પ્રયાણ કર્યું. વનવાસનો પહેલો વિસામો આમ પૂર્ણ થયો.



## બીજો વિસામો

સાવ સુક્કો અને નિર્જલ પ્રદેશ.

મધ્યાહ્નનો સમય અને પ્રચંડ તાપ.

શ્રી રામ, લક્ષ્મણજી અને સીતાજી એક વૃક્ષ નીચે વિસામો લેવા બેઠાં. સીતાજી તૃષાતુર થયાં હતાં. શ્રીરામે પાણી લાવવા માટે લક્ષ્મણજીને સૂચવ્યું. લક્ષ્મણજી દક્ષિણ દિશા તરફ આગળ વધ્યા. થોડે દૂર ગયા ત્યાં લીલાંછમ વૃક્ષો અને ભૂમિનાં દર્શન થયાં. તેમને આશા બંધાણી. તેઓ ઝડપથી આગળ વધ્યા ત્યાં, તેમણે એક વિશાલ સુરમ્ય સરોવર જોયું. નિર્મળ નીરથી ભરેલું અને પવિત્ર પંકજોથી અંકાયેલું. સરોવરનો તટ આમ્રવૃક્ષોની ઘટાથી શણગારાયેલો હતો. અશોક અને ચંપકના વૃક્ષોના લતામંડપો પથિકોને આકર્ષી રહેલા હતા. સરોવરની પાળે બાંધવામાં આવેલાં વિશ્રામગૃહો અને ઉદ્યાનો જૂઇ, કેતકી અને મોગરાનાં પુષ્પોની સોડમથી મહેંકી ઊઠયાં હતાં. મંદમંદ વહેતા સુગંધી વાયુની સાથે લક્ષ્મણજી સરોવરના એક

ઓવારે આવી પહોંચ્યા, તેમને પાણી લઇને પાછા વળવું હતું.

પરંતુ સીતાજીને જલદી પાણી મળવાનું હોય તો ને ! લક્ષ્મણજી સરોવરના તીરે નિસર્ગનું સૌન્દર્ય નિહાળતા ઊભા હતા. ત્યાં જ એક મોટો રાજપુરુષોનો કાફલો આવી લાગ્યો. સૌથી આગળ અશ્વારૂઢ યુવાન ખૂબસૂરત અને પ્રભાવશાળી વ્યક્તિત્વ ધરાવતો રાજા કલ્યાણમાલ હતો. કુબર નગરનો તે અધિપતિ હતો.

યુવાન કલ્યાણમાલે લક્ષ્મણજીને જોયા, લક્ષ્મણજીએ કલ્યાણમાલને જોયો. બન્નેની દૃષ્ટિઓ મળી. કલ્યાણમાલ લક્ષ્મણજીને જોઇ અવનવી લાગણીઓ અનુભવવા લાગ્યો. તેના અંગેઅંગમાં મન્મથ વ્યાપી ગયો. લક્ષ્મણજી યુવાન રાજાને જોઇ રહ્યા. તેમનું મન શંકાશીલ બન્યું. 'આ યુવાન પુરુષવેશમાં ભલે હો, પરંતુ છે સ્ત્રી ! એની મુખાકૃતિ અને શરીર પુરુષનું નથી.' તેઓ મનમાં વિચારે છે ત્યાં કલ્યાણમાલ નજીક આવે છે.

'હે સત્પુરુષ, આવો અમારી સાથે ભોજન કરો.'

લક્ષ્મણજીએ કલ્યાણમાલની સામે જોયું. એનો અવાજ સાંભળી લક્ષ્મણજીની ધારણાને બળ મળ્યું.

'આપનો પરિચય ?' લક્ષ્મજીએ પ્રશ્ન કર્યો. કલ્યાણમાલની સાથેના મંત્રીએ પરિચય આપ્યો.

'હું એકલો તમારી સાથે ભોજન નહીં કરી શકું. મને ક્ષમા કરો.'

'તમારી સાથે બીજું કોઇ છે ?'

'હા, અહીંથી થોડે દૂર મારા મોટાભાઇ અને ભાભી એક વૃક્ષ નીચે વિશ્રામ કરી રહેલ છે. તેમના જમ્યા પહેલાં હું ભોજન કરતો નથી.'

કલ્યાણમાલે પોતાના મંત્રી સામે જોયું અને આજ્ઞા કરી : 'મહામંત્રી, બે પુરુષોને ત્યાં મોકલો, તેઓ એ બંનેને આદરપૂક અહીં સાથે લઇ આવે, આપણે એમની સાથે જ ભોજન કરશું.'

'મહારાજાની જેવી આજ્ઞા' મહામંત્રીએ પ્રણામ કર્યા. સુંદર મુખાકૃતિવાળા અને પ્રિયંવદ એવા બે પ્રધાન પુરુષોને બોલાવ્યા અને લક્ષ્મણજીએ જે દિશા બતાવી, જે સ્થાન બતાવ્યું ત્યાં રવાના કર્યા.

અહીં શ્રી હેમચન્દ્રસૂરિજી મહારાજે સજ્જન પુરુષોને બોલાવવા કેવા પુરુષોને મોકલવા, તે માટે બે વિશેષણો મૂક્યાં છે. भद्राकार અને प्रियंवद મોટા માણસોને પ્રાર્થના-વિનંતી કરવા જનાર પુરુષોની મુખાકૃતિ ભદ્ર જોઇએ, સુંદર જોઇએ અને એમની ભાષા પ્રિય હોવી જોઇએ. તો એમની પ્રાર્થના–વિનંતી જલદી સ્વીકારાઇ જાય. અમંગલ આકૃતિવાળા અને કર્કશભાષી પુરુષોની સાચી વાત પણ સ્વીકારાતી નથી.

રામચંદ્રજી તથા સીતાજીને બોલાવવા માટે આવા પ્રધાન પુરુષને મોકલવામાં આવ્યા. તેમણે લક્ષ્મણજીએ બતાવ્યા મુજબ એક વૃક્ષ નીચે શ્રી રામ–સીતાજીને જોયાં. નજીકમાં પહોંચી પ્રણામ કર્યા.

'હે મહાપુરુષ, આપના લઘુબાંધવે અમને આપની પાસે મોકલ્યા છે. તેઓ અમારા મહારાજા કુબરપુરાધિપતિ કલ્યાણમાલના માનનીય અતિથિ બન્યા છે, આપશ્રીને લેવા માટે અમે આપની સેવામાં ઉપસ્થિત થયા છીએ.'

'કેટલે દૂર આવવાનું છે?' શ્રી રામે પૂછ્યું. સીતાજી તૃષાતુર હતાં, લાંબે જઇ શકાય એમ ન હતું, માટે પૂછ્યું 'અહીંથી ચારસો–પાંચસો પગલાંથી દૂર નથી. અમે આપની સાથે જ છીએ.'

શ્રી રામ અને સીતાજી પ્રધાનપુરુષોની સાથે ચાલ્યાં. સરોવરની નજીકના પ્રદેશમાં પ્રવેશતાં સીતાજીનું મન પ્રસન્ન બન્યું. સામે કલ્યાણમાલ પોતાના મંત્રીમંડલ સાથે શ્રી રામચંદ્રજીનું સ્વાગત કરવા ઊભા જ હતા. શ્રી રામના પ્રભાવશાળી વ્યક્તિત્વને જોઇ કલ્યાણમાલ ખૂબ પ્રસન્ન થયા. ભાવપૂર્વક સ્વાગત કર્યું. કલ્યાણમાલે શ્રી રામને અને સીતાજીને પ્રણામ કર્યાં અને તેમના માટે ખાસ ઊભી કરાવાયેલી પર્ણકુટિરમાં તેમને લઈ ગયો.

સર્વ પ્રથમ સીતાજીને શીતલ જલપાન કરાવ્યું અને ત્યાર પછી સ્નાન અને ભોજનથી સહુ પરવાર્યાં. ભોજન કર્યાં પછી શ્રી રામે થોડો સમય આરામ કર્યો. લક્ષ્મણજીએ પણ પર્ણકુટિરની સામે સરોવરના તીરે લતામંડપમાં લંબાવી દીધું. મધ્યાહ્નકાળ આરામમાં વિતાવ્યો.

આ અરસામાં સીતાજી પાસેથી કલ્યાણમાલે જાણી

લીધું કે 'આ બે ભાઈઓ શ્રી રામ અને લક્ષ્મણજી છે.' કલ્યાણમાલને અત્યંત હર્ષ થયો, તેણે પોતાની વાસ્તવિક પરિસ્થિતિ, શ્રી રામને નિવેદિત કરવાનો નિર્ણય કર્યો. પોતાનો નિર્ણય મહામંત્રીને કહ્યો. મહામંત્રીએ પણ કહ્યું :

'શ્રી રામ અને લક્ષ્મણજી એટલે વર્તમાન દુનિયાના સર્વોત્તમ યુગપુરુષો છે. એમની સમક્ષ આપણી સર્વ મૂંઝવણો રજુ કરી દેવાથી આપણને તેમની સારી સહાય મળી શકશે.'

મહામંત્રીની આ સલાહે કલ્યાણમાલને પ્રસન્ન કરી દીધો. શ્રી રામચંદ્રજીની પર્ણકુટિરની પાસે જ કલ્યાણમાલે બીજી પર્ણકુટી પોતાના માટે કરાવી હતી, તે પર્ણકુટિરમાં જઈ કલ્યાણમાલે પોતાનો સ્રીવેશ ધારણ કરી લીધો અને મહામંત્રીની સાથે શ્રી રામની પર્ણકુટિરમાં પ્રવેશ કર્યો. શ્રી રામ, લક્ષ્મણજી અને સીતાજી સામે નતમસ્તકે પ્રણામ કરી કુબરપતિ ઊભી રહી. તેના મુખ પર લજ્જા હતી, શ્રી રામે તુર્ત પ્રશ્ન કર્યો.

'ભદ્રે, પુરુષ–વેશમાં રહી સ્રી–પણું કેમ છુપાવે છે?'

શ્રી રામની સામે કુબરપતિએ આસન લીધું અને શ્રી રામના પ્રશ્નનો ઉત્તર આપવો શરૂ કર્યો.

'હે દશરથનંદન, અહીંથી થોડે દૂર કુબરપુર નામનું વિશાળ અને સુંદર નગર છે, તે નગરના રાજાનું નામ વારિખિલ્ય છે. તેની રાણીનું નામ પૃથ્વી છે.

'એક વખત મ્લેચ્છ રાજાના સુભટોએ નગર પર આક્ર-

મણ કર્યું. રાજા વારિખિલ્યે સુભટો સાથે યુદ્ધ કર્યું. પરંતુ મ્લેચ્છ સુભટોએ વારિખિલ્ય રાજાને બાંધ્યો અને પોતાની સાથે ઉપાડી ગયા.

'એ સમયે રાણી પૃથ્વી ગર્ભવતી હતી. તેણે એક પુત્રીને જન્મ આપ્યો. પરંતુ મહામંત્રી સુબુદ્ધિએ નગરમાં ઘોષણા કરાવી. 'મહારાણીએ પુત્રને જન્મ આપ્યો છે.'

'રાજપુત્રીને જન્મથી જ પુરુષનાં વસ્ત્ર પહેરાવવામાં આવ્યાં. રાજા વારિખિલ્ય મહારાજા સિંહોદરના સામન્ત રાજા છે. મહામંત્રી સુબુદ્ધિએ સિંહોદરને સમાચાર આપ્યા કે 'રાજા વારિખિલ્યના ઘેર પુત્રનો જન્મ થયો છે.' સિંહોદરે એ રાજપુત્રનો રાજ્યાભિષેક કરવાનો આદેશ આપ્યો.

'એક સુબુદ્ધિ મંત્રી અને માતા પૃથ્વી, આ બે જ ભેદ જાણે છે કે 'કુબરપુરનો અધિપતિ સ્ત્રી છે!' આ રીતે હું સ્ત્રી હોવા છતાં જન્મથી જ મારે પુરુષવેશ ધારણ કરવો પડયો છે.'

શ્રી રામચંદ્રજી, લક્ષ્મણજી અને સીતાજી એકાગ્રચિત્તે કલ્યાણમાલની કહાની સાંભળી રહ્યા હતા.

'પરંતુ આટલાં વર્ષોમાં કયારેય ભેદ ન ખૂલ્યો?'

'નહીં', મંત્રીવર્ગની કુશળતાથી અસત્ય પણ સત્ય બની જાય છે.'

'તમે તમારા પિતાને મ્લેચ્છ રાજા પાસેથી મુક્ત કરવા કદી પ્રયત્ન કર્યો?'

'હા જી, મ્લેચ્છ રાજાને મેં ઘણું ધન આપ્યું. ધન તેઓ લે છે પરંતુ પિતાજીને મુક્ત કરતા નથી.'

'રાજા સિંહોદરે કંઈ પ્રયત્ન કર્યો ?'

'ના રે, એ શું પ્રયત્ન કરે ? એ પ્રયત્ન તો આપ કરી શકો. જેવી રીતે વજ્રકર્ણને સિંહોદરના ભયથી મુક્ત કર્યો તેવી રીતે મ્લેચ્છરાજા પાસેથી મારા પિતાજીને મુક્ત કરો.'

'કલ્યાણમાલા, તારી વાત મને માન્ય છે. જ્યાં સુધી અમે તારા પિતાજીને મ્લેચ્છ રાજા પાસેથી મુક્ત ન કરીએ ત્યાં સુધી તું પુરુષવેશમાં રહીને રાજ્ય કરતી રહે.'

'મને ઘણી જ પ્રસન્નતા થઈ.' કલ્યાણમાલાએ શ્રી રામને પ્રણામ કર્યા. સુબુદ્ધિ મંત્રીએ શ્રી રામને પ્રાર્થના કરી :

'હે કૃપાવંત, મારી એક પ્રાર્થના છે કે કલ્યાણમાલાનું પાણિગ્રહણ લક્ષ્મણજી સાથે થાય.' કલ્યાણમાલાના મુખ પર શરમના શેરડા પડી ગયા. તે નીચે જોઈ રહી. શ્રી રામે કહ્યું :

'અત્યારે અમે દેશાન્તરમાં પરિભ્રમણ કરીશું. જ્યારે અયોધ્યા પાછા વળીશું ત્યારે લક્ષ્મણનું કલ્યાણમાલા સાથે પાણિગ્રહણ થશે.'

'અમારા પર મહાન કૃપા કરી.' મહામંત્રીએ રામનાં ચરણોમાં પ્રણામ કર્યા. કલ્યાણમાલાએ શ્રી રામને દૂરથી

પ્રણામ કરી, સીતાજીનાં ચરણોમાં પ્રણામ કર્યા. સીતાજીએ કલ્યાણમાલાને પોતાના બાહુપાશમાં લઇને ખૂબ સ્નેહ વરસાવ્યો.

શ્રી રામને, લક્ષ્મણજીને અને સીતાજીને આ સ્થાન એવું ગમી ગયું કે ત્રણ દિવસ અહીં. રોકાયાં. આતિથ્ય-સત્કાર કરવામાં કુબરપુરના અધિપતિએ કોઈ કસર રાખી નહીં. ત્રણ દિવસમાં કલ્યાણમાલાએ સીતાજી પાસેથી અયોધ્યાની અનેક ઘટનાઓ જાણી લીધી. એ પણ જાણી લીધું કે શા માટે તેઓ વનવાસે નીકળ્યાં છે. કલ્યાણમાલાએ શ્રી રામને પ્રર્થના કરી.

'આપ અહીં આ સરોવરના કિનારે જ નિવાસ કરો. અહીં હું મહેલો બંધાવી દઉં. અહીં આપ કહો તેવી રચના કરી દઉં...રાજ્ય મંત્રીઓને ભળાવી હું અહીં આપની સેવામાં રહી જાઉં.'

પરંતુ શ્રી રામ કેવી રીતે પ્રાર્થના માન્ય કરે ? તેઓ વનવાસે નીકળ્યા હતા, મહેલવાસ તેમનાથી કેમ કરાય ? ત્રણ દિવસ પણ કલ્યાણમાલાના અતિ આગ્રહને વશ થઈ રહેવું પડ્યું હતું.

ત્રીજા દિવસની રાતે, જ્યારે સહુ નિદ્રાધીન હતાં, રામચન્દ્રજી લક્ષ્મણજી તથા સીતાજી સાથે ત્યાંથી પ્રયાણ કરી ગયા.

પ્રભાતે કલ્યાણમાલાએ શ્રી રામ–લક્ષ્મણજીને ન જોયા, તેનું મુખ મ્લાન થઈ ગયું. હવે રમ્ય સરોવર–તીર પણ

તેને અકળાવવા લાગ્યું. તે પરિવાર સાથે કુબરપુર ચાલી ગઇ અને રાજ્યનું સંચાલન કરવા લાગી.

❋

શ્રી રામ નર્મદાતટે પહોંચ્યા. નાવિકે ભક્તિપૂર્વક ત્રણેને નાવમાં બેસાડયાં અને નર્મદાની સામે પાર પહોંચાડયાં. નર્મદાને તીરે થોડો સમય વિશ્રામ લઈ ત્રણે આગળ વધ્યાં. માર્ગમાં તેમને મુસાફરો મળ્યા; તેમણે કહ્યું :

તમે આમ કઈ બાજુએ જાઓ છો ? વિન્ધ્યાટવી છે. તેમાં જવું ઠીક નથી, જંગલી પશુઓ તથા મ્લેચ્છોનો ભયંકર ઉપદ્રવ છે.'

પરંતુ એમ ભયથી પાછા વળે તો રામ શાના! તેમણે તો પથિકોના ના કહેવા છતાં વિન્ધ્યાટવીમાં પ્રવેશ કર્યો.

પ્રવેશ કરતાં જ, દક્ષિણ દિશામાં બાવળિયા પર બેઠેલા કાગડાએ અપશુકન કર્યાં! પરંતુ રામ એ ગણકારે ખરા? તેઓ આગળ વધ્યા. વળી કાગડાએ શુકન આપ્યા.

શ્રી રામને અપશુકનનો વિષાદ ન હતો, શુકનનો હર્ષ ન થયો. શુકન–અપશુકનને દુર્બળ પુરુષો ગણે છે.

આગળ રામ, વચ્ચે સીતાજી અને પાછળ લક્ષ્મણજી; ત્રણે વિન્ધ્યાટવીમાં ચાલ્યાં જાય છે, એકાદ કોષ ગયાં. ત્યાં તેમણે શું જોયું ?

અપરિમિત મ્લેચ્છ સૈન્ય. શસ્ત્રોથી સજ્જ બની સામે

આવી રહ્યું હતું. અસંખ્ય હાથી, અશ્વો અને રથો ! સૌથી આગળ મ્લેચ્છ સૈન્યનો યુવાન સેનાપતિ રથારૂઢ બની ચાલી રહ્યો હતો.

સેનાપતિએ જોયું :

'બે પુરુષો અને એક સ્ત્રી; ચાલીને આવી રહ્યાં છે. સ્ત્રીનું અનુપમ રૂપ–સૌન્દર્ય જોઈ મ્લેચ્છ સેનાપતિ મોહિત થઇ ગયો. તેણે પોતાના સૈનિકોને આજ્ઞા કરી :

આ બે પથિકોને ભગાવી દો અથવા નાશ કરો; અને એમની સાથે જે સ્ત્રી છે, તે મારે માટે લઇ આવો.'

સૈનિકો શ્રી રામ તરફ દોડી આવવા લાગ્યા. લક્ષ્મણજીએ સેનાપતિનો આદેશ સાંભળ્યો. તેઓ રોષથી ધમધમી ઊઠ્યા. શ્રી રામને કહ્યું :

'આપ અહીં આર્યા સાથે ઊભા રહો. આ કૂતરાઓને હું ભગાડી આવું છું.'

મ્લેચ્છ સૈનિકો તીક્ષ્ણ શસ્ત્રોના પ્રહાર કરતા દોડી આવતા હતા. લક્ષ્મણજી સામે દોડ્યા. ધનુષ્યનો ટંકાર કર્યો, અધિજ્યાને ખેંચી...ધનુષ્યનો પ્રચંડ ટંકાર સાંભળી મ્લેચ્છ સૈન્યમાં સન્નાટો છવાઇ ગયો. જેમ સિંહનાદથી હરણિયાં કંપી ઊઠે તેમ મ્લેચ્છ સૈનિકો ત્રાસી ઊઠ્યા. યુવાન સેનાપતિ લક્ષ્મણજી સામે જોઈ રહ્યો. 'જેના ધનુષ્યનો ટંકાર મહાકાળનું ભીષણ સ્વરૂપ ઊભું કરે છે, તો જ્યારે એ ધનુષ્ય પરથી તીરોનો મારો ચલાવશે ત્યારે શું થશે?'

સેનાપતિ રથથી નીચે ઊતર્યો. શસ્ત્રો ત્યજી દીધાં. તેના

મુખ પર દીનતા છવાઈ ગઈ. તે સામે ચાલીને શ્રી રામ પાસે આવ્યો, નમસ્કાર કર્યા, લક્ષ્મણજીની આગ–ઊછળતી આંખો એના પર તાકી રહી. સૈનિકો થંભી ગયા. શ્રીરામ અને લક્ષ્મણજીના અચિંત્ય પ્રભાવથી અંજાઈ ગયા; 'હવે શું બનશે?' એ આશ્ચર્ય અને ભયથી સહુ શ્રીરામ તથા સેનાપતિ તરફ જોઈ રહ્યા. સેનાપતિએ શ્રીરામને કહ્યું.

'કૌશામ્બી નગરીમાં વૈશ્વાનર નામનો બ્રાહ્મણ રહે છે. તેની પત્નીનું નામ સાવિત્રી છે. તેમનો પુત્ર 'રુદ્રદેવ' તે હું. જન્મથી જ હું ક્રૂરકર્મા. યુવાનીમા આવતાં મેં પાપાચરણો માઝા મૂકીને કરવા માંડયાં. ચોરી, પરસ્રીગમન, જુગાર... વગેરે દરેક પાપ મેં કર્યાં. એક સમયે ચોરી કરતાં પકડાયો. રાજપુરુષોએ મને પકડયો. રાજ સમક્ષ મને લઇ ગયા. રાજાએ મને શૂળીએ ચઢાવવાની આજ્ઞા કરી. રાજપુરુષો મને લઈ ચાલ્યા. શૂળી પાસે મને લઈ ગયા. હું દીનમુખ બનીને શૂળી પાસે ઊભો રહ્યો. ત્યાં કૌશામ્બીના એક લબ્ધપ્રતિષ્ઠ શ્રાવક વણિક ત્યાંથી પસાર થતા હતા. તેમણે મને જોયો. તેમનું હૃદય દયાથી આર્દ્ર થઇ ગયું. તેમણે મને મુક્ત કરાવવા રાજદંડ ભર્યો અને હું છૂટી ગયો. મને તેમણે કહ્યું :

'પુનઃ ચોરી ન કરીશ.' એટલું કહી એ મહાત્મા શ્રાવક ત્યાંથી ચાલ્યા ગયા.

મેં એ દેશ ત્યજી દીધો.

ત્યાંથી ભટકતો ભટકતો આ વિન્ધ્યાટવીમાં આવી પહોંચ્યો. પલ્લિપતિએ મને આશરો આપ્યો. હું 'કાક' તરીકે પ્રસિદ્ધિ પામ્યો. મારી શૂરવીરતા અને કાર્યકુશળતા જોઇ મને પલ્લિપતિ બનાવવામાં આવ્યો.

મેં ચોરોનું જૂથ તૈયાર કર્યું. ગામો લૂંટવા માંડયાં, પથિકોને લૂંટવા માંડયા. મોટાં મોટાં નગરો પર હુમલા કરી ત્યાંના રાજાઓને બાંધીને બંદી બનાવવા માંડયા. આજે એક મોટા રાજાની પાસે હોય તેટલું સૈન્ય મારી પાસે છે.

પરંતુ, આજે હું આપને શરણે આવ્યો છું. જિંદગીમાં પ્રથમ વાર જ ! હું આપનો સેવક છું સ્વામિન્, મને આદેશ કરો, હું આપની શી સેવા કરું ? મારો અવિનય ક્ષમા કરો. અપરાધી છું.'

શ્રી રામે કિરાતરાજ કાકની સર્વ વાત એકાગ્રતાથી સાંભળી. કિરાતરાજનું હૃદયપરિવર્તન થયેલું જાણી શ્રી રામે કહ્યું.

'તમે કુબરપુરના અધિપતિ રાજા વારિખિલ્યને પકડયા છે ?'

હા જી.'

'તેમને મુક્ત કરી કુબરપુર પહોંચાડો.'

આપની આજ્ઞા શિરોધાર્ય છે. હું પોતે જ જઇને તેમને કુબરપુર મૂકી આવું છું; પરન્તુ મારી એક પ્રાર્થના છે.'

'કહો.'

હું કુબરપુર જઈને આવું ત્યાં સુધી આપ અહીં જ રોકાઓ.'

'ભલે.'

કિરાતરાજે વારિખિલ્ય રાજાને મુક્ત કરવાની આજ્ઞા કરી. બે સૈનિકો ગયા અને વારિખિલ્યને લઈ આવ્યા. વારિખિલ્યે શ્રી રામના ચરણોમાં પ્રણામ કર્યા. કાક વારિખિલ્યને લઇ કુબરપુર તરફ રવાના થયો. શ્રી રામે કાકની પલ્લીમાં વાસ કર્યો.

બીજે જ દિવસે કાક પાછો આવી ગયો. શ્રી રામે કાકને ચોરી–લૂંટના ધંધાને ત્યજી દેવા ઉપદેશ આપ્યો. કાકે ઉપદેશ ઝીલ્યો અને શ્રી રામનો અનન્ય ભક્ત બની ગયો.

*

રાજા વારિખિલ્ય કુબરપુર પહોંચ્યા. કલ્યાણમાલાએ શ્રી રામ–લક્ષ્મણના મિલનની વાત કરી. વારિખિલ્ય રાજાએ કિરાતરાજ કાકથી કેવી રીતે શ્રી રામ લક્ષ્મણે પોતાને મુક્ત કર્યો, તેની વાત કરી. મહામંત્રી સુબુદ્ધિએ કલ્યાણમાલાનું પાણિગ્રહણ લક્ષ્મણજી સાથે નક્કી કર્યાની વાત કરી. સર્વત્ર આનન્દ છવાઈ ગયો.




## ત્રીજો - વિસામો

શ્રી રામ તાપી–નદીને તીરે પહોંચ્યા. નાવિકે નાવમાં બેસાડી નદી પાર ઉતાર્યાં. થોડે દૂર એક ગામ દેખાયું. એ બાજુ શ્રી રામે ચાલવા માંડયું. સીતાજીનો દેહ શ્રમિત દેખાતો હતો. સૂર્ય પણ તપવા માંડયો હતો.

ગામને પાદરે આવી પહોંચ્યાં. ગામનું નામ હતું અરુણ. ગામમાં પ્રવેશ કરતાં જ જમણી બાજુ એક બ્રાહ્મણનું ઘર દેખાયું. ઘરની આગળ તુલસીનો ક્યારો હતો. બાજુમાં ગાય બાંધેલી હતી. લક્ષ્મણજીએ એક માણસને પૂછયું :

'આ ઘર કોનું છે ?'

'બ્રાહ્મણનું'.

'બ્રાહ્મણનું નામ ?'

'કપિલ.'

ત્યાં તો કપિલ–પત્ની સુશર્મા ઘરની બહાર આવી. તેણે ત્રણ અજાણ્યા મુસાફરોને જોયા; સન્માનપૂર્વક બોલાવી,

બેસવા માટે આસન આપ્યું, 'તમે અલ્પ સમય વિરામ કરો, હું તમારા માટે સ્વાદુ-જલ તૈયાર કરું.'

સુશર્માએ ત્રણ પ્યાલા સ્વાદુ-જલ તૈયાર કર્યું; અને સ્વયં જઈને ત્રણેને આપ્યું. શીતલ અને સ્વાદિષ્ટ પાણી પીને ત્રણે સંતુષ્ટ થયાં. એટલામાં કપિલ બ્રાહ્મણ ત્યાં આવી પહોંચ્યો.

દુર્વાસા જેવો ક્રોધી !
પિશાચ જેવો દારુણ !

ઘરમાં પ્રવેશતાં જ તેણે શ્રી રામ, લક્ષ્મણજી તથા સીતાજીને જોયાં...રોષથી ધમધમી ઊઠયો. બરાડા પાડતો સુશર્મા પર તાડૂકયો :

'અરે પાપિણી, આ અપવિત્ર, મલિન અને રખડતાં માણસોને તેં કેમ ઘરમાં ઘાલ્યાં ? અરરર...તેં અગ્નિ-હોત્રની પવિત્રતાને નષ્ટ કરી દીધી...અરે દુષ્ટા, જો હવે પછી કોઈને પણ ઘરમાં ઘાલીશ તો તને ઘરમાંથી તગેડી મૂકીશ.'

કપિલનો પ્રલાપ સાંભળી લક્ષ્મણજી રોષે ભરાયા. તલવાર કાઢી તેને મારવા માટે ધસ્યા, ત્યાં શ્રી રામે લક્ષ્મણજીનો હાથ પકડયો.

'આવા બિચારા બ્રાહ્મણ પર શું રોષ કરવો ? છોડી દે એને. ઉત્તમ પુરુષો અધમ પુરુષોના શબ્દો પર ધ્યાન આપતા નથી. એનું બોલ્યું ન બોલ્યું ગણી છોડી દે.'

લક્ષ્મણજીએ શ્રીરામના અનુરોધથી કપિલને છોડી દીધો અને ત્રણે તેના ઘેરથી નીકળી ગયાં. અરુણ ગામ છોડીને આગળ વધ્યાં.

*

ઘોર અટવી.

મૂશળધાર વર્ષા !

એક ઘટાદાર, વિશાળ વટવૃક્ષની નીચે શ્રી રામ ઊભા હતા. આકાશમાંથી ઘનઘોર વાદળો એકધારાં વરસી રહ્યાં હતાં. 'લક્ષ્મણ, ચાતુર્માસ અહીં જ વ્યતીત કરીએ !' શ્રી રામે લક્ષ્મણ અને સીતાજી સામે જોયું.

'જે આર્યપુત્રની ઇચ્છા તે જ અમારી ઇચ્છા.' બંનેએ જવાબ આપ્યો. સીતાજીને તો આ સ્થાન ગમી ગયું હતું. તેમણે તો ચારેકોર દૃષ્ટિ દોડાવીને ભવિષ્યની યોજનાઓ બનાવવા માંડી. લક્ષ્મણજીએ પણ 'અહીં' ક્યાં અને કેવી 'ઝૂંપડી બાંધવી.' તે વિચારી લીધું. પરંતુ શ્રી રામના શબ્દો લક્ષ્મણજી અને સીતાજી ઉપરાંત એક ત્રીજી વ્યક્તિએ પણ સાંભળ્યા ! એ ગભરાયો !

એ હતો આ વટવૃક્ષ પર રહેનારો દેવ.

એનું નામ હતું 'ઇભકર્ણ.'

એ બિચારો દેવ હોવા છતાં એક રખેવાળ નોકર જેવું જીવન જીવતો હતો. એનો માલિક હતો 'ગોકર્ણ યક્ષ.' જ્યારે ઇભકર્ણે શ્રી રામની વાત સાંભળી, તે સીધો પોતાના માલિક પાસે પહોંચ્યો. તે ગભરાયેલો હતો. ગોકર્ણ

યક્ષની રાજસભામાં જઈ તેણે યક્ષરાજને પ્રણામ કર્યા અને કહ્યું :

'સ્વામિન્ ! મારા નિવાસસ્થાને કોઈ મહાન્ તેજોમૂર્તિ-મનુષ્યો આવેલાં છે. તેમનું તેજ મારાથી સહન થયું નહીં. તેઓ ત્યાં ચાતુર્માસ રહેવાનાં છે...હે નાથ, મારી રક્ષા કરો. હું ક્યાં જાઉં ?'

'તમે નિર્ભય રહો. હું જાઉં છું. એ મહામાનવો કોણ છે ?' યક્ષરાજ ગોકર્ણ સ્થિર આસને બેસી ગયા અને 'અવધિજ્ઞાન'નો ઉપયોગ મૂકયો. 'અવધિજ્ઞાન'ના-પ્રકાશમાં યક્ષરાજે એ વટવૃક્ષની નીચે બેઠેલા શ્રી રામ,-લક્ષ્મણજી અને સીતાજીને જોયાં, પ્રસન્નતા અનુભવી.

'હે ઇભકર્ણ, તું નિર્ભય બન. એ તેજોમૂર્તિ બે પુરુષો શ્રી રામ અને લક્ષ્મણજી છે, રામ આઠમા બળદેવ છે. શ્રી-લક્ષ્મણ આઠમા વાસુદેવ છે. આપણા આંગણે આવા ઉત્તમ પુરુષો પધાર્યા છે, તેમનું આપણે મોટું અને ભવ્ય આતિથ્ય-કરવું જોઈએ.'

ઇભકર્ણ અને અન્ય યક્ષો ગોકર્ણની વાત સાંભળી-પ્રસન્ન થયા. તેમણે કહ્યું :

'આપ આજ્ઞા કરો, અમે એ મહામાનવોનું કેવી રીતે સ્વાગત કરીએ.'

'એ વટવૃક્ષ જે અટવીમાં છે, તે અટવી એક સુરમ્ય-નગરમાં બદલી નાંખો. નવ યોજન લાંબી અને બાર યોજન પહોળી નગરી બનાવો. ઉત્તમ પાષાણોથી ઉત્તુંગ પ્રાસાદોનું

નિર્માણ કરો રત્નોના રાજમાર્ગો બનાવો. મનોહર બજારો ખડાં કરો, કે જ્યાં વિશ્વની સર્વ વસ્તુઓ મળી શકે; અને એ નગરીનું નામ આપવાનું રામપુરી. આજની રાતમાં નગરીનું નિર્માણ થઈ જવું જોઈએ.'

'જેવી સ્વામીની આજ્ઞા.'

દિવ્ય શક્તિના ધરનારા અસંખ્ય યક્ષો માટે એક નગરીનું નિર્માણ કરવું અશક્ય ન હતું. રાત-રાતમાં ઘોર અટવી મનોહર નગરીમાં બદલાઇ ગઈ! જ્યારે શ્રી રામ, લક્ષ્મણ અને સીતાજી નિદ્રાધીન હતાં! ગોકર્ણ યક્ષરાજે ત્રણે પર 'અવસ્વાપિની' નિદ્રા-પ્રયોગ કરેલો હતો.

પ્રભાતે વીણાધારી ગોકર્ણ યક્ષરાજ વટવૃક્ષ પાસે આવ્યા. અવસ્વાપિની નિદ્રાનો પ્રયોગ સંહરી લીધો...શ્રી રામ જાગ્રત થયા. તેમના કાને મંગલ વાજિન્ત્રોના માંગલિક સૂર સંભળાયા, સામે વીણાધારી યક્ષરાજ દેખાયા અને ચારે બાજુ મહેલો, ઉદ્યાનો અને માર્ગો...! રાત્રે શયન સમયે આમાંનું કંઈ ન હતું અને પ્રભાતે આ બધું ક્યાંથી? શું કોઈ દેવે, વ્યંતરે કે યોગસિદ્ધ પુરુષે અમને ઉપાડીને બીજે ક્યાંય સૂકી દીધા! શ્રી રામ કલ્પનામાં આગળ વધે તે પૂર્વે જ વીણાધારી ગોકર્ણ યક્ષરાજે શ્રી રામને કહ્યું :

'સ્વામિન્, તમે મારા અતિથિ છો, મારું નામ છે ગોકર્ણ યક્ષ. આપના આતિથ્ય માટે મેં અહીં નગર વસાવ્યું છે. આપે જે વટવૃક્ષ નીચે નિવાસ કર્યો હતો એ

જ સ્થાને આપ છો. હું મારા પરિવાર સાથે દિનરાત આપની સેવામાં છું. આપ આપની ઇચ્છા મુજબ અહીં જેટલો સમય રહેવા ચાહો, કૃપા કરીને રહો.'

સીતાજી અને લક્ષ્મણજી પણ જાગ્રત થયાં હતાં. યક્ષરાજના ભક્તિ–આતિથ્યથી સહુ પ્રસન્ન બન્યાં. શ્રીરામે યક્ષરાજને કહ્યું :

'તમારો અતિથિ–સત્કાર ધન્યવાદપાત્ર છે. અમે અહીં ચાતુર્માસ–વર્ષાકાલ વિતાવીશું.'

*

ભારે નિર્ધનતા.

મોટી ક્રોધાન્ધતા !

બ્રાહ્મણ કપિલ ખભે કુહાડો ભેરવી, યજ્ઞ માટે લાકડાં કાપવા આ અટવીમાં આવી પહોંચ્યો, પરંતુ તેણે અટવીના સ્થાને નગરી જોઇ. તે વિસ્મિત નેત્રે વિચારે છે: શું કોઈ ઇન્દ્રજાલિકે સર્જેલી આ ઈન્દ્રજાલ હું જોઉં છું ? શું કોઈ ગંધર્વરાજની માયાનગરી હું નિહાળું છું ? થોડા દિવસો પહેલાં જ હું અહીં ઘોર અટવી જોઇ ગયો છું, ત્યાં આવી દિવ્ય નગરી ?'

કુતૂહલ અને આશ્ચર્યથી બહાવરા કપિલ બ્રાહ્મણને ત્યાં એક યક્ષિણી મળી ગઈ.

ચારુ નેપથ્યધારી,

મનુષ્ય–રૂપધારી !

'હે ભદ્રે, આ નૂતન નગરી કોની છે ?' કપિલે પૂછ્યું.

'હે વિપ્ર, આ નૂતન નગરીના નિર્માતા છે યક્ષરાજ ગોકર્ણ. તેમણે શ્રી રામ, લક્ષ્મણ અને સીતાના આતિથ્ય અર્થે આ નગરીનું નિર્માણ કર્યું છે.' યક્ષિણીએ કપિલને સવિસ્તર ઉત્તર આપ્યો.

'નગરીનું નામ ?'

'રામપુરી.'

'તે શ્રી રામ અહીં શું કરે છે ?'

'હે દરિદ્ર બ્રાહ્મણ, તું આ શું પૂછે છે ? રામ દયાના સાગર છે. દીન–દુખી; નિર્ધન–અપંગ...જે એમની પાસે જાય છે, તેને શ્રી રામ દાન આપે છે. જે કોઈ દુઃખી આ નગરીમાં આવ્યો, તે કૃતાર્થ બની ગયો છે...'

યક્ષિણીના મધુર શબ્દોમાં રામપુરી અને શ્રી રામનું વર્ણન સાંભળી દરિદ્ર કપિલ યક્ષિણીનાં ચરણોમાં પડી ગયો. લાકડાનો ભારો દૂર ફેંક્યો, કુહાડીને દૂર નાંખી, તેણે પૂછ્યું: 'હે પવિત્ર સ્ત્રી, તું મને કહે, એ શ્રી રામનાં દર્શન હું કેવી રીતે કરી શકું ?'

યક્ષિણીને કપિલની દરિદ્રતા પર દયા આવી.

'હે બ્રાહ્મણ, રામપુરીને ચાર દરવાજા છે; ચાર દરવાજે યક્ષો રક્ષા કરે છે; એટલે નગરીમાં પ્રવેશ થવો દુર્લભ છે.'

'કૃપા કરીને કોઈ રસ્તો બતાવ...' કપિલે યક્ષિણીનાં ચરણોમાં માથું મૂકી દીધું.

'સારું, જો હું એક માર્ગ બતાવું છું. પૂર્વદ્વારે એક જિન ચૈત્ય છે; ત્યાં દર્શન કરીને, શ્રાવક બનીને જઈશ તો પ્રવેશ મળશે.'

યક્ષિણી ત્યાંથી ચાલી ગઇ. કપિલ મનમાં વિચારે છે :

'હું નિર્ધન છું...જિંદગીમાં સુખ જોયું નથી. જિંદગી એમ જ દુઃખમાં પૂરી થઇ જશે...આજે મને સુખી થવાનો માર્ગ મળ્યો છે...એને મારે જતો ન કરવો જોઇએ.'

'વળી શ્રી રામ પાસે હું એકલો નહીં જાઉં. સુશર્માને પણ સાથે લઈ જાઉં. પરંતુ પેલી સ્ત્રીએ કહ્યું છે તે મુજબ મારે શ્રાવક બનવું જોઈશે. શ્રાવક બનવું એટલે જૈનધર્મને અંગીકાર કરવો. જૈનધર્મ મારે સમજવો જોઈએ. તે માટે જૈન મુનિ પાસે જવું જોઇએ.'

કપિલ ત્યાંથી પાછો વળ્યો. દારુણ ગ્રામે આવ્યો. ત્યાં તેણે જૈનમુનિની તપાસ કરી. અરુણ ગ્રામથી થોડે દૂર એક ઉદ્યાનમાં કોઈ મહાજ્ઞાની મુનિરાજ હોવાના સમાચાર મળતાં જ કપિલ સીધો ત્યાં ગયો. તેણે મુનિરાજને જોયા. પ્રથમ દર્શને જ એનું હૃદય ઝૂકી પડ્યું. તે વિનયપૂર્વક એ મહા-મુનિ પાસે બેઠો. મહામુનિએ એને ધર્મ સમજાવ્યો. સર્વજ્ઞ વીતરાગ ભગવંતનું સ્વરૂપ બતાવ્યું. નિર્ગ્રન્થ સાધુતા અને દયામૂલક ધર્મ સમજાવ્યો. બાર વ્રતમય શ્રાવક જીવન જીવવાનું શિખવ્યું. કપિલને અદ્ભુત આનંદની અનુભૂતિ થઈ રહી હતી. તેને મુનિવરનાં વચનો ખૂબ પ્રિય લાગી રહ્યાં હતાં. તેણે મુનિ પાસે બારવ્રતમય શ્રાવક જીવન જીવવાની પ્રતિજ્ઞા કરી. મહામુનિના ચરણે પુનઃ વંદન કરી એ ઘરે આવ્યો.

કપિલે સુશર્માને બધી વાત કરી. સુશર્મા પણ શ્રાવિકા બની.

કપિલ અને સુશર્મા!

સુશ્રાવક અને સુશ્રાવિકા!

રામપુરી તરફ ઊપડયાં; આશા અને કોડ લઈને. રામપુરીના પૂર્વ દ્વારે પહોચ્યાં. ભગવંત જિનેશ્વરનાં દર્શન કર્યાં. રક્ષક યક્ષોએ તેમને પ્રવેશ આપ્યો. તેઓ સીધા રાજવેશ્મ તરફ ગયાં.

શ્રી રામની રાજસભા ખૂલી હતી. કપિલે રાજસભામાં પ્રવેશ કર્યો...રાજસિંહાસન તરફ જોયું...એ કંપી ઊઠયો. તેની આંખો પહોળી થઈ ગઈ...મુખમાંથી મોટી ચીસ નીકળી ગઇ...તે ત્યાંથી ભાગી નીકળવાની પેરવીમાં પડયો.

લક્ષ્મણજીએ કપિલને જોયો, સુશર્માને જોઈ. તેમના મુખ પર સ્મિત આવી ગયું.

'અરે દ્વિજ, તું કેમ ભય પામે છે? તારે શું જોઇએ છે? ભય ન પામ. માગ, શું જોઇએ છે?'

સૌમિત્રીનાં મીઠાં વચન સાંભળી કપિલને સાંત્વના મળી. તે શ્રી રામ પાસે ગયો, આશિષ આપી અને સેવકોએ આપેલા આસને બેઠો.

'હે બ્રાહ્મણ! તું કયાંથી આવે છે?' શ્રી રામે પૂછ્યું.

'અરે, તમે મને નથી જાણતા? હું અરુણગ્રામવાસી પેલો બ્રાહ્મણ! તમે મારા ઘેર અતિથિ હતા, મેં દુર્જને દુષ્ટ વચનોથી આપનું અપમાન કરેલું...' પછી લક્ષ્મણજી

સામે જોઇ–'આમનાથી આપે મને છોડાવેલો...નહીંતર હું ત્યાં જ પૂરો થઇ જાત.'

સુશર્મા શ્રાવિકા સીતાજી પાસે ગઇ, આશિષ આપી, સામે બેઠી. શ્રી રામે કપિલને અને સુશર્માને ખૂબ ધન આપ્યું અને બહુમાનપૂર્વક વિદાય આપી. કપિલ અને સુશર્મા પ્રસન્નચિત્ત બની ત્યાંથી વિદાય થયાં.

કપિલ અને સુશર્મા ઘેર આવ્યાં. કપિલના જીવનનું પરિવર્તન થઇ ગયું હતું. તેનો ક્રોધ ચાલ્યો ગયો હતો. તેનામાં ક્ષમા, નમ્રતા વિકસી રહ્યાં હતાં. જેમ જેમ દિવસો જતા હતા તેમ તેમ કપિલ ભોગવિરક્ત બનતો જતો હતો. નિર્ગ્રન્થ સાધુપુરુષોના સંપર્કમાં તેનો તનુકર્મા આત્મા પવિત્રતા તરફ વળી ગયો હતો.

નન્દાવતંસકસૂરિ અરુણગ્રામમાં પધાર્યા. જિજ્ઞાસુ જીવોને ધર્મદેશના આપી. કપિલ અને સુશર્મા પર ધર્મ-દેશનાએ કામણ કર્યું. બંને ચારિત્ર–માર્ગે જવા તત્પર બન્યાં. તેમણે આચાર્ય ભગવંતને પ્રાર્થના કરી :

'પ્રભો, અમને ચારિત્ર આપી મોક્ષમાર્ગે ચઢાવો.' આચાર્યદેવે તેમની પ્રાર્થના માન્ય કરી અને બંનેને ચારિત્ર આપી કૃતાર્થ કર્યાં.

*

વર્ષા–ઋતુ પૂર્ણ થઇ.

શ્રી રામે આગળ વધવા તૈયારી કરી.

યક્ષરાજ ગોકર્ણ શ્રી રામની પાસે આવ્યા. તેમણે શ્રી રામને પ્રણામ કર્યા. બે કર જોડીને કહ્યું :

'સ્વામિન્, આપ અહીંથી પધારો છો, એમ મેં જાણ્યું છે. આપના પ્રત્યે ભક્તિમાં મારી કંઇ પણ સ્ખલના થઈ હોય, તેની હું ક્ષમા ચાહું છું. આપ ક્ષમા કરો. આપ જેવા પુરુષોત્તમને અનુરૂપ પૂજા કરવાને કોણ સમર્થ છે?'

યક્ષરાજે–

શ્રી રામને 'સ્વયંપ્રભ' હાર અર્પણ કર્યો.

લક્ષ્મણજીને દિવ્ય રત્નમય મુગટ ભેટ કર્યો.

સીતાજીને 'સર્વરાગનાદિની' વીણા ભેટ આપી.

શ્રી રામે ગોકર્ણને કહ્યું :

'યક્ષરાજ, તમે અમારી ભક્તિ કરવામાં કોઈ ન્યૂનતા રાખી નથી. ખરેખર તમે તમને શોભે તેવું કાર્ય કર્યું છે. હવે અમે અહીંથી આગળ પ્રયાણ કરીશું.'

શ્રી રામ આગળ વધ્યા.

યક્ષરાજે રામપુરી સંહરી લીધી.

પુનઃ એની એ અટવી બની ગઈ!



## વિજયપુરમાં

વિજયપુર.

રમણીય બાહ્ય ઉદ્યાન !

સંધ્યા સમયે શ્રી રામ આવી પહોંચ્યા, ન્યગ્રોધવૃક્ષની નીચે વાસ કર્યો, થાકયાં–પાકયાં સીતાજી તો આવતાંવેંત સૂઇ ગયાં. થોડો વખત લક્ષ્મણજી સાથે વાતો કરી રામ પણ નિદ્રાધીન થયા. લક્ષ્મણજી જાગતા બેઠા. એ એમની રીત હતી; જ્યારે શ્રી રામ અને સીતાજી નિદ્રાધીન હોય ત્યારે એ જાગતા રહે !



વિજયપુરના રાજાનું નામ મહીધર.

વિજયપુરની મહારાણીનું નામ ઇન્દ્રાણી.

વિજયપુરની રાજકન્યાનું નામ વનમાલા.

વનમાલાનું રૂપ એટલે વિજયપુરમાં એના જેવું બીજા કોઈનું નહિ. બ્રહ્માએ જાણે સૂર્યનો ગર્ભભાગ લઈ વનમાલાનું

મુખ બનાવ્યું હતું! આકાશના નવલખ તારાઓમાંથી બે તારા એની આંખમાં ગોઠવ્યા હતા. એના સુંવાળા ચળકતા વાળ જાણે કાળા ભમ્મર વાદળામાંથી બન્યા હતા. આંખોની ભ્રમર પર જાણે વીજળી મૂકી હતી. દેહનો વર્ણ જાણે ચન્દ્રની ચાંદનીમાંથી નિર્માયો હતો.

વનમાલા જ્યારે નાની હતી, ચૌદ–પંદર વર્ષની ત્યારે તેણે લક્ષ્મણજીની પ્રશંસા સાંભળેલી: 'લક્ષ્મણજીનું રૂપ એટલે વિશ્વમાં એમના જેવું બીજા કોઈનું રૂપ નહિ.' તેણે મનમાં સંકલ્પ કરેલો: 'આ જીવનમાં લક્ષ્મણજી જ મારા ભર્તાર હો.'

પછી તો વર્ષો વીત્યાં. ત્યાં એક દિવસ વિજયપુરમાં સમાચાર આવ્યા: 'અયોધ્યાપતિ મહારાજા દશરથે દીક્ષા લીધી તથા રામ–લક્ષ્મણે વનવાસ સ્વીકાર્યો.'

આ સમાચારથી મહીધર રાજાને વિષાદ થયો. વન–માલાના સંકલ્પને રાજા જાણતા હતા. 'હવે મારી પુત્રીને લક્ષ્મણજી નહિ મળે.' લક્ષ્મણજીની કીર્તિ–પ્રશંસા મહીધર રાજાએ પણ સાંભળી હતી અને પોતાની પુત્રીના પતિ લક્ષ્મણજી થાય, એમાં રાજા પણ રાજી હતા. પરંતુ એમના વનવાસના સમાચારથી તેમની આશાઓ પર પાણી ફરી વળ્યું.

તેમણે વનમાલા માટે બીજા સુયોગ્ય વરની તપાસ કરાવી.

ચન્દ્રનગરના રાજા વૃષભ, તેમનો પુત્ર સુરેન્દ્રરૂપ.

વનમાલા માટે સુરેન્દ્રરૂપની પસંદગી કરવામાં આવી. રાજા મહીધરે મહામંત્રીને ચન્દ્રનગર મોકલી વનમાલાનું સગપણ સુરેન્દ્રરૂપ સાથે કરી દીધું. સગપણ થઇ ગયા પછી વનમાલાને ખબર પડી કે 'મારું સગપણ સુરેન્દ્રરૂપ સાથે કરવામાં આવ્યું છે.' તેના હૃદયને સખત આઘાત થયો.

વનમાલાનું મુખ કરમાવા લાગ્યું. તેણે મીઠાં ભોજન કરવાં બંધ કર્યાં. સ્નાન–વિલેપન બંધ કર્યાં, શણગાર સજવા બંધ કર્યા, રાત–દિ વિષાદ અને વેદના. તેણે મનોમન જીવનનો અંત લાવવાનો નિશ્ચય કર્યો. 'ગળે ફાંસો નાંખીને જીવનનો અંત લાવી દઉં.'

રાતનો અંધકાર.

હૃદયમાં પણ મોહનો અંધકાર!

વનમાલાએ અંધકારમાં ચાલવા માંડયું. તે નગરની બહાર આવી. જિંદગીમાં પ્રથમ વાર જ તે એકલી નીકળી હતી, જીવનનો અંત આણવા! તેને મરવું જ હતું એટલે કોઈ ભય તેને કંપાવતો ન હતો. તે સડસડાટ ચાલી જતી હતી. તેણે ઉદ્યાનનો રસ્તો લીધો.

ઉદ્યાનની પૂર્વ દિશામાં વનદેવતાની દેરી હતી; તેણે વનદેવતાની પૂજા કરી અને હાથ જોડી, મસ્તક નમાવી પ્રાર્થના કરવા માંડી:

'હે વનદેવતા, તન–મન અને વચનથી લક્ષ્મણને વરી છું; આ ભવમાં હવે લક્ષ્મણ મને મળે એમ નથી તો જન્માંતરમાં પણ મારો ભર્તાર લક્ષ્મણ હો.'

તે ન્યગ્રોધ વૃક્ષ તરફ ચાલી.

ન્યગ્રોધ વૃક્ષ નીચે એક ચોકીદાર જાગતો બેઠો હતો, તેણે વૃક્ષ તરફ આવતી વનમાલાને જોઇ. તે વિચારે છે: 'શું આ વનદેવી છે! આ વટવૃક્ષની અધિષ્ઠાત્રી કોઈ યક્ષિણી છે?' એ ચોકીદાર વિચારતો રહ્યો અને વનમાલા તો સડસડાટ વટવૃક્ષ ઉપર ચઢી ગઇ. ચોકીદાર ચોંકી ઊઠયો: 'આ શું કરશે?'

ચૂપચાપ જરાય અવાજ ન થાય તે રીતે ચોકીદાર પણ વૃક્ષ ઉપર ચઢી ગયો. અને એ રીતે ગોઠવાઇ ગયો કે વનમાલા શું કરે છે, શું બોલે છે, બધું એ જોઇ–સાંભળી શકે.

વનમાલા આકાશ સામે જુએ છે, બે હાથ જોડી તે બોલે છે:

'હે માતાતુલ્ય વનદેવીઓ, દિશા–દેવીઓ...આકાશ-માર્ગે સંચરનારી દેવીઓ તમે સહુ મારી વાત સાંભળો: 'આ ભવમાં તો લક્ષ્મણ મારો પતિ ન થયો, પરંતુ જો તેના પ્રત્યે મારા હૃદયમાં સાચો અનુરાગ હોય તો ભવાંતરમાં એ જ મારા પતિ થજો.'

ચોકીદારના આશ્ચર્યની સીમા ન રહી. તેના શ્વાસ ઊંચા થઇ ગયા. વનમાલાએ પોતાના ઉત્તરીય વસ્ત્રનો એક છેડો વૃક્ષની ડાળીએ બાંધ્યો, બીજા છેડાનો પાશ બનાવી ગળામાં નાખ્યો અને તે કૂદી પડી...એ જ સમયે નીચેની ડાળ પર બેઠેલો ચોકીદાર કૂદ્યો અને પડતી વનમાલાને પકડી લઇ,

ગળામાંથી પાશ કાઢી નાંખી તેણે કહ્યું :

'ભદ્રે, સાહસ ન કર. હું પોતે જ લક્ષ્મણ છું.'

વનમાલાને લઈ લક્ષ્મણજી નીચે ઊતરી આવ્યા. ત્રીજો પ્રહર પૂર્ણ થયો હતો. રાત્રિનો અંતિમ પ્રહર શરૂ થતાં શ્રી રામ અને સીતાજીએ નિદ્રાનો ત્યાગ કર્યો. લક્ષ્મણજીએ રામ–સીતાને વનમાલાનો વૃત્તાંત્ત સંભળાવ્યો, શ્રી રામે વનમાલા સામે જોયું.

'ભદ્રે, મોટું સાહસ કર્યું...ખેર, તારી તપસ્યા અંતે ફળી...લક્ષ્મણ જ તને બચાવનાર મળ્યો!'

વનમાલા શરમથી નીચું જોઈ રહી. તેણે શ્રીરામ અને સીતાજીના ચરણે નમસ્કાર કર્યા. સીતાજીએ વનમાલાને પોતાના ઉત્સંગમાં લઈ ખૂબખૂબ આશિષ આપી.

આખી રાત ચોકી કરતા લક્ષ્મણજી અંતિમ પ્રહરમાં નિદ્રાધીન થયા.

*

કોલાહલ!

દોડાદોડ, ધમાધમ...ખોળાખોળ...

વિજયનગરના સૈનિકો વનમાલાને શોધવા બહાવરા બની ગયા હતા. રાજા મહીધર પોતે પણ નીકળી પડયા. રાણી ઇન્દ્રાણી 'મારી વનમાલા ક્યાં ગઈ? મારી વહાલી બેટીને કોણ લઈ ગયું...?' કહી ચોધાર આંસુએ રડી પડી. નગરને ખૂણેખૂણે સૈનિકો ફરી વળ્યા...કેઈ મહેલો અને હવેલીઓ ફેંદી વળ્યા...વનમાલા ન મળી. રાજા મહીધર

નગરની બહાર નીકળ્યા. ઉદ્યાનમાં શોધ થવા લાગી.

દૂરથી ઉદ્યાનના વિશાળકાય વટવૃક્ષ નીચે રાજાએ વન-માલાને જોઇ...તે ખુશી થઈ ગયા...બોલી ઊઠયા. 'આ રહી વનમાલા...અને એને ઉઠાવી જનાર તસ્કરો...પકડો એ ચોરોને...દુષ્ટોને જીવતા કે મરેલા પકડી લાવો...'

સૈનિકોએ ઉદ્યાનને ઘેરી લીધું. સેનાપતિએ સૈનિકો સાથે ઉદ્યાનમાં પ્રવેશ કર્યો; શસ્ત્રો સાથે શ્રી રામ તરફ સેનાપતિ ધસી ગયો. લક્ષ્મણજીનો ક્રોધ ભભૂકી ઊઠયો. તેમણે ધનુષ્યને હાથમાં ઉઠાવ્યું, ધનુષ્યની દોરી કાન સુધી ખેંચીને ટંકાર કર્યો

લક્ષ્મણજીના ધનુષ્યનો ટંકાર!

મહીધરના સૈનિકો થરથરી ગયા, ગાત્રો કાંપવા લાગ્યાં...હૃદય ત્રાસ પામી ગયાં. મહીધરે ટંકારધ્વનિ સાંભળ્યો, 'આ કોણે ધનુષ્યટંકાર કર્યો ? કોઇ મહાપુરુષ છે...' મહીધર આગળ આવ્યા...નજીક આવી ધારીને જોયું; 'આ લક્ષ્મણજી તો નહિ ?' રાજાએ શસ્ત્રો નીચે મૂકી દીધાં. સૈન્ય ઊભું રહી ગયું. રથારૂઢ મહીધરે કહ્યું :

'હે દશરથનંદન, ધનુષ્યની દોરી છોડી દો. મારી પુત્રીના મહાન પુણ્યથી આપ અહીં પધાર્યા છે.'

મહીધરે વૃક્ષની નીચે શ્રી રામને જોયા. તે રથ પરથી નીચે ઊતરી ગયો અને શ્રી રામ પાસે જઈ તે બોલ્યો :

'હે કૃપાવંત, આપના અનુજ સૌમિત્રી પ્રત્યે મારી પુત્રી ઘણા સમયથી અનુરાગી હતી, તેથી મેં નિર્ણય કર્યો

હતો કે વનમાલાનું પાણિગ્રહણ સૌમિત્રી સાથે કરવું, પરંતુ જ્યારે સમાચાર મળ્યા કે શ્રી રામની સાથે લક્ષ્મણજી પણ વનવાસે નીકળી ગયા છે, ત્યારે હું નિરાશ થઇ ગયો અને વનમાલાનું સગપણ ચન્દ્રનગરના રાજપુત્ર સાથે કર્યું. પરંતુ મારી પુત્રીનું ભાગ્ય ચમકતું છે કે ખુદ લક્ષ્મણજી જ આવી પહોંચ્યા. મારા મહાન ભાગ્યોદયે મને આવા જમાઇ મળ્યા.'

શ્રી રામે રાત્રિવૃત્તાંત મહીધરને કહી સંભળાવ્યો, ત્યારે મહીધર રાજાને લક્ષ્મણજી પર ખૂબ સદ્ભાવ વધી ગયો. તે શ્રી રામ–લક્ષ્મણજી અને સીતાજીને સ્વાગતપૂર્વક નગરમાં લઈ ગયો.

*

વિજયપુરમાં રાજા મહીધરનું આતિથ્ય સ્વીકારી શ્રી રામ રોકાયા છે.

રાજસભા ભરાણી છે.

રાજા મહીધરની સાથે શ્રી રામ–લક્ષ્મણજી પણ રાજ-સિંહાસને બેઠેલા છે. રાજસભાની કાર્યવાહી ચાલી રહી છે, ત્યાં પ્રતિહારી આવીને પ્રણામ કરે છે અને નિવેદન કરે છે :

'નંદ્યાવર્તપુરથી રાજદૂત આવેલો છે અને આપની સેવામાં ઉપસ્થિત થવા માંગે છે.'

'આવવા દો એને.' રાજા મહીધરે અનુમતિ આપી.

રાજદૂત રાજસભામાં પ્રવેશે છે. રાજા મહીધરને પ્રણામ કરી નિવેદન કરે છે :

'નંદ્યાવર્તપુરથી હું આવું છું. મહારાજા અતિવીર્યે આપ પાસે મને મોકલ્યો છે.'

'પ્રયોજન ?'

'અયોધ્યાપતિ મહારાજા ભરત સાથે મહારાજા અતિવીર્યનું યુદ્ધ અનિવાર્ય બન્યું છે. અયોધ્યાપતિના પક્ષમાં ઘણા રાજાઓ ભળી ગયા છે. આપ મહાન પરાક્રમી છો, આપને મહારાજા અતિવીર્ય પોતાને પક્ષે બોલાવે છે.' મહારાજા મહીધરે લક્ષ્મણજી સામે જોયું. લક્ષ્મણજીએ દૂતને પૂછયું : 'હે દૂત, તારા રાજા અતિવીર્યને અયોધ્યાપતિ સાથે યુદ્ધ થવાનું કારણ તું જાણે છે ?'

'જી હા, અમારા સ્વામી અતિવીર્ય અયોધ્યાપતિની સેવા માગે છે. અયોધ્યાપતિએ ઇન્કાર કર્યો છે. બસ, યુદ્ધ ઉપસ્થિત થવાનું આટલું જ કારણ છે.'

'શું ભરત એટલો સમર્થ છે, કે અતિવીર્યની સેવા નથી સ્વીકારતો ?' શ્રી રામે દૂતને પૂછયું.

'હે પરાક્રમી ! રાજા અતિવીર્ય મહાવીર છે. તેનામાં બળ અને પરાક્રમ અદ્ભુત છે એવી જ રીતે અયોધ્યાપતિ પણ બલવંત છે. તેમનું શૌર્ય અને શાણપણ રાષ્ટ્રપ્રસિદ્ધ છે. એટલે બેમાંથી કોઇ એકબીજાના સેવક બની શકે તેમ નથી...અતિવીર્યની મહત્વાકાંક્ષા અયોધ્યાપતિને સેવક બનાવવાની છે !' દૂતે શ્રી રામને પ્રત્યુત્તર આપ્યો.

'દૂત, તું જા. હું ત્વરાથી આવી પહોંચું છું.'

દૂતને રવાના કરી રાજા મહીધરે શ્રી રામ સામે જોયું.

અતિવીર્યની કેવી અજ્ઞાનતા! ખરેખર એ અલ્પબુદ્ધિ રાજા છે...અમને બોલાવીને ભરત સામે લડશે!'

રાજા મહીધરના મુખ ઉપર રોષ અને આંખમાં અતિવીર્ય પ્રત્યે તિરસ્કાર ઊભરાયો. તેઓ સિંહાસન પરથી ઊભા થઈ ગયા; અને શ્રી રામ–લક્ષ્મણ સાથે પોતાના મંત્રણાગૃહમાં ગયા. મહીધર બોલ્યા :

'સૌમિત્રી, મને તો લાગે છે કે આપણે સર્વ સૈન્યને લઇને નંદ્યાવર્તનગર જઇએ...અતિવીર્ય ભલેને સમજે કે મને સહાય કરવા મહીધર રાજા આવેલા છે. આપણે તો ભરત તરફથી જ યુદ્ધ કરી અતિવીર્યનો વધ કરીશું.'

લક્ષ્મણજીએ શ્રી રામ સામે જોયું. શ્રી રામ ગંભીર વિચારમાં પડી ગયા હતા. તેમણે કહ્યું :

'રાજન્, તમે અહીં જ રહો. તમારું સૈન્ય પણ ભલે અહીં જ રહ્યું, ત્યા આવવાની જરૂર નથી. હું જ ત્યાં જઇશ અને યથોચિત કરીશ.'

રાજા મહીધર શ્રી રામની સામે જોઇ રહ્યા. કંઇક વિચારીને બોલ્યા :

'આપની ઇચ્છા એ જ મારી ઇચ્છા...આપ જે કહો છો તે ઉચિત છે. પરંતુ મારી વિનંતિ છે કે આપ મારા પરાક્રમી પુત્રોને અને સૈન્યને લઇ પધારો.' 'એવમસ્તુ' શ્રી રામે મહીધરની વિનંતિ માન્ય રાખી.

*

નન્દ્યાવર્ત નગર.

લીલુંછમ ઉદ્યાન !

સૈન્ય સાથે શ્રી રામ–લક્ષ્મણે ઉદ્યાનમાં પડાવ નાખ્યો. રાત ત્યાં પસાર કરી પ્રભાતે નગરમાં જવાનું વિચાર્યું.

મધ્યરાત્રિનો સમય હતો. દક્ષિણનો વાયુ તનમનના થાક હરતો હતો. ઉદ્યાનમાં સુગંધી પુષ્પોની સુવાસ ઉલ્લાસ પ્રેરતી હતી. શ્રી રામ અને લક્ષ્મણજી પાસેપાસે આડા પડી શરીર–ખેદ દૂર કરતા હતા. ત્યાં અચાનક તેમની સામે એક પ્રકાશપુંજ પથરાયો...દિવ્ય અને પ્રતાપી...એ પ્રકાશપુંજમાંથી એક દિવ્યાકૃતિ પ્રગટ થઈ, એ હતા ક્ષેત્રદેવ !

એ રમણીય ઉદ્યાનના અદૃશ્ય રક્ષક હતા. આજે એમણે જોયું કે 'મારે ઘેર મહાપુરુષો અતિથિ બનેલા છે.' તેઓ સ્થૂલ દેહે પ્રગટ થયા. શ્રી રામને પ્રણામ કર્યા :

'હે મહાભાગ, આપ મારા માનવંતા અતિથિ છો. હું આપનું સ્વાગત કરું છું.'

'આપ કોણ છો ?' શ્રી રામે પૂછયું.

'ક્ષેત્રદેવ. આપની હું શી સેવા કરું ? આપનું શું અભીષ્ટ કરું ?'

'અમારે કોઈ કામ નથી. આપના ઉદ્યાનમાં અમને કોઈ પ્રકારની અશાતા નથી.'

'તમે કહ્યું તે સત્ય છે; પરંતુ મારી અભિલાષા છે કે હું કંઈક ઉપકારક કામ કરું. હુ આપના સૈન્યને સ્રી

બનાવી દઉં! આપને બંનેને પણ અતિ રૂપવતી સ્ત્રીઓ બનાવી દઉં!'

ક્ષેત્રદેવની વાત સાંભળી શ્રી રામ અને લક્ષ્મણજીને કુતૂહલ થયું...આશ્ચર્ય થયું.

'એમ શા માટે કરવા માગો છો ?'

'અન્યાયી અતિવીર્યને શિક્ષા કરવા ! સ્ત્રી–સૈન્યના હાથે એ ઘમંડી રાજાનો પરાજય થશે...દેશ–વિદેશમાં એની અપકીર્તિ થશે !'

બસ, ક્ષેત્રદેવ શ્રી રામના પ્રત્યુત્તરની રાહ જોવા ન થોભ્યા. એમણે તુરત જ પોતાની દૈવી શક્તિના પ્રભાવે સૈન્ય અને રામ–લક્ષ્મણને સ્ત્રી રૂપ આપી દીધું !

શ્રી રામ અને લક્ષ્મણજી સુંદર આકૃતિવાળી સ્ત્રીઓ બની ગયા. બંને એકબીજા સામે જોઈ હસી પડ્યા. શ્રી રામે દ્વારપાલ સાથે કહેવરાવ્યું :

'રાજા મહીધરે આપની સહાય માટે પોતાનું સૈન્ય મોકલ્યું છે.'

'શું રાજા પોતે નથી આવ્યા ?'

'ના.'

'તો પછી એવા સૈન્યને શું કરવાનું ? એને એટલું બધું અભિમાન છે? ખરેખર એ મહીધર મરવાનો થયો છે...ખેર, હું એકલો ભરતને જીતીશ, મારે સહાયક શું કરવા છે? એના સૈન્યને કાઢી મૂકો. મારે જરૂર નથી.'

ત્યાં એક મંત્રી બોલી ઊઠ્યો :

રાજા મહીધર પોતે નથી આવ્યા એટલું જ નહિ, જે સૈન્ય મોકલ્યું છે તે પણ સ્ત્રી-સૈન્ય મોકલ્યું છે!'

બળતામાં ઘી હોમાયું! અતિવીર્ય ઉછળી પડયો :

'શું સ્ત્રી-સૈન્ય મોકલ્યું છે? મહીધરે દુષ્ટતાની હદ વટાવી દીધી...હું હવે એનો વધ કરીશ...એના રાજ્યને છીનવી લઇશ. એના પરિવારને શૂળીએ ચઢાવીશ.'

અતિવીર્ય ક્રોધથી ધમધમી ઊઠયો હતો, ત્યાં શ્રી રામ-લક્ષ્મણજીએ પ્રવેશ કર્યો...એમને જોઈ અતિવીર્ય ગર્જી ઊઠયો :

'આ સ્ત્રીઓને ગળેથી પકડી પકડીને...નગરની બહાર કાઢી મૂકો.'

રાજમહેલની બહાર સ્ત્રી-સૈન્ય આવી પહોંચ્યું હતું. અતિવીર્યના સામન્તો અને સૈનિકો સ્ત્રીસૈન્યને ઉપદ્રવ કરવા લાગ્યા અને એમનાં વસ્ત્રો પકડી, એમના વાળ પકડી...ખેંચવા લાગ્યા.

શ્રી રામે હાથીને બાંધવાના સ્તંભને પોતાના ભુજ-દંડથી ઉખાડી નાખ્યો અને એ હસ્તિસ્તંભને બે હાથમાં ઉપાડી સામંતો-સૈનિકો પર તૂટી પડયા...ક્ષણવારમાં સામંતો ભૂશરણ થઈ ગયા. સૈનિકો ત્રાસ પોકારી ગયા. આ અવદશા થયેલી જોઈ અતિવીર્ય અતિશય છંછેડાયો અને ભીષણ ખડ્ગ લઇ તે મેદાનમાં આવ્યો. જેવો તે આવ્યો, લક્ષ્મણજી કૂદી પડયા...અતિવીર્યનું ખડ્ગ છીનવી લીધું...એના મુગટને તોડી નાખ્યો અને વાળ પકડીને

ભૂમિ પર પછાડી દીધો. એના જ વસ્ત્રથી એને મુશ્કેટાટ બાંધ્યો.

લક્ષ્મણજી !

રોમરોમમાંથી આગ વરસી રહી હતી !

વાઘ જેમ હરણિયાને ઉપાડી જાય તેમ લક્ષ્મણજી અતિવીર્યને ઉપાડી નગરના મધ્યભાગમાંથી ચાલ્યા. નગરવાસીઓ બાલ અને વૃદ્ધ...સ્ત્રી અને પુરુષ...સહુને પોતાના રાજાની આ નિઃસહાય સ્થિતિ પર ત્રાસ થયો...વિસ્ફારિત આંખે જોઈ રહ્યા...ભરતને પરાજિત કરવાના વિચાર કરતો અતિવીર્ય ભરતના જ અગ્રજ દ્વારા અસહાય સ્થિતિમાં મુકાઈ ગયો.

લક્ષ્મણજીએ ઉદ્યાનમાં આવી અતિવીર્યને જમીન પર પટક્યો...મજૂર જેમ માથેથી લાકડાનો ભારો ફેંકે તેમ !

સીતાજીને અતિવીર્યની સ્થિતિ જોઈ દયા આવી ગઈ. સીતાજી એટલે કરુણાની મૂર્તિ. તેમણે અતિવીર્યને બંધનમુક્ત કરાવ્યો. ત્યાં શ્રી રામ સ્ત્રીસૈન્ય સાથે આવી પહોંચ્યા. લક્ષ્મણજીએ અતિવીર્ય પાસે ભરતની સેવા કરવાનું કબૂલ કરાવ્યું !

જેની સેવા લેવાનાં અરમાન હતાં, તેના જ સેવક બનવાની ઘડી આવી ગઇ ! સંસાર છે ને !

ક્ષેત્રદેવનું કામ પૂર્ણ થઇ ગયું. તેમણે સૈન્યનું અને રામ–લક્ષ્મણનું સ્ત્રીપણું સંહરી લીધું. સહુ મૂળ સ્વરૂપે પ્રગટ થયા. અતિવીર્યને ત્યારે ખબર પડી કે 'આ રામ–

લક્ષ્મણ છે!

અતિવીર્યે શ્રી રામ–લક્ષ્મણનો ભવ્ય સત્કાર કર્યો. પરંતુ માનભંગે હૃદયને ભાંગી નાંખ્યું હતું. તેનું મન સંસારનાં સુખભોગથી વિરક્ત બન્યું. 'શું હું ભરતની સેવા કરીશ?' તેણે ચારિત્રનો નિર્ણય કર્યો.

યુવરાજ વિજયરાજનો રાજ્યાભિષેક કર્યો અને પોતાની ચારિત્રની અભિલાષા વ્યક્ત કરી શ્રી રામે કહ્યું:

'રાજન્, તમે મારા બીજા ભાઈ ભરત છો. તમે આનંદથી રાજ્ય કરો. ચારિત્ર ન લો.'

'હે પુરુષોત્તમ, હવે તો હું આત્માનું કલ્યાણ કરીશ. સંસારના ક્ષેત્ર પર કોઈના મનોરથો પૂર્ણ થયા નથી. મારા ક્યાંથી થાય? ચારિત્ર વિના મુક્તિ નથી, ને મુક્તિ વિના પૂર્ણ સુખ નથી, પરમ શાંતિ નથી.'

મહારાજા અતિવીર્યે ચારિત્ર સ્વીકાર્યું.

વિજયરથ રાજાએ બહેન રતિમાલા સાથે લગ્ન કરવા લક્ષ્મણજીને પ્રાર્થના કરી, લક્ષ્મણજીએ પ્રાર્થના સ્વીકારી. અયોધ્યા જતી વખતે રતિમાલાને સાથે લઈ જવાનું કહી લક્ષ્મણજીએ વિજયપુર તરફ પ્રયાણ કરવાની તૈયારી કરી.




## અવનવી ઘટનાઓ

'નાથ, આજે જ મારું પરિગ્રહણ કરી, મને સાથે જ લઇ જાઓ.'

'પ્રિયે, હું આર્યપુત્રની શુશ્રૂષામાં રહેલો છું. તને સાથે લઇ જવાથી શુશ્રૂષાના કાર્યમાં ક્ષતિ આવે.'

'હું આપના કાર્યમાં વિઘ્નભૂત નહિ બનું. આપ મને સાથે લઇ ચાલો. અન્યથા મારા પ્રાણ....'

'મનસ્વિની ! વિહ્વળ ન થા. તું મારા હૃદયની સામ્રાજ્ઞી છો. સુયોગ્ય સમયે હું અહીં આવી પહોંચીશ અને તારી સાથે લગ્ન કરી જઇશ.'

'પુરુષો પર વિશ્વાસ નથી બેસતો !'

વનમાલાનો આક્ષેપ સાંભળી લક્ષ્મણ હસી પડયા. વિજયપુર આવ્યા પછી જ્યારે શ્રી રામે આગળ પ્રયાણ કરવાની તૈયારી કરી ત્યારે વનમાલાએ લક્ષ્મણજીને સાથે લઈ જવાનો અતિ આગ્રહ કર્યો.

'તને કેવી રીતે મારા પર વિશ્વાસ બેસે? તું કહે તે હું કરું!' લક્ષ્મણજીએ વનમાલાનો વિશ્વાસ સંપાદન કરવા કહ્યું.

'એક પ્રતિજ્ઞા કરો.'

'શાની?'

'જો તમે અહીં પાછા ન આવો તો તમને રાત્રિ-ભોજનનું પાપ લાગે! કહો, છે કબૂલ?

'કબૂલ!'

લક્ષ્મણજીએ પ્રતિજ્ઞા કરી. વનમાલાને પ્રતીતિ થઈ.

*

રાત્રિનો અંતિમ પ્રહર.

બ્રાહ્મ મુહૂર્ત.

શ્રી રામે લક્ષ્મણજી તથા સીતાજી સાથે વિજયપુરથી પ્રયાણ કર્યું. વન પછી વન વટાવતાં તેઓ ક્ષેમાંજલિ નગરે આવી પહોંચ્યાં. નગરના બહારના ભાગમાં જ પડાવ નાખ્યો. લક્ષ્મણજી નજીકના પ્રદેશમાંથી ફળો લઈ આવ્યા, સીતાજીએ ફળોનો સંસ્કાર કર્યો. ત્રણેએ ફલાહાર કર્યો.

'આર્યપુત્ર, આપ અહીં વિશ્રામ કરો; હું નગરપરિભ્રમણ કરી આવું...જો આપની આજ્ઞા...'

શ્રી રામની અનુજ્ઞા લઈ લક્ષ્મણજીએ ક્ષેમાંજલિ નગરમાં પ્રવેશ કર્યો. ક્ષેમાંજલિ સમૃદ્ધ નગર હતું. સ્વચ્છ રાજમાર્ગો, ભવ્ય અને શિલ્પયુક્ત હવેલીઓ. સભ્ય નગર-

જનો...જોઈ લક્ષ્મણજીનું મન પ્રસન્ન થયું. તેઓ રાજમહાલયની નિકટ પહોંચ્યા, ત્યાં ચાર માણસો ઢોલ વગાડી મોટા અવાજે એક ઘોષણા કરતા હતા.

'જે મહારાજ શત્રુદમનનો શક્તિપ્રહાર સહન કરશે તેને રાજા પોતાની કન્યા પરણાવશે.'

લક્ષ્મણજીને કૌતુક થયું. તેઓ ઘોષણા કરનાર પાસે ગયા અને પૂછ્યું :

'હે પુરુષ, આ ઘોષણાનું પ્રયોજન મને સમજાવીશ ?'

ઘોષણા કરનારે લક્ષ્મણજી સામે જોયું; એને 'આ કોઈ મહાપુરુષ છે' એમ લાગ્યું. એણે પ્રત્યુત્તર આપ્યો :

'હે મહાપુરુષ, આ નગરમાં મહારાજા શત્રુદમન પ્રજાવત્સલ રાજા છે. તેમને 'જિતપદ્મા' નામની એકની એક કન્યા છે. જિતપદ્માનું રૂપ-લાવણ્ય અને કલા અદ્‌ભુત છે. જિતપદ્મા યૌવનમાં પ્રવેશી છે. તેને યોગ્ય વરની પસંદગી કરવા માટે આ પ્રયોગ યોજવામાં આવ્યો છે.'

'શું આજ સુધીમાં આ ઘોષણાને ઝીલનાર કોઈ વીરપુરુષ મળ્યો નથી ?'

'નહીં જી.'

'તું મને મહારાજા શત્રુદમન પાસે લઈ જા.'

'પધારો.'

લક્ષ્મણજીએ શત્રુદમન રાજાની સભામાં પ્રવેશ કર્યો. ઘોષક પુરુષે મહારાજાને પ્રણામ કરી નિવેદન કર્યું.

'હે પ્રજાપતિ રાજેશ્વર, આ કોઈ વીરપુરુષે આપનાં

નગરમાં આવી, ઘોષણાને સાંભળી, આપનાં દર્શન કરવાની ઇચ્છા વ્યક્ત કરી છે.'

રાજા શત્રુદમને લક્ષ્મણજી સામે જોયું. સભાસદોએ પણ આશ્ચર્ય, કુતૂહલ અને ઉત્સુકતાથી લક્ષ્મણજી સામે જોયું. લક્ષ્મણજી સ્વસ્થ ચિત્તે, અનિમેષ નયને રાજા સામે ઊભા હતા.

'તમે કોણ છો ? અહીં આવવાનું પ્રયોજન શું છે ?' રાજાએ પૂછ્યું.

'હું અયોધ્યાપતિ મહારાજા ભરતનો દૂત છું. મારા કોઇ પ્રયોજનાર્થે અહીંથી પસાર થતો હતો, ત્યાં તમારી આ ઉદ્‌ઘોષણા સાંભળી, તમારી કન્યાને પરણવા અહીં આવ્યો છું !' લક્ષ્મણજીએ સાફ શબ્દોમાં પ્રત્યુત્તર આપ્યો.

'હે પુરુષ, તુ મારો શક્તિપ્રહાર ખમી શકીશ ?'

'એક નહીં પાંચ !'

રાજમહાલયમાં વાત વાયુવેગે પ્રસરી ગઈ. અંતેપુરમાં પણ રાણીને તથા રાજકન્યાને વાત મળી ગઈ. જિતપદ્મા ત્વરાથી રાજસભામાં આવી પહોંચી. રાજાની પાસે આસન પર બેસી તેણે લક્ષ્મણજીને નિહાળ્યા. પ્રથમ દર્શને જ જિતપદ્મા લક્ષ્મણજી પ્રત્યે આકર્ષાઈ ગઈ. તેના અંગેઅંગે કામાગ્નિ પ્રગટી ગયો, તે અનિમેષ નયને લક્ષ્મણજીને નિહાળી રહી. લક્ષ્મણજીએ પાંચ શક્તિપ્રહાર સહવાની વાત મૂકી, એ સાંભળી જિતપદ્મા વિહ્વળ બની ગઇ. તેણે પિતાજીને કહ્યું :

'પિતાજી, આ મહાપુરુષ પર શક્તિપ્રહાર ન કરો. હું એમને મનથી વરી ચૂકી છું.'

'નહીં', મારી શર્ત મુજબ હું શક્તિપ્રહાર કરીશ.' રાજાએ દૃઢતા બતાવી.

'ભલે, એક નહીં પાંચ પ્રહાર કરો રાજન્ !' લક્ષ્મણજીએ હસતાં હસતાં કહ્યું.

જિતપદ્મા થરથર કંપી ઊઠી. પિતાની શર્ત પર તેણે મનોમન ધિક્કાર વરસાવ્યો.

રાજા શત્રુદમને લક્ષ્મણજી પર પ્રથમ શક્તિપ્રહાર કર્યો. લક્ષ્મણજીએ નિશ્ચળતાથી તે સહન કર્યો. બીજો...ત્રીજો... ચોથો...ચાર પ્રહાર થઈ ગયા. લક્ષ્મણજી અડગ હિમાદ્રિની જેમ ઊભા રહ્યા. પાંચમો પ્રહાર રાજાએ દાંત ઉપર કર્યો... તે પણ સહી લીધો.

જિતપદ્મા આસન પરથી દોડી અને લક્ષ્મણજીના કંઠમાં વરમાળા આરોપી દીધી. રાજાએ કહ્યું :

'હે વીરપુરુષ, મારી કન્યાને ગ્રહણ કરો.'

'રાજન્, હું પરતંત્ર છું...વડીલ બંધુની આજ્ઞા વિના તમારી કન્યા સાથે વિવાહ ન કરી શકું.'

'વડીલ બંધુ કોણ ? ક્યાં છે ?'

'દશરથનંદન શ્રીરામ મારા વડીલ બંધુ છે. અને તેઓ મૈથિલી સાથે બાહ્ય ઉપવનમાં વિશ્રામ કરી રહ્યા છે !'

લક્ષ્મણજીના આ શબ્દો સાંભળતાં જ રાજા સિંહાસન પરથી સહસા ઊભા થઇ ગયા અને લક્ષ્મણજીને ભેટી પડયા.

'આપ ખુદ લક્ષ્મણજી !' રાજાના હર્ષની સીમા ન રહી. લક્ષ્મણજીને પોતાની સાથે સિંહાસન પર બેસાડયા અને સભાજનોને ઉદ્દેશી કહ્યું :

'હે ક્ષેમાંજલિનાં નગરવાસીઓ, આજે આનંદની કોઇ અવધિ નથી. પુત્રી જિતપદ્માના પુણ્યોદયની કોઈ સીમા નથી. દશરથનંદન શ્રી રામ અને લક્ષ્મણજી આપણા દ્વારે પધાર્યા છે. લક્ષ્મણજી મારા જમાઇ બન્યા છે...ચાલો આજે આપણે ઉત્સવ ઉજવીએ. આપણે સહુ બાહ્ય ઉદ્યાનમાં જઇ પુણ્યપુરુષ શ્રી રામ અને સીતાજીને સ્વાગત સાથે નગરમાં લઈ આવીએ.'

નગરવાસીઓએ 'દશરથનંદનની જય'ના પોકારો કર્યા અને રાજા લક્ષ્મણજી સાથે બાહ્ય ઉદ્યાનમાં આવ્યા. હજારો નગરવાસીઓથી ઉદ્યાન ઊભરાઈ ગયું. રાજા શત્રુદમને શ્રી રામના ચરણમાં વંદન કરી નગરમાં પધારવા અભ્યર્થના કરી.

ભવ્ય સ્વાગત સાથે શ્રી રામે ક્ષેમાંજલિ નગરમાં પ્રવેશ કર્યો. મહારાણી કનકાદેવીએ શ્રી રામના લલાટે તિલક કર્યું. રાજાએ શ્રી રામની ભાવપૂર્વક પૂજા કરી. લક્ષ્મણજીએ જિત-પદ્માનો વૃત્તાંત સીતાજીને કહી સંભળાવ્યો. સીતાજી પ્રસન્ન થઇ ગયાં. 'જિતપદ્મા'ને પોતાના ઉત્સંગમાં લઇ સીતાજીએ સ્નેહનો ધોધ વરસાવ્યો. શ્રી રામે આશિષ આપી.

થોડા દિવસ શત્રુદમન રાજાનું આતિથ્ય સ્વીકારી શ્રી રામે આગળ વધવાનું સૂચન કર્યું. જિતપદ્માએ સાથે

આવવાનો આગ્રહ કર્યો. લક્ષ્મણજીએ તેને સમજાવીને કહ્યું :

'હે પ્રિય, પાછા વળતાં હું તને સાથે લઈ જઈશ. વનવાસ તને નહિ ફાવે અને આર્યપુત્રની સેવામાં મને વિઘ્ન આવશે. માટે આગ્રહ ન કર.'

'સ્વામીનાથ, આપની સાથે વનમાં પણ ચમન રહેશે. હું આપને વિઘ્નભૂત નહિ બનું. મને સાથે લઇ ચાલો.'

'જિતપદ્મા તું વિશ્વાસ રાખ. હું તને નહિ ભૂલું. પાછા વળતાં તને લઈને અયોધ્યા જઈશ. વનવાસની વિકટ પરિસ્થિતિમાં તને સાથે લઈ જતાં મન માનતું નથી.'

જિતપદ્માએ વધુ આગ્રહ કે હઠ ન પકડી. શ્રી રામે રાત્રિના સમયે ક્ષેમાંજલિ નગરથી પ્રયાણ કર્યું.

*

પર્વતની હારમાળા.

સંધ્યાનો સોહામણો પ્રદેશ.

શ્રી રામ 'વંશસ્થલ' પર્વતની તળેટીમાં આવી પહોંચ્યા. પર્વતની છાયામાં 'વંશસ્થલ' નામનું નગર વસેલું હતું. પરંતુ શ્રીરામે જોયું તો સંધ્યાના સમયે નગરવાસીઓ અને નગરપતિઓ સહુ ભયાક્રાન્ત હતાં. શ્રી રામને કંઈ સમજાયું નહીં. ત્યાં એક પુરુષને પાસેથી પસાર થતો જોઈ શ્રી રામે તેને પૂછયું :

'ભાઈ, આ નગરમાં એવું શું બન્યું છે કે પ્રજા આટલી વ્યાકુળ અને ભયભીત દેખાય છે ?'

'હે મહાપુરુષ, આ પર્વત પર રાત્રિના સમયે રૌદ્ર ધ્વનિ થાય છે. એટલો ભયંકર એ ધ્વનિ હોય છે કે સાંભ-

ળતાં કાળજાં ચીરાઇ જાય ! તેથી રોજ નગરવાસીઓ આ નગર છોડી દૂર ચાલ્યા જાય છે અને પ્રભાતે પાછાં નગરમાં આવી જાય છે. રોજ માટે આ દુઃખદાયી સ્થિતિ બની ગઈ છે.

પુરુષ ત્યાંથી જલદી જલદી ચાલ્યો ગયો. સૂર્ય આથ-મણી દિશામાં પહોંચી ગયો હતો.

શ્રી રામ વિચારમગ્ન થઈ ગયા. પ્રજાનું આ દુઃખ તેમના માટે અસહ્ય હતું. લક્ષ્મણજીએ કહ્યું :

'આર્યપુત્રની ઇચ્છા હોય તો આપણે પર્વત પર જઇએ અને રાત્રિ પર્વત પર વ્યતીત કરીએ. જેથી એ રૌદ્ર ધ્વનિ કોણ કરે છે, તેનો ખ્યાલ આવશે અને એના નિવારણનો ઉપાય મળશે.'

શ્રી રામને લક્ષ્મણજીની વાત ગમી. તેમણે પર્વતા-રોહણ કરવું શરૂ કર્યું. નગરજનોને આ ત્રણ પ્રરદેશીને પર્વત પર ચઢતા જોઈ ભારે આશ્ચર્ય થયું... સાથે અતિ-શય ચિંતા થઈ, પરંતુ તેમને પાછા બોલાવી લાવવાની હામ કોઈની ન ચાલી.

શ્રી રામ પર્વત પર આવી પહોંચ્યા. પર્વતીય પ્રદેશ ઘણો રમણીય અને ખુશનુમા હતો. વિવિધ સુગંધી પુષ્પોની સુવાસ પથરાયેલી હતી નાનાં નાનાં ઝરણાં વહી રહ્યાં હતાં. પરંતુ કોઈ પશુ કે પક્ષી ત્યાં દેખાતાં ન હતાં.

એ રમ્ય પ્રદેશમાં ફરતાં સીતાજીએ એક જગાએ ઊભેલા એ મુનિને જોયા. બંને મુનિ કાયોત્સર્ગ ધ્યાનમાં ઊભા

હતા. મુનિઓને જોઇ શ્રી રામ, લક્ષ્મણ અને સીતાજીના હૃદયમાં ભક્તિભાવ પ્રગટયો. તેમણે જઇ મુનિચરણોમાં મૌનપણે વંદના કરી. અને ત્યાં મુનિ–ભક્તિ કરવા ત્રણે બેસી ગયાં.

શ્રી રામે લીધી વીણા; જે ગોકર્ણ યક્ષે આપી હતી. લક્ષ્મણજીએ ગ્રામ–રાગ છેડયો અને સીતાજીએ નૃત્યનો પ્રારંભ કર્યો!

શ્રી રામે વીણાના તાર ઝણઝણાવ્યા...લક્ષ્મણજીએ મન મૂકીને રાગના આલાપ લેવા માંડયા, સીતાજીએ આજ નૃત્ય કરવામાં કમીના ન રાખી.

સૂર્ય અસ્ત થયો. રાત્રિનો કાળો અંધકાર પહાડ પર છવાઇ ગયો. ગીત–નૃત્ય બંધ કરી શ્રી રામ સતર્ક થઇને બેઠા તેમની ધારણા હતી કે રાત્રિના અંધકારમાં જ રૌદ્ર ધ્વનિ કરનાર વ્યક્તિ દેખાશે. તેમની ધારણા સાચી પડી.

આકાશમાં કાળી–કાળી આકૃતિઓ ઊભરાવા લાગી. ધીરે ધીરે એ આકૃતિઓ બે મહામુનિઓ પાછળ પથરાઇ ગઇ. થોડી વારમાં એક દિવ્ય આકૃતિ...ભયાનક રૂપ-વાળી, મહામુનિઓની સમક્ષ આવી અને રૌદ્ર અટ્ટહાસ્ય કરવા લાગી એ વિકરાળ વેતાલ હતો. પેલી બીજી આકૃતિઓ પણ બીભત્સ ચેનચાળા કરી મુનિઓ ઉપર ઉપદ્રવ કરવા શરૂ કર્યા.

શ્રી રામે લક્ષ્મણજી સામે જોયું. વૈદેહીને મુનિચરણો

પાસે બેસાડી, બાંધવબેલડી મહાકાલ સદૃશ બની એ દુષ્ટ વેતાલ પર તૂટી પડી. શ્રી રામ અને લક્ષ્મણજીના દુઃસહ તેજ-પ્રતાપ આગળ વેતાલ ટકી ન શક્યો...તે નિસ્તેજ થઈ ગયો અને ત્યાંથી ભાગી છૂટયો. એની પાછળ એણે પાથરેલી માયાજાળ પણ સમેટાઈ ગઇ. એ જ સમયે બે મુનિઓને કેવળજ્ઞાન પ્રગટયું !

કેવળજ્ઞાન મહોત્સવ કરવા સ્વર્ગલોકના દેવો આવી પહોંચ્યા અને કેવળજ્ઞાનનો મહોત્સવ કર્યો. શ્રી રામ, લક્ષ્મણજી અને સીતાજીએ પણ કેવળજ્ઞાની મહાત્માઓની ખૂબ સ્તવના, ભક્તિ કરી.

શ્રી રામે કેવળજ્ઞાની મહામુનિને પ્રણામ કરી પૂછયું :

'પ્રભો, હમણાં પેલો વેતાલ આપના પર ઉપસર્ગ કરવા આવેલો, તે કોણ છે ? અને ઉપસર્ગ કરવાનું પ્રયોજન શું ?'

કુલભૂષણ મહર્ષિએ પ્રત્યુત્તર આપતાં કહ્યું :

'હે બલદેવ ! તે વેતાલનું નામ છે અનલપ્રભ. એ શા માટે ઉપસર્ગ કરતો હતો, તે વાત લાંબી છે, પરંતુ ઘણાં રહસ્યોથી ભરેલી છે.'

'પ્રભો, રાત્રિ મોટી છે, આપના મુખે એ વાત સાંભળતાં ઘણો જ આનંદ આવશે.'

કુલભૂષણ મહર્ષિએ અતીતના એ ભેદ ખોલવા શરૂ કર્યા : તે કાળે તે સમયે–

'પદ્મિની' નામની નગરી હતી.

'વિજયપર્વત' નામનો રાજા ત્યાં રાજ્ય કરતો હતો. તે રાજાને એક પ્રિય દૂત હતો, તેનું નામ અમૃતસ્વર. તે દૂતની પત્નીનું નામ ઉપયોગા હતું. તેને બે પુત્રો હતા. એકનું નામ ઉદિત અને બીજાનું નામ મુદિત. તે અમૃતસ્વરને એક મિત્ર હતો. તેનું નામ વસુભૂતિ. વસુભૂતિ બ્રાહ્મણ હતો. અમૃતસ્વરના ઘેર રોજ વસુભૂતિ આવે. અમૃતસ્વરની પત્ની ઉપયોગા વસુભૂતિમાં આસક્ત બની.

વસુભૂતિ અને ઉપયોગાનો પ્રેમ આગળ વધતો ગયો. અમૃતસ્વર આ પ્રેમપરિચયથી બિલકુલ અપરિચિત રહ્યો. બીજી બાજુ ઉપયોગાએ પોતાના પતિનું કાસળ કાઢવા વસુભૂતિને તૈયાર કર્યો. વસુભૂતિ એ માટેનો અવસર શોધવા લાગ્યો. એ અરસામાં અમૃતસ્વરને રાજાની આજ્ઞાથી વિદેશ જવાનું થયું. વસુભૂતિ પણ સાથે જવા તૈયાર થયો.

બંને મિત્રોએ વિદેશની વાટ પકડી એકનું હૃદય વિશુદ્ધ મિત્રસ્નેહથી ભરેલું હતું; એકનું હૃદય મિત્રદ્રોહની પાપવાસનાથી ખદબદતું હતું.

રાત્રિના સમયે બંને મિત્રોએ એક વનમાં વાસ કર્યો. અમૃતસ્વર પોતાનાં શસ્ત્ર બાજુએ મૂકી. વસુભૂતિને જાગતા રહેવાનું કહી, સૂઈ ગયો...વસુભૂતિના મનમાં પાપ જાગ્યું, તેણે અમૃતસ્વર પર કટારી ઉપાડી અને અમૃતસ્વર પર કારમો ઘા કર્યો...તલવાર લોહીથી રંગાઈ ગઇ... અમૃતસ્વરનું શિર છેદાઇ ગયું.

તલવારને ત્યાં જ ફેંકી દઇ વસુભૂતિ પદ્મિની નગરીમાં પાછો આવ્યો. લોકોએ એને પૂછ્યું :

અમૃતસ્વરને છોડી તું એકલો કેમ પાછો આવ્યો ?'

કપટી ઘાતકી વસુભૂતિએ કહ્યું : 'અમૃતસ્વરે મને વચ્ચેથી પાછો વાળ્યો ને એકલો જ આગળ વધ્યો...તેથી હું પાછો આવ્યો.'

વસુભૂતિ સીધો ઉપયોગા પાસે આવ્યો. ઘરમાં ઉપયોગા એકલી હતી. તેણે ઉપયોગાને કહ્યું.

'કામ પતાવી દીધું છે. હવે અમૃતસ્વર ક્યારેય પાછો નહિ આવે !'

ઉપયોગા વસુભૂતિને વળગી પડી.

'બહુ સરસ કર્યું...માર્ગમાંથી કાંટો દૂર થયો !'

બંનેએ પોતાની પાશવી વૃત્તિને સંતોષી.

પરંતુ ત્યાં ઘરમાં ઉદિત-મુદિત ભાઈઓએ પ્રવેશ કર્યો. વસુભૂતિએ કૃત્રિમ વાત્સલ્ય બતાવતાં ઉદિત-મુદિતને એના પિતાના પરદેશગમનના સમાચાર આપ્યા અને પોતાને પાછો વાળી, અમૃતસ્વર એકલો જ વિદેશ...ગયો વગેરે વાતો કરી એ પોતાને ઘેર આવ્યો.

અચાનક પુત્રો ઘરમાં આવી જવાથી ઉપયોગા ધૂંધવાઈ ગઈ. તેને લાગ્યું કે 'મારા સ્વૈરવિહારમાં આ પુત્રો અંતરાયરૂપ છે.' તેણે વસુભૂતિને ખાનગીમાં કહ્યું :

'હું તારા ઘેર આવીશ. તારે અહીં ન આવવું.'

ઉપયોગા વસુભૂતિના ઘેર જવા લાગી પરંતુ વસુભૂતિની પત્નીને ઉપયોગાનું વારંવાર આગમન ખટકવા લાગ્યું. તે વસુભૂતિ સાથે ઝઘડવા લાગી. છેવટે કંટાળીને વસુભૂતિએ ઉપયોગાને ખાનગીમાં કહ્યું :

'તું અહીં રોજ આવે છે તેથી મારી પત્ની ઝઘડા કરે છે. માટે હું જ તારે ઘેર આવીશ.'

'એક કામ કરવું પડશે ?'

'શું ?'

'બંને પુત્રોને એમના પિતાની પાસે મોકલી દે !' અર્થાત્ વધ...'

'સમજી ગયો !'

બંનેનો વાર્તાલાપ વસુભૂતિની પત્ની સાંભળી ગઈ-તેણે જઈને ઉપયોગાના પુત્રો ઉદિત–મુદિતને સાવધાન કરી દીધા અને કહ્યું :

'વસુભૂતિ તમારો વધ કરશે...તમારી માએ એને કહ્યું છે! માટે સાવધાન રહેજો !'

ઉદિત રોષથી ધમધમી ઊઠયો.

બીજે દિવસે સંકેત મુજબ વસુભૂતિ ઉપયોગાના ઘેર આવી પહોંચ્યો. ઉદિત ગુપ્ત સ્થાને ખુલ્લી તલવાર સાથે ઊભો હતો. જેવો વસુભૂતિ ઘરના મધ્યભાગમાં પ્રવેશ્યો, ઉદિતે એક સખત પ્રહાર કર્યો. વસુભૂતિનું ગળું કપાઈને જમીન પર તૂટી પડ્યું...ઉપયોગા બેબાકળી...ભયભ્રાન્ત બની ગઈ...ઘર ત્યજી ભાગી નીકળી.

વર્ષો વીત્યાં.

પદ્મિની નગરમાં 'મતિવર્ધન' નામના મહર્ષિ પધાર્યા. રાજા વિજયપર્વત પોતાના દૂતપુત્રો ઉદિત–મુદિત સાથે ધર્મદેશના સાંભળી વૈરાગી થયો; તેણે ચારિત્ર સ્વીકાર્યું.

સાથે ઉદિત–મુદિતે પણ ચારિત્ર સ્વીકાર્યું.

ચારિત્રની આરાધનામાં એકરસ બની ઉદિત–મુદિત કર્મક્ષય કરવા લાગ્યા. એક સમયે બંને મુનિ–ભ્રાતા સમ્મેત શિખર મહાતીર્થની યાત્રા કરવા નીકળ્યા. વચ્ચે માર્ગ ભૂલ્યા! એક ઘોર પલ્લીમાં જઈ ચડયા. તે પલ્લીનું નામ હતું નવપલ્લી.

ઉદિતના હાથે મરાયેલો વસુભૂતિ મરીને આ પલ્લીમાં જન્મ્યો હતો. આ પલ્લી મ્લેચ્છોની હતી. બે મુનિઓને જોઇ, પેલો મ્લેચ્છ મારવા દોડયો... પરંતુ મ્લેચ્છના અધિપતિએ તેને રોકયો અને મુનિઓને સમ્મેતશિખરનો માર્ગ બતાવ્યો.

કુલભૂષણ મહર્ષિ એકધારા બોલી રહ્યા હતા. ત્યાં શ્રી રામે પૂછયું:

'પ્રભો! મ્લેચ્છોના અધિપતિએ મુનિઓને કેમ બચાવ્યા?'

'હે નરવર, એ મ્લેચ્છોનો અધિપતિ પૂર્વભવમાં મૃગ હતો. અને ઉદિત–મુદિતના જીવ ખેડૂત હતા. એમણે એ મૃગને શિકારી પાસેથી છોડાવ્યો હતો!'

'બરાબર પ્રભુ! પછી શું થયું?'

'બંને મુનિવરો સંમેતશિખર પહોંચ્યા. દીર્ઘકાળ સુધી વિચરી, કાળધર્મ પામ્યા, દેવલોકમાં ગયા.

વસુભૂતિનો જીવ જે પલ્લીમાં મ્લેચ્છ થયો હતો, મરીને જ્યોતિષ દેવલોકમાં દેવ થયો, ત્યાંથી ચ્યવીને અરિષ્ટપુર નગરમાં પ્રિયવંદ રાજાની રાણી કનકપ્રભાની કુક્ષિએ પુત્રરૂપે જન્મ્યો. એનું નામ અનુદ્ધર.

ઉદિત–મુદિતના જીવ દેવલોકમાંથી એ જ રાજાની રાણી પદ્માવતીની કુક્ષિએ અવતર્યા! રત્નરથ અને ચિત્રરથના નામે તેઓ પ્રસિદ્ધ થયા.

અનુદ્ધરને રત્નરથ અને ચિત્રરથ પર ઈર્ષ્યા–દ્વેષ રહ્યા કરતા...પણ શું ચાલે એનું! અધૂરામાં પૂરું રાજાએ રત્નરથને રાજગાદી સોંપી ચારિત્ર લીધું; અનશન કરી સ્વર્ગે સિધાવ્યા.

અનુદ્ધર એક રાજકન્યા 'શ્રીપ્રભા' પર મોહિત થયો. તેણે એ કન્યાના પિતા–રાજા પાસે એની માગણી કરી. પણ રાજાએ એને પોતાની કન્યા ન આપતાં રત્નરથ રાજા સાથે લગ્ન કર્યાં.

અનુદ્ધર રાજ્ય ત્યજી લૂંટારો બન્યો, રત્નરથની ભૂમિ પર લૂંટફાટ કરવા માંડયો. રત્નરથે તેને જીવતો પકડી નરકની વેદનાએ ચાખડતાં તે તાપસ બની ચાલી નીકળ્યો.

તેણે તપ તપવા માંડ્યું. પરંતુ તેની વિષયવાસના શાંત ન થઈ. તેણે સ્ત્રીસંગ કર્યો...તપશ્ચર્યા પર પાણી ફેરવ્યું...મરીને તે ઘણા ભવ ભટકયો.

વળી...એક ભવ મનુષ્યનો મળ્યો. એ ભવમાં એ તાપસ થયો. અજ્ઞાન તપ તપી મર્યો અને જ્યોતિષ દેવલોકમાં દેવ થયો. એ જ આ અનલપ્રભદેવ! જેને તમે હમણાં ભગાડી મૂકયો!

રત્નરથ અને ચિત્રરથે ચારિત્ર લીધું. ત્યાંથી દેવલોકે ગયા. ત્યાંથી ચ્યવન થયું.

સિદ્ધાર્થપુર.

ક્ષેમંકર રાજા. વિમલાદેવી રાણી.

રાણીની કુક્ષિએ એ બે જીવો અવતર્યા. એકનું નામ કુલભૂષણ, તે હું! બીજાનું નામ દેશભૂષણ, તે આ!'

કેવળજ્ઞાની મહાત્માએ શ્રી રામના પ્રશ્નનું વિસ્તારથી સમાધાન કર્યું. શ્રી રામની જિજ્ઞાસા વધતી જતી હતી. રાત્રિની નીરવ શાંતિમાં; દેવોની પર્ષદામાં... શ્રીરામ લક્ષ્મણજી તથા સીતાજી અપૂર્વ આહ્‌લાદ અનુભવી રહ્યાં હતાં. શ્રી રામે પૂછ્યું :

'ભગવંત, આપને આ જીવનમાં વૈરાગ્ય શાથી થયો? કૃપા કરીને કહેશો?'

'હે મહાભાગ, બાલ્યવયમાં જ અમને પિતાજીએ ઘોષ નામના ઉપાધ્યાય પાસે અધ્યયન કરવા મોકલી દીધા હતા. બાર વર્ષ અમે અધ્યયન કરી સર્વ કળાઓમાં નિપુણતા મેળવી. તેરમા વર્ષે અમારા ઉપાધ્યાય અમને સાથે લઈ રાજધાનીમાં આવ્યા. અમે રાજમહેલના ઝરૂખામાં એક સુંદર, સુડોળ યુવાન બાળાને જોઇ, એના પ્રત્યે અનુરાગવાળા બન્યા. પરંતુ તરત અમારા મનને વાળી લઈ અમે પિતાજી પાસે પહોંચ્યા. રાજસભામાં અમે અમારી સર્વ કળાઓ બતાવી. રાજા પ્રસન્ન થઈ ગયા. ઉપાધ્યાયને ખૂબ દાન આપી, બહુમાનપૂર્વક વિદાય કર્યા.

પિતાજીની આજ્ઞાથી અમે માતાને પ્રણામ કરવા માતા પાસે પહોંચ્યા, માતાની પાસે અમે એ જ કન્યાને જોઈ કે જેને અમે મહેલના ઝરૂખામાં પહેલાં જોઇ હતી!

માતાનાં ચરણોમાં પ્રણામ કરી અમે માતા પાસે બેઠાં. માતાએ કહ્યું :

'આ તમારી બહેન કનકપ્રભા છે! તમે ઉપાધ્યાયને ઘેર ગયા પછી આનો જન્મ થયો હતો, તેથી તમે ન ઓળખી શકો!'

અમે તો મનમાં ને મનમાં ખૂબ ખિન્ન થઈ ગયા. 'અહો, બહેનના ભોગની અભિલાષા કરી... ધિક્કાર હો અમને...' બસ, એ જ ક્ષણે અમને વૈરાગ ઊપન્યો; અને ગુરુદેવનાં ચરણોમાં જઈ ચારિત્ર સ્વીકારી લીધું.'

શ્રી રામ કેવળજ્ઞાની મહાત્માના વૈરાગ્યનું કારણ જાણી ખૂબ વિસ્મિત થયા અને તેઓ કેવળજ્ઞાનીનાં ચરણમાં ઝૂકી પડ્યા. કેવળજ્ઞાની મહાત્માએ કહ્યું :

'અમારા વિરહથી અમારા પિતાજીએ અનશન કરી દીધું અને કાળ કરીને 'મહા લોચન' નામના દેવ બન્યા. અમારા પર ઉપસર્ગ થયો, તેમનું આસન કંપ્યું.

'અવધિજ્ઞાનથી તેમણે અમને જોયા. પૂર્વભવના સ્નેહથી પ્રેરાઇ તેઓ અહીં આવ્યા છે.'

પેલા અનલપ્રભ દેવને અમારી ખબર કેવી રીતે પડી, એ પણ તમે જાણી લો!

અનન્તવીર્ય કેવળીની પર્ષદામાં એ અનલપ્રભ બીજા દેવોની સાથે ગયેલો. ભક્તિથી નહિ, કુતૂહલથી! દેશનાના અંતે કેવળજ્ઞાનીને એક મુનિએ પૂછ્યું :

'મહામુનિસુવ્રત ભગવંતના ધર્મતીર્થમાં આપના પછી કોણ કેવળજ્ઞાની થશે?'

કેવળજ્ઞાનીએ ફરમાવ્યું : 'મારું નિર્વાણ થયા પછી કુલભૂષણ અને દેશભૂષણ નામના બે ભાઈઓ કેવળજ્ઞાની બનશે.'

આ સાંભળીને તે મિથ્યાત્વી દેવ પોતાના સ્થાને ગયો. એક દિવસ વિભંગજ્ઞાનથી તેણે અમને અહીં કાયોત્સર્ગ-ધ્યાનમાં ઊભેલા જોયા. અમને કેવળજ્ઞાન ન થવા દેવા માટે તેણે અમારા ધ્યાનમાં ભંગ કરવાનો નિર્ણય કર્યો : મિથ્યાત્વી એટલે અનંતવીર્ય કેવળીના વચનને મિથ્યા ઠેરવવાનો એણે મિથ્યા પ્રયત્ન આદર્યો !

ચાર–ચાર દિવસથી એનો પ્રયત્ન ચાલુ હતો. એ રોજ રાત્રે આવી આખી રાત ઉપસર્ગ કરતો ! આજે તમે આવ્યા, તમારો પુણ્યપ્રભાવ એ સહી ન શક્યો અને ભાગી ગયો, પરંતુ કર્મક્ષયમાં એ ઉપસર્ગ કરીને અમને સહાયક બન્યો !

કેવળજ્ઞાનીના પિતા દેવ મહાલોચને શ્રી રામને કહ્યું :

'પુણ્યવંત ! તમે અહીં પધારી ખૂબ સારું કામ કર્યું. કહો, હું તમારો શું પ્રત્યુપકાર કરું ?'

'ગરુડાધિપ ! અમારે કોઈ પ્રયોજન નથી...અમને તો કેવળજ્ઞાની ભગવંતની ભક્તિનો અપૂર્વ અવસર મળ્યો એ ઘણો છે !'

'તો પણ હે નરશ્રેષ્ઠ ! ક્યાંય હું પ્રત્યુપકાર કરીશ !' એમ કહી દેવ અંતર્ધાન થઈ ગયા.

પ્રભાતનો સમય થયો.

વંશસ્થલ નગરનો રાજા સુરપ્રભગિરિ પર આવી પહોંચ્યો. તેણે કેવળજ્ઞાની મહાત્માઓને વંદન કરી શ્રી રામને પ્રણામ કર્યાં અને બહુમાનપૂર્વક ભક્તિ કરી. શ્રી રામે સુરપ્રભ રાજાને પ્રેરણા કરી :

'રાજન્' આ ગિરિ પર, આ જગ્યાએ પરમાત્મા જિનેશ્વરદેવનું ભવ્ય મંદિર બનાવો.'

'જેવી દશરથનંદનની આજ્ઞા.' રાજા સુરપ્રભે ત્યાં ભવ્ય જિનમંદિરનું નિર્માણ કર્યું અને ત્યારથી એ પહાડ 'રામગિરિ' નામે પ્રસિદ્ધ થયો.

શ્રી રામે ત્યાંથી આગળ પ્રયાણ કર્યું!



## દંડકારણ્યમાં

દંડકારણ્ય !

ઘોર બિહામણું વન !

શ્રી રામે દંડકારણ્યમાં પ્રવેશ કર્યો. વન્ય પશુઓ, સર્પો, કાંટાઓ ખાડા–ટેકરાઓ વગેરેથી આ વન અતિ ભયાનક હતું. પરંતુ નિર્ભય શ્રી રામ, એ વનમાં ચાલ્યા જ ગયા. દૂરથી તેમણે એક નાનો પહાડ જોયો. તેનું નામ હતું મહાગિરિ. લક્ષ્મણજીએ એ પહાડની ગુફામાં નિવાસ કરવા વિચાર્યું. પહાડની તળેટીમાં આવી શ્રી રામ અટક્યા.

'હે આર્યપુત્ર, આપ અહીં થોડો સમય વિશ્રામ કરો, હું પહાડમાં કોઈ સુરક્ષિત ગુફાની શોધ કરું.' લક્ષ્મણજી શ્રી રામની આજ્ઞા લઈ પહાડની કેડીએ ચાલ્યા. તેઓએ પહાડની ઊંચાઈ પર ગુફા પસંદ ન કરી પરંતુ તળેટીથી થોડી જ ઊંચાઈએ એક સારી ગુફા તેમને મળી ગઈ. ગુફાનું સારી રીતે નિરીક્ષણ કરી લક્ષ્મણજી શ્રી રામ પાસે આવ્યા અને શ્રી રામ તથા સીતાજીને ગુફામાં લઈ ગયા.

સીતાજીને ગુફા ગમી ગઈ.

'આ તો જાણે આપણું ઘર જોઈ લો!' સીતાજીએ લક્ષ્મણ સામે જોઈ કહ્યું.

દિવસો આનંદથી વીતવા લાગ્યા. વન્યાહાર અને સરોવરોના નિર્મળ નીરથી આ મહાપુરુષો તૃપ્તિ માનવા લાગ્યા.

એક દિવસની વાત છે.

ભોજનવેળા થઈ ગઈ હતી. શ્રી રામ અને લક્ષ્મણજી ભોજન માટે બેસી ગયા હતા. સીતાજીએ લીલાંછમ વન્ય વૃક્ષપત્રોમાં ફળાહાર પીરસ્યો ત્યાં આકાશમાર્ગે બે તેજસ્વી મહામુનિઓ ગુફાને દ્વારે ઊતર્યા. અચાનક મુનિવરોને પધારેલા જોઈ, શ્રી રામ, લક્ષ્મણ અને સીતાજી ઊભાં થઈ ગયાં. મુનિવરોને વંદના કરી અને ગુફામાં આહાર માટે વિનંતિ કરી.

બંને મુનિવરો બે મહિનાના ઉપવાસી હતા. આજે તેમને પારણું હતું. ઉચિત અન્ન–પાનથી સીતાજીએ મુનિઓને ભિક્ષા આપી. દેવોએ રત્નોની વૃષ્ટિ કરી, સુગંધી જલની વૃષ્ટિ કરી.

એ સમયે કમ્બુદ્વીપના અધિપતિ વિદ્યાધરેન્દ્ર રત્નજટી બે દેવો સાથે ત્યાં આવ્યા અને શ્રી રામને એક દિવ્ય રથ અને અશ્વ ભેટ આપ્યાં.

સુગંધી જલની સુવાસથી આકર્ષાઈ એક પક્ષી ત્યાં આવ્યું. ગુફાની પાસે જ એક વિશાળ વૃક્ષ પર એ પક્ષીનો વાસ હતો; અને તે ઘણા સમયથી રોગી હતું: પક્ષીએ મુનિવરોનાં દર્શન કર્યાં. તેણે અવર્ણનીય આનંદ અનુભવ્યો. તેને એવો અનુભવ થયો કે 'મેં ક્યાંક આવા સાધુ જોયેલા

છે...' ઊહાપોહ થતાં તેને ત્યાં જ 'જાતિસ્મરણ જ્ઞાન' થયું. પૂર્વભવની સ્મૃતિ થઈ આવી...તે મૂર્ચ્છિત થઇ ભૂમિ પર પડી ગયું.

સીતાજી મૂર્ચ્છિત પક્ષી પર શીતલ જલનો છંટકાવ કરવા લાગ્યાં. પક્ષીની મૂર્ચ્છા દૂર થઈ ગઇ. પક્ષી મુનિ ચરણોમાં જઇ પડયું. મુનિચરણના સ્પર્શમાત્રથી પક્ષી નીરોગી બની ગયું.

તેની પાંખો હેમમયી બની ગઈ. તેની ચાંચ લાલ વિદ્રુમ સમાન બની ગઈ. પદ્મરાગરત્ન જેવા તેના પગ બની ગયા. અને આખા શરીરે જાણે વિવિધ રત્નો જડયાં હોય તેવું તેનું શરીર બની ગયું. તેના માથે રત્નસદૃશ જટા થઇ ગઇ. ત્યારથી એ પક્ષી 'જટાયુ' નામે પ્રસિદ્ધ થયું.

શ્રી રામ, ક્ષણ બે ક્ષણમાં જે ઘટના...અવનવી...અદ્ભુત અને આશ્ચર્યજનક...બની ગઈ, તેથી વિસ્મિત થઈ ગયા. લક્ષ્મણજી અને સીતાજી પણ અવાક્ બની જોઇ જ રહ્યાં. શ્રી રામે મુનિવરોને પૂછયું :

'હે મહર્ષિ, આ ગીધ પક્ષી કે જે માંસાહારી છે, મડદાં પર જ જેની દૃષ્ટિ હોય છે...આપનાં ચરણોના સ્પર્શમાત્રથી એ કેવી રીતે નીરોગી બન્યું ? અત્યંત કદરૂપાં અવયવો ક્ષણમાં સ્વર્ણ–રત્નમય કેવી રીતે બની ગયાં ?'

સુગુપ્ત મહર્ષિએ સમાધાન કરતાં કહ્યું :

'હે નરશ્રેષ્ઠ, ઘણાં વર્ષો પહેલાંની વાત છે.

અ સ્થળે પૂર્વે 'કુંભકારકટ' નામનું નગર હતું. તેનો રાજા હતો દંડક. તમે એ વાત યાદ રાખજો કે ગીધ પક્ષીનો જીવ જ એ દંડક–રાજા હતો !'

મહર્ષિએ વાતને આગળ લંબાવી.

'એ સમયે શ્રાવસ્તિ નગરીમાં જિતશત્રુ રાજા હતો. તેની પત્નીનું નામ હતું ધારિણી. તેણે એક પુત્રનો જન્મ આપ્યો. પુત્રનું નામ હતું સ્કંદક.

કુમાર સ્કંદકને એક બહેન હતી. તેનું નામ પુરંદરયશા. રાજા જિતશત્રુએ પુત્રીને રાજા દંડક સાથે પરણાવી હતી.

એક દિવસની વાત છે.

દંડક રાજાએ કોઇ પ્રયોજનથી પોતાના દૂત 'પાલક'ને શ્રાવસ્તિ મોકલ્યો.

પાલક બ્રાહ્મણ હતો, જૈન ધર્મ પ્રત્યે તેના હૃદયમાં ભારે ઘૃણા અને દ્વેષ હતો. જૈન ધર્મની પ્રશંસા તે સાંભળી શકતો ન હતો. જ્યારે તે જિતશત્રુ રાજાની સભામાં આવ્યો, રાજા જૈન ધર્મની ચર્ચામાં પરોવાયેલા હતા. પાલક ચર્ચામાં જોડાયો અને જૈન ધર્મનાં તત્ત્વોનું ખંડન કરવા લાગ્યો. રાજપુત્ર સ્કંદકકુમાર પણ ત્યાં જ હતો. તે વિચક્ષણ હતો. અદ્દભુત કૌશલવાળો હતો. સ્કંદકકુમારે પાલકને નિરુત્તર કરી દીધો. સ્કંદકકુમારની તર્કશક્તિ આગળ પાલક ઝાંખો પડી ગયો. સભાસદોએ સ્કંદકકુમારની ખૂબખૂબ પ્રશંસા કરી અને પાલકની ખૂબ હાંસી ઉડાવી. પાલક ઝંખવાણો

પડી ગયો. મનમાં સ્કંદકકુમાર પ્રત્યે ખૂબ દ્વેષ જાગ્યો. પણ શું કરે ?

પોતાનું કાર્ય પતાવી પાલક કુંભકારકટ નગરે પાછો આવ્યો.

આ ઘટના બન્યા પછી ઘણાં વર્ષો વીત્યાં. રાજકુમાર સ્કંદક આ સંસારવાસથી વિરક્ત બન્યા. ભગવંત મુનિ સુવ્રતસ્વામી શ્રાવસ્તિમાં સમોસર્યા. પાંચસો રાજકુમારો સાથે સ્કંદકકુમારે ચારિત્ર સ્વીકાર્યું.

ચારિત્ર સ્વીકારી સ્કંદકમુનિએ સ્થવિર ભગવંતો પાસે રહી, જ્ઞાન-ધ્યાનમાં પ્રગતિ સાધી. સંયમની સાધનામાં સુદૃઢ બન્યા. કાળાંતરે તેઓ આચાર્યપદ પર આરૂઢ થયા.

એક દિવસ તેમના મનમાં કુંભકારકટ નગરમાં રહેલી પોતાની બહેનને પ્રતિબોધ કરવાની ભાવના જાગી. તેઓ ભગવંત મુનિસુવ્રતસ્વામી પાસે ગયા.

'હે જગત્પૂજ્ય, હું કુંભકારકટ નગરે બહેન પુરંદરયશા વગેરેને પ્રતિબોધ કરવા જાઉં ?'

'હે સ્કંદક, તમને ત્યાં મારણાન્તિક ઉપસર્ગ થશે ! તમારા સમગ્ર પરિવાર પર ઉપસર્ગ થશે !' ભગવંતે કહ્યું

'ત્યાં હે વિભો, અમે આરાધક બનીશું કે વિરાધક ?'

સ્કંદકાચાર્યે પુનઃ પૂછ્યું.

'તમારા વિના સર્વે આરાધક બનશે.'

સ્કંદકાચાર્યે પાંચસો મુનિઓ સાથે કુંભકારકટ નગર

તરફ પ્રયાણ કર્યું. ગ્રામાનુગ્રામ વિચરતા આચાર્ય કુંભકારકટ નગર પાસે આવી પહોંચ્યા. નગરમાં સમાચાર ફેલાઈ ગયા. દૂત પાલકને પણ સમાચાર મલ્યા. તેનું મન હજુ પણ શ્રાવસ્તિની રાજસભામાં થયેલા પરાભવથી બળી રહેલું હતું. પરાભવનો ઘા હજુ રૂઝાયો ન હતો. તે જાણતો હતો કે 'સ્કંદકાચાર્ય એ જ રાજકુમાર છે, જેણે મારો ભરેલી સભામાં પરાભવ કર્યો હતો.'

પાલક પાસે માત્ર એક રાતનો સમય હતો. આચાર્ય નગરમાં આવી ગયા પછી એ કંઇ કરી શકે એમ ન હતો. તેણે એક પ્રહર સુધી ખૂબ વિચાર્યું. તેને એક ઉપાય સૂઝયો...રાત્રિના સમયે તે રાજભંડારી પાસે પહોંચ્યો. શસ્ત્રાગારનો અધિકારી પણ રાજભંડારીનો માણસ હતો. તેણે રાજભંડારીને જગાડયો અને કહ્યું :

'ભંડારીજી, શસ્ત્રાગારમાંથી તત્કાલ શસ્ત્રોની જરૂર છે. મહારાજની આજ્ઞા છે, માટે શસ્ત્રાગાર ખોલી આપો.'

'મહારાજની આજ્ઞા છે ?'

'હા.'

રાજભંડારી જાણતો હતો કે પાલક મહારાજાનો ખાસ અંગત દૂત છે. પાલકની વાત પર વિશ્વાસ મૂકી ભંડારીએ શસ્ત્રાગાર ખોલી આપ્યો. પાલકે શસ્ત્રાગારમાંથી પાંચસો સુભટોને જોઇએ તેટલાં શસ્ત્રો બહાર કાઢયાં. શસ્ત્રાગાર બંધ કરીને ભંડારી ઘર તરફ વળ્યો; રસ્તામાં, પાલકે પાછળથી આવી સખત પ્રહાર કર્યો. ભંડારીની ખોપરી ફાટી ગઇ, મોતને શરણે થયો.

શસ્ત્રો લઇ પાલક નગર બહાર આવ્યો. જે ઉદ્યાનમાં આચાર્ય ને પાંચસો સાધુઓ સાથે ઉતારવાના હતા તે ઉદ્યાનમાં તેણે ઠેકાણે ઠેકાણે શસ્ત્રો સંતાડવા માંડયાં. આખી રાત તેણે આ કાર્યમાં વિતાવી. તેને પોતાની યોજના પાર પડતી લાગી.

પ્રભાતે સ્કંદકાચાર્ય પાંચસો શિષ્યોના પરિવાર સાથે કુંભકારકટ નગરમાં પધાર્યા. બાહ્ય ઉદ્યાનમાં તેમણે સ્થિરતા કરી રાજા દંડક પરિવાર સાથે વંદનાર્થે ઉદ્યાનમાં આવ્યો. આચાર્ય ભગવંતે સંવેગ–વૈરાગ્યમયી દેશના આપી. જનસમુદાયનાં મન પ્રસન્ન થઇ ગયાં.

રાજા દંડક અને રાણી પુરંદરયશા દેશના સાંભળી આહ્લાદિત થયાં અને મુનિઓની સુખશાતા પૂછી નગરમાં પાછાં આવ્યાં. પાલક રાહ જોઇને જ બેઠો હતો. મહારાજા દંડક, ભોજન ઇત્યાદિ નિત્યક્રમથી પરવારી બેઠા હતા, ત્યાં પાલક પહોંચી ગયો.

'મહારાજા, એક અત્યંત ગુપ્ત સમાચાર પ્રાપ્ત થયા છે.'

'કહે, શું છે ?' દંડકે પાલક સામે જોઈ કહ્યું.

'એકાંતમાં.'

પાલક મહારાજાને ગુપ્ત મંત્રણાગૃહમાં લઈ ગયો.

'કૃપાનાથ, તત્કાળ મારી વાત આપના માનવામાં નહીં આવે. પણ મારી વાત ખૂબ મહત્ત્વની અને સત્ય છે.'

'તું કહે.'

'આજે નગરમાં જે સ્કંદકાચાર્ય આવ્યા છે, તે વાસ્તવમાં સાધુ નથી. માત્ર સાધુનો વેશ સજી કોઇ દુષ્ટ ઇરાદાથી અહીં આવેલ છે.'

'તું શું બોલે છે?' રાજા દંડક ઊભા થઈ ગયા. પાલક સામે તિરસ્કાર વરસાવતા તેઓ બોલી ઊઠયા.

'મારા નાથ, હું સાચું બોલું છું. સ્કંદકને હું ઘણાં વર્ષોથી ઓળખું છું. તે પાંચસો સહસ્રયોધી યોદ્ધાઓને મુનિવેશમાં સાથે લઈ આવ્યો છે. ખરેખર, એ પાખંડીની દાનત બૂરી છે.'

'ખોટી વાત, બિલકુલ ખોટી...' રાજા રોષથી સળગી ઊઠ્યા.

'હું માત્ર કલ્પનાથી વાત કરતો નથી. સાબિતી બતાવું પછી તો માનશો ને મારા રાજા?'

'બતાવ સાબિતી...'

'જે ઉદ્યાનમાં આચાર્ય ઊતર્યા છે, તે ઉદ્યાનમાં ઠેર-ઠેર શસ્ત્રો છુપાવેલાં છે. આપ તપાસ કરાવો. આ એક સાબિતી.'

'બીજી?'

'આજ રાત્રે આપના શસ્ત્રાગારના અધિકારીની હત્યા કરવામાં આવી છે...આ બીજી સાબિતી.'

'મારે તપાસ કરવી પડશે.'

રાજા દંડકે પોતાના ગુપ્તચરોને બોલાવ્યા. જે સ્થળે આચાર્યનો નિવાસ હતો, તે સ્થાનને ઠેકાણે ઠેકાણેથી

ખોદાવ્યું. ખોદકામ થતાં શસ્ત્રો નીકળવા લાગ્યાં ! રાજાના મનમાં ખૂબ વિષાદ થયો. પાલક સાથે જ હતો.

'મહારાજા, આ સ્કંદક ધારે તો એક દિવસમાં આપનું રાજ્ય પડાવી લે, અને કુંભકારકટ નગરનો રાજા બની શકે !' પાલકે રાજાના ગળે વાત ઉતારવાનો પાસો ફેંક્યો.

'સાચી વાત છે પાલક, હું તો સ્કંદકકુમારને જાણતો હતો કે એ મહાન્ ધાર્મિક વૃત્તિનો અને સાત્ત્વિક કુમાર છે. તેણે ભગવંત મુનિસુવ્રતસ્વામી પાસે ચારિત્ર સ્વીકાર્યું ને તે આચાર્ય બન્યો...આજે આ બધું જોઈ મારી માન્યતાઓ ખોટી પડી.

'કૃપાળુ, દંભી ને પાખંડી માણસો જલદી ઓળખાતા નથી. આ તો સારું થયું કે મને ગંધ આવી ગઈ, નહીંતર આજ–કાલમાં કોઈ ભયંકર દુર્ઘટના બની જાત.'

'સાચી વાત છે, તેં ખરેખર મારું હિત કર્યું છે. હવે આ દુર્મતિ દંભી કુમાર હું તને સોંપું છું. તને જે ઉચિત લાગે તે શિક્ષા કરજે. હવે મને પૂછવા ન આવીશ.'

રાજાએ દીર્ઘ વિચાર કર્યા વિના, આચાર્ય ભગવંતને મળી તેમનો ખુલાસો લીધા વિના, દુષ્ટ પાલકને શિક્ષા કરવાનું કામ સોંપી દીધું. જો સત્ય સમજવાની થોડી પણ ધીરતા હોત તો ભગવંત મુનિસુવ્રતસ્વામી પાસે જઇને પણ ખુલાસો કરી શકત. 'વિનાશકાળે વિપરીત બુદ્ધિ.'

રાજા મહેલમાં ચાલ્યો ગયો. તેણે રાણીને પણ વાત ન કરી. પુરંદરયશા તો ખૂબ આનંદનો અનુભવ કરી રહી

હતી આજે ઘણા સમયે તેને પોતાના ભાઈનાં દર્શન થયાં હતાં.

પાલકની ખુશી સમાતી નથી. વૈરનો બદલો લેવા તે થનગની ઊઠયો. તેણે રાજાના પાંચ–દશ ખુશામતખોરો સાથે લીધા અને સ્કંદકાચાર્ય પાસે આવ્યો. ઉદ્ધતાઈપૂર્વક તેણે સ્કંદકાચાર્યને કહ્યું :

'હે દંભી રાજકુમાર, તારી કપટજાળ છેદાઈ ગઈ છે. તારી આશાઓ ધૂળમાં મળી ગઈ છે. તેં ઉદ્યાનમાં છુપાવી રાખેલાં શસ્ત્રો ખુલ્લાં થઈ ગયાં છે અને મહારાજા દંડકે તને રાજ્યનો અપરાધી ઘોષિત કર્યો છે.'

'હે પાલક, તું શું બોલે છે? શાનાં શસ્ત્રો અને શાની વાત! અમે નિર્ગ્રન્થ સાધુઓ છીએ. અમારે શસ્ત્રોનું શું પ્રયોજન છે?' સ્કંદકાચાર્યે શાંત સ્વરે જવાબ આપ્યો.

'અરે, હજુ તું નિર્દોષ દેખાવાનો ડોળ કરે છે? કુંભકારકટનું રાજ્ય લેવાની તમન્ના હમણાં જ ધૂળમાં મળી જશે. હવે તું તારો બચાવ કરવાનું ત્યજી દે.'

'પાલક, અમારે રાજ્યનું શું કામ છે? શ્રાવસ્તિનું રાજ્ય પણ ત્યજી દીધું છે....મિથ્યા દોષારોપણ કરી તું શા માટે પાપથી ભારે થાય છે?'

સ્કંદકાચાર્યને ભગવંતનાં કહેલાં વચન યાદ આવ્યાં. 'મારણાન્તિક ઉપસર્ગ આવશે.' તેમને પાલકની જ પાપ–રમતની ગંધ આવી.

'કુમાર, તું અને તારા પાંચસો સાથીદારો પરલોકની તૈયારી કરો. તમારા માટે હમણાં જ આ ઉદ્યાનમાં મોટી ઘાણી ગોઠવાશે. તારા પાપની સજા તને અહીં મળી જશે!'

પાલકે રાજપુરુષોને આજ્ઞા કરી, ઉદ્યાનને ઘેરી લીધું. બીજી બાજુ લાકડાની મોટી ઘાણી તૈયાર કરાવી, ઉદ્યાનના મધ્ય ભાગમાં ગોઠવી. આચાર્ય ભગવંતે પરિસ્થિતિ સમજી લીધી. પાંચસો સાધુઓને ભેગા કરી ખૂબ ગંભીર અને વાત્સલ્યપૂર્ણ શબ્દોથી કહ્યું :

'હે શ્રમણો, આપણી સામે એક મોટો ઉપસર્ગ આવી રહ્યો છે. આજે શરીરથી પ્રાણનો વિયોગ થશે. પાલકે આપણા પર કલંક ચડાવ્યું છે. આપણને રાજ્યના ગુનેગાર ઠેરવી, પ્રાણાંતદંડની શિક્ષા કરવા કટિબદ્ધ થયો છે. પરંતુ, એ આપણો શત્રુ નથી, આપણો મિત્ર છે! કર્મ-ક્ષય કરવામાં એ સહાયક બનશે! મહાત્માઓ! શરીર અને આત્માનું ભેદજ્ઞાન તમે કરેલું છે. પાલક શરીરને ઘાણીમાં પીલશે, આત્માને નહીં પીલી શકે! એ જ્યારે શરીરને ઘાણીમાં પીલે ત્યારે આપણે કર્મોને પીલવાનાં છે!'

'મુનિવરો! તમે સિંહની જેમ સાધનાના માર્ગે ચાલી નીકળ્યા છો. સિંહવૃત્તિથી તમે ચારિત્રનું પાલન કરી રહ્યા છો...આજે કર્મશત્રુ પર સિંહવૃત્તિથી તૂટી પડવાનો સમય મળી ગયો છે.'

'જોજો દીનતા–કાયરતા કે કાયાનું મમત્વ સતાવી ન જાય! ભગવંત મુનિસુવ્રતસ્વામીની જ્ઞાનદૃષ્ટિ આપણને

જોઈ રહી છે. એમની અનંત અપાર કરુણા આપણને દીન–હીન નહીં બનવા દે. પાલકને કહી દેજો 'પાલક, તું અમારાં હાડકાં દળી નાખ, ચામડાં ચૂંથી નાખ, લોહી નીચોવી લે...અમારા આત્માને તું કંઇ નહીં કરી શકે.'

હે વીર, પરાક્રમી નિર્ગ્રન્થો સિદ્ધશિલા પર શિવ-રમણી હાથમાં વરમાળા સાથે તમારું સ્વાગત કરવા ઊભી છે. તેને નિરાશ ન થવું પડે, તેને ભોંઠી ન પડવું પડે, એ જોજો. જિંદગીનો મોહ ત્યજી દેજો, મોહ કરજો મોક્ષનો–નિર્વાણનો ! પ્રિય સાધકો, અંતિમ વિદાય !'

પાલક આવી લાગ્યો. યાંત્રિકે ઘાણી તૈયાર કરી દીધી હતી.

'ચાલો તૈયાર થઈ જાઓ.'

હાથમાં કોરડો વીંઝતો, લુચ્ચું હાસ્ય કરતો અને નાચતો–કૂદતો પાલક સ્કંદકાચાર્યને કહેવા લાગ્યો.

સ્કંદકાચાર્યે પાલકને કહ્યું :

અમે તો પ્રતિપલ મૃત્યુને ભેટવા તૈયાર જ હોઇએ છીએ ! સમાધિ–મૃત્યુની આકાંક્ષા કરતા જ વિચરીએ છીએ !

પાંચસો સાધુઓ સ્કંદકાચાર્યનાં વચનોથી મૃત્યુને ભેટવા કટિબદ્ધ બની ગયા. તેમનાં મુખ પર અપૂર્વ ઉત્સાહ અને પરાક્રમ દીપી રહ્યાં હતાં. ભય, ગ્લાનિ કે વિકલતાનો અંશ પણ ત્યાં દેખાતો ન હતો. સ્કંદકાચાર્ય યાંત્રિક ઘાણીની પાસે ઊભા થઈ ગયા.

'પાલક, બોલ પહેલો હું કૂદી પડું ઘાણીમાં ?'

'નહીં પ્રભુ, પહેલો હું કૂદી પડીશ...' સ્કંદકાચાર્યના પટ્ટશિષ્ય આગળ આવ્યા.

'ના ગુરુદેવ, પહેલો હું...' એક સુકોમળ બાળમુનિ સ્કંદકાચાર્યનો હાથ પકડીને આગ્રહ કરી રહ્યા.

પાલક આંખો ફાડી આ દૃશ્ય જોઈ રહ્યો હતો. ત્યાં તો મુખ્ય શિષ્યે 'જય ઋષભદેવ ! જય મુનિસુવ્રત!'ની ઘોષણા કરી ઘાણીમાં ઝંપલાવ્યું...ઘાણી ફરવા લાગી... સ્કંદકાચાર્યની ગંભીર વાણી ગાજી ઊઠી—

'હે વીર ! અરિહંતાદિ ચાર શરણને ધારણ કર.

નમો અરિહંતાણં...નમો સિદ્ધાણં...નમો આયરિયાણં, નમો ઉવજ્ઝાયણં...નમો લોએ સવ્વ સાહૂણં...'

તડડડ...તડડડ...ફ્ડ...હાડકાં તૂટવા માંડયાં. ઘાણી ફરતી ગઈ...લોહીના ફુવારા ઊડવા લાગ્યા...મુનિ શુક્લ ધ્યાનમાં લીન થઈ કેવળજ્ઞાન પામી મુક્તિએ પહોંચ્યા.

હજુ એક મુનિવરનું કલેવર પૂરું કચડાયું ન હતું ત્યાં તો બીજા મુનિ ઘાણીમાં કૂદી પડયા...'જય ઋષભદેવ ! જય મુનિસુવ્રત !'ની ઘોષણા થઈ. નવકાર મંત્રનો ધ્વનિ ઊઠયો...ને હાડકાં દળાવા લાગ્યાં...પાલક હાડકાં દળતો હતો, મુનિ કર્મોને દળતા હતા !

એક પછી એક મુનિ ઘાણીમાં ઝંપલાવતા ગયા... પાલક પીલતો ગયો...મુનિ મુક્તિમાં પહોંચતા ગયા...

હવે માત્ર બે બાકી રહ્યા. એક સ્કંદકાચાર્ય અને એક સુકુમાર બાલમુનિ !

સ્કંદકાચાર્યે પાલકને કહ્યું :

'પાલક, હવે તું મને પીલી નાંખ. આ બાલમુનિને પીલાતો હું નહીં જોઈ શકું. મારી આટલી વાત માની જા.'

પરંતુ પાલકને તો સ્કંદકાચાર્ય વધુ દુઃખી બને એ જ કરવું હતું! તેણે આચાર્યની વાત ન માની. બાલમુનિ આગળ આવ્યા અને પાલકને કહ્યું : 'તું મને પીલી નાખ, હું કર્મને પીલી નાખીશ...'

આચાર્ય તરફ ફરી બાલમુનિ બોલ્યા :

'પ્રભુ, તમે મને શ્રી નવકાર મંત્ર સંભળાવજો...હું કર્મોને હણી નાખીશ !'

સ્કંદકાચાર્ય બાલમુનિને ભેટી પડયા. અને કહ્યું : 'મુનિ ! તમે બહાદુર છો...શેર છો ! કર્મોને હણી નાખજો હોં ! બોલો : 'જય ઋષભદેવ ! જય મુનિસુવ્રત !' બાલમુનિ ઘાણીમાં કૂદી પડયા...સ્કંદાકાચાર્યે ભવ્ય નિર્યામણા કરાવી...અલ્પક્ષણોમાં બાલમુનિનો સુકોમળ દેહ પાપી પાલકે પીલી નાખ્યો...મુનિ મોક્ષે ગયા.

હવે એક માત્ર સ્કંદકાચાર્ય રહ્યા. પાલકે પોતાની એક વાત પણ ન માની, એટલે આચાર્ય રોષથી ધમધમી ઊઠયા. તેમણે મનમાં સંકલ્પ કર્યો.

મારી તપશ્ચર્યાનું ફળ મને જો મળવાનું હોય તો આ દુષ્ટ પાલક, તેનો રાજા દંડક, તેનું કુલ...તેનું રાષ્ટ્ર સર્વનો હું સંહારક બનું !'

અને તેઓ ઘાણીમાં કૂદી પડયા. પાલકે તેમને પણ પીલી નાખ્યા. તેમનો આત્મા અગ્નિકુમાર દેવ થયો.

કુંભકારકટ નગરના ઉદ્યાનમાં આ ઘોર હત્યાકાંડ થયો. ઉદ્યાન લોહીથી ખરડાઈ ગયું...પાલક ઉદ્યાનમાંથી ભૂતની જેમ ભાગી ગયો. ઉદ્યાનમાં ગીધ–સમડીઓનાં ટોળા ઊતરી પડયાં.

આચાર્ય સ્કંદકનું રજોહરણ તાજુ જ લોહીથી રંગાયેલું પડયું હતું. સમડીએ માંસ–પિંડ સમજીને ઉપાડયું અને આકાશમાર્ગે ચાલી, પરંતુ થોડે દૂર જતાં જ તેના મુખમાંથી તે છટકી ગયું. નીચે પડયું.

કયાં ?

રાણી પુરંદરયશાના મહેલની અગાસીમાં ! સંધ્યાના સમયે રાણી અગાસીમાં જ હતી. અચાનક આકાશમાંથી લોહીથી રંગાયેલી કોઇ વસ્તુ જોઈ, રાણી કંપી ગઇ. તેણે ધીરે ધીરે પાસે આવી જોયું.

રજોહરણ...

તુરત દાસીને બોલાવી, પાણીથી રજોહરણ ધોવરાવી ધારીને જોવા લાગી. તેને ફાળ પડી.

પુરંદરયશાએ સ્કંદકમુનિને 'રત્નકંબલ' વહોરાવેલી તે રત્નકંબલના તંતુઓમાંથી આ રજોહરણ બનાવવામાં આવેલું હતું.

'આ સ્કંદકાચાર્યનું રજોહરણ ?' રજોહરણ લઇને દોડતી તે મહેલનાં પગથિયાં ઊતરી, રાજા દંડક પાસે પહોંચી.

'અરે, આવું ઘોર પાપ ? સ્કંદકાચાર્યની હત્યા ?...રાણી ધ્રૂસકે ધ્રૂસકે રોવા લાગી. છાતીફાટ રુદન કરવા લાગી. રાજા લજ્જિત થઇ ગયો...

નગર પર વિનાશનાં વાદળ ઘેરાતાં હતાં. અગ્નિકુમાર-દેવે (સ્કંદકાચાર્યનો જીવ) અવધિજ્ઞાનથી પોતાનો પૂર્વભવ જોયો...કુંભકારકટ નગરનું લોહિયાળ ઉદ્યાન...ગીધડી-ઓથી ઊભરાતું એ નગર...એ પાપી પાલક અને દંડક... એ દેવની દૃષ્ટિમાં આવ્યું. તેનો રોષ સળગી ઊઠયો. તેણે નગરને આગ ચાંપી.

શાસનદેવીએ 'પુરંદરયશા'ને ત્યાંથી ઉપાડી ભગવંત મુનિસુવ્રત સ્વામી પાસે મૂકી દીધી. ભગવંતે તેને શાંત્વના આપી. પુરંદરયશાએ ચારિત્ર સ્વીકાર્યું.

કુંભકારકટ, અગ્નિકુમારના અગ્નિપ્રકોપમાં બળીને ભસ્મ થઇ ગયું.

હે રામ ત્યારથી આ વન 'દંડકારણ્ય' કહેવાયું.

'દંડક રાજા ઘણા ભવ સંસારમાં ભટકયો. પોતાનાં પાપકર્મના યોગે તે આ ગીધ–પક્ષીનો ભવ પામ્યો છે. તેને અમારા દર્શનથી જાતિસ્મરણ જ્ઞાન થયું. અમારા સ્પર્શથી તેના રોગ દૂર થઇ ગયા !

આ સાંભળીને જટાયુ પક્ષી પુનઃ મુનિચરણમાં જઈ પડયું. મુનિ ભગવંતોએ તેને ધર્મ સંભળાવ્યો, પક્ષીએ શ્રાવકપણું સ્વીકાર્યું. મુનિવરે તેને ત્રણ પ્રતિજ્ઞા કરાવી.

- જીવઘાતનો ત્યાગ.
- માંસાહારનો ત્યાગ.
- રાત્રિભોજનનો ત્યાગ.

આ ત્રણ પ્રતિજ્ઞા આપી; પછી શ્રી રામને કહ્યું : 'આ તમારો સાધર્મિક બન્યો. તેના પ્રત્યે વાત્સલ્ય રાખજો.'

મુનિવરો આકાશમાર્ગે ચાલ્યા.

શ્રી રામ, લક્ષ્મણજી અને સીતાજી હવે જટાયુને સાથે લઇ દિવ્ય રથમાં બેસી દંડકારણ્યમાં પરિભ્રમણ કરવા લાગ્યા.



## આફતના ઓળા

પાતાલલંકા,

લંકાપતિ રાવણના બનેવી ખર–વિદ્યાધરની રાજધાની.

ખર વિદ્યાધરની પટ્ટરાણી ચન્દ્રનખાએ બે પુત્રોને જન્મ આપ્યો હતો. એકનું નામ શંબૂક અને બીજાનું નામ સુંદ. બંને રાજકુમારો યૌવનમાં આવ્યા. અનેક કલાઓના સ્વામી બન્યા. શંબૂક ખૂબ મહત્ત્વાકાંક્ષી રાજપુત્ર હતો. તેની 'સૂર્ય-હાસ ખડ્ગ' સિદ્ધ કરવાની તમન્ના હતી. તેણે પિતાને નિવેદન કર્યું :

'પિતાજી હું સૂર્યહાસ ખડ્ગની સાધના કરવા ચાહું છું. તે સાધના કરવા હું દંડકારણ્યમાં જવા માગું છું.'

'પુત્ર, સૂર્યહાસ ખડ્ગની તું સાધના કરે, તેમાં હું સંમત છું. પરંતુ દંડકારણ્યમાં જવાની વાતમાં હું સંમત નથી.

ત્યાં ચન્દ્રનખા પણ આવી પહોંચી.

'દંડકારણ્યમાં જવાની કોણ વાત કરે છે?'

'તારો પુત્ર.'

'ના ભાઈ, દંડકારણ્ય ઘણું બિહામણું અને ભયંકર વન છે. ત્યાં નથી જવાનું. તારે સાધના કરવી હોય તો બીજા કોઈ વનમાં જા.' ચન્દ્રનખાએ ખૂબ સ્નેહથી શંબૂકને કહ્યું.

'મા, તું આટલી કાયર છે? તને તારા પુત્રના પરાક્રમમાં વિશ્વાસ નથી? સાહસ વિના સિદ્ધિ પ્રાપ્ત થઈ શકતી નથી. માટે તમે નિષેધ ન કરો દંડકારણ્યમાં જવાનો મારો નિર્ણય અફર છે.

માતા-પિતાનો વાર્યો શંબૂક ન રોકાયો અને દંડકારણ્યમાં પહોંચ્યો. વાંસના વનમાં પ્રવેશ્યો. એક વટવૃક્ષ પસંદ કર્યું. તેણે ઘોષણા કરી :

'જે કોઈ મારી સાધનામાં વિઘ્ન કરશે, તેને હું હણીશ.' ત્યાર બાદ તેણે પોતાના બે પગ વટવૃક્ષની શાખા સાથે બાંધી દીધા અને અધોમુખ લટકી પડયો. તેણે 'સૂર્યહાસ-ખડ્ગની' વિદ્યાનો જાપ કરવો શરૂ કર્યો. બાર વર્ષ અને સાત દિવસની આ સાધના હતી. શંબૂક જિતેન્દ્રિય અને બ્રહ્મચારી હતો. વિશુદ્ધ મનથી એણે સાધના આરંભી દીધી.

વર્ષો વીતવા લાગ્યાં. શંબૂક કોઈ પણ સ્ખલના વિના અપૂર્વ ધૈર્યથી વિદ્યાને સિદ્ધ કરી રહ્યો હતો.

બાર વર્ષને ચાર દિવસ–વીતી ગયા...

'સૂર્યહાસ ખડ્ગ'ની સિદ્ધિ હાથવેંતમાં !

ખડ્ગ આકાશમાં ઝગારા મારતું શંબૂકથી થોડે દૂર આવી ગયું હતું. હવે માત્ર ત્રણ દિવસની જ વાર હતી. શંબૂક એકાગ્રતાથી અને દૃઢ સંકલ્પથી સિદ્ધિના દ્વારે આવી ઊભો હતો.

લક્ષ્મણજી દંડકારણ્યમાં પરિભ્રમણ કરતા એ વાંસ-વૃક્ષના ઝુંડ પાસે આવી પહોંચ્યા. તેમણે આકાશમાં તેજ-પુંજ પ્રસારતા સૂર્યહાસ ખડ્ગને જોયું ! તેમણે પરખી લીધું કે 'આ સૂર્યહાસ ખડ્ગ છે.' તેમણે ખડ્ગ પકડ્યું અને તેની તીક્ષ્ણતા માપવા એ ઝુંડ પર પ્રહાર કર્યો, વાંસની જાળ વચ્ચે શંબૂક લટકી રહેલો હતો. ખડ્ગનો પ્રહાર શંબૂકના ગળા પર લાગ્યો, ને ગળું કપાઇને નીચે તૂટી પડ્યું.

લક્ષ્મણજી વિલખા પડી ગયા. તેમને કલ્પના પણ ન હતી કે વાંસની જાળમાં આ રીતે કોઇ મનુષ્ય લટકતો હશે, ને તલવારના પ્રહારથી કપાઇ જશે ! તેમણે વાંસની જાળમાં પ્રવેશ કર્યો, જોયું, શંબૂકનું ધડ વૃક્ષ સાથે બંધાયેલું લટકતું હતું...લક્ષ્મણજીને ઘણું દુઃખ થયું. 'અહો, મારા હાથે એક નિર્દોષ અને શસ્ત્રરહિત મનુષ્ય મરાયો...' ખૂબ પશ્ચાત્તાપ કરતા લક્ષ્મણજી સૂર્યહાસ ખડ્ગ લઈ શ્રી રામ પાસે ગયા અને બનેલી સર્વ બીના કહી સંભળાવી.

'વત્સ, આ સૂર્યહાસ ખડ્ગ છે. આની સિદ્ધિ કરનાર

કોઈ સાધક જ તારા હાથે મરાયો છે. સંભવ છે તેનો કોઈ ઉત્તર સાધક પણ હોય.'

'જોઈએ, હવે શું થાય છે!'

સીતાજી સૂર્યહાસ ખડ્ગ જોવા લાગ્યાં.

*

શંબૂકની મા ચન્દ્રનખા દિવસો ગણતી હતી. પોતાના પુત્રને હવે સૂર્યહાસ ખડ્ગની સિદ્ધિ આજકાલમાં થશે, એમ સમજી ચન્દ્રનખાએ પૂજા-પાનનો થાળ તૈયાર કર્યો. સુંદર વસ્ત્ર ધારણ કર્યાં અને દંડકારણ્યમાં આવી પહોંચી. એણે પુત્રનું સાધનાસ્થાન જોયું હતું. બાર વર્ષમાં તે અનેક વાર આવીને પુત્રની સંભાળ લઈ જતી હતી

ચન્દ્રનખા આજે ખૂબ પ્રસન્ન હતી. પોતાનો પુત્ર બાર-બાર વર્ષના અંતે સફળતાને વરવાનો હતો! પરંતુ એ બિચારીને ક્યાં ખબર હતી કે એનો પ્રિય પુત્ર લક્ષ્મણજીના હાથે કમોતે મરાયો છે!

**આ એક સંસારની વ્યાપક પરિસ્થિતિ છે. ભવિષ્યની આશાઓ...કલ્પનાઓ અને મનોરથો ...જીવ કરતો રહે છે, કુકર્મો તેના પર પાણી ફેરવે છે! જીવ પછી કલ્પાંત કરતો, માથા પછાડતો ભલે ભાગ્યને ધિક્કારે કે કર્મોની નિંદા કરે!**

ચન્દ્રનખા દંડકારણ્યમાં, પુત્રના સાધના-સ્થળે આવી પહોંચી. પૂજનસામગ્રીનો થાળ એક સ્વચ્છ ભૂમિ-ભાગ પર મૂકી, તે વાંસની જાળમાં પ્રવેશી...તેણે વટવૃક્ષની ડાળે

લટકતા...રુધિર–નીતરતા પુત્રના ધડને જોયું...નીચે ધૂળમાં પડેલા...લોહીથી રંગાયેલા શિરને જોયું...તેનું કાળજું કંપી ઊઠયું, તેની આંખો સ્તબ્ધ બની ગઈ...તેના પગ ધ્રુજવા લાગ્યા...તેના મુખમાંથી ચીસ નીકળી ગઈ–'હા પુત્ર...હા શંબૂક...બેટા તારું શું થયું? કોણે તારો વધ કર્યો? અરે, પુત્ર તું કયાં ચાલ્યો ગયો?...શંબૂકનું કપાયેલું મસ્તક પોતાના ખોળામાં લઈ ભયંકર દંડકારણ્યને પણ કરુણ વિલાપથી કોમળ બનાવી દીધું.

થોડી ક્ષણો પૂર્વે જે હૃદયમાં ઉમંગ, ઉત્સાહ અને મનોરથો ઊછળતા હતા, તે જ હૃદયમાં થોડી ક્ષણો પછી આક્રંદ, વિલાપ અને શોકની કાલિમા છવાઇ ગઈ. ઉમંગ ઓસરી ગયો. ઉત્સાહ ભાંગી ગયો ને મનોરથોના ટુકડા થઇ દંડકારણ્યની ધૂળમાં દફનાઈ ગયા...

ચન્દ્રનખાના મનમાં પ્રશ્ન ઊઠયો : 'અહીં કોણ આવ્યું હશે? કોણે મારા પુત્રનો વધ કર્યો?' તેણે પુત્રના મસ્તકને પૂજનના થાળમાં મૂકયું અને આજુબાજુ ભૂમિ પર કોઈ પદચિહ્ન દેખાય છે કે નહીં, તે જોવા લાગી.

દૂરથી લક્ષ્મણજીએ ચન્દ્રનખાને આવતી જોઈ. ચન્દ્રનખાએ પણ વૃક્ષની છાયામાં ઊભેલા શ્રીરામને, લક્ષ્મણજીને અને સીતાજીને જોયાં, તે ઊભી જ રહી ગઈ. શ્રીરામને તે જોઇ રહી. શ્રીરામ!

કામદેવને પણ હરાવે તેવું રૂપ!

ચન્દ્રનખા એ રૂપ પર ઓવારી ગઈ. તેના અંગેઅંગે

અનંગ વ્યાપી ગયો. શ્રી રામને આલિંગન દેવા તે દોડી આવી. તેણે નવયૌવનાનું રૂપ બનાવ્યું!

ચન્દ્રનખા એટલે લંકાપતિ રાવણની બહેન! રૂપ પરિવર્તનની વિદ્યાશક્તિ તેની પાસે હતી.

અહો! કેવો કામનો આવેશ છે! પુત્રવધના શોકથી વિલાપ કરતી ચન્દ્રનખા...હજુ પુત્રનું મડદું પણ પડ્યું છે, ત્યાં શ્રી રામને જોઈને ભોગની વાસનામાં સપડાઈ.

શોકના વાતાવરણમાં પણ કેવી કામવાસના!

શ્રી રામે પૂછ્યું : 'ભદ્રે, આવા દારુણ દંડકારણ્યમાં આવવાનું પ્રયોજન? આ તો સાક્ષાત્ યમના નિવાસ જેવું વન છે!'

ચન્દ્રનખાએ બનાવટી પ્રત્યુત્તર આપતાં કહ્યું :

'હે પ્રિય, હું અવન્તિપતિની કન્યા છું. રાત્રિના સમયે હું રાજભવનની અગાસીમાં સૂતેલી હતી, કોઈ ખેચરે મારું અપહરણ કર્યું. મને તે આ વનમાં લઈ આવ્યો. અહીં કોઈ વિદ્યાધર કુમારે મને જોઈ; તે મારા પ્રત્યે અનુરાગી બન્યો. મને ઉપાડી લાવનાર વિદ્યાધરને તેણે પડકાર્યો, તલવાર લઈ તે તૂટી પડયો. બંને વચ્ચે ભયંકર લડાઈ થઈ...અન્તે બંને એકબીજાના પ્રહારથી મર્યા. હું એકાકિની આ ભયંકર વનમાં ભટકતી અહીં આવી પહોંચી...મારા પુણ્યયોગે આપ જેવા આશ્રય આપનાર મળી ગયા...હે સ્વામિન્, હવે આપ જ મારા નાથ છો. આપ મને સ્વીકારો, લગ્ન કરી મને આપની સહધર્મિણી બનાવો... મહાન પુરુષોને કરેલી પ્રાર્થના વ્યર્થ જતી નથી.'

શ્રી રામ અને લક્ષ્મણજી એકબીજા સામે જોઈ, ઊંડા વિચારમાં ડૂબી ગયા હતા. 'શું આ કોઈ માયાવિની ન હોય ? બનાવટી વેશ ધારણ કરી અમને ઠગવા તો ન આવી હોય ? જરૂર, સ્ત્રીમાં કોઈ ગંભીર ભેદ છુપાયેલો છે.' બંને ભાઈઓએ ઇશારાથી એકબીજાના વિચાર સમજી લીધા.

શ્રી રામના મુખ પર સ્મિત છવાઈ ગયું; તેમણે કહ્યું : 'હે મૃગલોચને, હું તો પરણેલો છું ! મારે પત્ની છે...જો તારે પરણવું જ હોય તો આ સ્ત્રી વિનાના લક્ષ્મણ પાસે જા !'

કામાતુર ચન્દ્રનખાએ લક્ષ્મણજી સામે જોયું, તેમની પાસે પહોંચી ! લક્ષ્મણજીએ કહ્યું :

'હવે હું તને કેવી રીતે પરણું ? તું મનથી આર્યપુત્રને વરી ચૂકી, એટલે મારા માટે તો તું પૂજનીય બની ગઈ !'

બસ, ચન્દ્રનખાનો ઉન્માદ શમી ગયો, તેની પ્રાર્થનાનું ખંડન થતાં તે રોષે ભરાણી...ત્યાંથી ચાલી નીકળી.

શ્રી રામ અને લક્ષ્મણજી હસી પડયા.

નિમિત્તોની કેવી ભારે અસર ! પુત્રની હત્યા થયેલી જોઈ ભારે શોક અને વિષાદ ! શ્રી રામને જોઈ કામોન્માદ ! ભોગપ્રાર્થનાનો અસ્વીકાર થતાં રોષ !

ચન્દ્રનખાએ બદલો લેવાનો નિર્ણય કર્યો. તે પાતાલલંકા પહોંચી. પોતાના મહેલમાં પહોંચી. ચન્દ્રનખાએ કરુણ કલ્પાંત શરૂ કર્યો. ખર વિદ્યાધરને સમાચાર મળતાં તે મહેલમાં દોડી આવ્યો. ચન્દ્રનખા પલંગમાં માથું પછાડતી રુદન કરી રહી હતી.

'હે પ્રિયે; આટલું રુદન કરવાનું પ્રયોજન?' ખરે પલંગ પર બેસતાં પૂછ્યું. ચન્દ્રનખા ડૂસકાં ભરી રહી હતી. દાસીએ પાણી આપ્યું. ખરે ચન્દ્રનખાને પાણી પીને શાંત થવા કહ્યું.

'એવું તે શું દુઃખદાયી બન્યું છે દેવી?'

'પુત્ર શંબૂકનો વધ થયો...' રોતાં રોતાં ચન્દ્રનખાએ કહ્યું.

'હેં? શંબૂક મરાયો? કોના હાથે?' ખરના માથે જાણે કાળચક્ર પડ્યું.

'દંડકારણ્યમાં સૂર્યહાસ ખડ્ગની સિદ્ધિ કરતાં મરાયો. તેને મારનાર પણ એ જ દંડકારણ્યમાં રહે છે. તેમનાં નામ છે રામ અને લક્ષ્મણ.'

'હું હમણાં જ જાઉં છું, એ દુષ્ટોને શંબૂકની પાછળ વળાવતો આવું છું;'

ખર વિદ્યાધરે જવાની તૈયારી કરી; ત્યાં ચન્દ્રનખાએ કહ્યું:

'સ્વામિન્, તમે એકલા ન જશો. એ બે છે, પણ દૈત્ય છે. એમનું તેજ અસહ્ય છે; માટે સેના લઈને જાઓ. હું પણ સાથે જ આવીશ.'

'ભલે, એમ હો.' ખરે પોતાના ચૌદ હજાર વિદ્યાધર યોદ્ધાઓને તૈયાર કર્યા અને ચન્દ્રનખાને સાથે લઈ, દંડકારણ્ય તરફ પ્રયાણ કર્યું.

શ્રી રામ તથા લક્ષ્મણજી ધારતા જ હતા કે 'માયાવિની રોષે ભરાઇને ગઇ છે, જરૂર કંઈ ને કંઈ તોફાન આવશે જ!' તેમની ધારણા સાચી પડી. દંડકારણ્યમાં સૈનિકોનાં ધાડેધાડાં ઊતરી પડવા લાગ્યાં!

શ્રી રામે ધનુષ્ય ઉઠાવ્યું; એ જોઇ લક્ષ્મણજી તુર્ત સામે આવ્યા અને કહ્યું :

'હે આર્યપુત્ર, આપને યુદ્ધ માટે જવાનું છે? આપનો અનુજ તૈયાર છે. આવા રાક્ષસોને હું પહોંચી વળીશ. મને આજ્ઞા આપો.'

'જા વત્સ, તારો વિજય છે. હા! નથી ને કોઇ અણધારી આફત આવી જાય તો સિંહનાદ કરજે. હું આવી પહોંચીશ.'

'જેવી આર્યપુત્રની આજ્ઞા.' આજ્ઞા સ્વીકારી લક્ષ્મણજી યુદ્ધના મોરચે પહોંચી ગયા. તેમણે ધનુષ્યનો ટંકાર કર્યો અને રાક્ષસસૈન્યમાં હાહાકાર થઈ ગયો! જોતજોતામાં તો લક્ષ્મણજીએ તીરોની વર્ષા કરી દીધી અને સેંકડો સુભટો શંબૂકના રસ્તે પડી ગયા!

ચન્દ્રનખાએ વિચાર્યું કે મારો પતિ લક્ષ્મણજી સામે ટકી શકશે નહીં ને કીડીઓની જેમ સુભટો મરી રહ્યા છે. લક્ષ્મણજી કાળો કેર વર્તાવી રહ્યો છે...તેણે લંકાનો રસ્તો પકડયો.

*

લંકા.

રાજા રાવણની રાજધાની.

ચન્દ્રનખા સીધી જ પોતાના ભાઈ પાસે પહોંચી. ભાઇએ બહેનની કુશળતા પૂછી. ચન્દ્રનખાએ આંખમાંથી આંસુની ધારા વહાવી.

'ભદ્રે! એવું તે શું દુઃખ છે?'

'ભાઈ, દુઃખની કોઈ સીમા નથી. તારો ભાણેજ શંબૂક લક્ષ્મણના હાથે દંડકારણ્યમાં મરાયો. તારા બનેવી ચૌદ હજાર સુભટો સાથે દંડકારણ્યમાં ગયા છે અને પુત્રઘાતક સાથે ઘોર સંગ્રામ જામી ગયો છે. ચૌદ હજાર સુભટો સામે એક માત્ર લક્ષ્મણ ઝઝુમી રહ્યો છે...જ્યારે શ્રી રામ સીતા સાથે દૂર રહી વિશ્રામ કરી રહ્યા છે.'

'સીતા?'

'હા શ્રી રામની એ પત્ની છે. સીતાના રૂપ–લાવણ્યની પ્રશંસા કરવા મારી પાસે શબ્દો નથી. કોઈ દેવી, કોઇ નાગકન્યા કે કોઈ મનુષ્ય સ્ત્રી...એની તુલના કરી શકે તેમ નથી!

ત્રણ ભુવનમાં એના રૂપની સ્પર્ધા કરી શકે એવું કોઈ નથી. હે ભાઈ, ભલે તારા અંતેપુરમાં હજારો સ્ત્રીઓ છે, પરંતુ એ બધી...શું કહું? સીતાની દાસીઓ થવા યોગ્ય છે!

હા, જો તારા અંતેપુરમાં સીતા નથી તો કંઇ નથી. તારું નામ રાવણ ન રાખીશ–વધુ શું કહું? તું સ્વયં સીતાને જોઈશ, મારો એક એક શબ્દ તને યથાર્થ સમજાશે...'

ચન્દ્રનખા,

કેવી ગજબનાક સ્ત્રી !

પુત્રવધનું વેર લેવા પતિને મોકલ્યો અને પોતાના અપમાનનો બદલો લેવા તેણે રાવણને તૈયાર કર્યો ! બહેન ભાઈની નબળી કડી જાણતી હતી; રાવણ કોઇ પણ સ્ત્રીના રૂપ-લાવણ્યની પ્રશંસા સાંભળી...બેસી શકતો નહીં. એ સ્ત્રીને પોતાની રાણી બનાવવા આકાશ–પાતાલ એક કરતો ! ચન્દ્રનખાએ રાવણ પર ધારી અસર પાડી.

'ચન્દ્રે, ખરેખર તું સાચી બહેન છે. મને સુખી કરવાની તારી ઇચ્છાને કેટલા ધન્યવાદ આપું ? હું હમણાં જ જાઉં ને સીતાને લઈ આવું છું...'

શંબૂકવધના સમાચારની ગ્લાનિ, દુઃખ, શોક તો દૂર રહ્યાં...એ તો જાણે સાંભળ્યું ને ભુલાઈ ગયું ! સીતાના રૂપની પ્રશંસાના શબ્દો એના કાળજે લખાઈ ગયા. ચન્દ્રનખા ત્યાંથી પાતાલલંકા પહોંચી ગઈ. રાવણે પુષ્પક વિમાન તૈયાર કરવા આજ્ઞા કરી અને સ્વયં સુંદર વસ્ત્રાલંકાર ધારણ કરવા આરીસા ભવનમાં ચાલ્યો ગયો.

વિલંબ કર્યા વિના રાવણ વિમાનરાજ પુષ્પકમાં આરૂઢ થયો અને આજ્ઞા કરી.

'વિમાનરાજ ! જ્યાં જાનકી છે ત્યાં ત્વરાથી લઈ જા.'

પવનની ગતિથી પણ તીવ્ર ગતિવાળું પુષ્પક વિમાન રાવણને લઇ દંડકારણ્યમાં આવી પહોંચ્યું. વૃક્ષની ઘટામાં પુષ્પક વિમાનને મૂકી રાવણ બહાર નીકળ્યો. દૂરથી તેણે

શ્રી રામની પાસે સીતાજીને જોયાં. સીતાજીને જોઇને રાવણ સ્તબ્ધ બની ગયો. અનિમેષ નયને તે જોતો જ રહ્યો. તે વૃક્ષોના સહારે છુપાતો–છુપાતો નજીક આવવા લાગ્યો. તેણે શ્રી રામને જોયા...અગ્નિને જોઈ જેમ વાઘ ભડકીને ભાગે તેમ શ્રી રામના ઉગ્ર તેજને રાવણ સહી ન શકયો; તે દૂર હટી ગયો. રાવણ વિમાસણમાં પડી ગયો. શ્રી રામની પાસેથી સીતાજીનું અપહરણ કરવું તેને અશકય લાગ્યું. તે વિચારવા લાગ્યો : 'શું કરું ? એક બાજુ રામનો પરાભવ કરવો દુષ્કર છે, બીજી બાજુ સીતાનું અપહરણ કરવું છે !' તેણે ઘણો વિચાર કર્યો પરંતુ કોઈ માર્ગ ન સૂઝયો. છેવટે તેણે વિદ્યાશક્તિનો આશ્રય લીધો 'અવલોકની' વિદ્યાનું સ્મરણ કર્યું. સ્મરણ કરતાંની સાથે જ દાસીની જેમ 'અવલોકની' વિદ્યા રાવણની સામે ઉપસ્થિત થઈ. બે હાથ જોડીને લંકાપતિને પ્રણામ કર્યા.

'દેવી, હું સીતાનું હરણ કરવા ચાહું છું. મને સહાય કરો.'

'લંકાપતિ, નાગરાજના મસ્તક પર રહેલું રત્ન લેવું સરળ છે, પરંતુ શ્રી રામની પાસે રહેલી સીતાનું અપહરણ કરવું અશકય છે. રાવણ તું તો શું, દેવો કે અસુરો પણ શક્તિમાન નથી !'

દેવીના શબ્દો સાંભળી રાવણ વિલખો પડી ગયો. તેનું મન ખિન્ન બની ગયું. તેણે ચન્દ્રહાસ ખડ્ગ દૂર ફેંકી દીધું અને દેવીના પગમાં પડી ગયો.

'દેવી મારા પ્રાણની રક્ષા કરવા ચાહો, તો મને

અત્યારે ઉપાય બતાવો. સીતા વિના હું જીવી નહીં શકું, મારા પ્રાણ ચાલ્યા જશે...'

પોતાના ભુજદંડથી દુનિયાને કંપાવનાર આજે દીન, હતાશ અને બેબાંળકો બની ગયો. અવલોકની વિદ્યાદેવીના ચરણોમાં તે આળોટતો પડયો.

'બતાવો દેવી, ઉપાય બતાવો, વિલંબ ન કરો...'

'એક ઉપાય છે...'

'શું ? જલ્દી કહો...' રાવણ જમીન પર બેસી ગયો અને ટગર ટગર દેવી તરફ જોઈ રહ્યો.

'શ્રીરામને અહીંથી દૂર કરવા !'

'પણ એ કેવી રીતે જાય...? સીતાને મૂકી તે જાય નહીં...'

'જશે ! સીતા કરતાં પણ શ્રીરામને લક્ષ્મણ પર અપાર સ્નેહ છે ! લક્ષ્મણ અત્યારે ખર વિદ્યાધર સામે લડી રહેલા છે. શ્રી રામે લક્ષ્મણને એક સંકેત આપેલો છે...

'શું શું ?' રાવણ ઊભો થઈ ગયો...

'હે વત્સ ! તું સંકટમાં આવે ત્યારે સિંહનાદ કરજે. હું તારી સહાયે આવીશ...!' જો સિંહનાદ થાય તો શ્રી રામ સીતાને છોડી લક્ષ્મણ પાસે દોડી જાય અને તારું કામ...'

'સરળ થઈ જાય ! ધન્ય દેવી...આપે મારા પર અપાર કૃપા કરી...હવે આપ વિલંબ ન કરો અને 'સિંહ-

નાદ' કરીને રામને સીતા પાસેથી ખસેડી દો...! બસ, પછી થોડી જ ક્ષણોમાં હું મારું કાર્ય પૂર્ણ કરીશ.'

'અવલોકની' વિદ્યા રાવણને પ્રણામ કરી દૂર ચાલી ગઈ. રાવણે ચન્દ્રહાસ ખડ્ગને ઉપાડી ચૂમી લીધું...તે આનંદમાં આવી ગયો...દૂર ઊભેલી સીતાને તે નિહાળી રહ્યો...સીતાના રૂપ-લાવણ્યનું જેમ જેમ તે પાન કરતો ગયો, તેનો કામોન્માદ વધતો ગયો...અધીરતા વધતી ગઈ. તે 'સિંહનાદ' સાંભળવા ઉત્સુક બન્યો.



## સીતાનું અપહરણ

'આર્યપુત્ર, વત્સ લક્ષ્મણ સંકટમાં છે; અન્યથા સિંહનાદ કરે નહીં. આપ વિલંબ ન કરો...ત્વરાથી વત્સ લક્ષ્મણની સહાયે પહોંચી જાઓ.'

'દેવી, સિંહનાદ સંભળાય છે, પરંતુ મને સમજાતું નથી કે જગતમાં અદ્વિતીય બલી લક્ષ્મણને સંકટ કેવી રીતે હોઇ શકે? લક્ષ્મણ અને સંકટ? ન સમજાય એવી વાત છે...'

'આર્યપુત્ર, અત્યારે લાંબું વિચારવાનો સમય નથી. લક્ષ્મણ સંકટમાં છે...આપ શીઘ્ર પધારો...' શ્રીરામ દ્વિધામાં પડ્યા. સીતાજીનો વલોપાત,...લક્ષ્મણજી પ્રત્યેના વાત્સલ્યથી ખૂબ વધી ગયો હતો. શ્રી રામે ધનુષ્ય હાથમાં લીધું અને લક્ષ્મણજી તરફ દોડી ગયા.

રાવણ નાચી ઊઠ્યો. ધીરેથી વૃક્ષઘટાથી બહાર આવ્યો. સીતાજી ગુફાના દ્વારે ઊભાં હતાં. તેમની દૃષ્ટિ તે

દિશામાં હતી કે જે દિશામાં લક્ષ્મણજી યુદ્ધ ખેલી રહ્યા હતા. રાવણ ધીરે પગલે સીતાજીની પાછળ જઇ પહોંચ્યો. સીતાજીને કમરના ભાગેથી પકડયાં અને વીજળી–વેગે ઉપાડીને દોડયો...પુષ્પક વિમાનમાં ચઢાવી દીધાં...

અણધારી...અચાનક આવી પડેલી આપત્તિથી સીતાજી ડઘાઈ ગયાં. તેમણે રાવણને જોયો...પોતાનું અપહરણ કોઈ કરી રહ્યું છે એ કલ્પનાથી તે રડી પડયાં...કરુણ કલ્પાંત કરવા લાગ્યાં. સીતાજીના રુદનથી ગુફાની પાસે વૃક્ષ પર રહેલું જટાયુ પક્ષી ચમકી ઊઠ્યું. તેણે જોયું તો રાવણ સીતાજીને પુષ્પક વિમાનમાં નાંખી ઉપાડી જવાનો પ્રયત્ન કરતો હતો, તે વિશાળકાય પક્ષી ત્વરાથી ઊડીને આવ્યું.

'સ્વામિની, હું અહીં જ છું, ડરો નહીં...ઓ નિશાચર ! 'અધમ પુરુષ, તું ઊભો રહે...' જટાયુએ રાવણ પર સખત હુમલો કરી, પોતાની તીક્ષ્ણ ચાંચથી અને હાથપગના તીક્ષ્ણ નખોથી રાવણની છાતીને છોલી નાખી...દુષ્ટ રાવણે તુર્ત તલવારથી જટાયુની પાંખો કાપી નાંખી...જટાયુ જમીન પર પડી ગયું...રાવણે પુષ્પક વિમાનને આકાશમાર્ગે ગતિશીલ કરી દીધું.

સીતાજીના છાતીફાટ રુદનથી દંડકારણ્ય ભયભીત બની ગયું...'હા લક્ષ્મણ...હા તાતપાદ જનક...હા ભાઈ ભામંડલ આ તમારી સીતાને કોઇ દુષ્ટ હરી જાય છે...આવો, મને બચાવો...મને આ અધમ, નિશાચર પાપાત્માથી બચાવો...' માતાજી ઊંચા સ્વરે રડી રહ્યાં હતાં...પણ શું કરે ?

પુષ્પક વિમાન સમુદ્ર પરથી ઊડી રહ્યું હતું. સમુદ્રની મધ્યમાં આવેલા દ્વીપ ઉપર વિદ્યાધરકુમાર રત્નજટીએ સીતાજીના રુદનને સાંભળ્યું, સીતાજીના મુખથી વારંવાર નીકળતા 'હા રામ...હા લક્ષ્મણ...' શબ્દોથી રત્નજટીએ અનુમાન કર્યું કે 'આ રામપત્ની સીતા જ હોવી જોઇએ. આ પુષ્પક વિમાન રાવણનું છે. જરૂર રાવણ સીતાનું અપહરણ કરી જતો લાગે છે. તેણે વિચાર્યું—'મારા માલિક રાજા ભામંડલની આ બહેન છે...મારે એને છોડાવવી જોઇએ.' રત્નજટીએ આકાશમાર્ગ લીધો. પુષ્પક વિમાન પાસે પહોંચી ગયો. પોતાનુ ખડ્ગ હવામાં ઘુમાવતો રત્નજટી રાવણ તરફ ધસ્યો.

'દુષ્ટ, શું કાગડાની જેમ આમ સીતાને ઉપાડી જાય છે. પહેલાં મારી સાથે યુદ્ધ કર, પછી આગળ વધજે...'

પરંતુ બિચારો રત્નજટી...સહસ્ર વિદ્યાઓના સ્વામી લંકાપતિની સામે એનું શું ગજું! રાવણે રત્નજટીની સર્વ વિદ્યાશક્તિઓને ક્ષણવારમાં હરી લીધી...રત્નજટી નિરાધાર બની નીચે તૂટી પડ્યો...નીચે કંબૂદ્વીપ પર પડ્યો...મૂર્છા દૂર થતાં તેણે કમ્બૂપર્વત પર આશ્રય લીધો.

પુષ્પક વિમાન લંકાના માર્ગે ઊડી રહ્યું હતું. રાવણે વિમાનની ગતિ ધીમી કરી દીધી. તેણે સીતાજી સામે જોયું. તે કામાતુર બની ગયો હતો, પરંતુ સીતાજીની ઇચ્છા વિના તે બલાત્કાર કરવા ચાહતો ન હતો. તે સીતાજીની નજીક સરક્યો.

'હે મૈથિલી ! તું શા માટે રુદન કરે છે? તારે હર્ષ પામવું જોઈએ કે રોવું જોઈએ ? સમસ્ત વિદ્યાધર દુનિયાના સમ્રાટ રાજા દશમુખની તું રાણી બની છો...'

સીતાજીએ કાન પર હાથ દઈ દીધા...રાવણના નફ્-ટાઈ ભર્યા શબ્દો સાંભળવા તેઓ તૈયાર ન હતાં...પરંતુ વિષયવ્યાકુળ રાવણ તો બોલતો જ રહ્યો :

'દેવી, તારા મંદ ભાગ્યથી વિધાતાએ તને વનવન ભટકતા ભિક્ષુક રામ સાથે જોડી ! તારા માટે રામ અનુ-કૂળ પતિ ન હતો...આજે મેં તને સુયોગ્ય સ્થાને મૂકી છે ! તું લંકાની સામ્રાજ્ઞી બનીશ...

'હે સીતા તું એક વાર મને 'સ્વામી' કહીને બોલાવ ...બસ, હું તારો દાસ છું...' રાવણ સીતાનાં ચરણોમાં પડી ગયો. બે હાથ જોડી, દીન વદને તે સીતા પાસે કરગરી રહ્યો. સીતાજીના હૃદયમાં ઘોર ચિંતા, સંતાપ અને ઉદ્વેગ હતો. રાવણ પ્રત્યે તિરસ્કાર અને ઘૃણા વરસાવતાં સીતાજીએ પોતાનું મુખ ફેરવી લીધુ હતું.

રાવણ સીતાજીનાં ચરણોમાં પડી ગયો...સીતાજીએ તુર્ત પોતાના પગ ખસેડી લીધા. પરપુરુષના સ્પર્શથી સતી સ્ત્રીઓ ડરતી હોય છે. સીતાજીએ સિંહણની જેમ ગર્જના કરી.

'નિર્લજ્જ ! નિષ્ઠુર ! પરસ્ત્રીની કામનાનું ફળ તને અલ્પ સમયમાં જ મળશે. દુષ્ટ, તારા આ પાપની શિક્ષા શ્રી રામ અને લક્ષ્મણ તને કરશે. દૂર રહેજે. જો જરા

પણ આગળ વધ્યો છે, તો કાળના મુખમાં ધકેલાઈ જઈશ.'

પુષ્પક વિમાન લંકાના સીમાડામાં પ્રવેશ્યું, લંકાના મહામંત્રીઓ સારણ વગેરે લંકાપતિનું સ્વાગત કરવા સામે આવ્યા સામંતરાજાઓ અને નગરશ્રેષ્ઠિઓ પણ આવી પહોંચ્યા. લંકાની પ્રજાએ રાવણનું સ્વાગત કર્યું.

સીતાજીએ ઉચ્ચ સ્વરે પ્રતિજ્ઞા કરી :

'જ્યાં સુધી શ્રી રામ તથા લક્ષ્મણના ક્ષેમ-કુશળના સમાચાર નહીં મળે ત્યાં સુધી ભોજન નહીં કરું.'

'દેવી...દેવી...આ શું કર્યું ? હવે એ વનભટકું સંન્યાસીઓનું તમારે શું પ્રયોજન છે ? આ સેવક તમારી સેવામાં તત્પર છે...આવી પ્રતિજ્ઞા ન હોય...'

'મારી પ્રતિજ્ઞા અફર છે.' સીતાજીએ મક્કમતાથી કહ્યું. લંકાની પૂર્વ દિશામાં 'દેવરમણ' ઉદ્યાન આવેલું હતું. જે ઉદ્યાનમાં લંકાની ધનાઢ્ય ઘરની સ્ત્રીઓ જ પ્રવેશ કરી શકતી હતી. દેવોનાં ઉદ્યાનોને પણ ભુલાવી દે તેવું એ અનુપમ ઉદ્યાન હતું. રાવણે સીતાજીને 'દેવરમણ' ઉદ્યાનમાં રાખવાનો નિર્ણય કર્યો. 'ત્રિજટા' દાસીને બોલાવી આજ્ઞા કરી :

'મૈથિલી સીતાને દેવરમણ ઉદ્યાનમાં અશોક વૃક્ષની નિકુંજમાં રાખો. તારે મૈથિલીની સેવામાં રહેવાનું. ઉદ્યાનનાં દ્વારો પર સશસ્ત્ર સુભટોને ગોઠવી દો.'

લંકાપતિની આજ્ઞાનું તુર્ત પાલન થયું. સીતાજીને દેવરમણ ઉદ્યાનમાં અશોકવૃક્ષની છાયામાં રાખવામાં આવ્યાં.

રાવણ જાતે બધી વ્યવસ્થા ગોઠવી પોતાના આવાસમાં ચાલ્યો ગયો.

પરંતુ રાવણના દિલમાં શાંતિ ન હતી. કામવાસના તેને સતાવી રહી હતી. હજારો રાણીઓનું અંતેપુર હોવા છતાં તેની વાસના સંતોષાતી ન હતી. તેના દિલમાં 'સીતા'નો જાપ ચાલી રહ્યો હતો. તેને સીતા પર બલાત્કાર કરવો ન હતો અને સીતાને પોતાની રાણી બનાવવી હતી. તેણે દંડકારણ્યથી લંકાના માર્ગમાં સીતાજીને આજીજી પ્રાર્થના કરવામાં જરાય કમી રાખી ન હતી. તે સીતાજીના પગમાં પડી ગયો હતો.

તે રત્ન મઢેલા આવાસમાં આવ્યો, પલંગમાં પડયો, પણ તેને નિદ્રા ન આવી; તેણે ભોજન ન કર્યું...દાસી ભોજનનો થાળ પાછો લઈ ગઈ તે પલંગમાંથી બહાર આવ્યો. મહેલના ઝરૂખામાં ગયો. પૂર્વ દિશામાં આવેલા દેવરમણ ઉદ્યાન તરફ તે જોઈ રહ્યો.

લંકાનો અધિપતિ !

અર્ધભરત ક્ષેત્રનો વિજેતા !

એક હજાર વિદ્યાઓનો સ્વામી !

દશમુખ રાવણ આજે તડફડી રહ્યો છે. તેનું મન વિચારોના વમળમાં અટવાઈ ગયું છે. 'ખરેખર, એ તેજ-પુંજ રામની ઉપસ્થિતિમાં હું સીતાનું હરણ ન કરી શકત. અવલોકની વિદ્યાના સહારે એને હું લઇ આવ્યો...એ માનતી નથી...હા, એક દિવસમાં શાની માને ? થોડા

દિવસ દેવરમણ ઉદ્યાનમાં રહેશે... ધીરે ધીરે રામને ભૂલી જશે. કેવી નમણી નાજુક એની કાયા છે...કાળી કાળી ભ્રમરો... આંખમાં તો જાણે આકાશના તારા ગોઠવાયા છે. કેવું રૂપ, કેવું લાવણ્ય...આહ, ક્યારે એના દેહને...' એને ચક્કર આવી ગયાં...તે ઝરૂખામાં બેસી ગયો.

સૂર્ય અસ્ત થઇ ગયો હતો. લંકાના મહાલયોમાં અને હવેલીઓમાં દીપકોની હારમાળાઓ ઝળહળી રહી હતી. લંકાના રાજમાર્ગો પર પ્રકાશ રેલાઇ ગયો હતો...પરંતુ રાવણના દિલમાં અંધકાર છવાયેલો હતો...અને સીતાજીના હૃદયમાં પણ તિમિર છવાઈ ગયું હતું. રાવણ સીતા માટે ઝૂરતો હતો. સીતાજી શ્રી રામની યાદમાં આંસુ વહાવતાં હતાં.

**મોહની કેવી વિટંબણા છે! કર્મોની કેવી વિચિત્રતા છે!** રાવણને મોહવાસના સતાવી રહી હતી. સીતાજીને કર્મોની વિટંબણા સતાવી રહી હતી. **જીવનમાં કર્મો ક્યારે ખળભળાટ મચાવે, તે કોણ જાણી શકે?** સીતાજી અભિગ્રહ ધારણ કરી શ્રી રામના સમાચારની પ્રતીક્ષા કરી રહ્યાં હતાં. રાવણ એ પ્રતીક્ષા કરી રહ્યો હતો, કે 'ક્યારે સીતા માની જાય અને એને રાણી બનાવી લઉં!'

*

'આર્યપુત્ર, આપ અહીં કેમ આવ્યા? મૈથિલીને એકલાં છોડી આપ કેમ આવ્યા?'

લક્ષ્મણજીએ રામચન્દ્રજીને પોતાની તરફ દોડી આવતા જોઈ પૂછ્યું.

'વત્સ, તારો સિંહનાદ સાંભળી હું દોડી આવ્યો... સંકટમાં સિંહનાદ કરવાનું મેં તને કહેલું...'

'હે આર્ય, મેં સિંહનાદ કર્યો જ નથી! આપે સિંહનાદ સાંભળ્યો? જરૂર કોઈએ આપણને ઠગ્યા છે.'

'શું તેં સિંહનાદ કર્યો જ નથી? તો જરૂર કોઈએ આપણી સાથે કપટ કર્યું...'

'હે પૂજ્ય, મને તો ચોક્કસ સમજાય છે કે મૈથિલીનું અપહરણ કરવા કોઈએ સિંહનાદ કરી આપને આર્યાથી દૂર ખસેડયા...જરૂર આર્યાનું અપહરણ થયું...માટે હે આર્યપુત્ર, આપ હવે એક ક્ષણનો વિલંબ કર્યા વિના આર્યા પાસે પહોંચી જાઓ અને આર્યાની રક્ષા કરો.'

'વત્સ, તું? યુદ્ધમાં...'

'આપ ચિંતા ન કરો. શત્રુઓને પરાજય કરી હું આપની પાછળ જ આવી પહોંચું છું.'

શ્રીરામ ચિંતાતુર બની ગયા. સીતાજીના અપહરણની લક્ષ્મણજીની શંકાએ શ્રી રામનાં રૂંવાડાં ખડાં કરી દીધાં. તેઓ દોડયા...ધડકતા હૃદયે તેઓ દોડયા, જ્યારે ગુફા પાસે આવ્યા...તેમણે જાનકીને ન જોઈ...શ્રી રામ બેબાકળા બની ગયા...મૂર્છા ખાઈ જમીન પર ઢળી પડયા

અયોધ્યાની રાજધાનીનો ત્યાગ કરતાં શ્રી રામને દુઃખ નહોતું થયું. વનવાસે નીકળતાં મૂર્છા નહોતી આવી.

આજે શ્રીરામના જીવનનો અતિ દુઃખમય કરુણ દિવસ હતો. સીતાના વિરહની કલ્પના પણ શ્રી રામે કરી ન હતી... સીતાના અપહરણની વાત સ્વપ્નમાં પણ ક્યારે આવી ન હતી. ક્ષણમાં ક્રોધ અને ક્ષણમાં વિષાદ...

શ્રી રામની મૂર્છા દૂર થઈ...તેઓ ભૂમિ પર બેઠા અને ગુફાના પ્રાંગણમાં જોયું...'જટાયુ' પક્ષી લોહીના ખાબોચિયામાં મૃત્યુના આરે પડેલું હતું...શ્રી રામે નિર્ણય કર્યો.

'જરૂર મારી પત્નીનું કોઈ કપટી દુષ્ટ પુરુષે અપહરણ કર્યું છે. અપહરણથી ક્રોધિત બની આ 'જટાયુ' રક્ષા કરવા ગયો હશે...એ દુષ્ટે આ પક્ષી પર પ્રહાર કરી નિષ્ક્રિય...નિશ્ચેષ્ટ બનાવી દીધું...'

જટાયુનું મૃત્યુ થયું ન હતું. તેના શ્વાસોશ્વાસ ચાલુ હતા. શ્રી રામે શ્રાવક જટાયુને પરલોકનું ભાથું બંધાવ્યું. શ્રી નમસ્કાર મહામંત્ર સંભળાવ્યો. જટાયુનું મૃત્યુ થયું. 'માહેન્દ્ર' દેવલોકમાં એ દેવ થયો.

શ્રી રામને જટાયુના મૃત્યુથી ભારે આઘાત થયો. જ્યારથી શ્રીરામ દંડકારણ્યમાં આવ્યા ત્યારથી જટાયું તેમની નિકટ રહેતું અને શ્રી રામના પરિવારનું એક સભ્ય બની ગયું હતું. તેને જાતિસ્મરણ જ્ઞાન થયેલું હોવાથી, શ્રાવક ધર્મ સ્વિકાર કરેલો. માંસાહાર વગેરેનો તેણે ત્યાગ કરી દીધેલો. સીતાજી જેમ રામ–લક્ષ્મણને ભોજન કરાવતાં તેવી જ રીતે જટાયુને પણ ભોજન આપતાં. મહામુનિના ચરણ-

સ્પર્શથી જટાયુ નીરોગી–કંચનવર્ણી કાયાવાળું બની ગયું હતું...શ્રી રામ જટાયુના મૃત્યુથી વ્યથિત બન્યા.

શ્રીરામે વિચાર્યું: મૈથિલીનું અપહરણ કરનાર શું દંડકારણ્યમાં છુપાયો નહિ હોય ? પરંતુ એ શક્ય નથી... સિંહનાદ કરનાર શત્રુ સામાન્ય કોટિનો નહીં હોય. જરૂર કોઈ બળવાન શત્રુ છે...છતાં જો દંડકારણ્યમાં સંતાયો હોય તો એની ખબર લઉં...' શ્રી રામ દંડકારણ્યમાં સીતાજીને શોધતા ભટકવા લાગ્યા...હે સીતે...હે પ્રિયે ...હે મૈથિલી...' પોકારો કરતા શ્રી રામ દંડકારણ્યના એક એક વૃક્ષ...એક એક ગુફા...એક એક ખીણમાં અને કોતરોમાં ફરી વળ્યા...સીતા તેમને ન મળી. તેઓ ગુફાના પ્રાંગણમાં જટાયુ પક્ષીના વૃક્ષ નીચે બેસી ગયા...તેમના મનમાં સીતા સિવાય કંઈ ન હતું...સીતાના વિચારોમાં ડૂબી ગયા.

'એનું વત્સ લક્ષ્મણ પણ કેટલું વાત્સલ્ય...લક્ષ્મણના સંકટનો સંકેત મળતાં એ અધીર બની ગઈ...એણે કેટલો બધો આગ્રહ કર્યો...મને ઠપકો આપ્યો... 'વત્સ સંકટમાં છે...છતાં તમે કેમ જતા નથી ? તમે વત્સ લક્ષ્મણ પર આટલા નિર્દય...' હા, જો તેણે આગ્રહ ન કર્યો હોત તો હું ન જાત. મને વિશ્વાસ હતો કે લક્ષ્મણ અજોડ વીર છે, એની સામે હજારો સુભટો આવી જાય...તોય લક્ષ્મણ પાછો ન હટે...અને મૈથિલી લક્ષ્મણ પ્રત્યેના વાત્સલ્યમાં પોતાની સુરક્ષા ભૂલી ગઈ...' હું એકલી અહીં રહીશ કેવી રીતે ? દુશ્મનો દંડકારણ્યમાં ઘૂસી આવ્યા છે. કોઈ

મને...' આવો તો વિચાર જ એણે ના કર્યો...નહીંતર મને જવા ન દેત. જ્યારે એ દુષ્ટે સીતાને ઉપાડવાનો પ્રયત્ન કર્યો હશે ત્યારે તે કેટલી તરફડી ઊઠી હશે? તેણે જરૂર મને અને લક્ષ્મણને પોકાર કર્યા હશે...કરુણ રુદન કર્યું હશે...અરે, જ્યાં એ હશે...એનું રૂદન ચાલુ જ હશે. ...એણે ખાધું નહી હોય...એ નહીં ખાય...મને ભોજન કરાવીને, લક્ષ્મણને ભોજન કરાવીને એ રોજ ભોજન કરતી....કેટલા સ્નેહથી...પ્રેમથી, એ ભોજન કરાવતી? મારી છાયાની જેમ એ મારી સાથે રહેતી. એનું અપહરણ કરનાર અધમ એને ભોજન કરવા આગ્રહ તો કરશે જ ...પણ મૈથિલી ભોજન નહીં જ કરે! એ જરાય મચક નહીં આપે. પ્રાણ કરતાં પણ શીલને એ વધુ સમજે છે. ...હા, પેલા, દિવસે...નિદ્રામાં પણ એ મારું જ નામ જપતી ન હતી? 'આર્યપુત્ર'... એના આત્માના પ્રદેશેપ્રદેશે હું છવાયેલો છું...અને મારા આત્મામાં પણ એ જ છે ને?

લક્ષ્મણને આવી જવા દો, મારો એ પરાક્રમી...મહાવીર ભ્રાતા ગમે ત્યાંથી આર્યાને શોધી કાઢશે, કોઇ દેવ કે અસુર આર્યાને આકાશમાં લઈ ગયો હશે, લક્ષ્મણ એનો પરાભવ કરી આર્યાને લઈ આવશે. કોઇ ભૂત-વ્યંતર પાતાલમાં લઇ ગયો હશે...લક્ષ્મણ એને ચૂર-ચૂર કરી આર્યાને લઈ આવશે. કોઈ દુષ્ટ મનુષ્યે કે વિદ્યાધરે દેવીને ઉપાડી જવાની ધૃષ્ટતા કરી હશે, લક્ષ્મણ એના ટુકડા કરી સમુદ્રમાં ફેંકી દેશે...આર્યાને લઇ આવશે. મારો લક્ષ્મણ ...હા, એ જ્યારે અહીં આવશે...એ જાણશે કે મૈથિલીનું

અપહરણ થઇ ગયું છે...એ બેહોશ બની જમીન પર તૂટી પડશે...ક્રોધથી એ ધમધમી ઊઠશે...એના આવેશથી પૃથ્વી કંપી જશે...!

પણ...સીતાનું અપહરણ કરવાનું શું પ્રયોજન હશે? શું પેલી માયાવિની મારી સાથે લગ્ન કરવા આવેલી, મેં લક્ષ્મણ સાથે પરણવાનું કહી એની મજાક ઉડાવેલી એ રોષે ભરાઇને ગયેલી...એનું તો આ કામ નહીં હોય... સ્વમાન-ભંગનો બદલો લેવા તો એણે આ કામ નહિ કર્યું હોય ને? ભલે, એના પાપનો બદલો એને મળી રહેશે...'

શ્રી રામનું મન સીતાજીના વિચારોથી ઊભરાઇ રહ્યું હતું. રોજની આનંદગુંજતી ગુફા...કલ્લોલ કરતાં પક્ષીઓ ...અહીંતહીં દોડતા હરણો...બધું આજે શૂન્ય હતું. સીતા વિનાની ગુફા જોઇ હરણોનાં મુખ મ્લાન બની ગયાં હતાં. તે શોકમગ્ન રામ સામે દીન બની ટગર ટગર જોઈ રહ્યાં હતાં. પક્ષીઓ મૌન બની સીતાવિરહની વ્યથા અનુભવી રહ્યાં હતાં. બીજું તો ત્યાં કોણ હતું કે જે શ્રી રામના દુઃખમાં સહાનુભૂતિ બતાવે? અને સહાનુભૂતિ બતાવનાર પણ શ્રી રામના દુઃખને દૂર કરવા શક્તિમાન ક્યાં હતાં!

શ્રી રામને પણ દુઃખ? જે પુરુષોત્તમ હતા, જે અજોડ બલી અને મહાન પુણ્યશાલી હતા તેમને પણ દુઃખ! અયોધ્યાથી હજારો માઇલ દૂર...ક્યાં અયોધ્યા ને ક્યાં દંડકારણ્ય! દંડકારણ્યમાં પણ જાણે અયોધ્યા વસી ગઇ હતી...પરંતુ એ અયોધ્યાને રાવણે લૂંટી...બરબાદ કરી...અને શ્રી રામના જીવન પર દુઃખની કરુણ છાયા આવી ગઇ.

**જીવન સાથે જાણે દુઃખ જડાયેલું હોય છે! દુઃખ વિનાનું જીવન આ પૃથ્વી પર તો નથી... મોક્ષમાં એવું જીવન છે, એમ કેવળજ્ઞાની ભગવંત કહી ગયા છે...પણ મોક્ષનો માર્ગ? કેવો વિકટ, અટપટો અને કષ્ટસાધ્ય છે!**

શ્રી રામને વિચારોનો એક આંચકો આવ્યો ને તેઓ ખળભળી ઊઠયા...મૈથિલીનું અપહરણ કરી જનાર જો મૈથિલી પર બલાત્કાર કરવા જશે તો? મૈથિલી એને પ્રાણના ભોગે પણ વશ નહીં થાય. જો એ પ્રાણનો ત્યાગ...' શ્રી રામ આગળ ન વિચારી શકયા. તેમને મૂર્ચ્છા આવી ગઈ...

નિસર્ગના મંદ વાયુથી અને પક્ષીઓએ સરોવરમાંથી પોતાની પાંખોમાં ભરી લાવેલા પાણીના છંટકાવથી શ્રી રામની મૂર્ચ્છા દૂર થઈ...પણ તેઓ નાના બાળકની જેમ રડી પડયા...તેમણે પશુઓને રડાવ્યાં, પક્ષીઓને રડાવ્યાં... ગુફાના પથ્થરોમાંથી પણ આંસુ ટપકવા લાગ્યાં...

શ્રી રામના જીવનનો એ કરુણ દિવસ...દુઃખદ ક્ષણો... હૃદયની અકળ વેદનાં...વિલાપ અને વ્યથાનું વર્ણન કોઈ કવીશ્વરે કર્યું નથી...કોણ કરી શકે? એ વર્ણન કરવાના શબ્દો જ નથી.



## પાતાળલંકામાં

'હે જયેષ્ઠ, લક્ષ્મણ સાથે હું યુદ્ધ કરીશ આપ દૂર રહી આપના લઘુ બાંધવના પરાક્રમને જુઓ.' ત્રિશિરે ખર-વિદ્યાધરને વિનંતિ કરી. ખર પોતાના લઘુબંધુ ત્રિશિર પર પ્રસન્ન થયો અને યુદ્ધના મોરચે રથારૂઢ બની ત્રિશિર આગળ આવ્યો. લક્ષ્મણજીએ ધનુષ્યનો ટંકાર કર્યો અને તીરોની વર્ષા કરી દીધી. ખરના ચૌદ હજાર સૈનિકોએ લક્ષ્મણજી પર તીરો વર્ષાવવાં શરૂ કર્યાં. ત્રિશિર લક્ષ્મણ-જીની નિકટ પહોંચી ગયો !

લક્ષ્મણજી પણ રથારૂઢ હતા. લક્ષ્મણજીનો રથ અને ત્રિશિરનો રથ—સામસામા આવી ગયા.

'અરે, નિરપરાધીના ઘાતક, આજે તારું આવી બન્યું છે. તને પણ શંબૂકના માર્ગે...' ત્રિશિરે લક્ષ્મણજીને આહ્વાન કર્યું... લક્ષ્મણજીએ એના જવાબમાં બે તીર છોડયાં... ત્રિશિરના રથના અશ્વો વીંધાઇ ગયા... અને

લક્ષ્મણજીએ પોતાના રથને ત્રિશિરના રથની પડખે લીધો... ત્રિશિર રથ બદલે તે પહેલાં લક્ષ્મણજીએ સૂર્યહાસ ખડ્ગથી ત્રિશિરનો વધ કર્યો.

ખરના સૈન્યમાં ત્રિશિર–વધથી ખળભળાટ મચી ગયો. સૈન્ય પાછું હઠવા લાગ્યુ, ત્યાં લક્ષ્મણજીએ પોતાની પાછળ કોલાહલ થતો સાંભળ્યો. તે વિચારમાં પડી ગયાઃ 'શું ખરે બે બાજુથી હુમલો કર્યો?' પરંતુ એ આગળ વિચારે તે પૂર્વે તો એક નવજવાન અશ્વારૂઢ બનેલો; વેગથી લક્ષ્મણજી પાસે આવી પહોંચ્યો. તેણે લક્ષ્મણજીને પ્રણામ કર્યા; અને નિવેદન કર્યું:

'હે મહાભૂજ! પાતાલલંકાના અધિપતિ મહારાજા ચંદ્રોદરનો હું પુત્ર છું. મારું નામ વિરાધ. મારા પિતાને પાતાલલંકામાથી ભગાડી દઈ ખરે પાતાલલંકાનું રાજ્ય લીધેલું છે...આ બધા રાવણના પાળેલા કૂતરા છે! હે પરાક્રમી! હું આપનો સેવક છું, આપનો શત્રુ મારો પણ શત્રુ છે...હું વિશાળ સૈન્ય તૈયાર કરી આપની સેવામાં ઉપસ્થિત થયો છું...આપ તો સહસ્રકિરણ સદૃશ પ્રકાશમાન છો. આવા શત્રુનું દમન કરવું આપના માટે ખેલ છે... છતાં આપના સેવકને જ આજ્ઞા કરો...મારા પિતાને દુઃખ દેનાર ખરને આજે હું ભૂશરણ કરીશ...'

વિરાધનાં વીર વચનો સાંભળી લક્ષ્મણજી પ્રસન્ન થયા. તેમના મુખ પર સ્મિત ફરકી ગયું.

'હે કુમાર, હું શત્રુઓનો સંહાર કેવી રીતે કરું છું

તે તું જો! કોઈની સહાયથી વિજય મેળવવો તે મારા માટે લજ્જાજનક છે! હા, આજથી મારા જયેષ્ઠ શ્રીરામ તારા સ્વામી છે અને આજે જ હું તને પાતાલલંકાના રાજસિંહાસને સ્થાપિત કરું છું.'

ત્રિશિરના વધના સમાચાર ખરને મળતાં તે ધૂંધવાઈ ઊઠયો. રથમાં આરૂઢ થઇ ખર લક્ષ્મણજીને લલકારતો સામે આવી પહોંચ્યો. ત્યાં તો લક્ષ્મણજી પાસે વિરાધને પણ જોયો...ખરનો કોપ ફાટી નીકળ્યો, તેણે ગર્જના કરી.

'હે પુત્રઘાતક, મારા પુત્રનો...કે જે સાધના કરતો હતો, તેનો વધ કરીને તું પણ તેની પાસે જા...રાંકડા વિરાધની મૈત્રીથી તું તારી રક્ષા નહીં કરી શકે...તૈયાર થઈ જા...પરલોકની યાત્રા માટે...'

'અરે મદાંધ ખર, ત્રિશિર તારો જ અનુજ હતો ને? તારા પુત્રને મળવા તે આતુર હતો...તો મેં તેને તેની પાસે મોકલી દીધો! હવે તારી ઇચ્છા જો ભાઇ અને પુત્રને મળવાની હોય તો તને પણ ત્યાં મોકલવા આ ધનુષ્ય સાથે હું તૈયાર જ ઊભો છું! હે મૂઢ! તારો પુત્ર તો મારા પ્રમાદથી મરાયો હતો, જેમ ચાલતાં અજાણતાં પગ નીચે કુંથુઓ ચગદાઇ જાય તેમ, ત્યાં મારું કોઇ પરાક્રમ ન હતું! પરાક્રમ તો આજે તું જોઇશ. હું તારું તર્પણ યમરાજને કરીશ ત્યારે યમરાજ પણ મારા પરાક્રમ પર ઓવારી જશે! તું તારી જાતને સમર્થ સુભટ સમજે છે ને?'

ખર લક્ષ્મણજી પર તૂટી પડયો. તેના હજાર સુભટોએ

એકસામટો ધસારો કર્યો. વિરાધે પોતાના સૈન્યને ખરના સૈન્યમાં ધસી જઈ, ઘાસની જેમ શત્રુઓને કાપવાની આજ્ઞા કરી અને પોતે લક્ષ્મણજીનો અંગરક્ષક બની રથની ચારે કોર પોતાના અશ્વને ઘુમાવતો શત્રુઓના પ્રહારોને વિફલ કરવા લાગ્યો હતો.

ખરે પોતાના રથને લક્ષ્મણજીના રથ સાથે ભીડાવી દીધો અને શસ્ત્રોના સખત પ્રહાર કરવા લાગ્યો. લક્ષ્મણજીના એક એક તીરને નિષ્ફળ બનાવતો; વળતા હુમલા કરી લક્ષ્મણજીને હંફાવવા લાગ્યો. બીજી બાજુ વિરાધના સૈન્યે ખરના સૈન્યમાં હાહાકાર મચાવી દીધો. વિરાધ પોતાના સૈનિકોનો જુસ્સો વધારતો, સૈન્યમાં ઘૂસી ગયો અને બે હાથમાં લાંબી તલવારો ઘુમાવતો, ખેડૂત ઘાસ કાપે તેમ શત્રુનાં શિર ધડથી જુદાં કરવા લાગ્યો.

આકાશમાં દેવવાણી થઈ :

'વાસુદેવ જેવા અજેય શક્તિશાળીની સામે ખરનું પરાક્રમ ખરેખર, પ્રતિવાસુદેવ કરતાં પણ અધિક છે!'

ખરે પોતાના રથને ઘુમાવ્યો અને લક્ષ્મણજીની અડોઅડ આવી ગયો ને ખડ્ગનો એક ભયંકર પ્રહાર લક્ષ્મણજી ઉપર કર્યો પરંતુ લક્ષ્મણજીએ વળતો પ્રહાર કરી ખરના ખડ્ગને તોડી નાંખ્યું.

લક્ષ્મણજીને વિષાદ થયો : 'શત્રુના વધમાં આટલો વિલંબ મારા માટે લજ્જાસ્પદ છે...' લક્ષ્મણજી અચાનક છલાંગ મારી ખરના રથમાં કૂદી પડ્યા અને કટારીના એક જ પ્રહારે ખરનો શિરચ્છેદ કરી નાંખ્યો...

ખરનો ભાઈ દૂષણ બચેલું સૈન્ય લઈ ભાગી નીકળ્યો. વિરાધ લક્ષ્મણજી પાસે આવી પહોંચ્યો. વિરાધનું સૈન્ય પણ વિજયનો આનંદ અનુભવતું, લમક્ષણજીનો જય જયકાર કરતું આવી ગયું.

પરંતુ લક્ષ્મણજીની વામ–ચક્ષુ સ્ફૂરાયમાન થવા લાગી. તેમનું હૃદય કોઈ અશુભની શંકાથી કંપી ઊઠ્યું. મનોમન તેમણે આર્યપુત્ર અને મૈથિલીનું શુભ ચિંતવ્યું.

*

ગુફાનું શૂન્ય પ્રાંગણ.

વૃક્ષ નીચે લોહીભીનું જટાયું પક્ષી.

અને સીતા વિનાના એકલવાયા રામ.

લક્ષ્મણજીને ઘોર વિષાદ થયો. તેઓ શ્રી રામની સામે આવી નિઃશબ્દ સ્તબ્ધ બની ઊભા રહી ગયા.

વિરાધ કંઈ સમજી શકતો નથી...યુગપુરુષોના વિષાદના કારણને તે સમજી શકતો નથી. તે દૂર ઊભો રહી ગયો.

શ્રી રામની દૃષ્ટિ આકાશ તરફ મંડાયેલી હતી. તેમનું મુખ સુકાયેલી અશ્રુધારાથી વિષાદપૂર્ણ હતું. તેઓ બોલ્યા :

'હે વનદેવતા, હું વનમાં ભટક્યો, સીતાને શોધી, મેં જાનકીને ન જોઈ. હે વનદેવતા, શું તમે પણ જાનકીને નથી જોઇ ? કહો વનદેવતા, જાનકીને કોણ લઇ ગયું ? હાય, ભૂત અને પશુઓથી ભરેલા ભીષણ વનમાં એકાકિની સીતાને મૂકી લક્ષ્મણ પાસે ગયો...અને હજારો રાક્ષસ સુભટોની

વચ્ચે એકાકી લક્ષ્મણને મૂકી પુનઃ હું અહીં આવી ગયો. ધિક્કાર હો દુષ્ટબુદ્ધિ એવા મને...હે સીતે...હે પ્રિયે... મેં તને નિર્જન અરણ્યમાં કેમ મૂકી દીધી...હા વત્સ લક્ષ્મણ, યુદ્ધના સંકટમાં મેં તને છોડી દીધો...'

શ્રી રામ મૂચ્છિત થઈ ભૂમિ પર ઢળી પડયા...પક્ષીઓએ કરૂણ આક્રંદ કર્યું...લક્ષ્મણજી શ્રી રામ પાસે બેસી ગયા. શીતલ વાયુના ઉપચારથી મૂર્છા દૂર થઈ. લક્ષ્મણજીએ કહ્યું :

'હે આર્યપુત્ર, આપનો ભ્રાતા લક્ષ્મણ શત્રુઓને જીતી, આપની પાસે જ ઉપસ્થિત છે...હે જયેષ્ઠ, ચિંતા ન કરો, શોક ન કરો.'

શ્રી રામે લક્ષ્મણજીને જોયા...લક્ષ્મણના પીયૂષ સદૃશ શબ્દોથી શ્રી રામ પ્રફુલ્લિત થયા...લક્ષ્મણજીને ભેટી પડયા. લક્ષ્મણજીની આંખો આંસુઓથી ભરાઈ ગઈ. આંસુભરી આંખે બોલ્યા :

'કોઈ માયાવીએ આર્યાના અપહરણ માટે જ સિંહનાદ કર્યો...પરંતુ હું પ્રતિજ્ઞા કરું છું કે એ માયાવીના પ્રાણો સાથે જ જાનકીને લાવીશ. પરંતુ હાલ તુર્ત એ તપાસ કરીએ કે આર્યાનું અપહરણ કોણે કર્યું અને હાલ આર્યા ક્યાં છે ?'

'આપનું કથન યથાર્થ છે સૌમિત્રી, આર્યાની તપાસ કરવા હું સુભટો રવાના કરું છું.' વિરાધે સુભટોને સીતાજીની

પરિશોધ માટે રવાના કર્યા. સેંકડો સૈનિકો દંડકારણ્યની ચારે દિશાઓમાં રવાના થઇ ગયા.

શ્રી રામે વિરાધ સામે જોયું. વિરાધે શ્રી રામનાં ચરણોમાં પ્રણામ કર્યા. લક્ષ્મણજીએ વિરાધનો પરિચય કરાવી કહ્યું :

'સ્વામિન્ ! વિરાધને એના પિતાના રાજ્ય પર સ્થાપિત કરો. ખર સાથેના યુદ્ધમાં મેં એને વચન આપ્યું છે.'

'વચનનું પાલન કરવું જ જોઇએ વત્સ ! આર્યાના સમાચાર મળ્યેથી, પાતાલલંકા પર વિરાધનો રાજ્યાભિષેક કરી દઇશું.'

'આપની મહાન કૃપા.' વિરાધે શ્રી રામને પ્રણામ કર્યા. સીતાજીની પરિશોધ માટે ગયેલા સુભટોની રાહ જોતા ત્રણે ત્યાં બેઠા. શ્રી રામ વારંવાર વેદનાથી કરાહતા હતા. લક્ષ્મણજી વારંવાર ક્રોધથી દાંતો વડે અધરને દબાવતા હતા. વિરાધ ચારે દિશામાં દૂરદૂર સુધી દૃષ્ટિ નાંખી સુભટોના આગમનની તપાસ કરતો હતો.

સંધ્યા-સમયે સુભટો નિરાશ વદને પાછા આવવા લાગ્યા. શ્રી રામ ઉત્સુકતાથી સામે દોડી જઇ સીતાના સમાચાર પૂછવા લાગ્યા...પરંતુ સુભટો જ્યારે પોતાનાં મુખ નીચાં કરી નિરુત્તર રહેતાં, શ્રી રામ હતાશ થઇ જતા. બધા જ પાછા આવી ગયા. શ્રી રામે કહ્યું :

'તમે તમારી શક્તિ અનુસાર પુરુષાર્થ કર્યો. સીતાની ભાળ ન મળી તેમાં તમારો શો દોષ ? જ્યાં દૈવ વિપરીત

હોય ત્યાં તમે હો કે બીજો કોઈ હો, શું કરી શકે ?'

શ્રી રામ નિરાશ થઈ ગયા. લક્ષ્મણજી મૌન હતા. ત્યાં વિરાધે શ્રી રામને કહ્યું :

'સ્વામિન્ ! નિરાશ ન થાઓ. **'અનિર્વેદોશ્રિયો મૂલમ્' ઉત્સાહ સંપત્તિનું મૂળ છે.** આપ ઉત્સાહ રાખો. હું આપનો સેવક છું; આપની સેવામાં તત્પર છું. આપ પાતાલલંકા પધારો. પાતાલલંકામાં મને પ્રવેશ કરાવી દો. ત્યાં સીતાજીની ભાળ મેળવવી સુલભ બનશે.

લક્ષ્મણજી બોલ્યા : વિરાધનું કહેવું ઉચિત છે, પાતાલ-લંકામાં રહીને સીતાજીની તપાસ કરવી–કરાવવી સરળ બનશે અને વિરાધનો રાજ્યાભિષેક પણ થઈ જશે.'

શ્રી રામે વાત માન્ય કરી.

સૈન્ય સાથે શ્રી રામ, લક્ષ્મણ અને વિરાધે દંડકારણ્ય-માંથી પ્રયાણ કર્યું. ક્રમશઃ તેઓ પાતાલલંકાની સીમમાં પ્રવેશ્યા.

પાતાલલંકામાં ખરનો પુત્ર 'સુંદ' વિશાળ સૈન્ય સજીને બેઠો હતો. તેને સમાચાર મળી ગયા હતા કે વિરાધ પાતાલલંકાનું રાજ લેવા ક્યારેક આવશે જ !

સુંદે વિરાધ પર સખત હુમલો કરી ઘોર સંગ્રામ ખેલવા માંડયો. વિરાધે સુંદનો ઘાટ ઉતારવા માટે મરણિયા બની ઝૂઝવા માંડયું. બંને સૈન્યો વચ્ચે તુમુલ યુદ્ધ મચી ગયું. ચન્દ્રનખા પણ પુત્રરક્ષા માટે સુંદના રથમાં ગોઠવાયેલી હતી. તેણે વિરાધના સૈન્યની મોખરે શ્રી રામ લક્ષ્મણજીને

જોયા...તે ભયથી ફફડી ઊઠી...તેણે સુંદને કહ્યું :

'બેટા, તારા પિતાજીને અને તારા ભાઇને યમલોકમાં પહોંચાડનાર લક્ષ્મણ વિરાધના પક્ષે છે...યુદ્ધ કરવામાં સાર નથી. 'જીવતો નર ભદ્રા પામે,' માટે આપણા બચેલા સૈન્ય સાથે લંકામાં તારા મામાને શરણે જવું એ જ ઉચિત છે.'

સુંદ પૂરા જુસ્સાથી, પરાક્રમ બતાવતો લડી રહ્યો હતો. પિતા અને ભાઇના વધનો બદલો લેવાના તેના કોડ હતા. માતાનાં વચનો સાંભળી તે અકળાઈ ઊઠયો :

'મા, આ યુદ્ધના ખેલ છે, તું આમાં વચ્ચે ન આવે તો સારું. લક્ષ્મણના પરાક્રમને હું જોઈ તો લઉં...'

'બેટા, ચૌદ હજાર સુભટો અને તારા પ્રબળ પરાક્રમી પિતા...એમની સામે એકલા હાથે ઝઝૂમનાર અને વિજય મેળવનાર લક્ષ્મણના પરાક્રમને શું હજુ જોવાનું બાકી છે ? વળી શ્રી રામ પણ જો, દૂર ઊભા સંગ્રામને નિહાળી રહ્યા છે...એમનો પ્રભાવ તો ગજબ જ છે...માટે જલ્દી અહીંથી ખસી જવું એ હિતકારી છે

ચન્દ્રનખાએ સુંદને ખૂબ આગ્રહ કર્યો.

'મા, શત્રુનું બળ આપણાથી અધિક છે, માટે આપણે નહીં જીતી શકીએ. આ કલ્પના આવી એટલે જ પરાજય થઇ ચૂકયો ! ખેર, તારો આગ્રહ છે, તો આપણે નથી લડવું. ચાલો લંકા...'

સુંદે રથને ધીરે ધીરે યુદ્ધના મેદાનમાંથી બહાર કરવા માંડયો. સુંદનું સૈન્ય પણ હટવા માંડયું. વિરાધે જોયું કે સુંદ પાછળ હટી રહ્યો છે, તેણે સતત ધસારો

કર્યો અને પાતાલલંકામાં પ્રવેશવાનો માર્ગ સાફ કરી દીધો. સુંદ બચેલા સુભટો સાથે લંકાના રસ્તે રવાના થઇ ગયો.

શ્રી રામ તથા લક્ષ્મણજી સાથે વિરાધે ભવ્ય દબદબા-પૂર્વક પાતાલલંકામાં પ્રવેશ કર્યો...પાતાલલંકાને ખર-રાજાએ ખૂબસૂરત બનાવી હતી, રાવણની લંકાની જાણે પ્રતિકૃતિ જોઈ લો.

પાતાલલંકાના રાજમાર્ગો, વિનયસ્થંભો, મંદિરો... બધું જ ભવ્ય, કલાત્મક અને નયનરમ્ય હતું.

વિરાધે શ્રી રામને ખર–રાજાના મહેલમાં રહેવા અભ્યર્થના કરી અને પોતે યુવરાજ સુંદના મહેલમાં નિવાસ કરી રહ્યો. પિતાનું રાજ્ય પુનઃ પ્રાપ્ત કરવાના આનંદથી વિરાધ ખૂબ જ પ્રસન્ન હતો. શ્રી રામ–લક્ષ્મણના ઉપકારનું સ્મરણ કરતો વિરાધ તેઓની સેવામાં તત્પર રહેતો હતો. પરન્તુ શ્રી રામ બેચેન રહેતા હતા. લક્ષ્મણજી ઉદ્વિગ્ન હતા.

'વિરાધ, મૈથિલીના કોઈ સમાચાર મળ્યા?'

'ના પ્રભુ, ચરપુરુષોને ભિન્ન ભિન્ન દ્વીપો પર મોકલ્યા છે. તપાસનું કામ ચાલુ જ છે. પરન્તુ હજુ સુધી કોઈ શુભ સમાચાર પ્રાપ્ત થયા નથી.'

'તો પછી અમારે અહીં બેસી રહેવું કેવી રીતે? લક્ષ્મણ, ચાલો આપણે સીતાની શોધ કરીએ...અહો, મૈથિલીનું શું થયું હશે?' રામે નિસાસો નાખ્યો.

'હે પૂજ્ય, આપને શોધવા જવાની જરૂર નથી. હું

એ કાર્યમાં દિનરાત પરોવાયેલો છું. મારા વિશ્વાસપાત્ર સુભટો દ્વારા કામ ચાલુ જ છે. આપ કૃપા કરી ધૈર્ય ધારણ કરો.' વિરાધે શ્રી રામને વિનંતી કરી.

વિરાધે પાતાલલંકા આવી પહેલું કામ સીતાજીની પરિશોધ કરવાનું જ શરૂ કર્યું હતું. પરન્તુ એને સીતાજીના કોઇ સમાચાર મળી રહ્યા ન હતા, એ ચિંતાતુર હતો, પણ શું કરે?

*

ચન્દ્રનખા લંકા પહોંચી.

રોતી ને કકળતી...છાતીફાટ રુદન કરતી રાવણ પાસે જઈ તેણે કહ્યું :

'તારા જેવો વિશ્વવિજેતા મારો ભાઇ હોવા છતાં હું તો લૂંટાઈ ગઇ, મારું સર્વસ્વ હરાઈ ગયું...'

'શું થયું?' ચિંતાતુર રાવણે સહજ ભાવે પૂછ્યું.

'શું થયું? થવામાં કાંઈ જ બાકી રહ્યું નથી!'

'એટલે?'

'પુત્ર શંબૂક હણાયો...'

'જાણું છું.'

'તારા બનેવી યુદ્ધમાં હણાયા...' ચન્દ્રનખા પોકે પોકે રડી પડી.

'શું એ જ રામ–લક્ષ્મણના હાથે?'

'હા...'

રાવણના મુખ પર ગ્લાનિ છવાઈ ગઇ. તે વિચારમાં પડી ગયો.

'પાતાલલંકા પણ ગઈ...'

'કેવી રીતે ?'

'ચન્દ્રોદરનો પુત્ર વિરાધ...મોટું સૈન્ય લઇને આવ્યો. વળી પેલા રામ-લક્ષ્મણને પણ લેતો આવ્યો...પુત્ર સુંદ યુદ્ધ કર્યું, પરંતુ તું એ રામ-લક્ષ્મણને નથી ઓળખતો... અમે ભાગી આવ્યાં.'

રાવણ સિંહાસન ઉપરથી ઊભો થઇ ગયો. ચન્દ્રનખાના શબ્દોએ એના હૃદયમાં ખળભળાટ મચાવ્યો...તું એ રામ-લક્ષ્મણને નથી ઓળખતો...

'શું એ ભાઇઓ એવા બળવાન છે ? હા, મેં રામને જોયા હતા...એના અંગેઅંગમાંથી તેજ નીતરતું હતું... તેની ગૌરવર્ણી કાયામાંથી પૌરુષ બહાર પડતું હતું...તેની સન્મુખ જતાં પણ મારા પગ ધ્રૂજી ગયા હતા...અને ?... અવલોકની વિદ્યાદેવીએ પણ શું કહ્યું હતું ? 'રામની હાજરીમાં કોઇ દેવ કે અસુર પણ સીતાનું અપહરણ કરવા સમર્થ નથી...' રામની ધાક વિદ્યાશક્તિઓ ઉપર પણ છે! કહે છે કે રામનો ભાઈ લક્ષ્મણ પણ અજોડ પરાક્રમી છે... એણે એકલે હાથે ચૌદ હજાર રાક્ષસ સુભટો રણમાં રોળી નાંખ્યા...ખર જેવા પ્રખર પ્રતાપી રાજાનો શિરચ્છેદ કર્યો...અને હવે પાતાલલંકામાં આવી વસ્યા !'

રાવણ પોતાના મંત્રણાખંડમાં આંટા મારવા લાગ્યો... તેનું ચિત્ત ચન્દ્રનખાની વાત પર ગંભીર વિચાર કરવા લાગ્યું.

'તે ભાઈઓ સાથે વિરાધ પણ ભળી ગયો છે. તેઓ સીતાની શોધ જરૂર કરશે. સીતાને પાછી મેળવવા આકાશ-પાતાળ એક કરશે...પરંતુ...કોઈ ચિંતા નહીં, લંકામાંથી સીતાને લઈ જવી દેવ-અસુરો માટે પણ દુષ્કર છે. હજી તેમણે દશમુખના પરાક્રમને જોયું નથી; મારી સામે કોણ ટકી શક્યું છે? સહસ્રકિરણ, ઈન્દ્ર, યમ, કુબેર ...પોતાને કેવા સમજતા હતા? છતાંય ધૂળ ચાટતા થઈ ગયા...ભલેને રામ-લક્ષ્મણ ધમપછાડા કરે, એમનું કંઈ વળવાનું નથી.

'હા સીતા જો માની જાય...મારા અનુનયને માન આપી મારી રાણી બની જાય...બસ પછી રામ લક્ષ્મણ કંઈ જ કરી શકે તેમ નથી...સીતાને કેવી રીતે સમજાવવી? રોજ એને સમજાવું છું....ત્રિજટા પણ એને ઓછું સમજાવે છે? પણ તે તો ભોજન પણ કરતી નથી.

'આવી સ્ત્રી મેં જોઈ નથી! હજાર વિદ્યાધર કન્યાઓનું મેં અપહરણ કર્યું...મારે જરાય પ્રયત્ન કરવો પડયો નહિ, મારી ઈચ્છાને વશ થઈ ગઈ...પણ સીતા... હું એનો ત્યાગ કરી શકું તેમ નથી...એ મને ધુત્કારે છે, મારું અપમાન કરે છે, મારા પ્રત્યે તિરસ્કાર વરસાવે છે ...છતાં એના પ્રત્યે મારો રાગ ઘટતો નથી...દિન પ્રતિદિન મારો રાગ વધતો જાય છે...સમજાતું નથી...મને શું થઈ ગયું છે?

'સીતા...સીતા જ છે. મંદોદરી જેવી રૂપરાણી પણ સીતા આગળ ઝાંખી પડી જાય છે...એના વિના મારું

જીવન નીરસ છે...લંકાનું સામ્રાજ્ય તુચ્છ છે....વૈભવ-સંપત્તિનું મૂલ્ય નથી.

રાવણનું ચિત્ત વિહ્વળ બની ગયું. તેણે ચન્દ્રનખાને રહેવા જુદો મહેલ આપ્યો, લંકામાં આનંદથી રહેવાનું આશ્વાસન આપ્યું. રાવણ ખુદ દુઃખી હતો...ચન્દ્રનખાના દુઃખને સમજવાની તેની માનસિક સ્થિતિ ન હતી.

સીતાજીને મનાવી લેવા, સમજાવી દેવા, ઇચ્છાનુકૂલ બનાવી દેવા....રાવણ યોજનાઓ વિચારવા લાગ્યો.



## સુગ્રીવનું સંકટ

મનોહર વાનર દ્વીપ.

ઊંચા કિષ્કિન્ધ પર્વત પર વિશાળ કિષ્કિન્ધા નગરી.

વાનર દ્વીપનો અધિપતિ રાજા સુગ્રીવ ત્યાં રાજ્ય કરતો હતો. સુગ્રીવ પ્રજાપ્રિય અને પ્રબલ પરાક્રમી રાજા હતો. લંકાપતિ રાવણ સાથે સુગ્રીવનો જૂનો મિત્રતાનો સંબંધ હતો. પાતાલલંકાના રાજા ખર સાથે સુગ્રીવને મિત્રતા હતી.

સુગ્રીવનું લગ્ન જ્યારે તારારાણી સાથે થયું હતું ત્યારથી સાહસગતિ વિદ્યાધરકુમાર સુગ્રીવને પોતાનો કટ્ટર શત્રુ સમજતો હતો, કારણ કે સાહસગતિ તારા સાથે લગ્ન કરવા ચાહતો હતો. સાહસગતિ સુગ્રીવના પરાક્રમ આગળ લાચાર હતો; પરંતુ ગમે તે ભોગે તે તારાને મેળવવા તલસતો હતો. તેણે હિમવંતગિરિની ગુફામાં આસન જમાવ્યું અને 'પ્રતારણી' વિદ્યા સિદ્ધ કરી. બસ, જ્યાં પ્રતારણી વિદ્યા સિદ્ધ થઈ, તે વાનર દ્વીપ પર આવી પહોંચ્યો.

સાહસગતિએ 'પ્રતારણી' વિદ્યાના સહારે સુગ્રીવનું રૂપ ધારણ કર્યું. જાણે સાક્ષત્ કામદેવ! તે કિષ્કિન્ધાના ઉદ્યાનમાં આવી ગયો. સુગ્રીવ બાહ્ય ઉદ્યાનમાં ક્રીડા માટે ગયો; તે તકનો લાભ લઈ સાહસગતિ મહેલમાં પ્રવેશ્યો; રાજમહાલયના રક્ષકોએ સાહસગતિને પ્રણામ કરી માર્ગ આપ્યો. રક્ષકો તો 'આ અમારા માલિક સુગ્રીવ છે.' એ ખ્યાલમાં હતા. બનાવટી સુગ્રીવે સીધો અંતઃપુરનો માર્ગ લીધો, કે જ્યાં તારારાણી રહેલી હતી.

ક–સમયે મહારાજાને અંતઃપુરના દ્વારે આવેલા જોઈ, અંતઃપુરના રક્ષકોને આશ્ચર્ય થયું. કંચુકીએ અંતઃપુરમાં જઈ તારારાણીને સમાચાર આપ્યા :

'દેવી, મહારાજા પધાર્યા છે.'

'અત્યારે ?'

'હા.'

તારારાણી સ્નાનગૃહમાં જઈ રહી હતી. તેણે કહ્યું :

'મહારાજાને પ્રાર્થના કરો કે તેઓ થોડો સમય થોભે. હું સ્નાનાદિથી નિવૃત્ત થઈ મહારાજાનું સ્વાગત કરવા દ્વારે આવું છું.' તારારાણી સ્નાનગૃહમાં ચાલી ગઈ. બનાવટી સુગ્રીવ અંતઃપુરની બહાર આંટા મારવા લાગ્યો; તેના હર્ષની સીમા ન હતી. તે અંતઃપુરમાં જવા તલપાપડ થઈ રહ્યો હતો.

બીજી બાજુ સાચો સુગ્રીવ ઉદ્યાનમાં ક્રીડા કરી પાછો વળ્યો; નગરદ્વારરક્ષકોએ અટકાવ્યો : 'મહારાજા સુગ્રીવ તો ક્યારના મહેલમાં પધારી ગયા. તમે બીજા સુગ્રીવ ક્યાંથી આવ્યા ?'

'અરે દ્વારરક્ષકો, સાચો સુગ્રીવ તો હું છું, પહેલાં જે ગયો તે બનાવટી છે!'

દ્વારરક્ષકો, સુભટો, કોટવાલ વગેરે દ્વિધામાં પડી ગયા. બંનેનું રૂપ સમાન, ઊંચાઈ સમાન, અવાજ સમાન, કોણ સાચો સુગ્રીવ ને કોણ બનાવટી ?

વાત મંત્રીમંડળ પાસે પહોંચી. સુગ્રીવના પુત્રોએ પણ વાત સાંભળી. વાલીપુત્ર ચંદ્રરશ્મિએ વિચાર્યું : 'બે સુગ્રીવમાં એક સાચો છે ને એક બનાવટી છે, જ્યાં સુધી સાચા સુગ્રીવનો સર્વમાન્ય નિર્ણય ન થાય ત્યાં સુધી બેમાંથી કોઇને પણ અંતઃપુરમાં પ્રવેશવા દેવા નહીં જોઇએ.' તેણે શસ્ત્રો ઉઠાવ્યાં અને અંતઃપુરના દ્વારે જઇ પહોંચ્યો. બનાવટી સુગ્રીવ અંતઃપુરમાં પ્રવેશવાની તૈયારીમાં જ હતો, ચન્દ્રરશ્મિ દ્વાર રોકીને ઊભો રહી ગયો.

બનાવટી સુગ્રીવ નવી આફત જોઈ અકળાઈ ઊઠયો, બીજી બાજુ મહારાજા સુગ્રીવનું અંતઃપુરમાં સ્વાગત કરવા તારારાણી દ્વારે આવી પહોંચી. ચંદ્રરશ્મિએ કહ્યું, 'માતા, આપ ચાલ્યાં જાઓ. અંતઃપુરના ગુપ્તકક્ષમાં આપ પહોંચી જાઓ.'

'પરંતુ શી વાત છે ચન્દ્ર ?' તારા–રાણી ચન્દ્રરશ્મિને શસ્ત્રસજ્જ બની દ્વારે ઊભેલો જોઇ, ઘોર શંકામાં પડી ગઇ.

'કિષ્કિંન્ધપુરમાં બે સુગ્રીવ છે ! એક અંતઃપુરના દ્વારે

ઊભો છે, એક નગરના દ્વારે ઊભો છે...જ્યાં સુધી સાચા સુગ્રીવનો નિર્ણય નહીં થાય ત્યાં સુધી કોઇ પણ અંતેપુરમાં નહીં પ્રવેશી શકે.'

ચન્દ્રરશ્મિએ અંતેપુરના રક્ષકોને અંતેપુરની ચારે બાજુ સહસ્ર પહેરો ગોઠવી દેવાની આજ્ઞા કરી.

'કુમાર, હું સાચો સુગ્રીવ છું, હું અંતેપુરમાં જવા અધિકારી છું.'

'તમે સાચા છો કે નગરદ્વારે ઊભેલા સુગ્રીવ સાચા છે, એનો નિર્ણય થાય ત્યાં સુધી આપ ધીરજ ધરો.'

'એટલે ?'

'એમાંથી કોઇને અંતેપુરમાં પ્રવેશ નહીં મળે.'

'તું કોણ મને રોકનાર ?'

'ચન્દ્રરશ્મિ...વાલીપુત્ર.'

'એ તો હું જાણું છું., મને અંતેપુરમાં જતાં રોકવાનો તને અધિકાર નથી.'

'તમે નહીં પ્રવેશી શકો.' ચન્દ્રરશ્મિએ દૃઢ નિશ્ચયાત્મક અવાજમાં પોતાનો નિર્ણય કહી દીધો. બનાવટી સુગ્રીવ ક્રોધથી ધૂંઆપુઆં થઈ ગયો; તેણે કમરેથી પોતાનું ખડ્ગ ખેંચી કાઢ્યું; ને ચન્દ્રરશ્મિ પર ધસ્યો.

'ત્યાં જ ઉભા રહો, એક કદમ પણ આગળ વધશો તો પ્રાણ ખોઇ બેસશો...' ચન્દ્રરશ્મિએ ધનુષ્યનો ટંકાર કરતાં બનાવટી સુગ્રીવને લલકાર્યો.

મંત્રીઓ. સૈન્યના સેનાપતિઓ દંડનાયકો, અજ્ઞાવતીં

સામંત રાજાઓ...સહુ ભેગા થયા. ખૂબ વિચાર્યું, પરંતુ સાચા–બનાવટીનો ભેદ કોઈ ન કરી શક્યું. અંદર અંદર ભિન્ન મતો પડયા. અડધા સાચાના પક્ષે ભળ્યા. અડધા ખોટા–બનાવટીના પક્ષે ભળી ગયા.

બનાવટી સુગ્રીવને ચન્દ્રરશ્મિએ અંતેપુરમાં ન ઘૂસવા દીધો તેથી ક્ષણભર તો એ નિરાશ થઈ ગયો. પરંતુ તેણે ચન્દ્રરશ્મિને દૂર કરવા; તીરોની વર્ષા કરવી શરૂ કરી. ચન્દ્રરશ્મિએ એનો વળતો જવાબ આપી એક એક તીરને નાકામિયાબ બનાવી દીધું અને બનાવટી સુગ્રીવ પર ખડ્ગ સાથે ધસી ગયો. બંને વચ્ચે ખૂનખાર જંગ જામી ગયો.

ચન્દ્રરશ્મિને પરાજિત કરવો એ કપટી સુગ્રીવ માટે દુઃસાધ્ય કાર્ય હતું; તે ત્યાંથી ભાગી છૂટયો. ચન્દ્રરશ્મિ પુનઃ અંતેપુરના દ્વારે અડગ બની ઊભો રહી ગયો. મંત્રીઓ ચન્દ્રરશ્મિને આવીને મળ્યા.

'મહારાજકુમાર, પરિસ્થિતિ એવી જટિલ બની ગઈ છે કે સૂઝ પડતી નથી.'

'જ્યાં સુધી સત્ય હકીકત સામે ન આવે ત્યાં સુધી હું એમાંથી કોઈને પણ અંતેપુરમાં પ્રવેશવા નહિ દઉં.'

'આપની વાત બરાબર છે, પરંતુ એમાંથી સાચું કોણ ને બનાવટી કોણ, એનો નિર્ણય કેવી રીતે કરવો ? પરિસ્થિતિ વધુ વણસતી જાય છે; બંને પક્ષે અડધું–અડધું સૈન્ય વહેંચાઈ ગયું છે; ને યુદ્ધની સ્થિતિ ઊભી થઈ ગઈ છે.

વાનરદ્વીપના સુભટો અરસ-પરસ યુદ્ધ કરી વિનાશ નોતરશે.' મહામંત્રીએ ગંભીર દુઃખી સ્વરે કહ્યું.

'મહામંત્રી, યુદ્ધ થવાનું. એને નિવારી શકાય એમ નથી. સત્ય સુગ્રીવ પોતાનું સત્ય સિદ્ધ કરવા ઝઝુમશે અને બનાવટી સુગ્રીવ પોતાની કૂટ-યોજના પાર પાડવા લડી લેશે. પરંતુ આપ નિશ્ચિંત રહો. સત્યનો નિર્ણય નહીં થાય ત્યાં સુધી અંતેપુર પર વાલી-પુત્ર કોઈનો અધિકાર નહિ થવા દે. એ સિવાય શું કરું ? કોનો પક્ષ લઉં ? પક્ષ લેવામાં કદાચ સત્ય સુગ્રીવ માર્યો જાય તો ?'

કિષ્કિન્ધપુરની ગલી-ગલીમાં યુદ્ધ ફાટી નીકળ્યું. બંને સુગ્રીવ પોતાના પક્ષે સુભટોને ખેંચવા પ્રયત્ન કરવા લાગ્યા; ને યુદ્ધ માટે ઉશ્કેરવા લાગ્યા. બંને એકબીજાને બનાવટી કહેતા આક્રોશ કરવા લાગ્યા. હસ્તિદળ, અશ્વદળ, રથ-દળ અને પાયદળ...યુદ્ધમાં ઊતરી પડ્યું. મંત્રીવર્ગ કિંકર્તવ્યમૂઢ બની કિષ્કિન્ધપુરની અવદશા જોઈ રહ્યો. સેંકડો-હજારો સુભટો કપાવા લાગ્યા. હાથી, ઘોડાની લાશોથી નગરના માર્ગો અવરુદ્ધ થવા લાગ્યા.

સાચા સુગ્રીવે પોતાના નગરની, પોતાના સૈન્યની આ દુર્દશા જોઈ...એની આંખમાં આંસુ ઊભરાઈ આવ્યાં. કપટી સુગ્રીવ પર ભયંકર રોષ ઊભરાયો...તે બે હાથમાં ખડ્ગ ઘુમાવતો બનાવટી સુગ્રીવ તરફ દોડી ગયો.

'અરે દુષ્ટ, અધમ, પરઘરમાં તને પ્રવેશ નહિ મળે.' બંને સુગ્રીવ શસ્ત્રોના પ્રહાર કરવા લાગ્યા.

'પરઘરમાં હું પ્રવેશ કરું છું કે તું, તેનો નિર્ણય હમણાં જ કરી દઉં છું,' કપટી સુગ્રીવે સાચા સુગ્રીવને પડકાર્યો, ને ભીષણ યુદ્ધ કરવા લાગ્યો. તેણે તીરોની વર્ષા કરી દીધી. સાચા સુગ્રીવે તેના એકેએક તીરને તોડી નાંખ્યું. બંનેએ ગદાયુદ્ધ શરૂ કર્યું...ગદાઓ પણ તૂટી ગઈ. બંનેએ ખડ્ગ લીધાં...ખડ્ગના ખણખણાટમાંથી આગના તણખા ખરવા માંડયા, ખડ્ગોના ટુકડા થઈ ગયા... બંને ભાલા લઈ એકબીજા પર તૂટી પડયા. ભાલાના પ્રહારોને નિષ્ફળ બનાવતા, એકબીજાને હંફાવતા, બંને મદોન્મત્ત હસ્તિની જેમ ભૂમિને કંપાવવા લાગ્યા. ભાલા કુંઠિત બની ગયા. બંને સુગ્રીવ મલ્લકુસ્તી કરવા લાગ્યા. ક્ષણમાં સાચો સુગ્રીવ આકાશમાં ઉછળી બનાવટી સુગ્રીવને ભૂમિ પર પટકી દે છે તો ક્ષણમાં બનાવટી સુગ્રીવ સાચા સુગ્રીવને ચાર દિશામાં ઘુમાવી ભૂમિ પર પછાડી દે છે!

કોઈ કોઇને જીતી શકતું નથી. એકબીજા સામે ઘુરકતા તેઓ દૂર ઊભા રહી ગયા. સંધ્યા થઇ ગઈ હતી. યુદ્ધને થોભાવી દેવામાં આવ્યું. સાચો સુગ્રીવ ચિંતા-સાગરમાં ડૂબી ગયો. તેને ખૂબ ગ્લાનિ થઈ આવી.

'અહો, ધિક્કાર હો મને. મેં વીર વાલીના પરાક્રમને લજવ્યું. ધન્ય છે મોટાભાઈને; વિજેતા બનીને પણ તેમણે રાજપાટ ત્યજી ચારિત્ર સ્વીકાર્યું, કેવળ પામી મોક્ષે સિધાવ્યા...હું એક માયાવીને પણ શિક્ષા કરી શકતો નથી ...મારું રાજ્ય છિન્નભિન્ન બની ગયું; મારું સૈન્ય વિનાશના

આરે આવી ઊભું...યુવરાજ ચન્દ્રરશ્મિ પણ શું કરે? હા, એણે સારું કર્યું...અંતેપુરની રક્ષા કરવા એ ખડેપગે ઊભો છે. એણે ખૂબ બુદ્ધિપૂર્વક કામ કર્યું...હા, એ મારો પક્ષ કેવી રીતે લે? હું એને કેવી રીતે પ્રતીતિ કરાવું કે 'હું સાચો છું?' આ માયાવી ખરેખર કોઈ દુષ્ટ, અધમ છે. કહે છે કે એ સીધો જ અંતેપુર તરફ ગયો હતો...એનો શું ઇરાદો હશે? કાલે પુનઃ યુદ્ધ થશે...જો હું એ કપટીને નહિ જીતી શકું તો? સુગ્રીવ કંપી ઊઠયો. તેને પોતાની જાત અસહાય લાગી. છતાંય તેને એક આશાનું કિરણ દેખાયું. 'હનુપુરનગરથી શ્રી હનુમાન જો આવે તો મને આ આફતથી મુક્ત કરે...' રાત ઘણી વીતી ગઇ હતી. સુગ્રીવે પોતાની છાવણીના સેનાપતિને હાક મારી. સેનાપતિ દોડી આવ્યો ને પ્રણામ કરી ઊભો રહ્યો.

'હનુપુરનગર જવાનું છે.'

'જેવી આજ્ઞા.'

'શ્રી હનુમાનને અહીં બોલાવી લાવવાના છે.'

'અવશ્ય.'

'પ્રભાતે અહીં હાજર જોઇએ.'

'હું અવકાશયાન લઈને જ જઈશ.'

'ભલે.'

સેનાપતિ વિદાય થયો. તેણે અવકાશયાન તૈયાર કર્યું અને હનુપુરનો માર્ગ લીધો. માત્ર એક કલાકમાં જ તે હનુપુર પહોંચી ગયો. ઉદ્યાનમાં અવકાશયાનને મૂકી સેનાપતિએ

હનુપુરના દરવાજા ખખડાવ્યા. દ્વારપાલે આવશ્યક પરિચય મેળવી સેનાપતિને હનુમાન સાથે મેળાપ કરાવી આપ્યો. સેનાપતિએ શ્રી હનુમાનને કિષ્કિન્ધપુરની દુઃખદ ઘટના કહી સંભળાવી. હનુમાન વિચારમાં પડી ગયા. તેમણે કહ્યું.

'સેનાપતિજી, તમારું કહેવું યથાર્થ છે, પરંતુ હું આવીને શું કરીશ? હું કોનો પક્ષ લઈશ? કદાચ મારે હાથે સાચો સુગ્રીવ હણાઈ ગયો તો? તમારી વાત સાંભળી મને ઘણું જ દુઃખ થયું છે, હું મારી સર્વ સેવા આપવા પણ તૈયાર છું...પણ હું કેવી રીતે સાચા સુગ્રીવને ઓળખીશ? ઓળખ્યા વિના પક્ષ કેવી રીતે લેવાય? બાકી યુવરાજ ચંદ્રરશ્મિ અસમર્થ છે?'

'આપ કિષ્કિન્ધપુર પધારો. આપ ત્યાંની પરિસ્થિતિને જુઓ. કોઈ ઉપાય મળી જાય તો...'

'હું તૈયાર છું.'

'આપણે પ્રભાત થવા પૂર્વે પહોંચી જવાનું છે. હું અવકાશયાન લઈને આવ્યો છું.'

શ્રી હનુમાન સેનાપતિની સાથે ઉદ્યાનમાં આવ્યા અને અવકાશયાનમાં બેઠા.

સેનાપતિએ અવકાશયાનને ચાલુ કર્યું. અલ્પ સમયમાં જ તેઓ કિષ્કિન્ધપુરમાં આવી પહોંચ્યા. શ્રી હનુમાન ઇન્દ્રપુરી સમાન કિષ્કિન્ધપુરની દુર્દશા જોઈ ખૂબ વ્યથિત થયા. સુભટોનાં મૃતકોથી નગરના માર્ગો ભરાયેલા હતા. અશ્વો અને હસ્તિઓનાં મડદાં ગીધ અને કાગડાઓ ચૂંથતા હતા.

રથોના ભંગાર શસ્ત્રોના–ટુકડાઓના ઢેર ખડકાઈ ગયા હતા.

સૂર્યોદય થયો. બનાવટી સુગ્રીવ શસ્ત્રસજ્જ બની હુંકાર કરતો, ભૂમિને કંપાવતો આવી પહોંચ્યો. સાચો સુગ્રીવ પણ તૈયાર જ ઊભો હતો. સંગ્રામ જામી ગયો. શ્રી હનુમાન પણ શસ્ત્રસજ્જ બની ઊભા હતા. તેમણે બંને સુગ્રીવને જોયા. તેઓ મૂંઝાયા : 'કોનો વધ કરું ? કોણ સાચો ને કોણ બનાવટી ? જરાય ફરક દેખાતો નથી...હનુમાન કિંકર્તવ્યમૂઢ બની ઊભા રહી ગયા. બનાવટી સુગ્રીવે સખત હુમલો કર્યો; ગદાનો પ્રહાર કરી સાચા સુગ્રીવને ભૂમિ પર પછાડી દીધો...સાચો સુગ્રીવ મૂર્ચ્છિત થઈ ગયો...થોડી ક્ષણોમાં મૂર્ચ્છા દૂર થતાં તે ઊભો થયો અને બનાવટી સુગ્રીવ પર ધસી ગયો; પરંતુ તે થાકી ગયો હતો. બનાવટી સુગ્રીવે પુનઃ ગદાપ્રહાર કરી દીધો. સાચો સુગ્રીવ ભૂમિ પર ફસડાઈ પડ્યો...બનાવટીએ ઉપરાઉપરી બે–ચાર પ્રહાર કરી દીધા...સુભટો મૂર્ચ્છિત...લોહી નિતરતા સુગ્રીવને છાવણીમાં લઈ ગયા. શ્રી હનુમાન જોતા જ રહી ગયા. ...તેમને કંઈ સૂઝ ન પડી. તેઓ ચંદ્રરશ્મિને જઈ મળ્યા. ચંદ્રરશ્મિએ શ્રી હનુમામને જોઈ નમન કર્યું.

'યુવરાજ, પરિસ્થિતિ બહુ ગૂંચવણભરી બની ગઈ છે. શું કરવું, સમજાતું નથી...'

'પૂજ્ય, જ્યાં સુધી સાચી પરિસ્થિતિ સામે ન આવે ત્યાં સુધી હું તો અંતેપુરનો રક્ષક બની ઊભો છું. કોઈને અંતેપુરમાં નહિ પ્રવેશવા દઉં.'

'સત્ય છે કુમાર, બીજો કોઈ માર્ગ દેખાતો નથી.'

શ્રી હનુમાન નિરાશ થઈ ગયા. તેઓ હનુપુર ચાલ્યા ગયા. બનાવટી સુગ્રીવ અંતેપુર તરફ ગયો. તારા-રાણીને ભેટવા તલસી રહ્યો હતો. ચંદ્રરશ્મિએ તેને માર્ગમાં જ આંતર્યો, બંને વચ્ચે તુમુલ યુદ્ધ જામી ગયું. ચન્દ્રરશ્મિએ કામાંધ સુગ્રીવને ભૂમિ પર પછાડી દઈ તેના પર કટારી ધરી દઈ કહ્યું:

'બોલ, પરલોકે પહોંચાડી દઉં? દુષ્ટ, અંતેપુરમાં પ્રવેશ કરવો છે?'

'અરે...મને છોડી દે કુમાર, તું મારી હત્યા કરીશ? હું જ સાચો સુગ્રીવ છું...'

'તું સાચો છે કે ખોટો, તેનો નિર્ણય ક્યાં થયો છે?'

'પણ તું મને જીવતો છોડ કુમાર, હું હવે નહીં આવું.'

ચન્દ્રરશ્મિએ કટારી ઉઠાવી લીધી અને બનાવટી સુગ્રીવ જીવ લઈને ભાગ્યો. તે ખૂબ નિરાશ થઈ ગયો. પોતાની છાવણીમાં જઈ, ભારે વ્યથા અનુભવતો તે પલંગમાં પડ્યો.

સાચો સુગ્રીવ સ્વસ્થ થયો. તેને પોતાના પરાજય પર ખૂબ સંતાપ થયો. 'હું પરાક્રમભ્રષ્ટ થયો...મેં વાલીના પરાક્રમને કલંકિત કર્યું...શ્રી હનુમાન જોતા રહ્યા ને હું કુટાઈ ગયો...પણ તેઓ શું કરે? કોનો પક્ષ લે? તો હવે હું કોના શરણે જાઉં? આવા પ્રસંગે મિત્ર ખર વિદ્યાધર

જરૂર મને મદદ કરી શકત પરંતુ શ્રી લક્ષ્મણજીના હાથે તે મરાયો...હા, ચક્રવર્તીસમા લંકાપતિ રાવણના શરણે જાઉં તો ? ના...એ સ્ત્રીલંપટ છે, મને અને કપટી સુગ્રીવને મારીને તારા-રાણીને એ જ ઉપાડી જાય...એને બોલાવવામાં સર્વનાશ થાય તો ! એક વાત છે. વિરાધને પાતાલ-લંકાનું રાજ્ય અપાવનાર શ્રી રામ-લક્ષ્મણના શરણે જાઉં. તેઓ હાલ વિરાધના આગ્રહથી પાતાલલંકામાં જ રોકાયેલા છે...સાંભળ્યું છે કે બે ભાઈઓ ઘણા પરાક્રમી છે...સાથે દયાળુ પણ છે. રાજ્યના લોભી પણ નથી, સ્ત્રીલંપટ નથી...પરદુઃખભંજક છે...બસ એ સિવાય બીજું કોઈ શરણ નથી...'

સુગ્રીવને અંતિમ વિચાર ગમ્યો; તેનું હૃદય પણ સાક્ષી પૂરવા લાગ્યું. તુર્ત તેણે એક વિશ્વાસપાત્ર દૂત બોલાવ્યો :

'તું અવિલંબ પાતાળલંકા જા. રાજા વિરાધને અહીંનો ખ્યાલ આપજે ને કહેજે : અમારા માલિક રાજા સુગ્રીવ મહાન સંકટમાં ફસાયા છે...તેમાંથી મુક્ત થવા શ્રી રામ-લક્ષ્મણનો આશ્રય લેવા ચાહે છે...તે માટે મારા માલિક આપના દ્વારે આવવા તલસે છે.'

દૂતે પ્રણામ કર્યા અને પાતાલલંકાના માર્ગે પ્રયાણ કર્યું. સુગ્રીવ કિષ્કિન્ધપુરના બાહ્ય ઉદ્યાનમાં દૂતની પ્રતીક્ષા કરતો નિવાસ કરીને રહ્યો.

દૂત પાતાલલંકા આવી પહોંચ્યો. રાજમહાલયની સોપાનપંક્તિ પાસે પહોંચતાં બે રક્ષક સુભટોએ દૂતના અશ્વને પકડી લીધો.

'કોણ છો ?'

'દૂત.'

'ક્યાંના ?'

'કિષ્કિન્ધના.'

દૂત અશ્વ પરથી નીચે ઊતરી પડયો. ને મહારાજા વિરાધની અનુજ્ઞાની પ્રતીક્ષા કરવા લાગ્યો. તેણે પાતાલ-લંકાની રિદ્ધિ-સિદ્ધિ જોઈ આશ્ચર્ય અનુભવ્યું. ભવ્ય રાજ-મહેલની કલાત્મક સોપાનપંક્તિ પર તે મુગ્ધ બન્યો.

'મહારાજા આપને મળવા આતુર છે.'

'અહોભાગ્ય,' કહી દૂત ઝડપથી સોપાન વટાવી રાજ-સભાના મુખ્ય પ્રવેશદ્વારે પહોંચ્યો. રાજસિંહાસન પર બિરાજિત વિરાધ અને બાજુના સુવર્ણ આસને બિરાજિત બે દિવ્યાકૃતિ પુરુષોને તેણે જોયા. હું વાનરદ્વીપના અધિપતિ મહારાજા સુગ્રીવનો દૂત છું" એ વાત યાદ કરી-રાજસભામાં પ્રવેશ્યો.

'પાતાલ-લંકાપતિનો જય હો.' તેણે વિરાધને પ્રણામ કર્યા.

'કહો, મહારાજા સુગ્રીવ અને વાનરદ્વીપની પ્રજા કુશળ છે ને ?' વિરાધે ક્ષેમ-કુશળ પૂછ્યા.

'હે રાજન્; મહારાજ સુગ્રીવ મોટી આપત્તિમાં ફસાયા છે, માટે હું અહીં આવ્યો છું'. દૂતે બનેલી સર્વ ઘટના કહી સંભળાવી. વિરાધે શ્રી રામ સામે જોયું.

'મારા સ્વામી શ્રીરામ તથા લક્ષ્મણજીની સહાય ચાહે છે. એમના સિવાય કોઇ મારા સ્વામીનું દુઃખ દૂર કરી શકે એમ નથી. એ માટે કિષ્કિન્ધિપતિ આપના દ્વારે આવવા ચાહે છે.'

મહારાજા સુગ્રીવ જલદી અહીં પધારે. મહાનપુણ્યના યોગે સજ્જન પુરુષોનો સંગ મળે છે.'

દૂત પ્રસન્ન થયો તેણે પુનઃ વિરાધને પ્રણામ કર્યાં અને રાજસભાની બહાર નીકળી, અશ્વારોહી બની કિષ્કિન્ધિના માર્ગે ઝડપથી પ્રયાણ કર્યું.

સુગ્રીવ અતિ અસ્વસ્થ સ્થિતિમાં દૂતની રાહ જોઇ રહ્યો હતો. તેની અંતિમ અને સર્વ આશાઓ દૂતના સમાચાર પર અવલંબિત હતી. બાહોશ અને ખમીરવંતો સુગ્રીવ આજે હતપ્રભ બની ગયો હતો. તેનાં અંગેઅંગ જાણે ચેતનહીન બની ગયાં હતાં. સુગ્રીવે આવી કરારી હાર જીવનમાં કયારેય અનુભવી ન હતી. આવું અણધાર્યું, કદીય નહીં કલ્પેલું સંકટ તેને પીંખી રહ્યું હતું.

આ કર્મપ્રેરિત...કર્મસર્જિત પરિસ્થિતિ...માણસને કેવી વિવશ બનાવી દે છે...સુગ્રીવે ત્યારે અનુભવ્યું. તેના તન—મનના સાંધા ઢીલાઢસ બની ગયા હતા. સુગ્રીવ વિદ્યાધર રાજા હતો. વિદ્યાશક્તિઓ પણ તેને આ વિકટ સંકટમાંથી ઉગારી ન શકી...વાલીપુત્ર ચન્દ્રરશ્મિ યુવરાજ હતો...તે અંતેપુરની રક્ષા કરી રહ્યો હતો...પરંતુ સુગ્રીવના આ દુઃખને એ ટાળી શકે તેમ ન હતો...તેને એક જ આશા બંધાણી

હતી. 'શ્રી રામ અને લક્ષ્મણ મારા દુઃખને મિટાવી શકે !'

વિરાધના સમાચારની રાહ જોતા સુગ્રીવને, એક સંધ્યાએ દૂતે આવી સમાચાર આપ્યા, સુગ્રીવ હર્ષોન્મત્ત બની ગયો. દૂતને ગળાનો હાર ભેટ કરી દીધો...ને એ જ સંધ્યાએ ચુનંદા અશ્વારોહી સુભટો સાથે સુગ્રીવ પાતાલલંકાની દિશામાં અદૃશ્ય બની ગયો.




## તારા–રાણી

એક દુઃખી બીજા દુઃખીયાની સહાયે જાય છે!

**મહાન પુરુષોનો જાણે એ સ્વભાવ હોય છે! તેઓ હંમેશાં સ્વકાર્ય કરતાં પરકાર્યમાં વિશેષ પુરુષાર્થ કરતા હોય છે.** શ્રી રામ સુગ્રીવની આપત્તિ, સુગ્રીવની વેદના જાણી, તુર્ત કિષ્કિન્ધિ જવા તૈયાર થયા,

માર્ગમાં વિરાધે સુગ્રીવને સીતા અપહરણનો વૃત્તાંત કહી સંભળાવ્યો, શ્રી રામે વિરાધને પાતાલલંકા પાછો વાળ્યો, સુગ્રીવે સીતાજીની ભાળ મેળવી આપવાનું આશ્વાસન આપ્યું.

કિષ્કિન્ધિના દ્વારે પહોંચી, સુગ્રીવે બનાવટી સુગ્રીવને યુદ્ધ માટે આહ્વાન આપ્યું. બનાવટી સુગ્રીવ કંટાળી ગયો હતો. એ કોઈ પણ નિર્ણય પર પહોંચવા તૈયાર હતો કારણ કે આટલા દિવસ વીતવા છતાં તેને અંતેપુરમાં જવાની તક મળી ન હતી. મહાકાલ જેવો ચન્દ્રરશ્મિ તેના માર્ગને રોકીને ઊભો હતો. જ્યાં સુગ્રીવે યુદ્ધ માટે આહ્વાન

કર્યું, બનાવટી સુગ્રીવ તૈયાર થઇ ગયો અને પ્રચંડ સૈન્ય સાથે તે નગરની બહાર નીકળ્યો. શ્રી રામે બંને સુગ્રીવને જોયા. શ્રી રામને ત્યારે આશ્ચર્ય થયું કે જ્યારે સુગ્રીવે પાતાલલંકામાં બનાવટી સુગ્રીવની વાત કરી હતી! પરંતુ આજે તેમણે પ્રત્યક્ષ બે સમાન સુગ્રીવને જોયા...મહાન્ રામ ક્ષણભર વિમાસણમાં મુકાઇ ગયા, 'કોણ સાચો ને કોણ બનાવટી?' તેઓ નિષ્ક્રિય બની જોઈ રહ્યા. લક્ષ્મણજીની સ્થિતિ પણ એવી જ થઇ. પરંતુ શ્રી રામે 'વજ્રાવર્ત' ધનુષ્યને હાથમાં લીધું. ધનુષ્યનો ભીષણ ટંકાર કર્યો...

વજ્રાવર્ત ધનુષ્યના ટંકારે 'રૂપપરાવર્તિની' વિદ્યાની શક્તિ નષ્ટ કરી દીધી...બનાવટી સુગ્રીવની બનાવટ ખૂલી પડી ગઇ. 'સાહસગતિ' નિરાધાર દશામાં મુકાઈ ગયો. શ્રી રામનો ક્રોધ-જ્વાલામુખી ફાટી નીકળ્યો,

'દુષ્ટ...અધમ...માયાવી, પરસ્ત્રીલંપટ...હવે તું તારું પરાક્રમ બતાવ. ધનુષ્ય હાથમાં લે...'

શ્રી રામે ક્ષણવારમાં સાહસગતિને વીંધી નાખ્યો. સુગ્રીવ શ્રીરામનાં ચરણોમાં નમી પડયો. શ્રી રામે સુગ્રીવનો પુનઃ વાનરદ્વીપના અધિપતિ તરીકે રાજ્યાભિષેક કર્યો. સુગ્રીવ શ્રી રામની ઉપકારપરાયણતા...પરદુઃખભંજકતા પર ઓવારી ગયો...તે ગદ્ગદ થઇ ગયો. 'હું ઉપકારનો બદલો કેવી રીતે ચૂકવું?' તેના મનમાં આ એક નવો પ્રશ્ન ઊભો થઈ ગયો.

**ઉત્તમ પુરુષો જેવી રીતે બીજા પર ઉપકાર કરવામાં તત્પર હોય છે, તેવી રીતે તેમના પર થયેલા ઉપકારનો બદલો ચૂકવવાની પણ એટલી જ તત્પરતા તેમનામાં હોય છે.**

કિષ્કિન્ધિના રાજમહેલમાં મોટી રાજસભા ભરવામાં આવી. સ્વર્ણમય સિંહાસન પર શ્રી રામ અને લક્ષ્મણજીને બિરાજીત કરી, મહારાજા સુગ્રીવ તેમનાં ચરણોમાં બેસી ગયા હતા. શ્રી રામે સુગ્રીવનો હાથ પકડી પોતાના પડખે બેસાડયા : જયારે પરાક્રમી વાલીપુત્ર ચન્દ્રરશ્મિને લક્ષ્મણજીએ પોતાના જ આસન પર બેસાડયો. રાજસભા સેંકડો અગ્રગણ્ય નાગરિકોથી ખીચોખીચ ભરાઇ ગઇ.

વાનરદ્વીપના પ્રસિદ્ધ વીણાવાદક મૃગેન્દ્રે ભગવતી સરસ્વતીની ભાવ-પૂજા શરૂ કરી. વીણાના તારોમાંથી દિવ્ય ધ્વનિ નીકળવા લાગ્યો. સભાનું વાતાવરણ શાંતપ્રશાંત બની ગયું. વીણાવાદન પૂર્ણ થયું. અને મહારાજા સુગ્રીવે ઊભા થઇ શ્રી રામને નતમસ્તકે વંદના કરી, સભાજનોને ઉદ્દેશીને કહ્યું.

પ્યારા કિષ્કિન્ધિવાસીઓ,

આકાશ અષાઢી વાદળોથી છવાયેલું હતું...ભયંકર વર્ષા અને વાયુનું તોફાન આવ્યું હતું...એ તોફાનમાં મારા હજારો દેશવાસીઓના પ્રાણ ગયા. વહાલાં નગરજનો, સ્ત્રી-લંપટ સાહસગતિએ કેવી કપટજાળ રચીને મને કેવી આપત્તિમાં મૂકી દીધો...એ તમે જાણો છો. ચન્દ્રરશ્મિએ ખરેખર મોટાભાઈ વાલીના નામ-પરાક્રમને લાંછન લાગવા

લીધું નહીં, અંતેપુરની રક્ષા કરી, મહારાણીની રક્ષા કરી... હું યુવરાજ ચન્દ્રરશ્મિને લાખ લાખ અભિનંદન આપું છું.

'યુવરાજ ચન્દ્રરશ્મિનો જય હો!' નગરજનોએ સભાને ગજવી દીધી.

મારી મૂંઝવણની કોઈ સીમા ન હતી. મેં હનુપુરનગરથી પવનંજય પુત્ર હનુમાનને બોલાવ્યા. તેઓ આવ્યા. પણ શું કરે? કોણ સાચું ને કોણ ખોટું, એનો નિર્ણય થયા વિના એ કોની રક્ષા કરે! તેઓ જોતા જ રહ્યા ને દુષ્ટ સાહસગતિના હાથે હું પીટાઈ ગયો. તેઓ ચાલ્યા ગયા. મેં ખૂબ વિચાર્યું; ત્યાં મારા સ્મૃતિમાં દશરથનંદન શ્રી રામ અને લક્ષ્મણજીનાં નામ આવ્યાં...તાજેતરમાં જ તેઓએ વિરાધ પર મહાન ઉપકાર કર્યો છે. હું તેમના શરણે ગયો. તેઓએ તુર્ત મારી વિનંતિ સ્વીકારી, અહીં પધાર્યા અને મને સંકટમુક્ત કર્યો. પરસ્ત્રીલંપટ સાહસગતિનો વધ કરી વાનરદ્વીપને ભયમુક્ત કર્યો.

'તેમના આ અનંત ઉપકારનો બદલો કેવી રીતે ચૂકવવો? હું આખી રાત આ ઉપકારી મહાપુરુષના ઉપકારનો વિચાર કરતો રહ્યો...છેવટે મને એક વિચાર આવ્યો. એ વિચાર હું આપ સહુની સમક્ષ શ્રી રામચન્દ્રજી સન્મુખ પ્રગટ કરું છું.

'મારી તેર કન્યાઓનો શ્રી રામચન્દ્રજી સ્વીકાર કરી મને ઉપકૃત કરે, એવી મારી અંતઃકરણની કામના છે.'

'શ્રી રામચન્દ્રજીનો જય હો!' નગરજનોએ હર્ષ

ધ્વનિ કર્યો. સુગ્રીવે પુનઃ શ્રી રામનાં ચરણોમાં પ્રણામ કર્યા. અને પ્રત્યુત્તરની રાહ જોઈ રહ્યા. શ્રી રામના મુખ પર ગંભીરતા છવાયેલી હતી. તેઓનું મન સુગ્રીવના ભાષણમાં ન હતું...સુગ્રીવે કહ્યું :

'પુરુષોત્તમ, મારી પ્રાર્થના...'

'વાનરેશ્વર, મૈથિલીની પરિશોધમાં પ્રયત્ન કરો, એ જ મને અભીષ્ટ છે. એ સિવાય બીજી કોઈ વાત મને અત્યારે પસંદ નહિ પડે. મારું મન અત્યંત ખિન્ન છે. સીતાનો વિરહ મારા માટે અસહ્ય બનતો જાય છે.'

'હે મહાપુરુષ, મહાદેવી સીતાની પરિશોધનું કાર્ય મારું છે. હું કોઈપણ ભોગે મહાદેવીનો વૃત્તાંત આપનાં ચરણોમાં નિવેદન કરીશ. એ ચિંતા આપ મારા પર છોડી દઈ આપ નિશ્ચિંતતાથી કિષ્કિન્ધિના રાજમહેલમાં બિરાજો.

'નહીં રાજન્, અમે રાજમહેલમાં નહીં રહીએ. જ્યાં સુધી દેવી સીતાના સમાચાર નહીં મળે ત્યાં સુધી અમે નગરના બાહ્ય ઉદ્યાનમાં રોકાઈશું.'

'હે કૃપાવંત, સમગ્ર વાનરદ્વીપના આપ જ માલિક છો; જે સ્થાન આપના વ્યાકુળ ચિત્તને શાંતિ આપે, ત્યાં આપશ્રી નિવાસ કરો.'

સુગ્રીવે સભાનું વિસર્જન કર્યું અને સેવકોને બાહ્ય ઉદ્યાનને સુસજ્જ કરવા માટે સૂચન કર્યું સેવકોએ ઉદ્યાનને એક નંદનવન સદૃશ રમણીય અને કલાત્મક બનાવી દીધું. શ્રી રામે લક્ષ્મણજી સાથે બાહ્ય ઉદ્યાનમાં નિવાસ

કર્યો. તેમની સેવામાં સુગ્રીવે અનેક કુશળ સેવકોને નિયુક્ત કર્યા અને પોતે ત્યાંથી સીધો અંતેપુર તરફ રવાના થયો.

*

'સ્વામીનાથ...' તારારાણી સુગ્રીવને જોતાં જ ગદ્ગદ થઈ ગઈ...તેણે સુગ્રીવનું સ્વાગત કર્યું. એક સ્વર્ણ-આસન પર સુગ્રીવ બેસી ગયો. તારા પતિચરણોમાં બેસી ગઈ.

'દેવી, ઘણું કષ્ટ આવ્યું, પરંતુ આખરે 'સત્યનો જય' થયો, ખરું ને?'

'હા દેવી–'

'પણ અસત્યે કેવો હાહાકાર મચાવ્યો? આપની ધીરતા અને વીરતાથી.'

'નહિ તારા, એ ધીરતા ને વીરતા દશનરથનંદન શ્રી રામ અને લક્ષ્મણની છે.'

'હા મેં એ પૂજ્ય પુરુષોને જોયા નથી પણ એમના પરાક્રમને સાંભળ્યાં છે. કહે છે: એમના ધનુષ્યના ટંકાર માત્રથી લંપટ માયાવી સાહસગતિ ખુલ્લો પડી ગયો...ને એક જ તીરથી શ્રી રામે તેના પ્રાણ હરી લીધા!'

'પરંતુ નાથ, મારા માટે તો પુત્ર ચન્દ્રરશ્મિએ પ્રાણ હોડમાં મૂકી દીધા...એ જો ન હોત તો...' તારાનું શરીર કંપી ગયું. તેના મુખ પર ભયની રેખાઓ ઊપસી આવી.

'ચન્દ્રરશ્મિએ તો વાનરદ્વીપનું, પિતાતુલ્ય વાલીનું અને મારું ગૌરવ અખંડ રાખ્યું! એણે મને અને પેલા માયાવીને, કોઈનેય અંતેપુરમાં ન પ્રવેશવા દીધા!

'દેવી તમારા મનમાં—'

'જરાય શંકા ન હતી કે આપનો પરાજય થશે ! હું તો દિનરાત શ્રી પંચપરમેષ્ઠિ ભગવંતના સ્મરણમાં જ રહેતી હતી અને આપના હિતની કામના કરી હતી !'

'સાચ્ચે જ આ સમયે હું ખરેખરી કસોટીએ ચઢયો.'

'ને કસોટી પર ચઢી સાચા તરીકે સિદ્ધ થઈ ગયા !'

'પ્રિયે...'

'નાથ...'

મૌન છવાયું. સુગ્રીવ તારા સામે જોઈ રહ્યો. તારાના મુખ પર લાલિમા છવાઇ ગઇ. ને તેના શરીરમાં એક કંપારી આવી ગઈ. તેણે સુગ્રીવ સામે જોયું. સુગ્રીવનું શરીર કૃશ બની ગયું હતું. મુખ પર થાક દેખાતો હતો. શરીર પર પડેલા શસ્ત્રોના ઘા પણ હજુ પૂરા ભૂંસાયા ન હતા. તારાના મુખ પરની લાલિમા ચાલી ગઇ. તે ધીરેથી ઊભી થઇ અને કહ્યું :

'પ્રાણનાથ, આપને વિશ્રામની જરૂર છે. આપ વિશ્રામ કરો...પણ હા, હું દુગ્ધપાનની સામગ્રી લઈ આવું...' તારા જેવી ગઇ તેવી સ્ફૂર્તિથી પાછી આવી. સુગ્રીવને દૂધપાન કરાવી, પલંગ પર વિશ્રાંતિ લેવા વિનંતિ કરી. સુગ્રીવ તારાના સ્નેહમાં વેઠેલી વેદનાઓને ક્ષણભર ભૂલી ગયો. તેણે વિશ્રામ લેવા પલંગ પર લંબાવ્યું. તારા પતિસેવામાં તત્પર બની. સુગ્રીવ આંખો બંધ કરી નિદ્રા લેવા પ્રયત્ન કરવા લાગ્યો. તારા પતિની સેવા કરતી, દીર્ઘ વિચારનિદ્રામાં

પડી ગઈ. તેને લગ્નદિનથી માંડી સતત સુગ્રીવનો સ્નેહ મળી રહ્યો હતો. તારાએ પણ પોતાના હૈયામાં સુગ્રીવ સિવાય કોઇનેય સ્થાન નહોતું આપ્યું. પતિના નિઃશંક અને અખંડ પ્રેમથી તારા પોતાને દુનિયાને શ્રેષ્ઠ સુખી સ્ત્રી સમજતી હતી પરંતુ જ્યારે અણધારી આફત આવી, તેને પોતાનું સ્વર્ગ વેરાન બની જતું લાગ્યું...આશા અને નિરાશાઓ વચ્ચે તેણે આપત્તિ-કાળ પસાર કર્યો; ને પુનઃ તેનું સ્વર્ગ નવા રૂપે સજીવન થયું.

સુગ્રીવના દિવસો પર દિવસો અંતેપુરમાં વ્યતીત થવા લાગ્યા. તારાના સાંનિધ્યમાં એ દેશ, દુનિયા અને અતિથિને ભૂલી ગયો. શ્રી રામ અને લક્ષ્મણજી કિષ્કિન્ધિના ઉદ્યાનમાં રોકાયેલા હતા. સુગ્રીવે સીતાજીના સમાચાર મેળવી આપવાનું વચન આપ્યું હતું. જ્યારે લક્ષ્મણજીને સમાચાર મળ્યા કે સુગ્રીવ સીતાજીની પરિશોધમાં નથી ગયો. પરંતુ એ તો અંતેપુરમાં દિવસો વ્યતીત કરે છે, લક્ષ્મણજી રોષથી ધમધમી ઊઠયા.

'આર્યપુત્ર, કુપાત્ર પર કરેલા ઉપકારો વ્યર્થ જાય છે...'

'શું થયું વત્સ ?'

હું તો સમજ્યો હતો કે સુગ્રીવ મૈથિલીની શોધમાં ગયો છે, પરંતુ ના, એ તો આટલા દિવસોથી અંતેપુરમાં ભરાણો છે !'

શ્રી રામ લક્ષ્મણજી સામે જોઇ રહ્યા...ને એક ઊંડા વિચારમાં પડી ગયા, તેઓ પોતાના મનમાં જ લક્ષ્મણજીને

ઉત્તર આપી રહ્યા-'લક્ષ્મણ, એમાં સુગ્રીવનો દોષ શું ? ને એની રાણી તારાનો પણ દોષ નથી...બંનેએ એક-બીજા વિના કેટલા દિવસ સહન કર્યું ? લક્ષ્મણ, મનુષ્યમાં આ એક રાગનું જ તત્ત્વ એવું છે કે જેના પર આંતર-બાહ્ય દુનિયાનું સર્જન-વિસર્જન થાય છે ! મારા જીવનમાં જેવું સ્થાન સીતાનું છે, સુગ્રીવના જીવનમાં તારા વણાયેલી છે. એ તારાને પામી તારામય બની ગયો...જ્યારે મને સીતા મળશે ત્યારે ? લક્ષ્મણ રોષ ન કર, એ જેવી સ્થિતિમાં આપણા કાર્યને ભૂલી ગયો, એવી સ્થિતિમાં હું કે તું મુકાઈએ તો આપણે શું દુનિયાને ન ભૂલી જઈએ ? એનો તારાનો પ્રશ્ન ઉકલી ગયો...જ્યારે સીતાનો પ્રશ્ન ઉભો રહ્યો છે.'

'હું સુગ્રીવને જરા યાદ તો આપી આવું !' લક્ષ્મણજીએ પૂછ્યું.

'હા, તેને યાદ તો આપવી જોઈએ.'

શસ્ત્રસજ્જ બની રોષથી ધમધમતા લક્ષ્મણજી સુગ્રીવના મહેલે પહોંચ્યા. દ્વારપાલો ભયભીત બનીને દૂર હટી ગયા, દાસદાસીઓ અને સૈનિકો શ્રી લક્ષ્મણજીના રોષથી ગભરાઈ ગયાં. દાસીએ અંતેપુરમાં જઈ સમાચાર આપ્યા. સુગ્રીવ અંતેપુરની બહાર દોડી આવ્યો અને લક્ષ્મણજીનાં ચરણોમાં પ્રણામ કરી ઊભો રહ્યો. તેનું શરીર કંપી રહ્યું હતું. મુખ સફેદ પડી ગયું. શરમનો માર્યો તે લક્ષ્મણજી સામે આંખ ઉઠાવીને પણ જોઈ ન શક્યો.

'અરે વાનર, તું તો કૃતકૃત્ય થઈ ગયો કે કેમ ? અંતે-

પુરના આનંદમાં પોતાના વચનને પણ ભૂલી ગયો ? મારા સ્વામી વૃક્ષોની નીચે નિઃસાસા નાખતા દિવસો વ્યતીત કરે અને તું. .'

સુમિત્રાનંદન મને ક્ષમા...'

ક્ષમા ? શાની ક્ષમા ? દેવી સીતાનું અપહરણ કરનાર કોણ છે ? ને દેવીને ક્યાં રાખી છે ? એ સમાચાર જ્યાં સુધી ..'

'હું હમણાં જ એ કાર્યનો આરંભ...'

'જો ન કર્યો તો સાહસગતિના માર્ગે તેને પણ મોકલીશ...સમજ્યો ?' લક્ષ્મણજી રોષથી સળગી રહ્યા હતા.

'મને ક્ષમા કરો સ્વામી; હું આપેલ વચનને ભૂલી ગયો, મારો મોટો અપરાધ થયો...શ્રી રામ ઉદ્યાનમાં બિરાજેલા છે, એ હું ભૂલી ગયો... મારા અપરાધને માફ કરો. સુગ્રીવ લક્ષ્મણજીનાં ચરણોમાં પડી ગયો અને ત્યાંથી લક્ષ્મણજીની સાથે ઉદ્યાનમાં શ્રી રામનાં ચરણોમાં ભક્તિપૂર્વક ઉપસ્થિત થયો.

બીજી બાજુ ભામંડલ પણ સીતાના અપહરણના સમાચાર મળતાં જ અતિ દુઃખી બની ગયો હતો. તે શ્રી રામ પાસે આવી પહોંચ્યો હતો.

વિરાધ પણ પોતાના સૈન્ય સાથે શ્રી રામની સેવામાં ઉપસ્થિત થઇ ગયો હતો.

સુગ્રીવે પોતાના સૈન્યને ચારે દિશામાં તપાસ માટે મોકલી દીધું અને ખુદ કપીશ્વર પણ સીતાજીની પરિશોધમાં નીકળી પડયો.

*

## શ્રી વિશ્વકલ્યાણ પ્રકાશન ટ્રસ્ટની

### આકર્ષક અને લાભદાયી યોજના

* જૈન સમાજના જાણીતા ચિંતક અને વક્તા

પંન્યાસ શ્રી ભદ્રગુપ્તવિજયજી ગણિવરનાં

નૈતિક-ધાર્મિક અને અધ્યાત્મિક ચેતનાને

જાગૃત કરતાં હૃદયંગમ પુસ્તકો વાંચો ને વસાવો *

☐ જૈન-જૈનેતર તમામ વર્ગમાં લોકપ્રિય બનેલાં આ પુસ્તકો

તમને અને તમારા પરિવારને

પ્રેમ, પ્રસન્નતા અને પવિત્રતાથી ભરીને

જીવન જીવવાની નવલી કેડી ચીંધશે.

રૂા. ૫૦૧ આપીને

આજીવન ગ્રાહક બનો

અને

સંસ્થાનાં

તમામ પ્રકાશનો

ઘેર બેઠા

પ્રાપ્ત કરો.

* જીવન ઉન્નત અને ઉદાત્ત બનાવતા સત્સાહિત્યનાં પ્રચાર અને પ્રસાર માટે ઘડાયેલી આ યોજનાને સફળ બનાવવા અમે આપના સાથ અને સહકારની અપેક્ષા રાખીએ છીએ.

# આટલું તમારા માટે જ.....

—શું તમે આધ્યાત્મપથના યાત્રી બનવાની ઝંખના રાખો છો?

—શું તમે સળગતા સંસાર વચ્ચે પણ શીળું જીવન જીવવા માંગો છો?

જો હા!

—શું તમે તમારા પરિવારમાં પ્રેમ—પ્રસન્નતાભર્યું વાતાવરણ રચવા માંગો છો?

—શું તમે તમારાં બાળકોને સંસ્કારી ને સમજુ બનાવવાની ચાહના રાખો છો?

જો હા!

○ તો અમે તમને ચોક્કસ ઉપયોગી બની શકીશું! કઈ રીતે? જીવનને ઉદાત્ત ને ઉન્નત બનાવે તેવું ધ્યેયલક્ષી અને કરુણાથી ધબકતું સાહિત્ય તમને પહોંચાડીને!

**તમે અમને માત્ર રૂા. ૫૦૧ મોકલી આપો**
**અમે તમને મોકલશું—**

○ તત્ત્વજ્ઞાનની છોળો ઉડાડતું સાહિત્ય.
○ સરસ ને સોહામણી વાર્તાઓનું સાહિત્ય.
○ મનની મૂંઝવણોને ઉકેલી આપતું સાહિત્ય.

**તમે એકવાર વસાવીને વાંચી તો જુઓ અમારું સાહિત્ય!**